श्री

# द्वारिकामहात्म्यः

मूल संस्कृत उपरथी.

गुजराती भाषामां पद्यात्मक

## मथुरेश पीतांबर जोषीए

रचीने

मुंबाईमध्ये

"निर्णयसागर" मुद्रालयमां छपावी प्रसिद्ध कर्युं.

ज्येष्ठ शुक्ल १ प्रतिपदा.

शके १८०५. संवत १९३९. सन १८८३.

किंमत रुपिया ४ चार.

# અર્પણ પત્રિકા.

---

હરિગીત.

દ્વારામતીથી પૂર્વમાં, હાલાર પ્રાંતવિષે સદા,
ખંભાળિયા નામે નગર, જેની સુશોભિત સંપદા;
તન્મધ્ય ગૂગળિ વિપ્રની, જ્ઞાતીવિષે પાવન અતી,
ભટ રામજી-સુત હરજીવન, જેની હરીપદમાં ગતી.
તેમની વિધવા નારિજે, ગુણવાળિ ધર્મપરાયણી,
રંભા બાઈ નામે કરી, પ્રખ્યાત લોકવિષે ઘણી;
શ્રીકૃષ્ણ પદપંકજ વિષે, આસક્તિ જેણિનિ શોભતી
શક્તિ પ્રમાણે સર્વદા, જેણીનિ સુકૃતમાં મતી.
પરમાર્થ કારણ જેણિયે, અભિલાષ અંતરમાં ધર્યો,
તે કારણે ( મેં ) તેણિનો, ગ્રંથાર્પણે આશ્રય કર્યો.

મથુરેશ પીતાંબર.

---

# પ્રસ્તાવના.

મહાપુરૂષો શુદ્ધાંતઃકરણથી કેવલનામસ્મર્ણે કરી, પરમેશ્વરના પદને પામે છે ખરા, પરંતુ મહાત્માયે પરોપકારાર્થે (જે) વ્રત, નિયમ, તિર્થયાત્રાદિસુગમમાર્ગ, દર્શાવ્યાછે (તે) માર્ગે શ્રદ્ધા, ભક્તિથી, સંચરનારાપ્રાણી, સ્વલ્પકાળમાં પરમેશ્વરની સન્નિધિને પ્રાપ્ત થાયછે, ઇતરમાર્ગે કામ, ક્રોધાદિમહાવિષયારણ્યવિષે, ભ્રમનારા શ્રદ્ધારહિતપ્રાણી અત્યંતક્લેશપામી પરમેશ્વરપદને પામતા નથી, માત્ર કાલ ક્રમણ કરેછે, તેથી મહાત્માયે પ્રકાશિત કરેલા માર્ગે સતસંગતિ વશાત્ નિરંતર સંચરવું (એ) સર્વપ્રકારે અત્યુત્તમછે.

પરેશ્વર જન્મમર્ણાદિ ઉપાધિથી રહિતછે, તથાપિ ધર્મસંસ્થાપનાર્થે તથા અધર્મ ઉત્સ્થાપનાર્થે આ ભૂતલપ્રત્યે અનેકાવતારથી સંકલ્પ સિદ્ધકરી, સ્વધામે જાયછે. શ્રીશેષાવતાર લક્ષ્મણજી સહિત પરમકારૂણ્ય રામાવતાર પશ્ચાત્ વૃંદારણ્ય ભૂમિ પ્રત્યે યાદવકુળમાં શ્રીમન્બલભદ્ર સહિત સાક્ષાત કૃષ્ણાવતાર ધારણ કરી, કંસપર્યંત પાપીને વિનાશી સ્વેચ્છાથી કંચનમયદ્વારિકા વસાવી, તેમાં નિવાસ કરી અનેકલીલાચરિત્ર વિસ્તાર કર્યાં (તેમને) શ્રીકૃષ્ણચરણકમલમકરંદલોભીવ્યાસ ભગવાનાદિમહાત્માયે મહાભારત, શ્રીમદ્ભાગવત, હરિવંશ, કૃષ્ણજન્મખંડાદિ અનેક ગદ્યપદ્યાત્મકગ્રંથરચી પ્રકાશ કર્યાછે, (તેમની) યત્ કિંચિત્ છાયા ગ્રહણ કરી, સુરદાસાદિ કવીશ્વરોયે પ્રાકૃતભાષામાં શૃંગારાદિ રસોથી ગાયન કર્યાં, તે સમસ્તભૂતલ ઉપર ગવાયછે, (તેને) ગ્રહણ કરનારા પરમાનંદ પામેછે.

તે પ્રમાણે પરમેશ્વરે જે જે લીલાવતાર ધારણ કરી, આ ભરતભૂમિવિષે, જે જે સ્થલે અધિવાસ કર્યોછે, તન્મધ્યે, કલિયુગમાં સ્મર્ણમાત્ર સુખદાયક કૃષ્ણવિના અંતરદેવ નથી, આ ભૂમિવિષે દ્વારકા સમાન ઇતર પૂરિ નથી, સમસ્તતીર્થવિષે ગોમતિ સમાન તીર્થ નથીઃ—એમ મહાત્મ્યકર્તાએ કથન કર્યાંછે, તેથી ભરતખંડવિષે વસનારા સમસ્તઆર્યમનુષ્ય દ્વારકાની યાત્રા કરેછે, એમ છતાં આવા પ્રતાપી ધામનું મહાત્મ્ય પ્રસિદ્ધ નથી, શ્રીકૃષ્ણ સ્વધામ ગયા છતાં દ્વારકામાં કીયા પ્રકારે છે, ગોમત્યાદિ તીર્થોત્પત્તિ, તથા તેમની સંખ્યા કેટલીછે, તેમનાં ફળ શાંછે, ઇત્યાદિથી સમસ્તલોક અવિદિત છે એમ આશ્ચર્યમાની, શ્રીસત્યભામાજી તથા શ્રીત્રિવિક્રમજીના મંદિરના અધિકારીજી નરોત્તમદાસજીએ પરોપકારાર્થે ભગવત ઇચ્છાથી પ્રસિદ્ધ કરવા યોગ્ય આશ્રય આપ્યો, જેથી સંસ્કૃતદ્વારકામહાત્મ્યનો સાર શોધન કરી, આ ગ્રંથ રચ્યો !!

દ્વારકા મહાત્મ્ય ૨૪, ૩૨, ૫૨, ૯૪ અધ્યાયનાં ચાર છે, તેમનો સાર એકજછે, ચોવિશ અધ્યાયના મહાત્મ્યમાં તીર્થન્યૂનછે, અન્યત્રમાં વારંવાર તીર્થની ફ્લશ્રુતિ અમુકછે, સ્નાન, દાન, પૂજન, વંદન, જાગર, ઉપવાસ, મૌન્ય, અમુક પ્રકારે કરવાં એવા પુરાણાંતર સંબંધ મેલવી અધ્યાયની વૃદ્ધિ કરીછે, તેમાં બત્રિશ અધ્યાયનું ઉત્તમછે, મુખ્યત્વે પ્રલ્હાદસંહિતા, ગરૂડપુરાણ, પદ્મપુરાણ, મહાભારત, ભાગવત, હરિવંશ, એ આદિ ગ્રંથમાંથી દ્વારકાસંબંધી કથાંતર ગ્રહણ કરી, મહાત્મ્ય રચ્યાંછે, રચનારનાંનામ તથા વર્ષ ગ્રંથમાં લખ્યાં નથી, સર્વેમહાત્મ્યવિષે સૂત શૌનકનો સંવાદ છે, શ્રીકૃષ્ણ સ્વધામ ગયા પશ્ચાત્ કલિયુગનાં વિપરીત લક્ષણ, વિલોકી શૌનકાદિમુની નૈમિષારણ્યમાં મળી સંતાપ કરતા હતા, તે સંધિમાં તત્રે સૂતપુરાણિ આવ્યા તેમને દર્શિ પરમાનંદ પામી, કલિયુગનાં દર્શિતલક્ષણ નિવેદન કરી, કૃષ્ણની અવસ્થિતી જાણવા કારણે પ્રશ્ન કર્યાં, ( તે ) સુણિ પુરાણિયે ઉદ્દાલકાદિ મુનિને બલિરાજાયે, તથા ઇતરમુનીને પ્રલ્હાદે, જે પ્રમાણે મહાત્મ્ય શ્રવણ કરાવ્યાં તે પ્રમાણે શૌનકાદિને શ્રવણ કરાવ્યાંછે.

પ્રથમ રામકૃષ્ણ સ્વધામ ગયા છતાં દ્વારકામાં કિયાહેતુથી વસેછે, તે સંબંધી દુર્વાસા કૃષ્ણનો મિલાપ, દ્વારકા તથા કૃષ્ણ પુત્ર પત્ન્યાદિનાં વર્ણન, દુર્વાસાનો રૂક્મિણિને શાપ, રૂક્મિણિહરણ, રૂક્મિણિરમણ મૂર્તિની ઉત્પત્તિ, શાપમોચન, પરસ્પર વાક્યબંધનથી દુર્વાસાનો કૃષ્ણનો દ્વારકામાં નિરંતર નિવાસ, તથા તીર્થ યાત્રા સંબંધી ગોમત્યાદિ તીર્થોત્પત્તિ, તેમનાવિષે અમુક પ્રકારે સ્નાન, દાન, તેથી જનીત ફ્ળ, તથા દ્વારકાપૂર્વે કુશસ્થલી કેમ હતી તત્રે શેષસહિત ત્રિવિક્રમ પાતાલથી કેમ આવી, કુશાસુરને કેમનાશ કરી, કુશેશ્વરનું સ્થાપન કેમ કર્યું, કૃષ્ણાવતારમાં પુનર્પિ તત્રે કેમ આવિ વશ્યા, બલરામ ત્રિવિક્રમ કેમ થયા, તથા રામકૃષ્ણાદિના પૂજન સંબંધી કૃષ્ણદ્વારપ્રત્યે કિયા કિયા દ્વારપાલ રક્ષણાર્થે વસેછે, તેમના સહિત પૂજન અમુક પ્રકારે કરવાં સંબંધી, તથા દ્વારકાપુરિવિના પિત્રોદ્ધાર અન્યત્રતીર્થ ક્ષેત્ર પ્રત્યે થતો નથી સંબંધી ઇતિહાસ, તથા ગોદાવરીને સિંહસ્તમાં દુષ્ટના સંપર્કથી થયેલો તાપ દ્વારકાદર્શનથી ગોમતી સ્નાનથી મુક્તથયો, તે પ્રસંગે મળેલાં દેવતીર્થાદિ દ્વારકાને દશાવર્ણથી વેષ્ટીતથઈ, અંશમાત્ર સ્વાશ્રમે ગયાં સંબંધી ઇતિહાસ તથા દ્વારકા સંબંધી પીંડારકઆદિ તીર્થ મહાત્મ્ય, તથા શંખોદ્ધારમહાત્મ્ય સંબંધી શંખ નારાયણનું સ્થાપન, પારિજાતકહરણ, એ પ્રકારે સંસ્કૃતમાં છે તે પ્રમાણે ગુર્જરી ભાષાવિષે પદબંધથી કથન કર્યાંછે.

શ્રીશંખોદ્ધારમાં દ્વારિકાનાથાદિની મંગલા સમયથી રાત્રિનાશયન પર્યંત નિત્યસેવા થાયછે તે નાટકના આકારમાં કથન કરીછે.

દ્વારિકાધામપ્રત્યે પ્રથમ વજ્રનાભે સ્થાપન કરેલી મૂર્તિ વિષે જેટલો આધાર મલી આવ્યો તેટલો આજપર્યંતનો ( ઇતિહાસ ) શંખોદ્ધારના ઇતિહાસમાં કથન કર્યોછે.

મથુરેશ પીતાંબર જોષી.

આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરવા વિષે

શેઠ. ખીમજી ઓધવજીની કુંપની હા૦ રતનસી ખીમજી

દલાલ. જાદવજી રતનસી

મહેતા. માવજી રાઘવજી

એમના તરફથી યોગ્ય સહાયતા મલીછે.

મથુરેશ પીતાંબર.



# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |

॥ श्रीगणेशाय नमः ॥

# ॥ द्वारिकामहात्म्य ॥

## ॥ अथगणपतिस्तुतिः ॥

द्रुतविलंवित.

સકલમંગલદં વરદાયકં, અભયદાનકરં ગણનાયકં;
ગણપતિં નગનંદિનિનંદનં, શિવમહં પ્રણયામિ ગજાનનં. ૧
વિલસિતૈકરદં વરદાયકં, વરતરં વરદંચ વિનાયકં;
પરમપૂજ્યપદાંબુજપાવનં, શિવમહં પ્રણયામિ ગજાનનં. ૨
લસિત સિંદુર ભૂષણભૂપિતં, અમરમાનવ દાનવ પૂજિતં;
ભવભયાંતક માપદિભંજનં, શિવમહં પ્રણયામિ ગજાનનં. ૩
શશિધરંચ ચતુર્ભુજ ધારકં, વિમલસિદ્ધિપ્રદં શુભકારકં;
સકલશ્રેયકરં કરૂણાધનં, શિવમહં પ્રણયામિ ગજાનનં. ૪
પતિતપાવન તે રૂચિરંપદં, શરણદં અચલાં કમલાં પ્રદં;
મનસિ સંસ્મરયામિ સતાં વિધે, જગતપાલ પ્રસીદ દયાનિધે. ૫

## श्रीहरीनाम स्मरणः.

प्रबंध.

જય જગપતિ, ગોવિંદ, જનાર્દન, જગજીવન, જગનેશ,
જગવંદન, જમજાલનિકંદન, જદુનંદન, જમુનેશ;
કમલનયન, કમલાવર, કેશવ, કેશિવિનાશિ, પરેશ,
પ્રિયતમ, રતિપતિ, દ્વારામતિપતિ, પરમેશ્વર, પરમેશ. ૬
માધવ, મુરલીધર, ગિરિગોવર્ધનધર, પરમાનંદ,
વ્રજવનિતામનહર, મોહન, સુખદોહન, બાલમુકુંદ;
ગોપીજનજ્ઞાનાંજનકર, ધરણીધર, હલધર વીર,
નટવર, સુંદરવર, નટનાગર, દામોદર, બલવીર. ૭
અજ, ગરૂડધ્વજ, ગજગતિપ્રદ, ગોમતિપ્રિય, ગોકુલકાંત,
પાવન, પુરૂષોત્તમ, પુરૂષેશ્વર, સર્વેશ્વર, સુર, શાંત;

કમલા મનમણિ, રમણ શિરોમણી, સુરમણિ, સર્વાતીત,
કરૂણાર્ણવ, કલ્મપહર, જમુનાવિષહર, માયાતીત. ૮
વ્રજ વનવાશિ, વિલાશિ, યશોમતિસુત, હરિ, બાલકિશોર,
અચ્યુત, ચારૂ, ચતુર્ભુજ, ચાતુર, નિર્મલ, નવનિત ચોર;
ભયભંજન, મુનિજન, રંજન, દાનવગંજન, ગોપાલ,
ગોપતિ, ગોપીજનમનવલ્લભ, યાદવ, દેવદયાળ. ૯
નરહરિ, નારાયણ, શરણાર્ણવ, વાસુદેવ, નરરૂપ,
સંત, અનંત, સનાતન, નિગ્માંતક, ત્રીવિક્રમ ભૂપ;
વનમાલી, અવિનાશિ, સદા, ઘનશ્યામ, વિશાળ, વિશેષ,
મંગળવપુ, મંગલકરણી, અર્પો, વાણી, મથુરેશ. ૧૦

## वलभद्रस्तुतिः.

### तौटक.

જગ મંગલ, શેષ સ્વરૂપયતી[1], બલભદ્ર, ત્રિવિક્રમ, વિશ્વપતી;
ધરણીધર, દાનવ વંશ અરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૧
જગ રંજનકારિ સ્વઅંગવિષે, સજી [2]નીલનલીનનિભા[3], અતિશે;
મુખની સુખકારિ, છવી પ્રસરી જયશ્રી બલરામ, અનંત, હરી. ૨
ઘન[4] ઘૂઘરિ ગુચ્છથકી અમિતા[5], પદપદ્મ પ્રભા[6], દરસે લલિતા[7];
અરચે નર પ્રેમ અપાર ધરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૩
મણિકાંચન કાંચિથિ[8], રમ્યઘણી કટિની પ્રકટી વિભુતીરમણી[9];
લલકે, પટપલ્લવ[10] સંગ કરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૪
મણિમાણિક માલ વિશાલથકી, પરિપૂર વિરાજત ઉર નકી;
તુલસી દલ માલ સમંધ કરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૫
ચિબુકે[11]હિર જેમ તપે સવિતા[12], નકવેસરની વિભુતી લસિતા[13];
વદને[14] સુચિહાસ્ય[15] કલા પ્રસરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૬
કૃતકુંડલ શ્રીકરણે લલકે, નવ પદ્મ[16] પ્રભા, નયને ચલકે;
લિખિ ચંદનલેખ[17], કપોલ[18] પરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૭
અતિ શોભન ભાલ તપે તિલકે, અલકાવલિ રત્નવતી[19] લલકે;
કુટિલી ભૃકુટી વશ ભાવ ભરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૮

---

૧ યોગી. ૨ કાળું કમળ. ૩ કાંતિ. ૪ ધાડી. ૫ પુષ્કળ. ૬ કાંતિ. ૭ સારી. ૮ કંદોરો. ૯ શોભા. ૧૦ પાલવ. ૧૧ હડપચી. ૧૨ સૂર્ય. ૧૩ શોભીતી. ૧૪ મુખ. ૧૫ મંદ હાસ્ય. ૧૬ નવા કમલ જેવી કાંતિ. ૧૭ આડ. ૧૮ ગાલ. ૧૯ રત્નવાલી.

કનકાંગદ[1], કંકણથી, રમણી, કર કંજની[2] કાંતિ વ્યથા હરણી;
હલ મૂસલ રાજત સંગ કરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૯
નવરત્નકિરીટથકી મહતી[3], શિરની સુજિ કાંતિ વિલાસવતી[4];
ધરિયાં પટઅંબર[5] પ્રેમ ધરી, જયશ્રી બલરામ, અનંત, હરી. ૧૦
રમણીક દ્વિપે, વશિ નિત્ય તમે, અરપો, શુભ દર્શન, સર્વ સમે;
તમને નર જે ધરિ પ્રેમ ભજે, ભવમાં નર તે સુખ સર્વ સજે. ૧૧
યુવતી જન જે તવ ભક્તિ કરે ધન બાલક પામિ ક્લેશ હરે;
તવ તુલ્ય મહાશ્રુતિશાસ્ત્રવિષે, સુખદાયક દેવ ન અન્ય દિસે. ૧૨

દુહા.

ગ્રંથારંભ કર્યો વિભો[6], તવ[7] આજ્ઞાથી દયાલ;
કરો પૂર્ણ કરૂણા કરી, માની મને સ્વબાલ. ૧૩

---

## શ્રીહરિસ્તુતિઃ.

### લલીતછંદ.

પતિતપાવના વિશ્વનાયકા, સકલ પ્રાણિમાં પ્રાણદાયકા;
વિનય[8] ભાવના ધ્યાનમાં ધરી, તવ પદાંબુજે વંદુ શ્રીહરી. ૧
સકલ લોકના શ્રેયકામમેં[9], ધરિ અનેકધા આકૃતી તમે;
જગતમાં જનો સર્વ સેવતા, તવ પદાંબુજે વંદુ દેવતા. ૨
જપતપાદિ જે સર્વ સુકૃતી, સકલના તમે સર્વથા પતી;
વિવિધ દ્વારથી સિદ્ધિદાયકા, તવ પદાંબુજે વંદુ નાયકા. ૩
સકલ કામની સાધના વિષે, સફલતા તમોથી સદા દિસે;
સગુણ સર્વમાં ભાસ ભાસતા, તવ પદાંબુજે વંદુ હે પિતા. ૪
તવ વિષે યથા[10] ભાવના ફળે, સકલ કામના તે વિધે ફળે;
નિગમનો[11] તમે સાર રાજતા, તવ પદાંબુજે વંદુ ભ્રાજતા. ૫
જગપિતા વિનંતિ ઉરે ધરો, અશુભ કર્મના બંધ પરહરો;
ઉભય[12] હસ્તની અંજલી[13] કરી, તવ પદાંબુજે વંદુ શ્રીહરી. ૬
ગણિ મને મહા રંક સર્વદા, સદય ચિત્તથી છેદ આપદા;
અધિક નમ્રતા અંતરે ધરી, તવ પદાંબુજે વંદુ શ્રીહરી. ૭

---

૧ બાહુબંધ. ૨ કમલ. ૩ મોટા. ૪ વિલાસવાળી. ૫ રેસમવસ્ત્ર. ૬ સમર્થ. ૭ તમારી. ૮ નમ્ર. ૯ કલ્યાણ. ૧૦ જેમ. ૧૧ વેદ. ૧૨ બે. ૧૩ હાથ જોડ.

સહૃદયચિત્તથી પ્રીતિ સંકલી[1], મમ દુરાકૃતી[2] સર્વથા દલી;
સુજનરંજની[3]વિશ્વમોહિની[4], અરપિયે ગિરા[5] શ્રેય દોહિની[6]. ૮

## पंचायतन.

### दुहा.

ગિરિનંદિનિ નંદન[7] સદા, મંગલ સદન[8] ગણેશ;
વરદાયક, કરિવર[9] વદન, જય જય જય વરદેશ[10]. ૧
જગવંદન[11], જગતીજનક[12], જદુનંદન, જમુનેશ;
જલજનયન[13], દધિજાપતી[14], જય જય જય જગનેશ. ૨
શિવ, શંકર, કરૂણાકરણ, અશરણ શર્ણ મહેશ;
ગંગાધર, ભવભયહરણ, જય જય જય ગિરિજેશ[15]. ૩
દિવિચર[16], દિનકર, દિપ્તિમત્[17], જગદીપક, જલજેશ[18];
તપન[19], ત્રિગુણધર, તિમિરહર[20], જય જય જય દિવશેશ. ૪
જગજનની, જનરંજીની, ભયભંજીનિ સાક્ષાત;
શક્તિ, સુરેશ્વરિ, ઈશ્વરી, જય જય જય જગમાત. ૫
સર્વદેવ કરૂણા કરી, ધરિ ઉરમાં આલ્હાદ[21];
અર્પો ગિરા સુલક્ષણી, ગાવા ગુણાનુવાદ[22]. ૬

## वाणिप्रशंसा.

### मनहर.

વાણી રૂપિ રાણિ હીન, માનવીનિ કાંતિ દીન,
માન પામવા પ્રવીણ, પ્રાણિમાં અજાણિ છે,
વાણિવિનાનિ અધીક, કીધેલી કમાંણિધીક,
ભૂમિ ધાન્ય ધનાદિક, સર્વ ધૂલ ધાંણીછે;
વાણિ વિનાનાં અનૂપ, ભૂષણો દૂષણ રૂપ,
રાજ્યની રિદ્ધિ અનૂપ, તે કુપાત્ર રાણિ છે,
સુણો નરોત્તમ સૂર, કથે કવીમાં મથુર,
રસીલી વાણિથી દૂર, પશુતુલ્ય પ્રાણિ છે. ૧

---

૧ જોડી. ૨ નઠારી કૃતી. ૩ સારાને ખુશ કરનારી. ૪ મોહ કરનારી. ૫ વાંણિ. કલ્યાણ ૬ દુજવાવાલી. ૭ પુત્ર. ૮ ઘર. ૯ હાથિમાં શ્રેષ્ટ. ૧૦ વરદાન દેનારનો સ્વામી. ૧૧ જગતમાં પૂજ્ય. ૧૨ જગતનો પિતા. ૧૩ કમલનયન. ૧૪ લક્ષ્મીનો સ્વામી. ૧૫ પાર્વતીનો સ્વામી. ૧૬ આકાશમાં ફરનારો. ૧૭ કાંતિવાન. ૧૮ કમલનો સ્વામી. ૧૯ સૂર્ય. ૨૦ અંધારૂ હણનાર. ૨૧ આનંદ. ૨૨ ગુણ.

### वसंततिलका.

શ્રી સર્સ્વતી સતિ પ્રતાપવતી વિધાત્રી, વંદૂ સદા તવ પદાંબુજ વિશ્વ માત્રી;
શ્રીકૃષ્ણના સુગુણ ગાન કરૂં વિલાસે, અર્પો મતી[1] યશવતી[2] કરૂણા પ્રકાશે. ૧

### हरिगीतछंद.

શ્રીધામ શંખોધ્ધાર દ્વારામતિ મહાત્મ મુદા[3] ધરી,
રચુ રમ્ય ગુર્જરિ વાણિમાં, ઇતિહાસ સંયુત[4] વિસ્તરી;
પ્રીતીથિ સુણતાં વિપલમાં, પલશે સ્વબુદ્ધિ પાપની,
શમશે સદૈવ મહાવ્યથા, ભવભય સમંધિ વિલાપની. ૧

નહિ કિંચિદપિ અતિ યુક્તિ, કિંચિત અધિક ન્યુન્ય નહી નવી,
વિધિ વિષય સર્વ સમંધિ ગ્રંથ, પ્રદર્શિ અનુભવ મેલવી;
કથુ સકલ લોક હિતાર્થ નિર્ણય, કરી યથાર્થ મહાનરા,
વાચો ભણો કર્ણેધરો આદર થકી ભકતી[5] પરા. ૨

### शार्दूलविक्रीडित.

શ્રી સંકર્ષણના[6] સહિત હરિયે, પાપીષ્ટ દૈત્યો દલી,
ભૂનો ભાર ઉતારિ સર્વ વિધિથી, ઉત્પન્ન કીધો કલી;
મારી દુષ્ટ નરેશ પાંડવ મિશે, નિર્ભાર ભૂમી કરી,
પશ્ચાત્[7] યાદવને પ્રદર્શિ ઉરમાં, ચિંતા વિશેષે ધરી. ૧

### सवैया एकत्रिशा.

અહો ભુમિનો ભાર અવતર્યો[8], એમ લોક માને નિર્ધાર,
તથાપિના અવતર્યો સમાન, પ્રદર્શે મને વિચારી સારઃ
કારણ લોક સમસ્ત વિષે, આ યદુકુલ અસહ્ય[10] ભાર સ્વરૂપ.
મમાશ્રયી[11] ધન ધાન્ય નારિથી, જે સજિયા મદમત્તપ્રચૂર[12]. ૧

અન્ય થકી ના થાય એમનો, પરિભવ[13] ભૂતલ વિષે નિદાન,
કદાપિ મમ હસ્તથી સ્વકુલને, વિનાશુ એ નહિ યોગ્ય વિધાન[14];
તેકારણે સકલ યદુકુલના, વિનાશ કલિને[15] કરિ નિર્માણ,
જેમ વેણુ[16] ભવ અગ્નિ વેણુને, દહન[17] કરે સહસા[18] નિર્વાણ,
પામિ અંતરે શાંતિ સર્વથા, હલધર અંતે જઇશ સ્વધામ, ૨
કરી એમ નિશ્ચય યદુનાયક, યાદવ વંશ વિનાશક કામ;

---

૧ બુદ્ધિ. ૨ યશવાળી. ૩ હર્ષ. ૪ યુક્ત. ૫ ભક્તિમાં તત્પર. ૬ બલરામ. ૭ પછીથી. ૮ હૃદ-યને. ૯ ઉતર્યો. ૧૦ ન સહન થાય એવો. ૧૧ મારા આશ્રયવાળા. ૧૨ ઘણા. ૧૩ હાર. ૧૪ પ્રકાર. ૧૫ ક્લેશ. ૧૬ વાંસનો અગ્નિ. ૧૭ બાળે. ૧૮ એકાએક.

તદનંતર[1] દ્વિજ શાપ મીશથી, કર્યો સર્વ યાદવકુલ નાશ,
એ પ્રકાર અવતાર પ્રયોજન, સંપાદન[2] કરિ સત્ય પ્રકાશ. ૩
સ્વધામ ગમન[3] સમંધિ સ્નેહથી, મમયશ[4] કરશે માનવ ગાન;
તરશે ભવસાગર એ વિધિ કથિ, ગયા સ્વધામ વિષે ભગવાન.

### उपजाती.

વાણી સુણી શૂકનિ એણિ રીતે, વધો તદા પાંડુકુમાર[5] પ્રીતે;
અહો મુની વાણી સુણી તમારી, મને સૂજે[6] સંશય આજ ભારી. ૧
જે કૃષ્ણના કૃષ્ણ સમાન કામી, કૃષ્ણાશ્રયી[7] કૃષ્ણ સમાન નામી;
એવા મહા યાદવ લોકપ્રત્યે, કથં[8] થયો શાપ વિનાશ કૃત્યે. ૨
તે શાપ જે કારણ ક્લેશરાશી[9], જેવો થયો યાદવમાં પ્રકાશી;
શ્રીકૃષ્ણમાં કેમ થયો ન તેવો, એકાત્મમાં[10] કેમ વિભેદ એવો. ૩
મુનીશ્વરા સ્નેહ સમંધ ધારી, કથો મને એ સરવે વિચારી.

### सोरठा.

શ્રવણ કરી નિર્ધાર, એમ પ્રશ્ન નર નાથના[11];
કૃષ્ણ કામના સાર, સત્વર શુક તેને વધા. ૧

### वसंततिलका.

શ્રીકૃષ્ણ સર્વ જગ સુંદર વેશધારી, સાધે સદા સકલ મંગલ કર્મ ભારી;
લીલા વિલાસ શુભ કીર્તિ કરે પ્રકાશે, નિત્યે રમે રમણિ[12] સંગ વશિ-સ્વવાસે.૧
નાનાવિધાન કલિ કલ્મષ[13] નાશકારી, લોકે સુમંગલ પ્રદાયક[14] પાપહારી;
એવાં સુકર્મ કરણાર્થ ઉદારસ્નેહે, કૃષ્ણે નિમંત્રણ[15] કર્યાં મુનિવૃંદ[16] ગેહે[17]. ૨

### शार्दूलविक्रीडित.

વિશ્વામિત્ર, વસિષ્ઠ, કણ્વ, અસિતો, અત્રી, ભૃગુ, અંગિરા,
દુર્વાસા, મુનિવામ, નારદ, તથા, કુંભોદ્ભવાદિ[18] ધિરા;
કર્માંતે[19], હરિયે, વિસૃષ્ટિતકૃતા[20], સર્વે સૂજી નિર્ભયા,
પામી પ્રેમ અપાર અતંરવિષે પીંડારકે તે ગયા. ૧

### हरिगीत.

તત્રે સકલયદુબાલકા, ક્રીડા કરંતા હાસ્યથી,
સ્ત્રીવેષ સુંદર શાંબને, ધારણ કરાવિ વિલાસથી;

---

૧ પતે પછી. ૨ મેલવીને. ૩ જવું. ૪ મારો યશ. ૫ પરીક્ષિત. ૬ થાય. ૭ કૃષ્ણના આશ્રયવાલા. ૮ કેમ. ૯ ઢગલો. ૧૦ એક આત્મા. ૧૧ રાજાનાં. ૧૨ સ્ત્રી. ૧૩ પાપ. ૧૪ આપનાર. ૧૫ તેડયા. ૧૬ ટોલાં. ૧૭ ઘેરે. ૧૮ અગસ્ત્સ. ૧૯ કર્મના પછી. ૨૦ વદાય કરેલા.

તે વિપ્રના નિકટે[1] જઈ, તેમના ચરણ ગ્રહણ કરી,
પ્રચ્છવા[2] લાગ્યા પ્રશ્ન, બાલક શાંબને અગ્રેકરી. ૧
હે વિપ્ર આ ગર્ભિણી, તમને પ્રચ્છતાં લજ્જા ધરે,
તેથી હમારા વદનથી, પ્રચ્છે પ્રણામિ[3] વ્યથા ધરે;
એ સ્ત્રી કદા[4] પ્રસુતા થશે, પુત્ર વા પુત્રી જન્મશે,
એ ભાંતિ કથિયે મુનિવરા, અમ કાર્ય સકલ સફલ થશે. ૨
સુણિ એમ ચિત્ત વિચારી, કોપ પ્રકાશિ તે મુનિવર વદ્યા,
હે મંદ આ, કુલનાશકારિ, મુશલ પ્રસવશે ઉન્મદા;
તે વાક્ય ને સુણિ બાલકો, પામી ઉરે અતિ આપદા,
સહસા ઉદર બંધન વિમુંચિ[5], પ્રદર્શ્યું લોહ મુશલ તદા[6]. ૩
બહુ મંદ ભાગી આપણે, આશું કર્યું વિપ્રિત અતી;
કથશે શું આપણને જના, કુલનાશકારિણી કરિ મતી.

દુહા.

વિવેકિ, પુણ્યસ્વી, તથા, ઇશ્વરભક્તિ સહીત;
તથાપિ નાશ સમે સુઝે સહસા મતિ વિપ્રીત. ૧

હરિગીત.

સુજિ એમ વ્યાકુલ બાલકો, તે મુશલને ગૃહિ વેગથી,
સત્વર[7] સકલ તત્કાલ ગેહ. પ્રતી[8] ગયા ઉદ્વેગથી;
તે મુશલ રાજ્ય સભા વિષે, લઈ સર્વ યાદવ સન્નિધે,
કૃષ્ણને ના કથતાં સકલ, નૃપને[9] પ્રકાશ કર્યું વિધે. ૧
સુણિ સબલ શાપ મુશલ, પ્રદર્શી દ્વારિકાવાશી જના,
અત્યંત ત્રાસ સહિત થયા, સર્વે તદા વિસ્મિત મના;
નૃપ ઉગ્રસેને મુશલ ચૂર્ણ કરાવિ, નાંખ્યો નિધિજલે[10],
મત્સે ગ્રશો[11] તે મુશલનો, અવશિષ્ટ[12] લોહ હરી બલે. ૨
તે લોહ ચૂર્ણ સમુદ્રના, સુત રંગ સંગ તણાઇને.
ઇચ્છા બલે એલકા[13] સુજિયા, તટવિષે પ્રસરાઇને;
તે મચ્છ અન્યત[14] મચ્છસહ[15], જલથી લુબ્ધ જને[16] ધર્યો,
તેના ઉદરથી લોહને, અવલોકિ[17] શર[18] અગ્રેકર્યો. ૩

---

૧ સમીપે. ૨ પુછવા લાગ્યા. ૩ નમીને. ૪ ક્યારે. ૫ છોડીને. ૬ ત્યારે. ૭ ઉતાવળા. ૮ ઘેર. ૯ ઉગ્રસેન. ૧૦ સમુદ્ર. ૧૧ ગળ્યો. ૧૨ બાકી રહેલ. ૧૩ બાણ. ૧૪ બીજો. ૧૫ સાથે. ૧૬ પા-રાધી. ૧૭ જોઇને. ૧૮ બાણ.

ભગવાન જ્ઞાત[1] તથાપિ તે, અન્યથા[2] ઇચ્છિત ના થયા,
ઇચ્છા બલે દ્વિજશાપ, કાલરૂપી ગણીને મોદિયા.

### દુહા.

એ વિધિ યાદવ વંશને, થયો શાપ મુનિરાજ;
તદનંતર હરિ મંદિરે, આવ્યાં દેવ સમાજ. ૧

### दोधकछंद.

શ્રી સનકાદિ, વિરંચિ[3], પ્રજેશા[4], ભૂત ગણા, ભવ[5], ઇંદ્ર, મુનેશા,
ચંદ્ર, રવી, વસુ, રૂદ્ર સમસ્તા, અંગિરસા ઋષિરાજ, પ્રશસ્તા;
પન્નગ[6], પિતૃગણા, વરરામા[7], ગીતકરા[8], મરૂતા[9] ગુણગ્રામા,
યક્ષકુબેર, ઉદાર મહંતા, કિન્નર, સાધવ[10], યોગિ અનંતા. ૧
નારદ, સારદ[11], વ્યાસ વિલાશી, સિદ્ધ પ્રસિદ્ધ, મહાયશરાશી,
એ પ્રમુખાદ્ય યાદવગ્રામે[12], કૃષ્ણ કલેવર દર્શન કામે;
પ્રાપ્ત થયા અતિ પ્રેમ ધરંતા, નંદનપુષ્પથિ[13] વૃષ્ટિ કરંતા,
નમ્ર શિરાંજલિ ભાવ[14], પ્રમાણી, સર્વ વધા સ્તુતિકારિણિ વાણી.

### લલીત.

જગ પિતા તમે જન્મને ધરી, સકલ લોકની આપદા હરી,
ઉરવિશે સદા સંત જે ભજે, પ્રણમિયે અમો તે પદાંબુજે;
હરિતમે સ્વમાયાથિ નિર્ભયે, જગત જન્મતા પાલતા સ્વયે,
નિમિષમાં હરો તે પ્રકારથી, જગતના તમે હેતુ[15] સર્વથી. ૧
તવ યશોન્નતી[16] ગાન જે કરે, ભવસમુદ્રને સદ્ય[17] તે તરે,
સકલ શાસ્ત્રથી તેવિધે સદા, ભવસમુદ્રને નાતરે કદા[18];
તવ પદાબ્જને[19] દર્શતાં હરી, વિષયવાસના સર્વ પરહરી,
પ્રભુ તને જપ્યો ધ્યાન ધારણે, નર મુમુક્ષુયે[20] મોક્ષકારણે. ૨
ભજનથી સદા ભગવદી જને, સ્વરૂપ દર્શવા સેવિયો તને,
બુધજને[21] તને બુદ્ધિ બોધથી, સ્વપદ પામવા સોધિયોમથી;
જગનથી જપ્યો નિત્ય જાજ્ઞિકે[22], ઉરવિશે ધર્યો યોગધારકે[23],
સકલ માંતને દર્શિને સદા, પરમ પ્રાણિયે છેદિ આપદા. ૩

---

૧ જાણ. ૨ બીજું. ૩ બ્રહ્મા. ૪ લોકપાલ. ૫ શંકર. ૬ નાગ. ૭ અપ્સરાયો. ૮ ગાયક. ૯ વાયુ. ૧૦ સાધુ. ૧૧ શારદા. ૧૨ દ્વારકામાં. ૧૩ ઇંદ્રના વનનાં પુષ્પ. ૧૪ મસ્તક હાથ વિગરે નમ્ર ભાવ. ૧૫ કારણ. ૧૬ યશની ઉચાશ. ૧૭ તત્કાલ. ૧૮ ક્યારે. ૧૯ કમલ. ૨૦ મોક્ષ ઇચ્છનારા. ૨૧ પંડિત. ૨૨ યજ્ઞકરનારા. ૨૩ યોગી.

પ્રભુ તમે સદા ભક્તને ભજો, રહિત પ્રેમિની સંપદા[1] તજો;
ત્રિપદથી તમે બાંધિયો બલી, અધિક વામના[2]આકૃતી કળી. ૭
ચરણપદ્મથી સંભવી[3] હરી, સકલ પાવિની જાન્હવી સરી[4];
વિજયની ધ્વજા રોપિતં બલી, જગત સર્વની આપદા દલી. ૮
અજ[5] ભવાદિ જે દેવ પાવના, સકલ સર્વદા તે તવાધિના[6];
તવ પદાબ્જની ભક્તિ સિદ્ધિદા, અરપિયે પિતા અંતરે સદા. ૯
સ્તવન[7] આ ઉરે નાથ ધારિયે, અશુભથી અમોને ઉગારિયે;
ઉરવિષે દયા ધારિ સર્વથા, મથુરનાયકા છેદિયે વ્યથા. ૧૦

દોધક.

એમ વિધીસહ દેવ હરીને, પૂજિ પ્રણામિ પ્રસન્ન કરીને;
અભ્ર[8] રહી વદિયા વિધિ વાણી, કૃષ્ણ કૃપા મનમધ્ય પ્રમાણી. ૧
તાત તમે અમને નિધિવાસે[9], જેમ વધ્યા ભુવિભાર વિનાશે;
તેમ તમે કર્યું સર્વ કલાપી, સ્થાપિ સુધર્મ અધર્મ ઉથાપી. ૨
કીર્તિ દિશા દશ પ્રત્ય પ્રકાશી, યાદવમાં ધરિ જન્મ વિલાસી;
કાર્ય કર્યા સુખદાયક જે જે, આ ભવને તરશે સુણિ તે તે. ૩
નાથ ગયાં શત વર્ષ તમારાં, તે પર પંચમાવિંશ[10] વધારાં;
શાપથિ આકુલ નાશ પ્રમાણી, દેવનુકાર્ય અશેષિત[11] જાણી. ૪
તેથી પિતા નિજચિત્ત વિચારો, રામ સહીત સ્વધામ પધારો;
આવિ સ્વધામ વિષે ગુણ ગ્રામી, સદ્ય[12] કરો અમ પાલન સ્વામી.૫
એ વિધિથી વિધિની સુણિ વાણી, કૃષ્ણ વધ્યા કરૂણા ઉર આણી;
બ્રહ્મ તમે કથ્યું જે મમ પ્રીતે, તે ગૃહ્યુંમેં ગણિ યોગ્ય સ્વચિત્તે. ૬
કાર્ય થયાં અવશેષ તમારાં, ભૂતલભાર ઉતારિ અપારાં;
આ યદુવંશ મહામદ ચારી, લોક વિષે અતિશે ભયકારી. ૭
તે થકિ આ કુલનાશ કરીને, ભૂતલ ભાર સમસ્ત હરીને,
નંતર હે અમરો[13] તમ કામે, આવિશ રામ સહીત સ્વધામે;
એમ સુણી અજ આદિક દેવા, ધામ ગયા હરિની કરિ સેવા. ૮

હરિગીત.

નંતર મહા ઉત્પાત. દ્વારામતિવિષે દર્શો હરી;
કુલવૃદ્ધ[14] યાદવને વધ્યા, કુલનાશ કારિણિ વિધિ ધરી. ૧

---

૧ લક્ષ્મી. ૨ છેક નાની. ૩ જન્મી. ૪ ગંગા નદી. ૫ બ્રહ્મા. ૬ તમારા આધીન. ૭ સ્તુતિ. ૮ આકાશમાંહે. ૯ અંતરિક્ષ. ૧૦ અસુરસ્થાને. ૧૧ પચીસ. ૧૨ નહિ બાકી. ૧૩ તત્કાળ. ૧૪ દેવો. ૧૫ કુલમાં ઘરડા.

હે યાદવો ઉત્પાત, આ પુરિમાં, ઉત્તિષ્ટે[1] સર્વથી,
આપણા કુલને શાપ છે, તેથી ઉપાય કરો કથી;
જઈયે સમસ્ત કુટુંબ પુણ્ય, પ્રભાસ પ્રત્યે શિઘ્રથી,
તે શ્રેષ્ટ તીર્થ સદૈવ, બ્રાહ્મણ શાપ નાશક આદિથી. ૨
શશિ[2] દક્ષશાપ[3] થકી થયો, ક્ષયરોગિ પણ તત્રે જઈ,
સ્નાનથી પુનરપી કલા, પ્રાપ્ત થયો સુનિસ્કંચન[4] થઇ;
આપણે તેથી તત્ર જઇને, સ્નાન દાન વિધાનથી. ૩
દુઃખાબ્ધિ[5] પાર તરીશું જેમ, સમુદ્રને શુભ નાવથી,
એભાંતિ કૃષ્ણનિ વાણી, શ્રવણ કરી તદા યાદવ જના;
સત્વર ગજાશ્વરથાદિને, યુજતા થયા[6] મોદિતમના,
એ સર્વ શ્રવણ કરી તથા, દર્શિ અરિષ્ટ વિધિ[7] તદા. ૪
એકાંતમાં શ્રીકૃષ્ણને અંજલિકરી ઉદ્ધવ વધા,
હે નાથ આ કુલને વિનાશિ, તમે જશો સુરકારણે[8];
જેથી સમર્થ તથાપિ થાય ન, વિપ્રશાપ નિવારણે,
તેથી તવાંઘ્રિ સરોજને[9], તજવા નિમિષ ઇચ્છું નહીં. ૫
હે નાથ કરૂણાથી સ્વધામે, લીજિયે મમકર ગૃહી,
એભાંતિ ઉદ્ધવ વાક્ય સુણિ, કમલાવરે શ્રુતિસારથી;
જ્ઞાનોપદેશી બદ્રિકાશ્રમ, પ્રેષિયો[10] તેને કથી. ૬

## ભુજંગપ્રયાત.

કથી એવિધા મિત્રને[11] પાપહારી, પુનર્પી વધાં વૃષ્ણિને[12] નાશકારી;
અહો આ સ્થલે ઘોર ઉત્પાત ભાસે, પ્રદર્શી સદા ચિત્ત અત્યંત ત્રાસે. ૧
અહો તેથકી આપણે શ્રેષ્ઠકામે, કદાપી રહેવું નહીં અત્ર ગ્રામે;
સુતા બાલ વૃદ્ધા મહીલા[13] વિલાસે, પલો શિઘ્ર શ્રીશંખ ઉદ્ધારવાસે[14]. ૨
વહે શ્રીમતી સર્સ્વતી શ્રેષ્ઠ, યત્રે, જઈશું હિતે[15] આપણે સર્વ તત્રે;
કરી સ્નાન ઊપોષણાદિ[16] વિધાને, તજી દોષ સર્વે સજી શુદ્ધવાને. ૩
વિવેકે કરી વિપ્રને દેવતાને, સમર્ચીશું[17] ગો[18] ભૂ[19] હિરણ્યાદિ[20] દાને;
અહો આ વિધી સર્વ ઉત્પાતહારી, સદા સર્વથા સર્વમાંગલ્યકારી. ૪
સુણી કૃષ્ણની યાદવો એમ વાણી, સુતા બાલ વૃદ્ધ સ્ત્રીનાં શ્રેષ્ઠ જાણી;

---

૧ ઉઠે. ૨ ચંદ્ર. ૩ દક્ષપ્રજાપતી. ૪ પાપરહીત. ૫ સમુદ્ર. ૬ જોડવા લાગ્યા. ૭ અમંગલ. ૮ દેવ. ૯. ચરણકમલ. ૧૦ મોકલ્યો. ૧૧ ઉદ્ધવને. ૧૨ યાદવ. ૧૩ સ્ત્રી. ૧૪ શંખોદ્ધાર. ૧૫ હિતમાટે. ૧૬ ઉપવાસ. ૧૭ પૂજીશું. ૧૮ ગાય. ૧૯ પૃથ્વિ. ૨૦ સોનું.

રવાને કરી સર્વ શોભા ધરીને, મહાનાવથી વારિધીને[1] તરીને. ૫
ગયા અશ્વ હસ્તી રથોથી પ્રભાસે, કરી કર્મ કૃષ્ણોક્ત[2] તત્રે વિલાસે;
કરી મદ્યનાં પાન તત્રે વિશેપે, મતીભ્રષ્ટ સર્વે થયા મત્તવેપે[3]. ૬
તદા તેમનો કૃષ્ણમાયાથિ ભારી, સૂજ્યો કલેશ અન્યોન્ય[4] પ્રાણાંતકારી.

દુહા.

જપ તપ સંયમ[5] યજ્ઞથી, કરે અનેક ઉપાય;
તદપિ લલાટલિખિત કદા, ભવિષ્ય[6] ના ભૂષાય. ૧
મદિરાપાનથિ યાદવો, તજી સ્નેહ વપુશુદ્ધ;
હરિઇચ્છાથિ નિધીતટે, કરવા લાગ્યા યુદ્ધ. ૨

દુમિલાછંદ.

( રેણકીપ્રમાણે. )

કરિ ક્રોધ પ્રકાશ વિનાશિ સ્નેહ, સહસા ઉરમાં ધરિ દુષ્ટમતી,
અતિતીવ્રખડ્ગ, શર, ચાપ, ગદા, હલ, મૂસલ, તોમર[7], શૂલ[8]અતી;
અસિ[9], ભલ્લ[10], પર્શુ, અર્ગલા[11], પતાકા, ચર્મપાશ[12], એ આયુધથી,
ગજ, ઘોટક[13], ગર્દભ, વૃષભ,ઉષ્ટ[14],રથ, સ્યંદન[15],માહિપ[16], વાહનથી. ૧
મલિસર્વ પરસ્પર હણે શસ્ત્રથી, જેમ દંતથી હસ્તિવને,
પ્રદ્યુમ્ન, શાંબ, અક્રૂરભોજ, અનિરૂદ્ધ, સાત્યકી, ક્લેશમને;
સંગ્રામજીત, ગદ, સુરથ, સુમિત્ર, સુભદ્ર, સુદારૂણ કોપધરી,
નિઃશઠ, ઉલ્મુકાદિ, શતજિત, સહસ્રજિત, ભાનૂપ્રમુખા પ્રસરી[17]. ૨
એ આદિ કુમારો કરે પરસ્પર, નાશ વિશેપમદાંધ સજી,
દાશાર્હઆદિ અર્બૂદ, શૂરસેનાદિ, વિનાશે સ્નેહ તજી;
ભ્રાતૃથી ભ્રાતૃ પુત્રથી પિતા, દૌહિતૃથી[18] માતુલ[19]નાશ કરે,
જામાતૃથિ સ્વશુર વિશેપ મિત્રથી મિત્ર પરસ્પર પ્રાણહરે. ૩
જ્ઞાતી સમંધિ પિતૃવ્ય[20] પરસ્પર, હણે કલેશ અતિશે ધરતાં,
કરતાં વિનાશ એ રીતિ ચાપ, શસ્ત્રાસ્ત્ર, નષ્ટતા થયાં છતાં;
મુષ્ટિથિ એલકા[21] ગૃહી પરસ્પર કરે પ્રહાર વિનાશિ દયા,
મુષ્ટીથકિ ધરમાત્ર એલકા વજ્રતુલ્ય સાક્ષાત થયા. ૪
વારીયા સકલને રામરમેશે, તદપિ ઉભયને[22] શત્રુ ગણી,

---

૧ સમુદ્ર. ૨ કૃષ્ણે કહ્યાં તેમ. ૩ ઉન્મત્ત. ૪ પરસ્પર. ૫ નીમ. ૬ થવાનું. ૭ મુગદર જેવું આયુધ. ૮ ત્રિશુલ. ૯ તલવાર. ૧૦ ભાલા. ૧૧ ભોગળ. ૧૨ ચામડાની પકડવાની દોરી. ૧૩ ઘોડા. ૧૪ ઉંટ. ૧૫ સંગ્રામનો રથ. ૧૬ પાડો. ૧૭ ફેલાઈને. ૧૮ ભાણેજ. ૧૯ મામા. ૨૦ કાકા. ૨૧ ગાંઠ. ૨૨ રામકૃષ્ણ.

અતિમોહિત સુજિ તેમને તાડતા, થયા પ્રકાશી રીશઘણી;
તે ઉભય ક્રોધ ધરી, વજ્રતુલ્ય, એલ્લકાથકી સંગ્રામસ્થલે,
સર્વેયદુનો સંહાર કરતા, થયા વિપ્રના શાપબલે. ૫
નંતર તેમના વિરૂદ્ધનિમિત્ત[1], સર્જ્યો જે ક્રોધકરાલ અતી,
તેણે સમસ્ત ક્ષય કર્યો જેમ, વેણુભવઅગ્નિ[2] અરણ્યપ્રતી[3];
એભાંતિ સકલ યદુવંશ નષ્ટ[4], અવલોકન કરિ અવિનાશિ સદા,
અવનિનો ભાર અવતર્યો એમ, માનતા થયા અંતરે તદા. ૬
નંતર બલરામ સમુદ્રતીરપ્રતિ, નિર્મલપૌરૂષ[5] યોગધરી;
આત્મમાં આત્મમેલવી ગયા, ભૂર્લોક પવિત્ર ચરિત્ર કરી.

## हरिगीत.

બલરામ મનઅભિરામ[6] એમ ગયા, સ્વધામે ભૂપતી,
તેને વિલોકિ રમાવરે, પલવા સ્વધામે ધરિમતી;
અવનીવિષે[7] અશ્વત્થતરૂ[8], પ્રત્યે વિરાજિ ધરાધીશા,
રવિતુલ્ય મૂલસ્વરૂપ[9] ધર્યું, જેથી પ્રકાશિ સકલદિશા. ૧

## छपयछंद.

ધનશ્યામલ વપુવાન, ચતુર્ભુજધારિ વિરાજે,
પીતાંબર-પરિધાન[10] વાન, મંગલકર ભ્રાજે[11];
રમણિક હૃદય વિશાલ, લક્ષ્મિપદલાંછન[12] ધારી,
કૌસ્તુભમણિ મંડીત, કંઠ મનમોહનકારી;
અતિ મંદહાસ્ય સંયુત સદા, વદન પદ્મ[13] શોભા અતી,
લલકે લલીત લીલાવતી, અલકાવલિ શોભાવતી; ૧
બ્રહ્મસુત્ર[14] કટિસુત્ર[15], વિરાજે, કાંતિ વિશાલા,
રાજે હાર નુપૂર[16] તથા, ઉજ્વલ વનમાલા;
શંખ ચક્ર અર્વિંદ[17] ગદા, આયુધ ભયહારી,
કરૂણા દૃષ્ટિસહીત, નયનની શોભા ભારી;
ધરિ રમ્યરૂપ કમલાપતિ, વિરાજિયા શોભન સદા,
કરિ વામચરણ[18] અર્વિંદને, દક્ષણ ઉરૂપત્યે[19] તદા. ૨

---

૧ મિષે. ૨ વાંસથી જન્મેલ અગ્નિ. ૩ વન. ૪ નાશ. ૫ પુરૂષયોગ. ૬ સંતોષકારક. ૭ પૃથ્વિ. ૮ પીંપલો. ૯ જેવો જન્મ ધર્યો હતો તેવું. ૧૦ પેહેરવું. ૧૧ શોભે. ૧૨ લક્ષ્મીના પગનું નિશાન. ૧૩મુખકમલ. ૧૪ યજ્ઞોપવીત. ૧૫ કટિદોરો. ૧૬ નેપુર. ૧૭ કમલ. ૧૮ ડાબો પગ. ૧૯ સાથલ.

## હરિગીત.

જે મુશલ શેષિત લોહસાયક[૧], જરા નામાધીવરે[૨],
મૃગવદનસમ હરિચરણને, મૃગમાનિ માર્યો તે નરે;
ધીવર નિકટજઈ ચતુર્ભુજને, દર્શિ ધરિ ઉર આપદા,
અપરાધકારિ હું એમ ગણિ, ચરણે પડી ઉચર્યો તદા. ૧

હે નાથ મેં અનજાનિ આ, કર્યું તે ક્ષમા કરિયે પતી,
હે કૃષ્ણ આ તવ સ્મરણ નરનાં, પાપહરણ કરણ અતી;
એવા તમો પરમેશનો અપરાધ, કરિયો મેં ઘણો,
તે કારણે અપરાધકારિ, મને પ્રમાણિ તમે હણો. ૨

યદુનાથ એમ થયેછતે, આ પાપ પુનરપિ નહિ થશે,
હે નાથ તવ માયાચરિત, બ્રહ્માદિ ના જાણે યશે;
એવા તમો પરમેશને, જાણિયે કેમ અધમ[૩] અમે,
તેથી જગત્જીવન મને, પાપાત્મને[૪] હણશો તમે. ૩

હરિ એમ સુણિ તેને વદ્યા, તું ભીતિ મા કર મૃગઅરી[૫],
આકામ કર્યું ઇચ્છાથિ મેં, ઉત્તિષ્ઠ[૬] તું પ્રમુદા[૭] ધરી;
તે વાક્ય સુણિ પરમેશના, પદ પ્રણમિ તે પાવન થયો,
ત્રિપ્રદક્ષણા કરિ પરમરમ્ય વિમાનથી, સ્વર્ગે ગયો. ૪

શ્રીકૃષ્ણ પદવી[૮] શોધતો, પશ્ચાત, દારૂકસારથી,
ગૃહિ તુલસિગંધિ સમીરને[૯], તે માર્ગ જાણિ પ્રયત્નથી;
( તે ) સોધતો નિકટે ગયો, અશ્વત્થમૂલે તર્શિને,
આ યુદ્ધસંયુત દિવ્યઆસનસ્થિત, હરીને દર્શિને. ૫

અતિશેરૂદન કરતો સ્વરથથી, અવતરી દારૂક તદા,
શ્રીકૃષ્ણ ચરણવિષે પતિતસ્રજિ, ઉચર્યો ધરિ આપદા;
હે નાથ તવ પદકમલને, ના દર્શિ મમ દૃષ્ટી મતી,
તમમાં[૧૦] પ્રવેશિ દિશા ન દર્શે, ના મલે શાંતી પતી. ૬

એભાંતિ સુત કથતો છતાં, હય દ્વજસહિત રથજયપ્રદા[૧૧];
ગગને ગયો તદનંતરે, આયુધ ગયાં તદ્વત[૧૨] તદા.
તેને પ્રદર્શી ચિત્તમાં, વિસ્મિત થઈ દારૂક અતી;
હરિચરણમાં મસ્તક ધરી, અતિશય થયો વિમિતગતી. ૭

---

૧ બાણ. ૨ પારધી. ૩ નીચ. ૪ પાપી. ૫. પારધિ. ૬ ઉઠ. ૭ હર્ષ. ૮ માર્ગ. ૯ તુલસિના ગંધવાલો વાયુ. ૧૦ અંધકારમાં. ૧૧ જય આપવાવાલો. ૧૨ તે રીતે.

તેને વધ્યા પરમેશ હેસુત[1], પુરિપ્રતી[2] જઇ સદયશા[3],
કુલનાં પરસ્પર મર્ણ, બલનિર્યાણ[4] આ મારી દશા;
કથ બંધુને પુરિમાં તમોયે, વસવું નહિ નિજબંધુથી,
( મેં ) ત્યાગિતા[5] દ્વારામતી, પ્લાવીત[6] થાશે સિંધુથી. ૮
તેથી તમારા સર્વપરિગ્રહ[7], પિતૃને ગૃહિ આ સમે,
અર્જુનથકી રક્ષિતાં[8] સૃજિને, ઇંદ્રપ્રસ્થ જશો તમે;
હેશ્રેષ્ઠ સારથિ જ્ઞાનનિષ્ઠ, સદૈવ સૃજિ તૂં મમ વરે,
મમ રચિત આ માયા વિચારી, શાંતિ ધર નિજ અંતરે. ૯
સુણિ એમ દારૂક કૃષ્ણને, ત્રિપ્રદક્ષણા કરિ સન્મતી[9],
હરિપદકમલને દંડવત, પ્રણમી ગયો દ્વારામતી;
નંતર વિધી ભવ આદિદેવ, મુનીશ્વરા યોગીયતી,
ગાંધર્વ પન્નગ સિદ્ધ કીન્નર, અપ્સરાગાયનવતી. ૧૦
એ આદિ સર્વ રમેશના, નિર્યાણને[10] અવલોકવા,
હરિજન્મલીલા ગાનકરતાં, આવિ પુર[11] પાવનથવા;
સુવિમાનપંક્તિથિ ગગને, સંકુલિકરી[12] ઉર ધરિ મુદા,
બહુપુષ્પના વર્ષાવ કરતાં, તુષ્ટવા લાગ્યાં તદા. ૧૧

### वसंततिलक.

શ્રીનંદનંદન, જનાર્દન, જ્યોતિરૂપા, આનંદકંદ, જગવંદન, વિશ્વભૂપા;
શ્રીકૃષ્ણ, સુંદરવરા, કરૂણા કલાપી, પ્રેમે અમો પ્રણમિયે તમને, પ્રતાપી. ૧
વિશ્વેશ્વરા, ભયહરા, હરિ, દેવદેવા, ગોવિંદ, વેદવિદ, કોવિદ, વાસુદેવા;
દામોદરા, દિવિનિવાસકરા, દયાળા, પ્રેમે અમો પ્રણમિયે તમને કૃપાલા. ૨
અચ્યૂત, આતુર, ચતુર્ભુજ, ભવ્યભાલા, માયાતિતા, પતિતપાવન, લોકપાલા;
ગોપાંગનામદનરંજન, કુંજધામી, પ્રેમે અમો પ્રણમિયે તમને સુનામી. ૩
સન્મંગલાનિલ, નિલોત્પલનીલઅંગા, ભક્તાધિના, અભયદાયક, પ્રાણસંગા;
કંસારિ, કેશવ, સનાતન, શાંતધામી, પ્રેમે અમો પ્રણમિયે તમને અકામી. ૪
પાકાંતકા, મતિમતાં તરગા, મહંતા, સંતાપઅંતક, સદોદિત દોષહંતા;
લોકેશ, માધવ, મુકુંદ, મનોવિલાસી, પ્રેમે અમો પ્રણમિયે, તમને પ્રકાશી. ૫
સ્વેચ્છાચરા, સકલભૂતલવાસશીલા, માયા વિશાલ, જગમોહન, મેઘનીલા;
કાલિંદિકાંત, કમલાવર, સત્યચારી, પ્રેમે અમો પ્રણમિયે નમને વિહારી. ૬

---

૧ સારથી. ૨ દ્વારિકા. ૩ સારા યશવાળા. ૪ બલરામનું પાતાલમાં જવું. ૫ તજેલી. ૬ લોપ થશે.
૭ પરિવાર. ૮ રક્ષણ થઈ. ૯ સારિ બુદ્ધિવાલો. ૧૦ સ્વધામ જવાને. ૧૧ પૂર્ણ. ૧૨ રોકામણવાળી.

દ્વારામતીપતિ, રતિપ્રદ, શ્રેયદાતા, અવ્યંગ, શેષશયના, વસુધા વિધાતા;
સંકર્ષણાનુજ, વ્રજેશ્વર, દિવ્યઅંગા, પ્રેમે અમો પ્રણમિયે તમને અનંગા. ૭
ભૂભારહારિ, વ્રજવલ્લભ, ભાગ્યવંતા, પર્મેશ, ઈશ્વર, પુરંદર[1] માદહંતા;
શ્રીમંત, સંત, બલવંત, અનંતનામી, પ્રેમે અમો પ્રણમિયે તમને, સ્વનામી. ૮
જે શ્રેષ્ઠ માનવિ઼હાષ્ટક[2] રમ્ય વાસે, નિત્યે મુદાથિ ભણશે સુણશે વિલાસે;
તે માનવિ વિપુલશ્રેય સદૈવ પામે; પ્રીતિથિ તુષ્ટ મધુરેષ્ટ થશે સ્વકામે. ૯

### मह्द्वीप छंद.

કૃષ્ણ અજભવાદિને[3] પ્રદર્શિ નિજવિયોગી,
જ્યોતિરૂપ આત્મવિષે આત્મને પ્રયોજી[4];
સકલલોક શોક હારિ, સર્વ મોહકારી,
નેત્રપદ્મને કર્યાં મિલીત[5], પાપહારી. ૧
યોગધારી અગ્નિથી[6], અદગ્ધ[7] દિવ્યકાયા,
સ્વકિય[8] ધામમાં, પ્રવેશ કીધિ છેદિ માયા;
દુંદુભી અવાજ થાય ગગનથી અપારા,
અભ્રથી[9] પતીત થાય[10], પુષ્પ વૃષ્ટિ ભારા. ૨
દેવ વૃંદ ગાયકા અપાર, કીર્તિ વાચે,
અપ્સરા કલાકલાપથી, અપાર નાચે;
તદનું[11] સત્ય, ધર્મ કીર્તિ, શ્રી, ધૃતી, વિલાસે,
ભૂમિને તજી ગયાં, તદા સ્વકીય વાસે[12]. ૩
સકલદેવ કૃષ્ણને પ્રવેશતાં સ્વધામે,
નહિ પ્રદર્શિ વિસ્મિતાંથયાં મનોભિરામે;
જેમ ચંચલાગતી[13] મનુષ્યથી ન દર્શે,
તેમ કૃષ્ણજ્યોતિને,[14] ન દર્શિ દેવ તર્પે. ૪
કૃષ્ણ દૈવતેથી કૃષ્ણ યોગગતિ[15] પ્રદર્શી,
તે ગતિને તુષ્ટવી ગયા સ્વધામ હર્ષી;
હેનરેંદ્ર એપ્રકાર કૃષ્ણ જન્મ ધારી,
સંચર્યા સ્વધામ ભૂમિભારને ઉતારી. ૫
જન્મ મર્ણ મુક્ત[16] તદ્યપિ જગત્પ્રસંગે,

---

૧ ઇંદ્ર. ૨ આ અષ્ટક. ૩ બ્રહ્માદિ. ૪ મેલવિને. ૫ મીચ્યાં. ૬ યોગને પ્રગટાવનારો. ૭ નહિ દગ્ધ થયેલ. ૮ પોતાનું. ૯ આકાશ. ૧૦ પડે. ૧૧ તે પછી. ૧૨ પોતાના સ્થાને. ૧૩ વીજળીની ગતી. ૧૪ તેજ. ૧૫ કૃષ્ણના તેજને. ૧૬ રહીત.

ધર્મ સ્થાપવા ધરે શરીર શક્તિસંગે[1];
હે નૃપાલ આ હરિનિ પદવિને[2] વિલાસે,
પ્રીતિથી પ્રભાત મધ્ય જે સદૈવ ગાસે. ૬
તેનરે સમસ્તશ્રેય સાધિને સ્વકામે,
ક્લેશને વિનાશિ માથુરેશ ચરણ પામે.

## ચોપાયા.

નંતર દારૂક રૂદન કરંતો, દ્વારામતિમાં આવી,
ઉગ્રસેન વસુદેવ ચરણમાં, પડિ આક્રંદ સજાવી;
નેત્રવારિ[3] સિંચતાં વૃશ્નિનો, નાશ કથ્યો અવશેષે[4],
તે સુણિ મુર્ચ્છિત સજિ પડયા, જન સમસ્ત ભુમિપ્રદેશે[5]. ૨
વિકલસજિ, આક્રંદ કરંતાં, શોક મગ્ન[6] નરનારી,
કૃષ્ણ કૃષ્ણ બલરામ કથંતાં, ઉચ્ચસ્વરથિ અપારી;
યત્રે[7] પર્ણાધિના[8] સજીને, સૂતી યાદવજાતી;
તત્રે સત્વર ગયાં સર્વ, કરતાં વિલાપ બહુભાતી ૨
વસૂદેવ દેવકી રોહિણી, બલ હરિને ના દર્શી,
સ્મૃતી ભંગ સજિ તજ્યાં પ્રાણ, હરિરામ કથંતાં તર્ષી;
કરતી અતિઆક્રંદ નારિયો, નિજ નિજ[9] પતિને શોધી,
ચિતાઅગ્નિમાં પ્રવેશિયો, સંતાપ અંતરે બોધી. ૩
રામઅંગને પામિ રેવતી, અતિશય રૂદન કરંતી,
દારૂણઅગ્નીવિષે પ્રવેશી, રામ રામ વિલપંતી;[10]
વસૂદેવનારિયો પ્રવેશી, તદ્વત[11] વ્યાકુલદેહા[12],
કામઆદિની[13] સ્ત્રિયો પ્રવેશી, ચિતાવિષે ગુણગેહા. ૪
રૂક્મિણ્યાદય કૃષ્ણપત્નિયો, સ્નેહસમંધ પ્રમાણી,
કૃષ્ણવિષે મન લગ્નકરી[14], તજિ પ્રાણ અગ્નિમાં રાણી;
અર્જૂનવિરહાતૂર થયો, હરિસ્નેહ સમંધ વિચારી,
સાંત્વનકરતો થયો આત્મને[15], કૃષ્ણગીત ઉર ધારી. ૫
નષ્ટબંધુગોત્રનાં[16] અર્જુને, સત્વર પાવનસ્થાને,
ઉત્તરકર્મ[17] સમસ્તકર્યાં, વિધિપૂર્વક વેદવિધાને;

---

૧ માયા. ૨ માર્ગ. ૩ આંસુ. ૪ સમસ્ત. ૫ પૃથ્વિઉપર. ૬ શોકમાં ગરક. ૭ જે ઠેકાણે. ૮ મરણવશ. ૯ પોતપોતાના. ૧૦ વિલાપ કરતી. ૧૧ તે રીતે. ૧૨ ભાંનવની. ૧૩ પ્રદ્યુમ્ન આદિની. ૧૪ જોડીને. ૧૫ આત્માને. ૧૬ નાશ થયેલા યાદવ. ૧૭ શ્રાદ્ધ પીંડદાન આદિ.

કૃષ્ણત્યક્ત[1] દ્વારિકા સમુદ્રે, સંપ્લાવિત કરિ સર્વે,
શ્રીમત[2] હરિ મંદીરવિના, ભગવત આજ્ઞાથિ અગર્વે. ૬
સદૈવ તત્રે વસે, કમલદલલોચન, લક્ષ્મિવિહારી,
સ્મર્ણમાત્રથી સર્વઅશુભહર, પાવન મંગલકારી;
બાલ વૃદ્ધ નારિને યત્નથી, લઇને પાર્થ[3] પ્રતાપી,
ગયો ઇંદ્રપ્રસ્થે તે સ્થલમાં[4], વજ્રનાભને સ્થાપી. ૭
સદૈવ આ હરિજન્મ કર્મને, કીર્તન કરશે દેહી[5],
સમસ્તપાપ વિનાશિ સર્વદા, સુજશે હરિનો સ્નેહી.

वसंततिलका.

એભાંતિ કૃષ્ણઅવતાર પ્રતાપ ભારી,
શોભીત બાલકચરિત્ર મનોવિહારી;
નિત્યે કરે સ્મરણ જે અરપી મતીને,
તે પાપને તજી મલે મથુરાપતીને. ૧

कविनामथुरेशेण विरचिते द्वारिकामहात्म्यभापांतरे श्रीकृष्ण-
स्वधामगमननाम प्रथमोविलासः समाप्तः ॥ १ ॥

---

दुहा.

એમ કૃષ્ણ કમલાપતી, હરી ભૂમિનો ક્લેશ;
ગયા સ્વધામ શ્રવણ કરી, મલિયા સર્વમુનેશ. ૧

हरिगीत.

શ્રીશૌનકાદિ મુનીશ્વરો, નૈમિષારણ્ય વિષે મલી,
સુણિ કૃષ્ણના નિર્યાણને, દર્શી પ્રવેશથતો કલી;
ચિંતાઅમિત[6] કરતા છતાં, શ્રીસૂત તત્રે આવિયા.
અવલોકિ[7] તે પૌરાણિને, દ્વિજવર્ગના[8] મન ભાવિયા. ૧
સન્માનપૂર્વક પૂજિ પ્રણમી, આસને પધરાવિને.
અંજલિ કરી શૌનકવદ્યા, મનમાં મુદા ધરિ તેમને;
હેસૂત તવ પાવન સમાગમથી, તિમિર[9] સર્વે ગયું.
રવિના પ્રકાશથી જેમ, અંધ[10] હણાય આ તદ્દત થયું. ૨

---

૧ કૃષ્ણે તજેલી. ૨ શોભીત. ૩ અર્જુન. ૪ દ્વારિકામાં. ૫ પ્રાણી. ૬ અપાર. ૭ દેખીને. ૮ બ્રા-
હ્મણવર્ગ. ૯ અંધારૂ. ૧૦ અંધારૂ.

પરનાહિતાર્થે તમે પુરાણી, નિત્ય પૃથ્વિ વિષે ભ્રમો,
અન્યત્રને[1] સંતોષિ, પરમાનંદમાં નિત્યે રમો.

દુહા.

જગમાં પરોપકારિના, નહિ એકત્ર નિવાસ;
જલથી જેમ વહન[2] થતાતા, તૃણકાષ્ઠના નિવાસ. ૧

तोटक.

સુણિયે કવિરાજનસૂત સુચી[3], હરિમાં વશિ નિત્ય તમારિ રૂચી;
હરિસેવન કેમ કરી કરિયે, હરિને વિધિ શો કરિને મલિયે. ૧
શ્રુતિ શાસ્ત્ર સમસ્ત વદે સુખદા, કલિમાં જપવૂં હરિનામ સદા;
દ્વિજરાજસમાજ કથે મુખથી, સચરાચર વામ્રે રમેશ્વરથી. ૨
વશિયો હરિભક્ત અભક્તવિષે, ભુત ભવ્ય[4] ભવિષ્ય હરિથિ દિશે;
હરિ જન્મ નિરંતર કેમ ધરે, જગને હરિ શક્તિથિ[5] કેમ કરે. ૩
કૃતઆદિ ત્રિયૂગ ગયા ધરમી, અધુના[6] કલિ પ્રાપ્ત થયો અધમી;
અવશેષ પુરાતન[7] ધર્મ ગયો, ધરણીરસ સર્વ વિનાશ થયો. ૪
નરનાયક[8] ચોરથિ હારિ ગયા, નર નારિથિ આધિન સર્વ થયા;
શુભગોકુલથી[9] જય પામિ અજા[10], મહિપાલથિ નિત્ય પિડાય પ્રજા. ૫
જયકારક શુદ્ર થયા દ્વિજથી, જન જીવન[11]હીન થયા જગથી;
વરણાશ્રમધર્મ[12] વિનાશ થયા, નરના મનથી ગતપામિ દયા. ૬
મદ માદ વિવાદ પ્રપંચ મિષે, જગમાં જન વામ્રથયા અતિશે;
મદિરા મિષ[13]સેવન સર્વ કરે, હરિ દંડથિ કો ઉરમાં નડરે. ૭
અબલા વ્યભિચાર કરે પરથી, કરિ કોપ હણે પતિને કરથી;
સહસા[14] અતિઅનૃત વાક્ય વદે, ગુણ શીલ વિના ભરિ ભારિ મદે. ૮
ગુરૂ ધૂર્તવિધાન ધરી વિચરે[15], છલથી પરનાં ધન ધાન્ય હરે;
નિજશિષ્યનિ નારિથિ રંગરમે, ધિક તે ગુરૂ પદ્ધતિ[16] કેમ ગમે. ૯
બહુજાતિવિમિશ્ર સૃજે પ્રસુતી[17], સૃજિયા નર વીર્ય[18]રહીત અતી;
વરસે ઘન[19]અલ્પ સમસ્ત સ્થલે, રતુમધ્ય વનસ્પતિયો ન ફલે. ૧૦
સુમહર્ઘ[20] પડે ત્રયવર્ષ પ્રતી, વસુધાપર ગોવધ થાય અતી;
નિજકર્મ રહીત મનુષ્ય સૃજ્યા, તજિ સત્ય સદૈવ અસત્ય ભજ્યા. ૧૧

---

૧ બીજાને. ૨ તણાતા. ૩ પવિત્ર. ૪ વર્તમાનકાળ. ૫ માયાથી. ૬ હાલમાં. ૭ આગલના. ૮ રાજા. ૯ ગાયોના સમૂહથી. ૧૦ બકરી. ૧૧ આયુર્દા. ૧૨ વેદધર્મ. ૧૩ દારૂમાંશ. ૧૪ એકાએક. ૧૫ ચાલે. ૧૬ પંથ. ૧૭ પ્રજા. ૧૮ પરાક્રમ. ૧૯ વરસાત. ૨૦ ઘણી મોંઘાઈ.

શુભચાર વિચાર વિનાશ કર્યાં, ઉરમાં અતિનિંદિતકર્મ ભર્યાં;
ઇતિઆદિક આ કલિકાલ વિષે, અતિવિપ્રિત સર્વપ્રકાર દિસે. ૧૨
કરવું મુનિ કેમ વિનાવિધિયે, કરૂણાકરિ તે અમને કથિયે;
કલિકાલવિષે હરિ કૃત્ર[1]સ્થલે, જપ જાગ વિના અતિશિઘ્ર મલે. ૧૩
કથિયે મુનિ તે અતિશુભવિધી, પરમાર્થ પ્રમાણિ પ્રતાપનિધી.

### ભુજંગપ્રયાત.

સુણી એવિધા શૌનકાદીનિ વાણી, વધા પૂર્ણઆનંદ પામી પુરાણી;
અહો ! વિપ્રરાજા તમોયે વિચારી, કર્યો પ્રશ્ન આ સર્વકલ્યાણકારી. ૧
અતીશુભ આ પ્રશ્નને વાચવાને,[2] મને યોગ્ય કો ના પ્રદર્શે વિધાને;
તથાપી તમારો મહાભાવ જાણી, સદા સર્વનાં શ્રેય ચિત્તે પ્રમાણી. ૨
સદા તે હરીને પ્રણામી પ્રણામી, કહું તેહરીને કૃપા તેનિ પામી;
કથા કીર્તિ જેની સુણીને વિલાસે, વ્યથા[3] પાપ સંતાપ સર્વે વિનાસે. ૩
પરંબ્રહ્મ જે સર્વદા નિર્વિકારી, મહાનંદકારી સદા સત્યચારી;
શ્રુતી, શાસ્ત્ર, વેદાંત, વિદ્યાપ્રશસ્તા,[4] વિરંચી ભવાદીક દેવો સમસ્તા. ૪
પ્રજાપાલ[5] ઇત્યાદિ બ્રહ્માંડ ભારી, થયાં જેપરબ્રહ્મથી પારહારી;
ધરા[6] સ્વર્ગ પાતાલ મધ્યે વસંતા, સૃજ્યા જેપ્રકાશીથિ[7] પ્રાણી અનંતા. ૫

### ચામરછંદ.

તેપરેશ પદ્મનેત્ર કૃષ્ણને પ્રમાણવો, વાસુદેવ વિશ્વનો સૃજાવનાર જાણવો;
એકધા[8] અનેકધા[9] વશ્યો સમસ્તસંગમાં, સર્વદા વશ્યાં સમસ્તવિશ્વ કૃષ્ણ અંગમાં. ૧
સુત્રધાર સર્વનો સદૈવ કૃષ્ણ શ્રીપતી, સુત્રતંતુપ્રોત[10] જેરિતે મણી ગણો[11] અતી;
બ્રહ્મરૂદ્રઆદિદેવ કૃષ્ણથી થયા સદા, ધ્યાન કૃષ્ણનૂ ઉરે ધરી હરે સ્વઆપદા. ૨
કૃષ્ણ આત્મશક્તિથી,[12] સમસ્તવિશ્વને કરે, સર્વને નિમીષએકમાં સ્વશક્તિથી હરે;
સત્વગૂણને ગૃહી સમસ્તવિશ્વને સૃજે, સર્વદા રજોગુણે વશી સમસ્તને ભજે[13]. ૩
નાશ તેરિતે કરે તમોગુણે વશી સદા, બ્રહ્મ, વિષ્ણુ, રૂદ્ર, ત્રિગુણાત્મકૃષ્ણ સર્વદા;
ભૂતિભેદથી વિભૂતિભેદથી અનેકધા, વર્ણભેદથી કરે સમસ્તભેદ સત્યધા. ૪
સર્વભૂતમાં સદૈવ વ્યાપ્ત તદપી[14] કદા[15] કૃષ્ણએક લિપ્તભેદભિન્નમુક્ત[16] સર્વદા.
કૃષ્ણમાં સમસ્તદેવ સર્વદેવમાં હરી, કૃષ્ણથી વશ્યાં અનંત વિશ્વ. નિત્ય વિસ્તરી; ૫
જે સમે, અધર્મિ પ્રાણિ જન્મિને વ્યથા કરે, તેસમે સ્વશક્તિયુક્ત[17] કૃષ્ણ જન્મને ધરે;

---

૧કયા ઠેકાણે. ૨ કેહેવાને. ૩ પીડા. ૪ પ્રશસ્ત. ૫ લોકપાલ. ૬ પૃથ્વિ. ૭પરમેશ્વરથી. ૮એક સ્વરૂપે કરી. ૯ અનેક સ્વરૂપે કરી. ૧૦ સુતના તાંતણામાં પરોવેલા. ૧૧મણિકાનો જથો. ૧૨પોતાની માયાથી. ૧૩પાલે. ૧૪ તો પણ. ૧૫ ક્યારે. ૧૬ મલી જવાથી જુદા પડવાથી બંધાઈ જવાથી રહિત. ૧૭ પોતાની માયા.

સાધુ સત્યશીલ ધર્મરક્ષણાર્થ ધારિને, પાપિનાં વિનાશ કારણે ઉરે વિચારિને. ૬
બાલઆદિભાવમાં વશી લિલા વિલાસથી, મોહ સર્વપ્રાણિને કરે અનેક વાસથી;[1]
વિશ્વચક્ર કાલચક્ર યૂગચક્રને, હરી, આત્મયોગથી,[2] કરે સ્વિકાર શક્તિને[3] ધરી. ૭
અન્હિ[4],રાત્રિ,કાલ,મૃત્યુ, સ્થીર જંગમાદિનો,સત્ય એક આ પુરૂષ કૃષ્ણ સર્વઆદિનો;
આત્મવાંછનાથિ[5], આત્મશક્તિયુક્ત[6] આત્મભૂ[7],લોક મોહકારિ લોકકર્મ,આચરે પ્રભુ.૮
સર્વદા સ્વશક્તિને,[8] અનંતધા, વધારિને, મોહ લોકને કરે સ્વકર્મને વિચારિને;
તે પરાત્મને અહો! ઉરે ન જાણતાં કદા, મૂઢભાવ પામિ, દુષ્ટ ભોગવે મહાપદા[9]. ૯
શુદ્ધરૂપ જન્મમર્ણમુક્ત તે દયાનિધી, સર્વદા સ્વશક્તિથી સ્વહસ્તમાં ગૃહ્યો વિધી[10].

દુહા.

નારાનામ ઉદકેવિષે[11] અયનનામ અધિસ્થાન;
તેકારણ પરમેશનૂં, નારાયણઅભિધાન[12]. ૧
પરમેશ્વર વસુદેવના, થયા જેથિ સંતાન[13];
તેકારણ પરમેશનૂં, વાસુદેવઅભિધાન. ૨
કલિમાં સ્વેચ્છાથી કર્યું, કૃષ્ણવર્ણ નિર્માણ;
તેકારણ પરમેશનૂં, કૃષ્ણનામ નિર્વાણ. ૩
સકલ પુરૂષમાં જેમનાં, ઉત્તમ કામ નિદાન;
તે કારણ ભગવાનનૂં પુરૂષોત્તમઅભિધાન. ૪
સૃજે સત્યને સર્વદા, કરે સત્યમાં વાસ;
તેથિ નામ ભગવાનું, સદૈવ, સત્યપ્રકાશ. ૫
જગમાં જીતે સર્વને,સર્વથિ સ્વયે[14] અજીત;
તેકારણ પરમેશનું, વિષ્ણુનામ અનભીત[15]. ૬
હરે પાપને સર્વદા, પાલે ધર્મપ્રકાર;
તેકારણ ભગવાનું, હરીનામનિર્ધાર. ૭
ભગનામે ઐશ્વર્યથી, વાનયુક્ત નિર્વાણ;
તેથિ નામ પરમેશનું, શ્રીભગવાનપ્રમાણ. ૮
એવો હરિ અવનીવિષે, સદૈવ સુખદાતાર;
તેને ન ભજે જાણિને, ધિકધિક નર અવતાર. ૯
કામમૂઢનર કૃષ્ણનાં, ન કરે ભજન વિધાન;
યમનાસદને[16] સંચરી, પામે વ્યથા નિદાન. ૧૦

---

૧ અનેક સ્વરૂપથી. ૨ પોતાની મેળે. ૩ માયાને ધારી. ૪ દિવસ. ૫ પોતાની ઇચ્છાથી. ૬ પોતાની માયાયુક્ત. ૭ પોતાની મેલે જન્મેલ. ૮ માયા. ૯ મહોટી પીડા. ૧૦ પ્રકાર. ૧૧ પાણી. ૧૨ નામ. ૧૩ પુત્ર. ૧૪ પોતે. ૧૫ ભીતીવિના. ૧૬ ઘર.

કૃષ્ણભક્તિવર્જિત નરો, ન તરે સંસૃતિ[1]પાર;
સેવે નિત્ય અનંતધા, નર્કવાસ નિર્ધાર. ૧૧

ભજો નરો ભગવાનને, માની સદા સમર્થ;
મદ મત્સર ભજતાં થશે, અમોલ્યજન્મ નિરર્થ[2]. ૧૨

જેમાર્ગે સજ્જન ગયા, ધરી અંતરે ધ્યાન;
પ્રદર્શિ તેપંથે પળ્યો, જસે મોહ મતિમાન[3]. ૧૩

ઇંદ્રીયને જીતી સદા, ધરે ધ્યાન સંતોષ;
જાણે તે હરિમાર્ગને, જે સદૈવ નિર્દોષ. ૧૪

ઇંદ્રીયને જીતી જપે, સદૈવ કૃષ્ણ મુકુંદ;
તથાપિ સદ્વિદ્યાવિના, ન થાય પરમાનંદ. ૧૫

સદ્વિદ્યાથી હર્ષિને, દર્શે શ્રીભગવાન;
ના અવલોકે[4], કૃષ્ણને, વિદ્યાવિના નિદાન. ૧૬

ત્રિગુણમૂર્તિપરમેશને, દર્શે વિદ્યાવાન;
ના અવલોકે અન્યથા, પુરૂષોત્તમ ભગવાન. ૧૭

સાર સોધિ વિદ્યાવડે, દર્શે હરિનું ધામ;
મોહ માદને પર્હરે, વિદ્યા તેનું નામ. ૧૮

કલિયુગમાં શ્રીકૃષ્ણનો, નહિ સંભવ અન્યત્ર[5];
વસે સદોદિત સ્નેહથી, દ્વારામતિપુરિ યત્ર. ૧૯

સંત મહંત સદા જપે, જેને કરી વિલાસ;
સદૈવ તે પરમેશનો, દ્વારામતિમાં વાસ. ૨૦.

ધન્ય દ્વારિકાધામને, વસે યત્ર પરમાત્મ;
દ્વાત્રિંશત[6]યોજનવિષે, જેનાં પરમમહાત્મ. ૨૧

તીર્થ તત્ર અગણિતવશ્યાં, ગુપ્તરૂપ નિર્ધાર;
કર્યો લોપ રત્નાકરે[7], તથાપિ ફલદાતાર. ૨૨

સૂવર્ણમંદિરમય સદા, વર્ણદુર્ગ[8]સહીત;
ધ્વજા પતાકા કલસથી, શોભાસર્વે મિલીત. ૨૩

કલિયુગમાં દ્વારામતી, અતિ આશ્ચર્યસહીત;
સંપ્લાવિત[9] કરિ તદપી, વસે કૃષ્ણ મુદચિત્ત[10]. ૨૪

કલીકાલમાં દ્વારિકા, મુક્તીપુરિ નિર્ધાર;

---

૧ સંસાર. ૨ વ્યર્થ. ૩. બુદ્ધિવાન. ૪ જુએ. ૫ બીજે ઠેકાણે. ૬ બત્રીશ. ૭ સમુદ્ર. ૮ કીલ્લો. ૯ ડુબાવી. ૧૦ હર્ષચિત્ત.

ભૂતલમાં તત્રે નરો, પામે પરમોધાર. ૨૫
દ્વારામતિ નગરીવિષે, પલે પાપ સંતાપ;
પરમગતી તત્રે મલે, જપતાં માધવ જાપ. ૨૬
પૂર્વે પરમકુશસ્થલી, દ્વારામતિ પશ્ચાત;
તેની દ્વારા દર્શતાં, થાય પાપનો ઘાત. ૨૭
દ્વારામતિને સેવતાં, મલે સકલઅભિરામ[1];
અંતે ચારભુજાધરી, વિચરે હરિના ધામ. ૨૮
અન્ય નહી અવનીવિષે, દ્વારામતિસમસ્થાન;
પરમશ્રેષ્ઠદાયક સદા, વસે યત્ર ભગવાન. ૨૯
ભજતાં તત્રે કૃષ્ણને, પલશે પાપસમસ્ત;
કરૂણાકરિ કમલાપતી, ધરશે મસ્તકહસ્ત. ૩૦
દ્વારામતિસમપુરિ નહી, કૃષ્ણતુલ્ય નહિ દેવ;
ગોમતિતુલ્ય નદી નહી, સુખદાયક મુનિદેવ. ૩૧

**भुजंगप्रयात.**

સુણી સૂતની એમ વાણી પ્રમાણી, તદા શૌનકાદી વધા સ્નેહઆણી;
અહો! સૂત વાણી સુણીને તમારી, સજે અંતરે આજ આશ્ચર્ય ભારી. ૧
યદૂને વિનાશી બલાંતે[2] પ્રભાસે, સ્વધામે ગયા કૃષ્ણ લીલાવિલાસે;
તથાપી પુરીમાં[3] વસે કેવિ રીતે, મુની તે અમોને કથો સ્નેહચિત્તે. ૨
સુણી એવિધા શૌનકાદીનિ વાણી, વધા તેમને પૂર્ણપ્રીતે પુરાણી;
તજી સર્વચિંતા દ્વિજો સ્નેહચિત્તે, સુણો કૃષ્ણની સંસ્થિતી ભૂમિપ્રત્યે. ૩

**कुंडलिया.**

સ્નેહે શ્રીકમલાપતી, નારાયણ નિર્ધાર; ભૂતલભાર નિવારવા, ધરી કૃષ્ણઅવતાર,
ધરી કૃષ્ણ અવતાર, વૃષ્ણી કુલમાં વ્રજ વાસે, શોષિ પૂતનાપ્રાણ, તૃણાવૃત હણિ આકાશે;
કાલિયને કરિ દમન, પ્રલંબ વિનાશિ સ્વગેહે; ગોવર્દ્ધન ધરિ કરે, ઇંદ્રમદ ઉતારિ સ્નેહે. ૧
બલ[4]સંગે અતિબલધરી, કરી મલ્લ[5]નો ઘાત; દેવ દૈત્યના દર્શતાં, કરી કંસને પાત,
કરી કંસને પાત, પિતૃનાં[6] બંધન કાપી; ઉગ્રસેનને અભયરાજ, પદપ્રત્યે સ્થાપી;
જરાસંધને હણી, રાજસૂજજ્ઞપ્રસંગે; મહાભારતે હણી, સકલનૃપને બલસંગે. ૨
વિચારિ ઉરમાં વંશનાં,કરી વિનાશકકામ;બલઅંતે કમલાપતી, ગયા છતાં નિજધામ,
ગયા છતાં નિજધામ, સુમુદ્રે કોપ કલાપી; સંપ્લાવિત[7]કરિ છતાં, દ્વારિકાપુણ્યપ્રતાપી;
કલી પ્રવેશો છતાં, વિશ્વમાં કલ્મષકારી; દર્શી વિપ્રિ[8]તચિન્હ, વિપ્રજન ચિત્ત વિચારી. ૩

૧સંતાપ. ૨બલરામપછી. ૩દ્વારિકામાં. ૪બલરામ. ૫ચાણુરાદિ. ૬માતાપિતા. ૭ડુબાવી. ૮અવલાં

दुहा.

ચ્યવન, ગર્ગ, ગાલવ, તથા, ઉત્દાલકમતિમંત;
અસિત, ધૌમ્ય, દેવલમુની, એઆદીક અનંત. ૧
મલી સમસ્ત અરણ્યમાં, વદે પરસ્પર સંત;
અહો! મુની કલિમગ્નઆ[1], દર્શોભૂમિદિગંત[2]. ૨
નૃપના ક્રૂરઉપદ્રવે, પ્રજા પિડાય અપાર;
વર્ણાશ્રમ વિપ્રિત થયા, ગયા ધર્મ આચાર. ૩
કેમ પમાય મુનીશ્વરો, યદુવરને નિર્ધાર;
ભવનિધિવિષે પતીતને,[3] કોણ ઉતારે પાર. ૪
કૃત[4] ત્રેતા દ્વાપર વિષે, જે અવિનાશિ રમેશ;
કલિમાં તેપરમેશનો, નહિ સંભવ લવલેશ. ૫
તથાપિ તે ઇશ્વિરવિના, કેમ થશે કલ્યાણ;
એમ વિવિધ ચીંત્વન કરે, આતુર સૂજિ નિર્વાણ. ૬
દર્શી એમ ચિંતાવિષે, સમસ્તવિપ્ર સમાજ;
વધા વિવેકથિ તેમને, ઉત્દાલકમુનિરાજ. ૭

दोधकछंद.

વાક્ય સુણો દ્વિજ ધર્મ વિલાશી, આપદ દર્શિ ન થાવુ ઉદાસી;
બુદ્ધિવિધાનથિ આપદહારી, ધારવિ ધીર વિવેક વિચારી. ૧

दुहा.

સહસાકર્મ વિપત્તિનાં, એજ અતીશયસ્થાન;
વિવેકિજનને સંપદા,[5] સ્વયે વરે મતિમાન. ૧

हरिगीत.

તેકારણે કલિદોપથી, નહિ લિપ્ત,[6] યાવત[7] આપણે,
તાવત[8] વિરંચીમંદિરે જઇએ, હરિસ્થિતિ કારણે;
પ્રચ્છતાં વિધિને વિભુસ્થિતિ, નહિ દર્શશે મહિમાં કદા.
યદુવરવિના સત્વર શરીરથિ, પ્રાણને તજિશું તદા. ૧

दोधकछंद.

એમ ગિરા સુણિ પૂર્ણસુભાતી, સર્વ પ્રસન્ન થયા દ્વિજજાતી[9];
ધન્ય કથી પરમેશ્વરકામે, સંચરિયા ચતુરાન[10]નધામે. ૧

૧ અધર્મથી ડુબતાં. ૨ દીશાના અંત. ૩ પડેલાને. ૪ સતયુગ. ૫ લક્ષ્મી. ૬ લેપાએલા. ૭ જ્યાં સુધી. ૮ ત્યાં સુધી. ૯ બ્રાહ્મણ. ૧૦ બ્રહ્મા.

અંતરમાં હરિધ્યાન ધરંતાં, વત્ક્તૃથિ[1] વૈદિકઘોષ[2] કરંતાં;
સિઘ્ર ગયા વિધિના શુભવાસે. જેનિ કૃતી[3] અતિઅદ્ભુત ભાસે. ૨
શ્વેતમણીમયભૂમિ વિરાજે, સ્તંભનિપંક્તિ સુશોભિત ભ્રાજે[4];
દ્વાર દિશાદશપ્રત્ય ઘણેરાં, રત્નજડિત્રિત કંચનકેરાં. ૩
જાલ[5], ગવાક્ષથિ[6], ભૂષિતભારી, સર્વ સ્થલે ઉરમાં મુદકારી;
સંત મહંતથિ શાસ્ત્રસુભાસે, ગીતક, નૃત્યકથી સુવિલાસે. ૪
રમ્યસભાગૃહમધ્ય સુભાતા[7], આસનપ્રત્ય વિરાજિત ધાતા[8];
દર્શિ પિતામહને[9] શુભકૃત્યે, દંડ પ્રણામ નમી, પદપ્રત્યે. ૫
હસ્તનિ અંજલિયો કરિ સર્વે, સ્તોત્ર[10] કરંત થયા, ગતગર્વે[11];
હે ચતુરાનન, વિશ્વવિધાતા, પંકજજન્મ[12], વિરંચિ, અજાતા[13]. ૬
તાત અમો તમને અભિરામે, વંદનતા કરિયે હરિકામે;
એમ વિધી સુણિ તેમનિ વાણી, પૂજિ પ્રણામિ વધા મુદ આણી. ૭

### हरिगीत.

મમ મંદિરે આગમનકારણ, પુત્ર તમને જે, હશે,
લજ્જા તજી કથશો યથાર્થ, મને તમો સ્જવા યશે;
હે સુત તમારાં વિઘ્નવર્જિત, તપ તપેછેકે ? સદા,
સુત મિત્ર બંધુ કુટુંબમાં, છેકે? કુશલતા સર્વદા. ૧

### दुहा.

એમ ગિરા વિધિની સુણી, તે દ્વિજરાજ સમસ્ત;
વિનયસહિત વિધિને વધા, પાવનવાક્યપ્રશસ્ત[14]. ૧

### राग रामगिरी.

સુણિયે પિતા હિતકારણે, શુભવિતતી હમારી;
બાલક માની કૃપા કરો, જગનાં હિત ધારી સુણિયે પિતા. ૧
તાત તમારિ દયાથકી, વરતે સુખકારી;
પાવનતપ નિત્યે તપે, ભવમાં[15] ભયહારી સુણિયે પિતા. ૨
આજ મહાફલ પામિયા, તપનું પરમેશા;
જેથિ પિતા તવ સન્નિધી[16], મલિ આજ વિશેષા સુણિયે પિતા. ૩
આવ્યા અમો જેકારણે, તવ ધામપ્રદેશે;
કારણતે કરૂણા કરી, સુણિયે અવશેષે સુણિયે પિતા. ૪

---

૧ મુખથી. ૨ વેદના શબ્દ. ૩ રચના. ૪ શોભે. ૫ જાલી. ૬ ગોખ. ૭ શોભતા. ૮ બ્રહ્મા. ૯ બ્રહ્માને. ૧૦ સ્તુતિ. ૧૧ ગર્વરહીત. ૧૨ બ્રહ્મા. ૧૩ બ્રહ્મા. ૧૪ યોગ્ય. ૧૫ સંસાર. ૧૬ સમીપ.

સતયુગઆદિ ત્રિયુગ ગયા, જપ તપ ફલદાતા;
પ્રાપ્ત થયો અધુના[1] કલી, ભયકારિ વિધાતા[2] સુણિયેપિતા. ૫
કલિયુગ પ્રાપ્તથયો છતાં, મહિમા અવિનાશી;
કુત્ર[3] નિવાસ કરે સદા, શ્રીકૃષ્ણ પ્રકાશી સુણિયેપિતા. ૬
તેને પ્રદર્શી પામિશું, શુભમુક્તિ પ્રતાપી;
સત્વર પાપવિનાશિશું, ભવબંધન કાપી સુણિયેપિતા. ૭
તેથિ પિતા, અવનીવિષે, ઉરમાં મુદ[4] આણી;
શ્રીમથુરેશ[5] અવસ્થિતી[6], કથિયે સુત જાણી સુણિયેપિતા. ૮

## ઉપેંદ્રવજ્રા.

ગિરા સુણી પુત્રનિ એણિરીતે, વધા વિરંચી અતીખેદચિત્તે;
કથી તમે પુત્ર યથાર્થવાણી, સમસ્તનાં શ્રેયઅપાર જાણી. ૧
તેથી કથૂં ક્લેશવિશેષ પામી, સુણો તમે યાદવકાંતકામી[7];
શ્રીમત્સ કચ્છાદિસ્વરૂપધારી, મેં જાણિયા વિષ્ણુવિપત્તિહારી. ૨
તથાપિ શ્રીવિષ્ણુનિ શ્રેયધામી[8], નજાણિ મેં કૃષ્ણનિ મૂર્તિનામી;
સુણી ગિરા તાતનિ એપ્રકારે, સમસ્ત સંતાપ ધરી વધારે. ૩
વધા પિતાને અતિ દીનવાણી, મહીવિષે શ્રીહરિને ન જાણી;
અહો પિતા વિષ્ણુનિ શ્રેયદાતા, તમે ન જાણો હરિમૂર્તિખ્યાતા[9]. ૪
તેથી અમોને અતિચિત્ર[10] લાગે, તજીશું આ દેહ જઈ પ્રયાગે.

## હરિગીત.

એભાંતિ તે દ્વિજરાજને, ભરપૂરઆતુર જાણિને,
ધરિ ધ્યાન ઉરમાં વિધિ વધા, પરમાર્થકામ પ્રમાણિને;
હેપુત્ર યશવંતા તમે, પરિતાપકિંચિત ના નરો,
આતમારા હિતકારણે, કથુ તે સદાશ્રવણે ધરો. ૧

## દુહા.

પલો તમો પાતાલમાં, સમસ્ત વિપ્ર સમાજ;
યત્રે રાજ્ય કરે સદા, દૈત્યપુત્ર બલિરાજ. ૧
તે જાણેછે કૃષ્ણનો, ભૂમિવિષે નિવાસ;
તમને સ્નેહસબંધથી, કરશે સત્ય પ્રકાશ. ૨

---

૧ હાલમાં. ૨ બ્રહ્મા. ૩ ક્યાં. ૪ હર્ષ. ૫ કૃષ્ણ. ૬ રેહાણું. ૭ કૃષ્ણ. ૮ કલ્યાણરૂપી શરીરવાળી. ૯ પ્રખ્યાત. ૧૦ વિચિત્ર.

એમ વાક્ય વિધિનાં સુણી, પામી તે સંતોષ;
વિચર્યા વિધિપદ વંદિને, કરતાં બહુશ્રુતિ ઘોષ. ૩
જાય પ્રશંસા દૈત્યનંદ, કરતા તે ગુણવાન;
અહો! ધન્ય દૈત્યેશ ( આ ) જે જાણે ભગવાન. ૪
એમ પ્રશંસા[1] દૈત્યની, કરતા છતા મુનેશ;
અતિસત્વર વિધિભવનથી, આવી ભૂમિ પ્રદેશ. ૫
પ્રવેશિયા પાતાલમાં, યત્રે બલિનું ધામ;
પ્રદર્શિ તેને મુનિવરો, પામી મન અભિરામ. ૬
અતિઅદ્ભુતશોભા સૃજી, ભવનવિષે નિર્વાણ;
આધિન સૃજિ યત્રે વસે, સદૈવ કૃષ્ણ પ્રમાણ. ૭
દ્વારા જાલ ગવાક્ષથી, કલાપિ કાંતિલલીત;
કૃષ્ણ કૃષ્ણ ભીંતીવિષે, લખિયાં ચિત્રઅમીત. ૮
અતિવિસ્તિર્ણ[2]સભાવિષે, કનકાસને નિદાન;
વિરાજિયા શોભાસૃજી, બલીં રાજગુણવાન. ૯
ગીત નૃત્ય ગુણવાનથી, સભાસ્થાન શોભીત;
દ્વારપાલ સૃજિ શ્રીપતી, યત્રે વસે અજીત. ૧૦
તત્રે જઇ મુનીવરો, થયા સ્થીર નિર્ધાર;
કૃષ્ણ કૃષ્ણ હરિ એવિધી, કરતા બહુઉચ્ચાર. ૧૧
દર્શિ તેમને દૂરથી, બલીરાજદૈત્યેશ;
અભ્યુત્થાન[3] કરી, તદા, અર્પ્યાં માનવિશેષ. ૧૨
દંડપ્રમાણ પ્રણામિને, સૃજી સુપુલકિતદેહ[4];
પ્રથક, પ્રથક[5], આસનપ્રતી, પધરાવી ધરિ સ્નેહ. ૧૩
અર્ધ, પાદ્ય, ધેનુ, મધૂપર્કાદિક, ઉપચાર;
સમર્પિ કરઅંજલિકરી, વંદી વારંવાર. ૧૪
સન્મુખસ્થિત થઇ, તે સમે, હરિને સ્મરી વિશેષ;
પ્રસન્નઅંતરથી વદ્યો; વિનયસહિત દૈત્યેશ[6]. ૧૫
અહો મુનીરાજનતમો, આગમનથી[7] નિદાન;
સકલકામ ઉત્તમ સર્જ્યાં, અતિશયશ્રેયનિધાન[8]. ૧૬
અહો! મુનીશ્વર આજની, રજની મને વિશેષ;

---

૧ તારિફ. ૨ વિસ્તાર. ૩ ઉઠીને. ૪ આનંદથી પ્રફુલ્લીત. ૫ જુદાં જુદાં. ૬ બલીરાજા. ૭ આવવાથી. ૮ કલ્યાણનું ઠેકાણું.

સ્હજી સુઃપ્રસન્ન[1] જેથકી, દર્શ્યા તમો મુનેશ. ૧૭
ઉરમાં શું કરવાનિ છે, અભિલાષા ગુણધામ;
કૃપાર્દ્ર[2]દ્રષ્ટિથી વદો, જે મમ લાયક કામ. ૧૮

उपजाती.

વાણી સુણી દૈત્યનિ એપ્રકારે, આનંદ પામી મુનિયો વધારે;
વદ્યા તદા પ્રેમ અપાર આણી, દૈત્યેંદ્રને વાણિ મહાપ્રમાણી. ૧૯

रागपरज.

સુણો દાનવ દીન દયાલરે, બલિરાજનનામી;
ભક્તરાજન, પરમકૃપાલરે, વૈષ્ણવપદગામી[3]. ટેક.
સ્વકાર્યના અર્થી અમોરે, હેભગવદ્દિઅસુરેશ;
નામ શ્રવણકરિ સર્વથારે, પ્રાપ્ત થયા તવ દેશરે. બલીરાજનનામી ૧
તેકારણ અમને તમોરે, આભવસાગર પાર;
શક્ય પ્રદર્શો તારવારે, નાવરૂપી નિર્ધારરે. બલિરાજન. ૨
આકલિકાલકરાલમાં રે, કેશવ શ્રીકમલેશ;
વિષ્ણુવિના વસુધા[4]વિષેરે, કેમ થશે અસુરેશરે. બલિરાજન. ૩
સબલઅધર્મે જીતિયારે, પ્રાચિનધર્મ પ્રચૂર[5];
અનૃત જીત્યું સત્યનેરે, નારિથિ નર ચિતચૂરરે. બલિરાજન. ૪
ક્રૂરનરેશ ઉપદ્રવેરે, સંત પિડાય અપાર;
લોક થયા વશ શોકનેરે, નાશ થયા આચારરે. બલિરાજન. ૫
વૈદિકમાર્ગ[6] મહીવિષેરે, અસ્તછતાં ગુણવાન;
વર્ણાશ્રમ વિપ્રિત[7] છતાંરે, કુત્ર વસે ભગવાનરે. બલિરાજન. ૬
ઇંદ્રિયનાનિગ્રહ[8]વિનારે, જ્ઞાનવિધાનરહીત;
ધ્યાનવિના ધરણીવિષેરે, કેમ પમાય અજીત[9]રે. બલિરાજન. ૭
તે અતિગુપ્તવિધી કથોરે, અમને દૈત્યદયાલ;
પરમમાર્ગદર્શક તમોરે, તમથિ ન અન્ય વિશાલરે. બલિરાજન. ૮
હે દૈત્યેશ કૃપા મિશેરે, કરિયે પરઉપકાર;
શ્રીમથુરેશ અવસ્થિતીરે[10], સદ્ય કથો ગૃહી સારરે. બલિરાજન. ૯

हरिगीत.

તેવિપ્રવૃંદનિ એવિધે, શુભવાણિ શ્રવણ કરી બલી,

---

૧ તુષ્ટમાન. ૨ કૃપાથી ભીંજાયલી. ૩ વિષ્ણુના માર્ગપ્રત્યે જનાર. ૪ પૃથ્વિ. ૫ ઘણા. ૬ વેદ. ૭ અવળા. ૮ રોકાણ. ૯ ભગવાન. ૧૦ વસવાનું સ્થાન.

દ્વિજરાજના પદકમલને, વંદી મુદા ઉરમાં કલી;
હરિને સકલસુરને પ્રણામિ, વદ્યો સુણો હેદ્વિજપતી,
પરમાર્થકારણ કૃષ્ણની, આજ્ઞાથિ, કથું તેની સ્થિતી. ૧

## ચોપાઈ ત્રિતાલી.

ઉભર્યો બલિરાજન વાણી, મુનિરાજ સુણો મુદ આણી;
પશ્ચીમપયો નિધિતીર, પુરિ રાજે અપારરૂચીર. ૧
કુશદૈત્યે પ્રથમ વસાવી, ઉરમાં પરિપૂરણ ભાવી;
શુભનામ કુશસ્થલિ જેનું, જગમાં સુખદાયિનિધેનુ. ૨
યત્રે કરિ સાગર સંગ, ગરજે નદીગોમતિગંગ;
તેદ્વારામતી અઘહારી, ભયભંજન કારિણિ ભારી. ૩
તત્રે ભગવાનઅજીત, રાજે બલભદ્રસહીત;
જગપાલક પાતકહારી, અરિ[1] ચક્રગદાંબુજ ધારી. ૪
જે સોલકલા પરિપૂર્ણ, પરમેશ્વર પાતકચૂર્ણ;
તે દેવ પરમપદ જાણો, તેદેવ પરેશ પ્રમાણો. ૫
તે દેવ પરમપદ દાતા, જગદાત્મા ત્રિલોકવિધાતા[2];
પુરિના અતિશેબલધીર, અધિરાજ[3] ત્રિવિક્રમવીર. ૬
ધન્યધન્ય કુશસ્થલિધામ, વસે યત્ર સદા ઘનશ્યામ;
એવી દ્વારિકાપુરિ જાણી, ઉરમાં મુનિરાજ પ્રમાણી. ૭
કલિમાં જે તત્રે જાય, અઘઓઘ[4] દલી શુભથાય;
જન્મમર્ણ સમંધિવિકાર, દળિ પામે પરમોદ્ધાર. ૮
કલિમાં સ્વમતી નર જ્યારે, કરે દ્વારિકાગમને ત્યારે;
સૃજિ પિતૃવિમુક્ત[5] સમસ્ત, ગાય સ્વર્ગ વશી યશશસ્ત[6]. ૯
ધરિ જન્મ ન તત્રે જાય, તેથકિ કોણ દુઃકૃતકાય[7];
જે નહી દ્વારિકા અનુરાગી, તેથકિ કોણ અન્ય અભાગી. ૧૦
મુનિ એમ વિચારિ સ્વચિત્ત, વિચરો તત્રે સૃજિ પ્રીત[8];
મલશે પરમેશ્વર સત્ય, પલશે ભવભીતી અસત્ય. ૧૧
બલિની સુણિ એવિધિ વાણી, ઉચર્યા મુનિ કૌતુક આણી;
સુણિયે ભગવદિઅસુરેશ, ઉરમાં ધરિ પ્રેમવિશેષ. ૧૨
ભૂમિનો હરિ ભાર અયાસે[9], ગયા કૃષ્ણ સ્વધામ પ્રભાસે;

---

૧ શંખ. ૨ કર્તા. ૩ રાજા પાલન કરનાર. ૪ પાપનો ઢગલો. ૫ છુટીને. ૬ પ્રશસ્ત. ૭ પાપી. ૮ સંતુષ્ટ. ૯ પ્રયાસવિના.

શ્રીસંકર્ષણ તજિ શોક, ધરિ યોગ ગયા ભૂલોક[1]. ૧૩
તદપી તત્રે ભગવાન, વશે કેમ સદૈવ નિદાન;
કથિયો જેતમે કુશરક્ષ[2], કલિમાં તત્ર તે કેમ દક્ષ[3]. ૧૪
સુણિ વાણિ તમારિ અસૂર, અમને થાય સંશયપૂર;
કરિયે તેથિ સંશય ત્યાગ, તમે ભગવદિમાં મહાભાગ. ૧૫
થશે સંશયસર્વ વિનાશ, મલશે અમને અવિનાશ.

દુહા.

એમ સર્વદ્વિજરાજનાં, સુણી વાક્ય સુખરૂપ;
સાધુ[4] સાધુ કથિને વધા, પ્રશ્નોત્તર બલિભૂપ. ૧

કાવ્યછંદ.

કૃષ્ણચંદ્ર કંસને વિનાશી, પૂર્ણપ્રતાપી,
ઉગ્રસેનને અભય, રાજ્યપદપ્રત્યે સ્થાપી;
વશિયા અતિત્વરીત, દિવ્યદ્વારિકાવસાવી,
સકલકુટંબસહીત, હીતકરવસ્તુ સજાવી. ૧
રમતા છતાં સદૈવ, રમાસહ[5] રમ્યનિવાસે,
કરતા છતાં કલ્લોલ, લોક પરિપૂર્ણવિલાસે;
કદાચીત વાદિત્ર ગીતથી, શ્રેષ્ઠસમામાં,
રાજ્યા છતાં રૂચીર, આસને ધર્મસભામાં. ૨
તત્ર ઉદ્ધવે કથ્યું, અત્ર દુર્વાસાનામે,
આવ્યાછે દ્વિજરાજ, અત્રિસુત યાત્રાકામે;
તેસુણિ કૃષ્ણ ત્વરીત, આવિ રૂક્મિણિના ગેહે,
વધા તેણિને શ્રેયકારણે[6], અતિશયસ્નેહે. ૩
હે સતિ પરમપવિત્ર, સર્વ સુકૃતવ્રત ચારી,
દુર્વાસામુનિ પ્રાપ્ત થયાછે, અત્રે ભારી;
તેદ્વિજને આતિથ્યવડે[7], તુષ્ટવિયે નારી,
દેશે શુભઆશીશ, સર્વદા મંગલકારી. ૪
ગૃહમેધિયે[8] સ્વશક્તિતુલ્ય, આતિથિને[9] દર્શી,
કરવાં દિવ્યાતિથ્ય, માનપૂર્વક ઉર હર્ષી;
અતિથીનાં અપમાન, કરી જે ઉરમાં રાચે,
વસે સદા તેનર્ક એમ, શ્રુતિ સજ્જન વાચે. ૫

૧ પાતાલ. ૨ રાક્ષસ. ૩ દાહો. ૪ સારૂ. ૫ સાથે. ૬ કલ્યાણ. ૭ પરોણાગત. ૮ ગૃહસ્થી. ૯ પરોણાને.

દંપતિ[1] રથે વિરાજી, એમ વિચાર કરીને,
ગયાં યત્ર દ્વિજરાજ, વિરાજ્યા સ્નાન કરીને;
પ્રદર્શિ સાગર તીર, મુનીને સ્નેહ સહીતે,
પ્રણમી વારંવાર, કુશલતા, પ્રચ્છી[2] પ્રીતે. ૬
હે મુનિરાજન આજ, આપનાં દર્શન પામી,
સફલ મનોરથ થયા, વેદનાસર્વ વિરામી;
તવ તપ વિઘ્નરહીત, તપછેકે? વ્રતચારી[3],
સદૈવ તવ શુભધર્મ, કુશલ છે કે? ભયહારી. ૭
તદ્વત મુનિને સ્નેહસહીત, રૂક્મિણી પ્રણામી,
થયાં દંપતિ તુષ્ટ, વિપ્રનાં દર્શન પામી;
તદનંતર મુનિરાજ, અંતરેપ્રીતિ પ્રમાણી,
દર્શનાર્થ સ્ત્રીસહિતકૃષ્ણને, આગત[4] જાણી. ૮
પ્રણામિ વારંવાર, કૃષ્ણને, ઇશ્વિર માની,
હાસ્યકરીને, વધા, વાણિ અતિશયસુખધાની;
હે ભગવાન, સમસ્ત કુશલ છે કે? ભવવાસે,
અધુના કુત્રનિવાસ[5], આપનો છે ? સુવિલાસે. ૯
ધન, દારા,[6] સંતતી[7], કતીસંખ્યા[8] છે? તમને,
વિસ્તારીને કથો કૃષ્ણ, કરૂણા કરિ અમને;

दुहा.

એમ વાણિ તે વિપ્રની, શ્રવણ કરી નિર્વાણ;
સ્નેહસહિત તેને વધા, શ્રીહરિ, પુરૂષપુરાણ[9]. ૧

दोधक.

હેમુનિરાજ સુણો વ્રતચારી, આપકૃપાથિ સદા સુખકારી;
દ્વાદશયોજન[10] ભૂ ધનસાથે, અર્પિ મને કરથી[11] જલનાથે[12]. ૧
તે અવનીતલમાં મનભાવી, હેમમયી[13] પુરિં રમ્યવસાવી;
કંચન દુર્ગથિ[14] વેષ્ટિત[15] ભ્રાજે, રક્ષણ ભૂષણથી બહુ રાજે. ૨
દ્વાર અપાર સમસ્તપ્રદેશે, ગોપુર[16] રત્નરચીત વિશેષે;
વૃક્ષ લલીત લતાથિ અપારી, વાટિ[17] મહાવન ચિત વિહારી. ૩

---

૧ સ્ત્રીપુરૂષ. ૨ પુછી. ૩ વ્રત કરનાર. ૪ આવેલ. ૫ કયા ઠેકાણે. ૬ સ્ત્રી. ૭ પ્રજા. ૮ કેટલી. ૯ પુરૂષવિષે જુના. ૧૦ બાર. ૧૧ હાથેથી. ૧૨ સમુદ્ર. ૧૩ સુવર્ણની. ૧૪ કોટ. ૧૫ વિંટાયલી. ૧૬ દરવાજા ઉપરના ગોખ. ૧૭ વાડી, બગીચા.

કોકિલ કીર મયૂર વિલાસે, નાદ વિવાદ કરે વનવાસે;
સુંદરકૂપ સરોવર વાપી[1], સર્વસ્થલે જલ પૂરિત સ્થાપી. ૪
પંકજપુંજ[2], નિકુંજથિ[3] શોભે, દર્શિ મહંત નિરંતર લોભે;
સારસ, હંસ, સમૂહથિ ભારી, સર્વજલાશય[4] ભૂષણ ધારી. ૫
સન્મુખ ગોમતિસંગમ રાજે, તીર્થ પતિ જલનાયક[5] ગાજે;
ચંચલ વારિ તરંગ પ્રસંગે, તાપ વિનાશિ સુજે સુખ અંગે. ૬
એવિ અનંત સમૃદ્ધિ વિધાને, સ્થાપિ મહાપુરિ પાવનસ્થાને;

### हरिगीत.

તેપુરિ વિષે નવલક્ષ મંદિર, કનકમય રાજે અતી,
અતિ ઉચ્ચ સ્ફટિક જડિત્ર, સ્તંભ, ગવાક્ષ, દ્વારથિ, સંપ્રતી[6];
નવરત્નમયવાતાયની[7], જાલીથિ શોભે દ્વિજ પતી,
ચલકે કલશશિખરે તથા, મહતીપતાકા ફરકતી. ૧
વારીથિ સિંચિતમાર્ગ, રજ તૃણ રહિતદર્શિ સુદાકરે.
રજનીવિષે દિપમાલની, દિપ્તિથિ[8] દીપિ તિમિરહરે;
વશિ બ્રાહ્મણાદ્ય વર્ણ, નિજનિજભાગમાં શોભા ધરી,
નિજ કર્મ ધર્મ યથાર્થ પાલે, વેદવિધિને અનુસરી. ૨
પ્રત્યેકમાર્ગ વિષે પ્રકાશિ, બજાર હાટનિ બહુ છટા,
શાલા, સભા, સુર સદનની, રાજે સદા રૂચિકર ઘટા;

### वसंततिलका.

તન્મધ્ય ષોડશ સહસ્ર સમૃદ્ધિ ધારી, રાજે મહાભવન વૃંદ, મનોવિહારી;
ભીત્તીવિષે સ્ફટિકસંગતિ રમ્ય રાજે, ભૂ ઇંદ્રનીલમણિની ભરપૂરભ્રાજે. ૧
વૈડૂર્ય, મૌક્તિક, પ્રવાલ, લલીત રંગે, શોભે મહા કનકસ્તંભનિ પંક્તિ સંગે;
ઓપે સુવર્ણ મયદ્વાર ચતુર્પ્રદેશે, મુક્તા, મણિ, ગ્રથિ[9]તતોરણથી વિશેષે. ૨
શોભે સુખાકરગવાક્ષ, અપારજાલી, સર્વસ્થલે મણિજડીત્ર અતિરૂપાલી;
સોપાનની[10] સકલપદ્ધતિ રમ્ય ભાસે, આકાશિના સકલવાસ વ્યથા વિનાસે. ૩
પ્રત્યેકસદ્વાર બહિરંતર રમ્યરાજે, તેને વિલોકિ સુરયનાક સલજ્જ્ઞાજે;

### दोधक.

મધ્ય નિવાસકરે, મમરામા, નિત્ય નિરંતર, શ્રીપદધામા;
ષોડશસહસ્ર સુલોચનિરાણી, તેપર આઠ મહાપટરાણી. ૧

---

૧ વાવ. ૨ જથ્થો. ૩ લતાગૃહ. ૪ પાણીનાં સ્થાન. ૫ સમુદ્ર. ૬ હાલમાં. ૭ બારી. ૮ શોભાથી ૯ ગુંથેલ. ૧૦ દાદરા—પગથાની હારી.

## तोटकछंद.

ગુણ લક્ષણ શીલ સ્વરૂપવતી, યુવતીજન એકથિ એક અતી[1];
ચપલા[2] સમ કો ચરણે વિચરે, અતિ મંજુલ નૂપુરનાદ કરે. ૧
નવયોવન ધારિણિ કો લટકે, વ્રતિને[3] વ્રતથી પલમાં પટકે;
ગજની ગતિ કારિણિકો યુવની, ઉરમાં પ્રકટે ઝટ કામકૃતી[4]. ૨
સુદતી શશિબિંબમુખી પ્રમદા, સુચિહાસ્યથિ[5] સઘ હરે વિપદા;
ભ્રુકુટી સુવિલાસથિ કોરમણિ, મનને અતિ ચંચલતા કરણી. ૩
મૃગલોચિનિ વક્ર કાટાક્ષ થકી, ભરપૂર કરે ચિત ચૂર નકી;
અધરારૂણ ગોલકપોલ ધરા,[6] નર અંતરમાં અતિ મોહ કરા. ૪
રચના રચિ કેશનિ કો લલના, અભિલાષ કરે રતિ સુંદરના;
ઘન પીન સુગૌરસ્તની સ્તનવી[7], શયને અરપે રતિ નિત્ય નવી. ૫
વદિ મંજુલ ભાષણ કો અબલા, અરપે રતિ રંગ મહા પ્રબલા;
કરપંકજકોમલ[8] સ્પર્શ કરી, ઝટલે મનના પરિતાપ હરી. ૬
સુભગા, મૃદુપુષ્ટનિતંબવતી[9], નિશિમાં સુખદે હશિ નિત્યપ્રતિ.

## हरिगीत.

એભાંતિ અંતઃપુરવિષે[10], મમ પત્નિવૃંદ વસે સદા,
રૂચિકારિ વસ્ત્રાભર્ણથી[11], અતિ શોભતાં તજી આપદા;
નાનાસુવાસિકતૈલ ઉજ્વલ, ધૂપ, દીપ, સમૃદ્ધિથી,
સર્વનાં શયન સદન[12] સદા, શોભતાં સકલ અધીકથી. ૧
વપુ, વેષ, શીલ, સ્વભાવથી, મલતી મહાભૂષણવતી,
પ્રત્યેકનારિ સહસ્રદાશિ, સહીત રાજે શોભતી;
નવરત્નમય પર્યંક[13] આસન, સહિત સર્વે સુંદરી,
ક્રીડા, વિનોદ, વિલાસ, હાસ્ય, કરે સકલચિંતા હરી. ૨
અતિ સ્નેહમય ઉરથી, કનકમયહીંચકેથી હીંચતી,
ફિર મયુર કોકિલને ભણાવે, કૃષ્ણ કૃષ્ણ કથી સતી;
કર કમલથી ચામર વ્યજનને[14], વીજતાં મમ માનની,
અર્પે મને આનંદ કંકણના, કરી મંજુલધ્વની[15]. ૩

---

૧ વધારે. ૨ વિજળી. ૩ વ્રતવાલાને. ૪ કલા. ૫ મંદ હાસ્ય. ૬ ઓઠ રાતો તથા ગાલ ગોળને ધરનારી. ૭ મોટા તથા કઠીણ તથા ગોરા સ્તનવાલી નાની વયની. ૮ હસ્તકમલ. ૯ કોમલ ભારે નિતંબવાલી. ૧૦ સ્ત્રીગૃહ. ૧૧ ઘરેણાં. ૧૨ સુવાનાં ઘર. ૧૩ પલંગ. ૧૪ વિંજણો. પંખો. ૧૫ અવાજ.

સન્મુખ રહી કરતલ[1] વિષે, ધરિ કનક કલશ ઉદક ભરી,
મૃગ નયનિ વક્રકટાક્ષથી, મનને વિપલમાં લે હરી;
તે સકલ સુંદરિ મંદીરે, વશિ યોગ માયાને ધરી,
સેવૂં ગૃહસ્થાધર્મને, રતિરમણ રમ્ય લિલા કરી. ૪

## ભુજંગપ્રયાત.

વશી નિત્ય કોનારિગેહે સુચિત્તે, કરૂં પુત્ર સંતાનને લાલ[2] પ્રીતે;
કરી સ્નાન કોનારિના ગેહપ્રત્યે, ધરૂં દિવ્યશૃંગાર આનંદ કૃત્યે. ૧
વશી કોમનોહારિણીના નિવાસે, કરૂં અગ્નિમાં હોમ નાના વિલાસે;
કરી સ્નાન સંધ્યા વશી કુત્રવાસે, જપૂં બ્રહ્મગાયત્રિને બ્રહ્મ ભાસે. ૨
કરાવી દ્વિજોને મહાભુક્ત[3] ભાવે, કરૂં ભુક્ત કુત્રસ્થલે સુપ્રભાવે;
મહાઅશ્વ, હસ્તી, રથાદિ, પ્રસંગે, ચરૂં કોસમે કુત્રગેહે ઉમંગે. ૩
સદા સેવું સદ્ધર્મ નીતીવિધાને, અસીની[4] મહાતીક્ષ્ણધારા[5] સમાને;
સુતાં દિવ્ય પર્યંકમાં કોનિવાસે, સુણૂં બંદિનાં સ્તોત્ર[6] કીર્તિ પ્રકાશે. ૪
વિચારૂં હિતાહીત કોપત્તિ ધામે, સખા ઉદ્ધવાદિ પ્રસંગે સ્વકામે;
કરૂં રમ્ય વારિ ક્રિડા કુત્રગેહે, મહા અપ્સરા યૂથથી એક દેહે. ૫
અલંકાર સંયુક્ત(ગાઃ[7]) કુત્રસદ્મે[8], સદા અર્પું વિદ્વાનના હસ્તપદ્મે[9];
ઇતીહાસ વેદાંતને કુત્ર સ્થાને, સુણીને કરૂં વ્યાસને તુષ્ટવાને[10]. ૬
મહા હાસ્યની વારતાથી વિશેષે, કરૂં હાસ્ય કો નારિના દિવ્યદેશે;
સજું કો સ્થલે ધર્મને ધીર ધારી, ભજૂં દ્રવ્યને કો સ્થલે લોભકારી. ૭
વશી કો નિવાસે સજી શુદ્ધ વેષી, ઉપાસું પરંબ્રહ્મને શુભ બેશી;
ધરા, ધાન્ય, સંપત્તિથી, કુત્રધામે, ગરૂની કરૂં સેવના શ્રેષ્ઠ કામે. ૮
પ્રદર્શી સુસંધી[11]પરિક્ષા પ્રસંગે, કરૂં રોધ કુત્ર સ્થલે વૈરિ સંગે;
બલીરામથી કો સ્થલે શ્રેષ્ઠ રીતે, કરૂં મિત્રનાં ઇષ્ટ ચિંતવન સુચિત્તે. ૯
સુતા પુત્રનાં કો ગૃહે બુદ્ધિ બોલી, કરૂં લગ્ન સ્વામી પતી યોગ્ય શોધી;
સુતાને સમૃદ્ધી સમર્પી વિલાસે, સમર્પૂં સ્વજામાત્રને[12] કુત્રવાસે. ૧૦
ગૃહે પુત્રની નારિને લાવવાને, મહા ઉત્સવાદી કરૂં કુત્ર સ્થાને;
વિલોકી સદા લોક તે કર્ણો મારી, ધરે ચિત્તમાં સર્વ આશ્ચર્ય ભારી. ૧૧
મહારામરૂપાદિને,[13] કુત્રવાસે, રચાવૂં સમૃદ્ધિથી નાના વિલાસે;

૧ હથેલી. ૨ લાડ. ૩ ભોજન. ૪ તલવાર. ૫ કઠોર. ૬ સ્તુતિ. ૭ ગાયો. ૮ ઘર. ૯ કરકમલ. ૧૦ સંતોષી. ૧૧ શત્રુની હાર. ૧૨ જમાઈ. ૧૩ મઠ, ધર્મશાળા, કુવા, વાવ, તળાવ ઇત્યાદિ.

મહા યજ્ઞયાગાદિથી કુત્ર સ્થાને, મહાદેવને[1] પૂજું નાના વિધાને. ૧૨
સશસ્ત્રાસ્ત્ર[2] અશ્વે ચઢી કુત્રગેહે, ચરૂં મૃગયાને સખા સંગ સ્નેહે.

## हरिगीत.

એભાંતિ ષોડસહસ્ત્ર તે, પર અષ્ટનારિ ગૃહેવશી,
ધરિયોગમાયા ઉદયને, રતિરંગ સેવું દિવાનિશી;
માની મને પતિ પૂર્ણપ્રિયતમ[3], અન્યશક્ત[4] નહી કદા,
મમઅધિન પતિને માનિતી, હું એમ માનિ ભજે[5] સદા. ૧
સુંદરવદન, સ્વર, હાસ્ય, વક્ર કટાક્ષ[6], આદિવિલાસથી,
માનનિ મને મોહીત કરવા, કો સમર્થ કદાનથી;
તે સર્વ દશ દશ પુત્ર એક સુતાવતી[7] લલનાવિષે,
મમ પ્રાણવલ્લભ ભીષ્મનંદિનિ[8], આદિ અષ્ટ અધિકદિશે. ૨
વૈદર્ભિ[9], ભામા[10], જાંબવતિ, લક્ષ્મણા, સત્યા, ગૃહણિયો,
કાલિંદિ[11], ભદ્રા, મિત્રવિંદા, અષ્ટ એ પટરાણિયો;
તે અષ્ટના દશ દશકુમાર, ગણી કથું તમને ઋષી,
અન્યત્રની ગણના ન જાણૂં, જે સદા ભવને વશી. ૩

## सवैया एकत्रिशा.

પ્રથમ પ્રદ્યુમન, ચારૂદેષ્ણદ્વય, સુદેષ્ણત્રય, ચતુ ચારૂ દેહ,
પંચમ સુચારૂ, શુભ ચારૂષટ, ભદ્રચારૂ સપ્તમો, સ્વગેહ;
ચારૂચંદ્ર અષ્ટમો, વિચારૂં નવમ, ચારૂ દશમો નિર્વાણ,
એ દશ પુત્રો મુખ્ય રાણિરૂક્મિણિના, પ્રદ્યુમ્નથી પ્રમાણ. ૧
પ્રથમ ભાનુ, દ્વિતિયો સુભાનુ, તૃતીયો સ્વર્ભાનુ, પ્રભાનુ ચતુર્થ,
પંચ ભાનુ માન્, ચંદ્રભાનુ ષટ, બૃહદ્ભાનુ સપ્તમો સમર્થ;
અતિ ભાન્વાષ્ટમ[12], શ્રીભાનુ નવમો, દશમો પ્રતિભાનુ મુનિભૂપ,
એ દશ પુત્રો દ્વિતિય રાણી, શ્રીભામાના ભાનુથી અનૂપ. ૨
પ્રથમ શાંખ, દ્વિતિયો સુમિત્ર, તૃતિયો પુરૂજિત, શતજીત ચતુર્થ,
સહસ્ત્રજીત પંચમો, વિજય ષટ, ચિત્રકેતુ સપ્તમો સમર્થ;
વસુમાનાષ્ટમ, નવમો દ્રવિડ તથા, દશમો ક્રતુનામ સુનેશ,
એ દશ પુત્રો તૃતિય રાણિ, જાંબવતીના શાંબથી વિશેષ. ૩

---

૧ મોહોટો દેવ. ૨ શસ્ત્ર સહીત. ૩ અત્યંત વત્સલ. ૪ બીજાને વિષે આસક્ત. ૫ સેવે. ૬ વાંકું જોવું. ૭ પુત્રિવાળી. ૮ રૂક્મિણી. ૯ રૂક્મિણી. ૧૦ સત્યભામા. ૧૧ જમુના. ૧૨ અતિભાનુ.

પ્રથમો વીર, દ્વિતીય ચંદ્ર, ત્રય અશ્વસેન, ચિત્રગૂ ચતુર્થ,
વેગવાન પંચમો, વૃપો ષષ્ઠમો, આમ સપ્તમો સમર્થ;
શંકુ અષ્ટમો, શ્રીમાન્વસુ નવમો, દશમો કુંતી અભિધાન,
એ દશ પુત્ર ચતુર્થ રાણિશ્રી, સત્યાના વીરથી નિદાન. ૪
પ્રથમો શ્રુત, દ્વિતિયો કવિનામા, વૃપો તૃતીયો, ચતુર્થ વીર,
સુબાહુ પંચમ, ભદ્ર ષષ્ઠમો, સપ્તમ શાંતીનામ રૂચીર;
દર્શ અષ્ટમો, પૂર્ણમાસ નવમો, દશમો સોમક સંતાન,
એ દશ સુત પંચમી રાણિ, કાલીંદીના શ્રુતઆદિ નિદાન. ૫
પ્રથમ પ્રઘોપ, દ્વિતીય ગાત્રવાન્, તૃતિય સિંહ, બલ ચતુર્થ નામ,
પ્રબલ પંચમો, ષષ્ઠમ ઉર્દ્ધ્વગ, મહાશક્તિ સપ્તમો સુધામ;
સહનામા અષ્ટમો, ઓજ નવમો, દશમો અપરાજીત સત્ય,
એ દશ ષષ્ઠમિ રાણિ લક્ષ્મણા, ના પ્રઘોપ આદીક અપત્ય[1]. ૬
વૃક પ્રથમો, દ્વિતીયો હર્ષ, તૃતીયાનિલ[2], ગૃધ્ર ચતુર્થ પ્રકાશ,
પંચમ વર્દ્ધનનામ, ષષ્ઠમો અન્નાદો, સપ્તમો મહાશ;
પાવનાષ્ટમો, વન્હી નવમો, દશમો ક્ષુધિનામા સંતાન,
એ દશ સુત સપ્તમી મિત્રવિંદા, રાણીના વૃકથિ નિદાન. ૭
પ્રથમ નામ સંગ્રામજીત, દ્વય બ્રહત્સેન, ત્રય શૂર પ્રમાણ,
ચતુર્થ પ્રહરણ, પંચ અપરિજીત, ષષ્ઠમ જયનામા નિર્વાણ;
સપ્તમ સુભદ્ર, વામ અષ્ટમો, નવમો આયુ, દશમો સત્ય,
એ દશ અષ્ટમિ ભદ્રાના, સંગ્રામજીતથી સર્વ અપત્ય. ૮
પ્રથમ પુત્ર પ્રદ્યુમ્ન પુત્ર અનિરૂદ્ધ, મહાબલવાન લલીત,
તેના કોટીશ[3] પુત્રપૌત્ર[4], બલધારિ પરાક્રમ શાલિ અમીત;
ષટ પંચાશત કોટિ યાદવો, રાજે બલધન શાલિ, મુનેશ,
ભ્રાતા શ્રીબલરામ સદા અભિરામ, વિરાજે પાવનશેષ. ૯

હરિગીત.

એભાંતિ રૂપઅનેકને ધરિ, સકલસુંદરિ ગૃહવિષે,
સંસારિના શુભકર્મ સેવું, જેમ પ્રાકૃતજનમિષે[5];
તે સર્વ સદને સંત સુજને, એક અવલોકે સદા.
મમ યોગમાયા ઉદયને, ના અન્યજન જાણે કદા. ૧
હૂં ધર્મને કર્તા, હુ વક્તા, તદપી માયાથકી,

૧ સંતાન-પુત્ર. ૨ અનિલ. ૩ કરોડ. ૪ પુત્રોના પુત્ર. ૫ ઈશ્વર આવરહિત.

નરલોકને શિક્ષાર્થે આ[1], વિવિધાલિલા કળિ મેં નકી;
માયાબલે નરપદ્દવિને[2], નાના વિધાને અનુસરી,
નિત્યે રમૂં ષોડશસહસ્ર, વારાંગના સંગે વરી[3]. ૨
તેસકલ વિરહાતુરઉરે, ઉર[4] ચાંપી શયને સુંદરી,
ગૃહિકંઠ અધરમધૂર પાન, કરંતિ એદ ઉરે ધરી;
મંદાર[5] વાયુસહિત પ્રભાતે, પક્ષિશબ્દ શ્રવણ કરી,
પતિ પતિ કથંતી બંદિસમ[6], બોધે મને ગુણથી ભરી. ૩
સુણતાં પ્રિયાના મદુરઉર, ભુજને[7], વિમુક્ત[8] કરીતદા,
કિંચિત સ્વચિત્ત ન લિપ્તકરતાં, આચરૂં નીતી સદા;

## ઝૂલણાછંદ.

સકલ આલસ તજી, મોદ મનમાં સજી, પહૈરી કામિનીને પ્રભાતે,
જલઉપસ્પર્શિને[9] નીતિને દર્શિને, બ્રહ્મનું ધ્યાન ધરિ વિવિધભાતે;
વિમલવારીવિષે, સ્નાન કરિ શુભદિશે, વસ્ત્રપરિધાન કરિ દિવ્યવેષે,
સાધિસંધ્યા જપી, બ્રહ્મગાયત્રિને, પૂજિ પરમેશને શુદ્ધ દેશે. ૧
સદ્વિધાને ઉપસ્થાપિ[10] શ્રીસૂર્યને, અગ્નિને હોમિ નાનાવિધાને,
દેવ, ઋષિ, પિતૃને, તર્પિ[11] પાવનવિધે, અર્ચિ ગુરૂ, વૃદ્ધને, યોગ્યમાને;
કનક, મુક્તાદિ,[12] ભૂષણથિ ભૂષિતઅતી[13], ધેનુની બદ્ધસંખ્યા[14] સુજાતી,
પુચ્છીગૃહિ અર્પિ સદ્વિપ્રને દિનદિને, દક્ષણાલક્ષ સંગે સુભાતી. ૨
વિપ્ર, ગૌ, દેવતા, વૃદ્ધ, ગુરૂ, આદિને, વિનયથી બહુ પ્રકારે પ્રણામી,
સ્પર્શિ માંગલ્યને,[15] વસ્ત્રભૂષણમણી, કૌસ્તુભાદિ ધરી રમ્યધામી[16];
દર્શી[17], ગો, ઘૃત, વૃષભ, વિપ્રને, દર્શિને, સ્વામી, સેવક, પ્રજાને, સુહીતે,
અભિલષિત કામથી[18], અધિકસંતોષિને, પામિ સંતોષ નિર્દોષચિત્તે. ૩
માલ્ય, તાંબૂલ, અનુલેપ[19], માલાદિના, પ્રથમ ભૂદેવને[20] ભાગ આપી,
મિત્ર, સુત, બંધુને, અર્પિ તદનંતરે, સર્વદા હું ગૃહી સ્નેહ વ્યાપી;
ત્યાં સુધી રથ સુશોભીતને, અશ્વની રાજિ[21] યોજી[22] રૂપાલી,
આંગણે આવિને, ઉરવિષે ભાવિને, સૂત[23] ઉભો રહે પ્રેમપાલી. ૪

---

૧ શીખામણ. ૨ માર્ગ. ૩ પરણી. ૪ વિરહથી આતુર, ઉરના સાથે ઉર ચાંપીને. ૫ મંદારપુષ્પસંબંધી. ૬ સ્તુતિ કરનાર. ૭ કોમલ હૃદય તથા ભુજ. ૮ છોડીને. ૯ આચમન કરી. ૧૦ ઉપસ્થાન કરીને. ૧૧ તર્પણ કરીને. ૧૨ મોતી. ૧૩ શોભીત. ૧૪ એક સંખ્યા છે. ૧૫ દેવઆદિક. ૧૬ રમણીક. ૧૭ આરિશો. ૧૮ ઈચ્છિત કામથી. ૧૯ સુગંધિમય ચંદન. ૨૦ બ્રાહ્મણ. ૨૧ પંક્તિ. ૨૨ જોડીને. ૨૩ સારથી.

સકલસંવાસથી, એમ કળિ નીકલિ, અકલવપુએક કળિ સદ્વિધાને,
હસ્તથી સૂતનો, હસ્ત ગૃહિ રથવિષે, બેશિ ઉદ્ધવ સહિત સૂર્યવાને[1];
દર્શતી રહિગવાક્ષે મૃગાક્ષિસ્ત્રિને, દર્શતો સ્નેહલજ્જા વિલાસે,
હાસ્ય પામી પરસ્પર સ્વઅંતર વિષે, સંચરી ભાવથી રાજ્યવાસે. ૫
ધર્મનામા સુધામા સભામાં જઈ, બેશુ સિંહાસને મધ્યવાસે[2],
સર્વદા સર્વયાદવથિ વેષ્ટિત સુજી, જેમ ગગને શશીબિંબ ભાસે;
તત્ર ઉપમંત્રિજન[3], મંત્રયુક્તીથકી[4], ઝટમને તુષ્ટવે કપટ તોડી,
ન્યાય, અન્યાય, અવલોકિ લોકાંતરે, તે નિવેદન કરે હસ્તજોડી. ૬
નિકટ નરસિંહયાદવભટાની[5] ઘટા, શસ્ત્ર સંયુક્ત શોભીત રાજે,
લલિત શૃંગાર પરિધાન કરિ અનુચરો, પરમ આજ્ઞાપરા[6] અમિત ભ્રાજે;
સન્મુખે સન્મુખાં, નટિ નટા કરિ છટા, થનક થૈ થૈ થનક થૈય નાચે,
તાલ સુરથી મૃદંગાદિ વાદિત્રના, નાદ મંજૂલ સુણિ ચિત્ત રાચે. ૭
સુત માગધ તથા, બંદિજન તુષ્ટવે, કાવ્યના બંધ ગુંથી રસાલા,
વિપ્ર, વિદ્વજ્જના, પુણ્યનૃપની[7] કથે, યશ કથા નીતિ શાલી વિશાલા;
એ વિધીથી સભા મધ્ય સંસ્થિત[8] છતાં, આપને અત્ર સંપ્રાપ્ત[9] જાણી,
શિઘ્ર આ રૂક્મિણી રાણિ સંગે લઈ, સમિપ આવ્યો હું મનમોદ આણી. ૮

દુહા.

વિચારતાં સંસારમાં, અસાર સર્વ ઉપાય; એકસાર સત સંગતી, જેથી સાર જણાય. ૧
પ્રયત્નથી સંસારમાં, મલે સર્વ સુખ સંગ; તથાપિ ભાગ્યોદય વિના નમલે સજ્જન સંગ. ૨

હરિગીત.

એભાંતિ હરિની મોહકારિણિ, વાણિ સુણિ તે દ્વિજપતી[10],
આતે શું કૌતુક એ રિતી, આશ્ચર્ય પામ્યા ઉર પ્રતી;
ચિંતા સમુદ્રવિષે નિમગ્ન, સુજી કરે ચિંતવન અતી,
અજ આદિ દેવ સદૈવ જેનો, પાર ના પામે રતી. ૧
અતિ વીર્યની[11] માયા તણો, આશ્રય પ્રમાણિ આહો હરી,
લીલાથી આજગમાં સદા, વ્યાપી રહ્યા છે વિસ્તરી;
આ રૂક્મિણી પણ કૃષ્ણની, આદી મહા માયા દિસે,
મુનિ એ પ્રકાર વિવેકથી, આનંદ પામ્યા ઉર વિષે. ૨
ઉચર્યા મુની હરિને તદા, હે કૃષ્ણ આપ મિલાપથી,

---

૧ સૂર્યસરખો. ૨ વચમાં. ૩ મહેતા મુત્સદી. ૪ વિચારની યુક્તિ. ૫ નરમાં સિંહ જેવા. ૬ આજ્ઞામાં તત્પર. ૭ પુણ્યશાળી રાજા. ૮ બેઠેલો. ૯ આવેલ. ૧૦ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ. ૧૧ મહાબળી.

જપ તપ સકલ ફલકારિ સર્જિયાં, શું કથું મમ વદનથી;
હે કૃષ્ણ તવ દર્શનથી હોય, વિના શિયા કલ્મષકરા[1],
શું આપને કરવાનું છે, કથિયે મને કમલાવરા. ૩
તે સુણિ હરિ ઉચર્યા મુનેશ, મને પ્રસન્ન તમે કદા,
મમ ભવનને પાવન કરો, કરૂણાથી મુનિ રાજન તદા;
નાના વિધાને પૂજિ તવપદકમલ જલ મસ્તક ધરી,
પામીશ પૂર્ણ પવિત્રતા, મુનિરાજ કથું વિનતી કરી. ૪
સુણિ એમ દુર્વાસા વધા, હે હરિ મને અતિ કોપિને,
ભવને લઈ કરશો શું જેમ, વ્યથા ગૃહે ધન આપિને;
યદ્યપિ[2] મને નિજમંદિરે, લેવાનિ ઇચ્છા જો હશે,
કથું તે પ્રમાણે કીજીયે, અવની વિષે સૃજવા યશે. ૫
આરથ વિષે મુજને નિવેશન[3] કરિ, તમે કમલાપતી,
આપત્નિ સહિત વહન કરો, સ્કંધે[4]-કરી માની મતી;
તે વાક્ય સુણાતા માત્ર હરિયે, રથથિ હયને મોચિ[5]ને,
રથ મધ્ય તે મુનિને નિવેશિ, વધા સ્વ ઉરમાં રાચિને. ૬
હે વિપ્ર આજ તમે મને, નિજ બંધુ સહ પાવન કર્યો,
કથિ એ વિધા નિજ પત્નિ સહ, રથને ત્વરિત સ્કંધે ધર્યો;
તે પત્નિ સહ પરમેશ રથને, વહે અતિશય યત્નથી,
અતિ શિઘ્ર શિઘ્ર[6] ચશે[7] તમે, એ વિધિ કથે મુનિ વદનથી. ૭
તેને પ્રદર્શી ઉર વિષે, વિસ્મિત સૃજી સુર સ્નેહથી,
કરતાં કુસુમ[8] વર્ષાવ કથતા, ધન્ય ધન્ય વધા કથી;
દર્શો સુરો ભગવાનની, ભક્તી અહો! બ્રાહ્મણ વિષે,
સ્કંધે ધરી રથને વહે શું, તુન્ય રૂક્મિણિમાં દિસે. ૮
યશ એમ સુર કરતાં છતાં, વિચરે હરી દ્વારામતી,
તે સમય તત્રે શ્રમથિ તૃષિત, સૃજી વદી રૂક્મિણિ સતી;

## महिदीपक.

નાથ આતૃષા મને મહાવ્યથા સૃજાવે, અન્ય કોણ પ્રીતિથી તમોવિના સમાવે;
જલવિના અવશ્ય જાય પાપિપ્રાણ મારો, હે અનાથ નાથ આસમે મને ઉગારો. ૧
અંગમાં થયો અપાર તાપ નાશ કારી, તે સમાવિયે અનાથનાથ સ્નેહ ધારી;

---

૧ ક્લેશ કરનાર. ૨ એમ છે તોપણ. ૩ બેસારિને. ૪ ખભે. ૫ છોડીને. ૬ ઉતાવલા ઉતાવલા. ૭ ચાલો. ૮ પુષ્પ.

આ મૃદૂર કંઠ જલવિના અપાર શોષે, વદનપદ્મથી સુકાયુ વારિ કર્મદોષે. ૨
કંકરાકરાલ, કંટકાથિ, વ્યાપ્ત ભારી, આ કુટીલ[1] માર્ગને વિલોકિયે વિચારી;
લલિત સ્કંધ પ્રત્ય અર્પિ રથ મહાવિશાલો, કેમ કોમલાંગિ અંગના ચરે નિહાલો. ૩
કમલ કોશ[2]તુલ્ય ચરણ પંથમાં ન ચાલે, અંગને તૃષાગ્નિ[3] આસમે અપાર બાલે;
સમિપમાં તમોપતિ છતાં સ્વકીય રાણી, આ વિધે વ્યથીત[4] થાય(એ)અયોગ્ય જાણી. ૪
નાથ સત્વરે સ્વઅંતરે દયા સ્વિકારી, આ વ્યથા થકી કરો વિમુક્ત[5] દીન[6] નારી;
એ પ્રકાર કથતિતે વ્યથા અપાર પામી, વ્યાકુલી સુજી મહીવિષે પડી સુધામી. ૫

## હરિગીત.

સુણિ એમ રાણિનિ વાણિ, સત્વર યદુવરે સ્વેચ્છાબલે,
મહિપ્રત્ય નિજપદને કરી[7], ગંગાજી આણિ તે સ્થલે;
તેના વિમલજલ સિતલને, અવલોકિને રૂક્મિણિ સતી,
જલપાન કરી અંતરવિષે, આનંદની પામી રતી. ૧
તે પાન[8]કૃત જલને પ્રદર્શી, કોપિ દુર્વાસામુની,
અતિ રક્ત નયન થઈ વિઘા, સહસા કરી ભયકર ધ્વની;
હે પાપિણી પ્રચ્છવિના, જલપાન કર્યું તેં જે થકી,
આવારિપાનરતા[9] સદૈવ, થજે તુકામિનિ તે થકી. ૨
વપરં મને ના પ્રચ્છતાં, રથથી રહિત[10] થઈ તુંસતી,
તે કારણે પતિનો વિયોગ, તને થજે આ વનપ્રતી.

## કાવ્યછંદ.

એ પ્રકાર વિકાલ શાપ, રૂક્મિણિને આપી,
રોમ રોમ ધરિ કોપ, કોપિ મુનિરાજ તથાપી;
રથથી અવતરિ થયા, પૃથ્વિસ્થિત[11] વક્ર નિહાલી[12],
કરી વદન વિકાલ, કાલની કલા પ્રજાલી. ૧
રૂક્મિણિ મુનિનો શાપ, શ્રવણ કરિ કલ્મપ કારી,
સત્વર સુજી ભયભીત, પામી વ્યાકુલતા ભારી;
કરતી રૂદન કરાલ, ઉચ્ચ સ્વરથકી વધારે,
આસ્ફોટે[13] નિજઅંગ, પૃથ્વીપર વારંવારે. ૨
કરે શીશ કેશને ચૂર્ણ[14], આક્રંદ વિશાલે.

---

૧ વાંકાચુકા. ૨ કમલનો અંદરનો ભાગ. ૩ તરસનો અગ્નિ. ૪ પીડા પામે. ૫ છોડવો. ૬ ગરીબ. ૭ દબાવિને. ૮ પીધેલું. ૯ આ પાણિ પીવામાં તત્પર. ૧૦ છુટિ પડી. ૧૧ સેરા. ૧૨ વાંકુ નિરખિને. ૧૩ અફાલે. ૧૪ તોડે.

કરથી તાડન કરે, મૃદુરવક્ષસ્થલ, ભાલે;
એમ વિકલ સુજી, કૃષ્ણ ચરણ ગૃહિ ઉચરી વાણી,
તમોવિના પરમેશ, વશુ ક્યાં જુયો પ્રમાણી. ૩
વિપ્રશાપ સાફલ્ય[1] કારણે, પુરૂષ પુરાણી,
ક્લેશિત ઉરથી વદ્યા, રૂક્મિણીને શુભવાણી;
હે અબલા તજ ક્લેશ, સદૈવ વિવેક પ્રકાશે,
તવ ભવને આવીશ, નિત્ય દ્વયપ્રહર[2] વિલાશે. ૪
પ્રદર્શીશે માધવી, તને જે અત્ર પ્રદેશે,
તેનર તદા અવશ્ય, પૂર્ણ યાત્રા ફલ લેશે;
મને પ્રદર્શી યત્ર, તને ના દર્શે ભાવે,
તે પામે ફલ અર્ધ, ન તેમાં સંશય આવે. ૫
એ વિધિ હરિયે કરી, શાંત રૂક્મિણિને પ્રીતે,
નંતર તે કોપિને, તુષ્ટ કરિ વિનય સહીતે;
નગર બહિર્વાટિકા વિષે, મુનિને પધરાવી,
પૂજી પ્રણમિ કર્યા, તુષ્ટ મુનિને મન ભાવી. ૬
ધરી મસ્તકે વિપ્ર ચરણ, પ્રક્ષાલન વારી,
પાવન થયા પરેશ, વિપ્રની ભક્તિ સ્વિકારી;
અર્ઘ્ય ધેનુ મધુપર્ક, અર્પિ સદભાવ તરંગે,
પ્રણમી વારંવાર, દંડવત અધિક ઉમંગે. ૭
કરાવિ ભોજન પાન વદીવદિ મંજુલ ભાષા[3],
વિનય સહીત વદાય, કરી મુનિવર દુર્વાસા;
નંતર શ્રીભગવાન, કલેશ ધરિ ઉરમાં ભારી,
ગયા સ્વમંદિર પ્રત્ય, રમાનો સ્નેહ વિચારી. ૮
સુણિ રૂક્મિણિને શાપ, સર્વ દ્વારામતિવાશી,
અતિશય દુઃખિતથયાં, અંતરે ક્લેશપ્રકાશી.

कविनामथुरेशेण विरचिते द्वारिकामहात्म्य भाषांतरे रुक्मिणिशापोद्भवनाम द्वितीयो विलासस्समाप्तः ॥ २ ॥

---

### हरिगीत.

શૌનક વદ્યા સુણિયે, પુરાણી સૂત કરૂણાને ધરી,

---

૧ સફળ કરવા. ૨ બે. ૩ વાણિ.

એવી નરેશનિ પુત્રિ રૂક્મિણિ, રૂપ ગુણ લક્ષણ ભરી;
કૃષ્ણે હરણ કરિ તેણિને, રાક્ષસવિધાને રિપુ મથી[1],
તેના સહિત કથિયે અમોને, શાપ મોચન સ્નેહથી. ૧
હે સૂત જગમાં કૃષ્ણની, નૂતનકથા પાવનવતી,
તે શ્રવણ કરવા પ્રવિણ કેમ, ધરે નહીં તેમાં મતી;
સુણતાં સદૈવ હરીકથા, પામે વિરામ નહીં કદા,
પીતાં સુધાને[2] જ્ઞાનઅંધવિના, ગણે કુણ આપદા. ૨

मल्लिकाछंद.

તે ગિરા સુણી પ્રકર્ષ[3], અંતરે પ્રકાશિ હર્ષ;
સૂતજી વદ્યા સુભીત, કૃષ્ણની કથા લલીત. ૧

दोधकछंद.

દેશવિદર્ભપતી ગુણરાશી, ભીષ્મકનામ નૃપાલ પ્રકાશી;
કુંડનપૂરવિષે અધિરાજે, ઉત્તમ રાજ્ય સમૃદ્ધિથિ ભ્રાજે. ૧
ધર્મધુરંધર સુકૃતચારી, શ્રીહરિ ભક્તિવિષે ઉર ધારી;
(તે) નૃપને શુભપંચકુમારા, એકકુમારિ રમાઅવતારા. ૨

हरिगीत.

સુતજ્યેષ્ઠ રૂક્મિ, દ્વિતીય રૂક્મરથ, રૂક્મબાહુ તૃતીય ભણો,
સુત રૂક્મકેશ ચતુર્થ, પંચમ રૂક્મમાલીને ગણો;
એ પંચની ભગિની શ્રી, રૂક્મિણિ તેણિયે અંતરપ્રતી,
ગુણવાનથી સુણિ કૃષ્ણગુણનિધિ, માનિયા સદૃશપતી[3]. ૧
ગુણ, શીલ, રૂપ, ઉદાર્ય, લક્ષણ, બુદ્ધિ, શીલા તેણિને,
કૃષ્ણે ધરી વરવા મતિ, નિજ યોગ્ય પત્નિ પ્રમાણિને;
ભીષ્મક પ્રતાપિ નરેશ્વરે, જગદીશ્વરી શોભાવતી,
નિજ પુત્રિને અવલોકિ, કન્યાકાલપ્રત્યે શોભતી. ૨
(તે) લલિતલક્ષણિ પુત્રિને, પરણાવવા પ્રીતી ધરી,
અવની વિષે વરએકકૃષ્ણ, વિચારિયા નિશ્ચય કરી;
કુલના સકલ કુલશીલ પુરૂપ, તથૈવ સર્વસુંદરી,
પામ્યાં મુદા ઉર પુત્રિકારણ, કૃષ્ણવર કરણે ધરી. ૩
શ્રીકૃષ્ણદ્વેષી રૂક્મિયે, સ્વપિતાદિને ઝટ વારિને,
નિજ ભગનિ કારણ માનિવર, શિશુપાલયોગ્ય વિચારિને;

૧ મારિને. ૨ અમૃત. ૩ પોતાના સરખો.

ધરિ દ્વેષ કૃષ્ણથિ શિઘ્ર, આરંભ્યો સ્વયંવર હર્ષથી,
લિખિ સર્વ નૃપને કુંકુમોત્તર, પત્રિયો ઉત્કર્ષથી. ૪
તે સકલ વિપ્રિતરીતિને, સુણિ રૂક્મિણી શુભલક્ષણી,
ચિંતાથિ સુજિ મૃદુઅંતરે, અગ્ની સમાન તપિત ઘણી;
આશ્રીત દ્વિજને તેડિ, એકાંતે વિચારિ મહામતી,
આણવા હરિને પત્રલિખિ, પ્રેર્યો[1] ત્વરિત દ્વારામતી. ૫
તેવિપ્ર રૂક્મિણિનો ગ્રહી, સંદેપ નિશ્ચલઉરવિષે,
હરિની કૃપાથી દ્વારિકા, સત્વર ગયો પશ્ચિમદિશે;
પુરિના સકલસૌભાગ્યને, અવલોકતો દ્વારે જઈ,
પ્રતિહારજનથિ જણાવિ, મંદિરમાં ગયો પ્રમુદિત થઈ. ૬
સિંહાસને રાજીત હરિ, શ્રીકૃષ્ણને, દર્શ્યા યદા[2],
તેને પ્રદર્શી કૃષ્ણ, આસનથી ઉઠી સત્વર તદા[3];
નિજ આસને તે વિપ્રને, પધરાવિ વિવિધ પ્રકારથી,
પ્રણમી, સમર્ચિ, અધિક પ્રસન્ન કર્યો મૃદુરવિનતી કથી;
નંતર મધુરપક્વાન ભુક્ત, કરાવિ એકસ્થલપ્રતી,
શ્રમ હરણ કારણ મંચકોપરિ[4], શયિત કરિયો દ્વિજપતિ. ૭
નિજ કરથિ દ્વિજપદ મંદ મંદ, પ્રમર્દતાં[5] તત્રે વશી,
અતિનમ્રભાવથિ હરિ વધા, મંજુલગિરા તેને હશી;
હે વિપ્ર આપમિલાપથી, દર્શે દિવસ આ ધન્યનો,
ભગવાનની કરૂણાવિના, ન મલે સમાગમ સંતનો. ૮

### છપયછંદ.

દ્વિજ તવ પ્રાચિનધર્મ, પ્રવર્ત છે કે? પ્રીતે,
વર્તેછે કે? વિપ્ર સર્વથી[6], પ્રસન્નચિત્તે;
મુનિમાં તે નિજધર્મ, કામપ્રદ છે કે? નિત્યે,
નૃપથી પ્રજા સમસ્ત, કુશલ છે કે? નિજ કૃત્યે;
નિરહંકારિ, મહામતિ, વ્રતી, શાંત, વિવેકી, સન્મતી,
હરિ માર્ગ દર્શક, સર્વદા, પ્રણમૂં તે દ્વિજને અતી. ૧

### વસંતતિલકા.

જે કારણે દ્વિજ તમે પ્રમુદા ધરીને, આવ્યા ઇહસ્થલ[7] પયોનિધિને તરીને;
શું ગુમે કાર્ય કરવાનું ઉરે વિલાસે, તે સર્વ શિઘ્ર કથિયે, મુજને પ્રકાશે. ૧

---

૧ મોકલ્યો. ૨ જ્યારે. ૩ ત્યારે. ૪ પલંગ ઉપર. ૫ ચાંપતાં. ૬ સર્વે લોકથી. ૭ આ ઠેકાણે.

## ભુજંગપ્રયાત.

રમાનાથની, એ રિતી રમ્યવાણી, સુણી વિપ્ર સંપૂર્ણઆનંદ આણી;
પ્રિયાયે[1] લિખી પ્રેમપત્રી પ્રતાપી, રમાનાથ આજ્ઞાથિ વાંચે કલાપી. ૧

## વસંતતિલકા.

શ્રીદ્વારિકાનગરમધ્ય સદા નિવાશી, આનંદરાશિ, અવિનાશિ, સ્વયંપ્રકાશી;
કુંડીનિથી લિખિત ભીષ્મકની કુમારી,રૂક્મીણિ કિંકરિ નિરંતરની તમારી. ૧
તેના પ્રણામ[2] ઉરમધ્ય સ્વિકારિ લીજે, વાંચી વિનંતિ મમકાર્ય-યથાર્થ કીજે;
અન્યત્ર[3] અત્રથિ અનામય[4] નાથ જાણી, શ્રીઆપની કુશલતા લિખવી પ્રમાણી. ૨
હે વિશ્વનાથ ગુણ, રૂપ, રતી, તમારી, સંતાપહારિ તવ કીર્તિ મનોવિહારી;
તે મેં શ્રુતીથિ[5] સુણિ વૃત્તિ સદા અગર્વે, અર્પિ તમો પદવિષે તજી લાજ સર્વે. ૩
શ્રીમાન્[6]કુલાદિથિ, સ્વતુલ્ય[7] તને કૃપાલા, કાં[8] કન્યકા નહિ વરે કુલથીવિશાલા[9];
તેથી વરી મનથિ હું તમને સુરાયા, અત્રે પધારિ કરિયે મુજને સ્વજાયા. ૪
આ[10] વીરભાગ[11] મૃગરાજ[12] બલી[13] સમાને, પામો કદા ન, શિશુપાલ શૃગાલવાને[14];
અત્યંતજન્મકૃતસુકૃતથી[15] તમારી, આરાધના અધિક મેં ઉરમાં સ્વિકારી. ૫
તેથી અવશ્ય મમ[16]હસ્ત ગૃહો પ્રતાપી, જે ચૈદ્ય[17]આદિ કુનૃપો[18] ન ગૃહો કદાપી;
અત્રે પતી પ્રથમ ગુપ્ત[19]પ્રકાર આવી, પશ્ચાત્[20] સ્વસૈન્યથિ પ્રકાશિ સ્વચિત્ત ભાવી. ૬
ચૈદ્યાદિ સૈન્ય મથિ રાક્ષસના વિધાને, દર્શાવિ વીર્ય[21] મમહર્ણ કરો સ્વયાને[22];
હે કન્યકે તવસહોદરને[23] વિનાશી, પ્રેમે તને હરણ કેમ કરૂં પ્રકાશી. ૭
જો એમ અચ્યુત તમો કથશો કદાપી, તેનો ઉપાય કહું તે સુણિયે પ્રતાપી;
ઉદ્વાહપૂર્વદિવસે[24] ધનશ્યામગાત્રા, શોભીતિ છે સ્વકુલદેવિનિ દિવ્યયાત્રા. ૮
તે પર્વમાં નવકુમારિ મહાવિધાને, પ્રીતે જશે ગૃહબહિ[25] યજવા[26] ઉમાને[27];
સ્વામી તવાંઘ્રિરજને[28] મુદથી મહંતા, ઇચ્છે સ્વદોષ શમનાર્થ[29] સદા અનંતા. ૯
તે પાદ પ્રાપ્ત નહિ થાય તદા નિદાને, ત્યાગીશ પ્રાણ શતજન્મથી[30] પામવાને;

## હરિગીત.

હે કૃષ્ણ તમને આ પ્રિયા, સંદેશગુપ્ત[31] કથન કર્યો,
તે કારણે આ કાર્યમાં, કરશો વિચાર કૃપા ભર્યો;

૧ રૂક્મિણીયે. ૨ નમસ્કાર. ૩ બીજું. ૪ કુશળતા. ૫ કાનથી. ૬ શોભના. ૭ પોતાના સમાન-સરખે સરખા. ૮ કઈ. ૯ કુલથી મોહોટી. ૧૦ હું રૂક્મિણિ. ૧૧ વીરલોકમાં વીર તમે તેનો ભાગ. ૧૨ સિંહ. ૧૩ ભક્ષ. ૧૪ શિયાળવાને. ૧૫ ઘણા જન્મના સુકૃતથી. ૧૬ મારો હાથ. ૧૭ શિશુપાલ. ૧૮ દુષ્ટ રાજા. ૧૯ છાના. ૨૦ પછીથી. ૨૧ પરાક્રમ. ૨૨ પોતાના રથે. ૨૩ ભા-ત્રાદિને. ૨૪ લગ્નના પ્રથમ દિવસે. ૨૫ ઘરથી બાહેર. ૨૬ પૂજવા. ૨૭ પાર્વતીને. ૨૮ તમારા ચરણ-રજને. ૨૯ શમાવાને. ૩૦ સો જન્મથી પણ. ૩૧ સંદેશો છાનો.

પશ્ચાત જે કરવાનું તે કરશો, અતી સત્વર હરી,
વિપ્રિત થતાં તત્ર ચરણલોભી, પ્રાણ તજશે કીંકરી. ૧

**शिखरिणि छंद.**

પ્રિયાનો સંદેસો, શ્રવણ કરિને યાદવશશી[1],
વધા તે સ્નેહીને[2], કરથિ કરને મેલવિ હશી;
મને તેણી રીતે, અતિવિષમ[3] ભાસે, મુનિજના,
ન આવે રાત્રીમાં, નિમિષ પણ નિદ્રા, પ્રિયવિના[4]. ૧

**महिदीपछंद.**

મમ વિવાહ દ્વેષતાથિ રૂક્મિયે નિવાર્યો[5],
(તે) સમસ્ત હું પ્રથમથિ જાણું અનવિચાર્યો[6];
તેથિ ચૈદ્યઆદિશુષ્કતૃણ[7] રણે[8] પ્રમાણી,
જ્વલિતઅગ્નિસમદહન[9] કરી હરીશ રાણી. ૧
મમ ચરણપરાયણી[10] સુકોમલા કુમારી,
આણીશ અવશ્ય સ્વગૃહે અરી નિવારી;
એમ વિપ્રને કથી વિવાહરક્ષ[11] જાણી,
સારથી સુજાનને વધા રમેશ વાણી. ૨
આણ રથ ત્વરીત અશ્વ યોજીને[12] અધીરા[13],
શિઘ્રકાર્ય જાણિ કર નહીં વિલંબ વીરા;
સૂત[14] શૈબ્યઆદિઅશ્વ[15]યુક્તરથપ્રતાપી,
આણિ સ્થિત થયો સમીપ અંજલી કલાપી. ૩
કૃષ્ણ તે રથે પ્રરોહિ[16] વિપ્રના સહીતે,
એકરાત્રિથી ચર્યા વિદર્ભપ્રત્ય પ્રીતે;

**शार्दूलविक्रीडित छंद.**

રાજા ભીષ્મક રૂક્મિસ્નેહ વશથી[17], ઉદ્વિગ્નચિત્તાંતરે[18],
સ્વા[19]કન્યા શિશુપાલને અરપવા, ઉદ્યોગ તત્રે કરે;
શોભા સર્વ પ્રકાશિ કુંડિનિપુરી, કીધી સુશોભાવતી,
રથ્યાપંથ[20] ચતુષ્પથાપણ[21] કર્યાં, શોભીત જેમાં અતી. ૧

---

૧ યાદવમાં ચંદ્ર. ૨ બ્રાહ્મણને. ૩ નઠારૂં. ૪ રૂક્મિણિવિના. ૫ રોક્યો. ૬ વિના કહે. ૭ શિશુપાલ આદિ રાજા સુકા ઘાસ. ૮ રણસંગ્રામમાં. ૯ બલતા અગ્નિપ્રમાણે બાલીને. ૧૦ મારા ચરણની સેવક. ૧૧ વિવાહનું નક્ષત્ર. ૧૨ જોતરીને. ૧૩ ચંચલ. ૧૪ સારથી. ૧૫ શૈબ્ય નામના ઘોડા આદિ ચાર ઘોડાથી યુક્ત. ૧૬ બેશિને. ૧૭ રૂક્મિણિના સ્નેહ વશથી. ૧૮ ખેદ ચિત્તથી. ૧૯ પોતાની. ૨૦ રથના માર્ગ. ૨૧ ચકલા, બજાર.

નાના ચિત્ર, વિચિત્ર, તોરણ, ધ્વજ, ચંચ[1]ત્પતાકાદિથી,
દ્વારા[2] આંગન[3] યુક્ત ઉજ્વલ કર્યાં, મંદીર જેમાં મથી[4];
માલાભર્ણ, સુગંધ, ચંદન, તથા, દિવ્યાંબરાદી ધરી,
જેમાં સર્વ પ્રકાર શોભિત થયાં, નારી, નરો, વિસ્તરી. ૨
દેવાગાર તથા મહાગૃહવિષે, નાનાવિધાને કરી,
વાજે મંજુલવાદ્ય[5]નાદ અતિશે, નાચે મહાસુંદરી;
પ્રીતે ગીતલલીત માનનિ-કરે, સ્વાદુર્મૃદુસ્વૂરથી,
ગર્જે મંગલના ગૃહેગૃહ ધ્વની, આનંદના ભરથી. ૩
અર્ચે પૂર્વજ, દેવ, વિપ્ર, ગુરૂને, ભૂપાલ વેદોક્તથી,
વાચે સ્વસ્તિમતીગિરા[6] દ્વિજવરો, વૈદર્ભિને પ્રીતિથી;
કન્યા કોમલઅંગ મંજન[7] કરી, ચિત્તે હરીને ભજી,
વસ્ત્રાભર્ણ અમૌલ્ય ધારણ કરી, શોભીતિ અંગે સજી. ૪
વિપ્રો તેણિનુ સર્વરક્ષણ કરે, વેદોક્તમંત્રો ભણી,
હોમે આહુતિ અગ્નિમાં દ્વિજવરો, અત્યંત શાંતી તણી;
નાના અંબર[8], વિત્ત, ભોજન, તથા, સૂવર્ણ, ધેનૂ, ધરા,
અર્પી વાડવને પ્રમોદથિ ગૃહે, આશીશ ભીતીહરા[9]. ૫
એભાંતી શિશુપાલ શાંતિ કરિને, લગ્નાર્થે પામી મુદા,
સેના સર્વસમૃદ્ધિ સંયુત ગયો, કુંડીનિ પ્રત્યે તદા;
તેને પૂજી, પ્રણામિ, ભીષ્મકનૃપે, સન્માન અર્પી અતી,
સ્થાપ્યો કલ્પિત[10] યોગ્યઆશ્રમવિષે, માની સ્વપુત્રીપતી. ૬
તે ભાંતી શિશુપાલમિત્રનૃપતી[11] ઉન્માદ અંગે ધરી,
તત્રે સૈન્યઅનંતયુક્ત વિચર્યા, જે જે હરીના અરી;
શ્રીસંકર્ષણયુક્તવૃષ્ણિજનથી, સંયુક્ત તત્રે હરી,
કન્યાને હરશે તદા યદુથકી, સંગ્રામ સર્વે કરી. ૭
વૃષ્ણીને હણિ અર્પિશુ નૃપસુતા, ચેદીશને[12] યત્નથી,
ધારી એમ ઉરે અનેક વિચર્યા, તત્રે નૃપો સૈન્યથી;
કન્યાને હરવા ગયેલ હરિને, જાણી બલીરામજી,
ભ્રાતૃસ્નેહવશાત[13] કુંડિનિ ગયા, અત્યંત સેના સજી. ૮

---

૧ ઉડતી. ૨ બારણાં. ૩ આંગણાં. ૪ મેહેનતથી. ૫ વાદ્ય. ૬ અતિશે કલ્યાણી વાણી. ૭ સ્નાન. ૮ વસ્ત્ર. ૯ ભયને હરનારી. ૧૦ તેને જેવી યોગ્યતા તેમ રચીને. ૧૧ શિશુપાલના મિત્ર રાજા. ૧૨ શિશુપાલને. ૧૩ લીધે.

### હરિગીત.

નિજલગ્નપર્વવિષે, સમાગતભૂપગણને[1] દર્શિને,
વૈદર્ભિ વિપ્રનું પ્રતિગમન,[2] અવલોકતી છતિ તર્શિને;
તે સમય ચિંત્વન હરિનું કરવા, લાગિ ખેદિત ચિત્તથી,
સૂજિ વ્યગ્ર ચંદ્રરૂપીરમા, શિશુપાલ રાહુ પ્રભાસથી. ૧

### લલિતછંદ.

અતિઅભાગિણી નારિનો અહો, દિવસ લગ્નનો આરિતી ન હો;
રજનિ આજની અંતરે રહી, તદપિ શ્રીપતી આવિયા નહીં. ૧
અતિકુટીલ[3] આ કર્મની ગતી, અહહ દૈવ કેને કથે સતી;
અધિક સોચતાં તેગતી વિષે, હૃદયથી મને હેતુ[4] ના દિસે. ૨
દિન ઘણા ગયા વિપ્રને ગયે, યદપિ (તે) નહીં આવિયો સ્વયે;
શપથથી[5] ગયો શ્રીમુખે કથી, તદપિ નાથને લાવિયો નથી. ૩
જગવિષે સદા વિપ્રસન્મતી, તદપિ તેમની આ દુરાકૃતી;
ન કર તાત તૂં ઘાત આસમે, અધિશને લઈ આવ જોગમે. ૪
અતિકઠોર આ વૈધ દુર્મને[6], નિશિ[7] ગયે છતે દર્શશે મને;
હરિ તમારિ સ્ત્રી નિર્યશે થશે, પરકરે જતાં પ્રાણ ત્યાગશે. ૫
મમવિષે હરી દોષને ગૃહી, કદિ વિવાહમાં આવશે નહીં;
તજિશ સત્ય આ દેહને તદા, હરિ પદાબ્જને પામવા સદા. ૬
દ્વિજપતી[8] કદી કામ ના થયે, શુભદિને નહીં આવશે ભયે;
મમવિધી[9] નથી સબલ સંપ્રતી[10], નથિ પ્રસન્ન શ્રીપાર્વતીપતી. ૭
અહહ હે હરી કિંકરીવિષે, કરવિ ના ઘટે વાર આ મિષે;
અધિક એરિતે ચિંતતી સતી, અરપિ કૃષ્ણમાં સર્વથા મતી. ૮
અવશ આવશે નાથ સંપ્રતી, દરશતી છતી એરિતે સતી;
અધિક વ્યાકુલી રોદને કરી, મિલન ના[11] કરે નેત્ર સુંદરી. ૯

### દુહા.

પ્રદર્શતી છતિ એ વિધા, કૃષ્ણા ગમન[12] પ્રકામ[13],
સહસા સ્ફુરણ થયાં ઉરૂ[14], વામનેત્ર[15], ભુજવામ. ૧

---

આવેલ રાજાના સમુદાય. ૨ પાછું આવવું. ૩ વાંકી. ૪ કારણ. ૫ સોગનથી. ૬ દુષ્ટ મનથી. ૭ રાત્રિ. ૮ બ્રાહ્મણ. ૯ ભાગ્ય. ૧૦ હમણાં. ૧૧ મીચે નહીં. ૧૨ કૃષ્ણનું આવવું. ૧૩ અત્યંત. ૧૪ સાથલ. ૧૫ ડાબુ નેત્ર.

## काव्यछंद.

એકરાત્રિથી કૃષ્ણ, કુંડીની પ્રત્યે આવી,
કથી સમસ્ત પ્રકાર, વિપ્રને પ્રશ્યો[1] ભાવી;
તે બ્રાહ્મણ તત્કાલ, અધિક અંતરમાં હર્ષી,
અંતઃ પુરવાશિની, રાજકન્યાને[2] દર્શી. ૧

તે હર્ષિત વિપ્રને, દર્શિ રૂક્મિણી સુભાગી,
લક્ષધરી લક્ષિણી, પ્રચ્છવા હશિને લાગી;
દ્વિજે તેણિને પ્રાપ્ત, કૃષ્ણને[3] કથ્યા સુસ્નેહે,
શ્રવણ કરી આનંદ, પામિ માનની સ્વદેહે. ૨

ઉક્તવાક્યને[4] સત્ય, નિજાંતરમધ્ય સ્વિકારી,
સહસા સૃજી અપાર, પ્રેમલજ્જીત કુમારી;
અન્ય નહીં અર્પતાં, વિપ્રને વિપુલવિલાસે,
પ્રણમી વારંવાર, દંડવત સ્નેહ પ્રકાશે. ૩

સ્વસુતાનો ઉદ્વાહ[5], દર્શવા અધિક ઉમંગે,
રામકૃષ્ણ સંપ્રાપ્ત, થયાછે સેના સંગે;
એમ સુણી નિજસૈન્ય, વાદ્ય, અર્હણા[6], સહીતે,
શિઘ્ર સન્મુખે જઈ, ભૂપ ભીષ્મક સુચિત્તે. ૪

દિવ્યવસ્ત્ર, મધુપર્ક[7], ઉપાયનથી[8] સન્માને,
પૂજી પ્રણમી કર્યા, નિવેષિત કલ્પિત સ્થાને;
ઉભય ભ્રાતૃને, સૈન્ય સહિત આતિથ્ય કરીને,
પામ્યો ભૂપતિ પ્રેમ, તેમની કરૂણા ધરિને. ૫

એમ સમસ્ત સમેત[9], ભૂપનાં યોગ્ય વિધાને,
કરી યોગ્ય સન્માન, નિવેશ્યા કલ્પિતસ્થાને;
સ્વયંવરે સંપ્રાપ્ત, કૃષ્ણને શ્રવણ કરીને,
વિદર્ભવાશિ[10] સમસ્ત, સમિપ જઈ સ્નેહ ધરીને. ૬

નેત્ર પ્રણામથિ કૃષ્ણ, મુખાંબુજ પાન કરતાં[11],
વદે પરસ્પર વાણિ, અંતરે ધ્યાનધરંતા.

---

૧ મોકલ્યો. ૨ સ્ત્રી ગૃહમાં વસનારી રૂક્મિણીને. ૩ આવેલ કૃષ્ણને. ૪ કહેલ વાક્ય. ૫ વિવાહ. ૬ પૂજા સામગ્રી. ૭ દહી, ઘી. મધ, મેલવેલાં. ૮ ભેટ. ૯ મળેલા. ૧૦ કુંડીનીપુરીના રહેનાર. ૧૧ નેત્રથી દેખવા રૂપી પ્રણામથી કૃષ્ણ મુખ પાન કરતાં એટલે હૃદયમાં ઉતારતાં.

### शिखरिणि छंद.

અહો એના જેવી, નહિ શરિર શોભા, નૃપવિષે,
લિલાવાલી એની, અતિલલિત કાંતી મુખવિષે;
મનોહારી ભારી અશુભ હરણી[1] મંદ હસણી,
ભ્રમાવે ભામાને[2] નયન વિભુતી ચંચલ ઘણી. ૧
અહો! એની રાજે ભયહર ભુજા આયત[3] અતી,
વિરાજે શ્રીસંગી[4] અતિવિપુલ વક્ષસ્થલ રતી;
સદા સિદ્ધીદાત્રી[5], પદકમલલક્ષ્મી[6], સકલમાં,
વશી કીર્તી રેષા, સકલસુખદા ભાલતલમાં. ૨
થવા એની ભાર્યા, અતિ ઉચિત[7] આ રૂક્મિણિ દિસે,
મહા લક્ષ્મીનો એ નરપતિ થવા યોગ્ય અતિશે;
અમારાં યતિંકંચીત્[8], સુકૃત, વૃતથી, હે જગવિભૂ,
થજો ભૈષ્મીનો આ, નરપતિ સદા યાદવ પ્રભૂ[9]. ૩

### महिदीप छंद.

એમ પ્રેમથી વદે સમસ્ત લોકવાણી,
ભૈષ્મિનો પતી થજો સદૈવ ચક્રપાણી;
રૂક્મિણિ અવરોધથકી[10] અંબિકા નિવાસે,
ચાલિ પદથિ દેવી[11]પદ પ્રદર્શવા વિલાસે. ૧
ધ્યાન અંતરે અધિક ધરે મહા કુમારી,
શ્રીમુકુંદના પદારવિંદનૂં અપારી;
સર્વ પ્રાંત રાજ્ય ભટથિ ગુપ્ત[12]ચારૂ બાલા,
વૃદ્ધ સખિ સમાજથી પરિવારિતા[13] વિશાલા. ૨
ઉધતાયુધથી સુરો, ભટો, નૃપાલપક્ષા[14],
સર્વયત્નથી કુમારિની કરે સુરક્ષા;
સૂત, બંદિ, માગધો, અપારકીર્તિ વાચે,
અગ્રમાં વારાંગના[15] કલા કલાપિ નાચે. ૩
જીખમા ખમા કરે સુકંચુકી[16] અનંતા,

---

૧ અશુભને હરનારી. ૨ સ્રીયોને. ૩ લાંબા. ૪ શોભાસંગી. ૫ સિદ્ધિ આપનારી. ૬ શોભા. ૭ યોગ્ય. ૮ જે કંઇ હોય તે. ૯ સ્વામી. ૧૦ સ્રી ગૃહથી. ૧૧ પાર્વતી. ૧૨ સર્વ બાજુયે રાજ્ય યોદ્ધાથી રક્ષણ થયેલી. ૧૩ દાસિયોના યુદ્ધથી વિંટાયલી. ૧૪ ઉંચાં કરેલ આયુધથી સ્વાર પહેલવાન રાજ્ય પક્ષકારક. ૧૫ વેશ્યા, ૧૬ ચોપદાર.

આ શિશો વદે અપારવાડવોમહંતા;
ગાયકો, તથૈવ વાદ્યવદકો, વિલાસે.
ગાન, તાન, તાલ, અગ્રમાં કરે પ્રકાશે. ૪

શંખ, તુર્ય, ભેરિ, પણવ, આદિ વાદ્ય વાજે,
છત્ર, ચમર, વ્યજનથી[1], સુશોભિતી વિરાજે;
માલ્ય[2], અલંકાર, વસ્ત્ર, હારથી, સુઅંગે,
શોભિતાં અપારવિપ્રનારિવૃંદ સંગે. ૫

બહુવિધોપચાર[3], દિવ્યબલિ[4] સહીત રામા,
અંબિકાસદનવિષે પ્રવેશિ કૃષ્ણકામા[5];
હસ્ત, ચરણ, ધોઈ, આચમન કરી વિધાને,
પદ્મઆસને વિરાજિ, પૂજવા ઉમાને[6]. ૬

વિપ્રવૃદ્ધસ્ત્રીજને, અતીમહોપચારે,
બાલિને કરાવિ અર્ચના,[7] ઉમાનિ ભારે;
અંબિકે, શિવે, ઉમે, ભવાનિ, ભીતિહારી,
કૃષ્ણ મમ પતી થજો, તને પ્રણામું ધારી. ૭

એમ સ્તવન, યજન[8], નમન, સહિત પૂર્ણપ્રીતે.
કીધિ તુષ્ટ દેવિને. કુમારિયે, સ્વરીતે;
ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, આદિથી વિશાલી.
પ્રથક પ્રથક પૂજી વિપ્રનારિસ્વામિવાલી. ૮

ધન, ધરા, હિરણ્ય, કંઠસુત્રથી, અપારા.
(તે) સમસ્તને કરી પ્રસન્ન, ગતવિકારા[9];
તે સમઅવિપ્રનારિયે, સુદા કલાપી,
રાજપુત્રિકારણે, અભિષ્ટઆશિ[10] આપી. ૯

મૌનઆદિને[11] તજી. ભવાનિને ઉપાસી.
કોટિસૂર્યની કુમારિયે, કલા પ્રકાશી;
દેવિને પ્રણામિ, અંબિકાગૃહેથિ નારી,
શેષને[12] સ્વિકારિ નિસ્તરી.[13] મનોવિહારી. ૧૦

---

૧ પંખા. ૨ ફુલ. ૩ ઘણા પ્રકારનાં પૂજા સાહિત્ય. ૪ નૈવેદ. ૫ કૃષ્ણના કામવાળી. ૬ પાર્વતી. ૭ પૂજા. ૮ પૂજન. ૯ ઇંદ્રિયોના વાંછારૂપિ વિકાર જેણા. ૧૦ ઇચ્છિત આશિષ. ૧૧ નહિ બોલવું. ૧૨ ઉચ્છિષ્ટ. ૧૩ નિકળી.

રત્નકંકણોપશોભિ[1]હસ્તથી વિલાસે,
ચાલિ દાશિહસ્તને ગૃહી, રમેશઆશે;

**वसंततिलका.**

માયાસમાન જગમોહિનિ જેનિ કાયા, ત્રૈલોકપાલિનિ, પુરાતનિ[2], (જે) અજાયા[3];
જેણીનુ કુંડલથિ મંડિત વક્ત્ર રાજે, શ્રોણીવિલાસ[4] અવલોકિ મૃગેંદ્ર લાજે. ૧
કાંચી મનોહરનિતંબ મિલાપ[5] પામી, દિવ્યાંબરાભરણ ભૂષિત ચારૂધામી[6];
વેણી સુગૌરઉરપ્રત્ય પતીત[7] ઓપે, ચાંચલ્યલોચનલિલા[8] પરિતાપ લોપે. ૨
કોદંડમંડિતભૃકૂટિકલાપ ભ્રાજે[9], આરક્તકાંતિ અધરોષ્ઠવિષે[10] વિરાજે;
લીલાલલીતસુચિહાસ્યકલા પ્રસંગે[11], શોભે સદા દશન[12] દાડિમિબીજ સંગે. ૩
દીપે મનોહરમુખાંબુજ જેમ ઇંદુ[13], શોભે ભ્રૂમધ્ય[14] જગમોહનશામબિંદુ[15];
લેખાલિખીતમૃદુગોલકપોલ ભાસે, મુક્તાથિ દીપકસમાન નશા[16] પ્રકાશે. ૪
શોભાયમાનશશિખંડ[17]લલાટદેશે, શ્રીખંડચંદન વિલિપ્ત કર્યું સુવેશે;
અપ્રાપ્તઆર્તવ અનોપમરૂપધામી[18], ચાલે પદાંબુજથિ જે રિતિ હંસનામી. ૫
નૂપૂરના[19] મધુરનાદવિષે વિલોભા[20], યાત્રામિષેથિ[21] હરિને અરપે સ્વશોભા;
તેને વિલોકિ બહુધાગુણબુદ્ધિગર્વે, અત્યંતમોહિત થયા, મહિપાલસર્વે. ૬
તેનાં ઉદારસ્મિત આદિથિ[22] માનવેશા[23], ભૂમાં પડ્યા રથગજાદિથિ (તે)વિશેષા;
તે મંદ મંદ ગતિથી ચરતી કુમારી, પ્રાપ્તી પ્રદર્શતિ છતી પતિની અપારી. ૭
ઉત્સારિ[24] વામકરથી અતિશામકેશા, લજ્જાથિ દર્શતિ છતી હરિને વિશેષા;
તેને કરી હરણ કૃષ્ણ સમસ્ત જોતાં, પ્રેમે નિવેશિ[25] સ્વરથે પરિતાપ ધોતાં. ૮
રાજન્યચક્ર[26] યશહીન કરી વિલાસે, નિર્ભ્રાંત, નિર્ભય, થઈ પ્રભુતા પ્રકાશે;
રામાદિયુક્ત વિચર્યા પરિપૂર્ણનામી, ગોમાયુ મધ્યથિ નૃસિંહ સ્વભાગ[27] પામી. ૯

**हरिगीत.**

તેને અધિકઅપકીર્તિ માની, જરા સંધવશાનૃપા[28],

---

૧ રત્નજડિત્ર કંકણથી શોભીત. ૨ અનાદિની. ૩ જન્મરહિત. ૪ કટિસંબંધિ વિલાસ. ૫ કટિમેખલા જેણિના મનોહર નિતંબ એટલે ઢગરાનો મિલાપ. ૬ સુંદર વસ્ત્ર ઘરેણાથી શોભીત જે સુંદર શરીરવાલી. ૭ બહુ ગોરાઉર ઉપર પડેલી. ૮ ચપલનેત્રસંબંધી લીલા. ૯ ધનુષથી શોભીત જેણિના ભ્રુઆંની રચના. ૧૦ રાતિ કાંતિ જેણિના નિચલા ઓઠ. ૧૧ લીલાથી સુંદર જણીના મંદહાસ્યની કલાના પ્રસંગે. ૧૨ દાંત. ૧૩ ચંદ્ર. ૧૪ ભુવાંના વચમાં. ૧૫ કાલુટપકું. ૧૬ નાક. ૧૭ ચંદ્રનો અર્ધો ભાગ. ૧૮ નહિપ્રાપ્ત રતુથી સુંદર રૂપનું ધામ. ૧૯ ઝાંઝર. ૨૦ જે હરિમાં વિશેષ લોભાયલી. ૨૧ યાત્રાના બાનેથી. ૨૨ મોહોટા મંદહાસ્ય આદિ લાવણ્યતાથી. ૨૩ રાજા. ૨૪ ઉછાલી. ૨૫ બેસાડી. ૨૬ રાજાનાં મંડલ. ૨૭ રાજારૂપી શીયાલોમાંથી નરમાં સિંહ કૃષ્ણ પોતાનો ભાગ રૂક્મિણીને. ૨૮ આધિન.

ના સહન કરતાં કોપિને, વિચર્યા પરસ્પર ધરિ તૃપા[1];
ધિકધિક ધનુષ ધરનાર, ભૂપઉદાર આપણને અહો!
મૃગરાજ[2] મધ્યથી મૃગસમાન, વિભાગ ગોપજને ગૃહ્યો. ૧

**ભુજંગપ્રયાત.**

વિચારી ઉરે એમ સર્વેનૃપાલા, ધરી રોષ અત્યંત ચિત્તે કરાલા;
ગજે, કો રથે, કો તુરંગે, પ્રરોહી, તદા સ્વસ્વસેનાથિ શ્રીકૃષ્ણ દ્રોહી. ૧
કરી ચાપટંકાર નારાચ[3] સાંધી, ધસ્યા કૃષ્ણપૃષ્ઠે[4] મહાવૈર બાંધી;
વિલોકી રણે તેમને આપતંતા[5], થયા સન્મુખે યાદવોવીર્યવંતા. ૨
ગજે, ઘોટકે, સ્યંદને, સ્થીત[6] સૂરા, કરે ઘોર સંગ્રામ અન્યોન્ય પૂરા;
કરે બાણવર્ષાવપ્રાણાંતકારી, મહા પર્વતે જેરિતે મેઘવારી. ૩
પતીની ચમૂ[7] બાણથીછિન્ન જાણી, સજી ભીતિવ્યાકૂલિ વૈદર્ભિરાણી;
અતીશે સલજ્જીતદૃષ્ટી કરીને, વદી ત્રાહિ ત્રાહી નિહાલી હરીને. ૪
વદ્યા તેણિને કૃષ્ણ સ્નેહે હશીને, પ્રિયે ના કરો ભીતિ સંગે વશીને;
અધૂનૈવ[8] વૈરીચમૂને અયાસે, કરૂં નાશ તૂં દર્શ આનંદરાશે[9]. ૫
હલી[10]આદિવૃષ્ણીભટો કાલકૃત્યે, થયા તાડતા બાણથી વૈરિપ્રત્યે;
મથીને રથાદિ કર્યો નાશ ભારી, હણ્યા સારથી, મારથી, માર મારી. ૬
રથીનાં[11], ગજીનાં[12], હઈનાં[13], સુભાતાં, તદા શીશકોટીશ ભૂ પાત થાતાં;
ભુજા, હસ્ત, પાદાદિ, સંગ્રામસ્થાને, અતીશે પડ્યાં વૃક્ષશાખાસમાને. ૭
મહાઅશ્વ, હસ્તી, મનુષ્યાદિ, કેરાં, ભ્રમે શીશ કંદૂ[14]કતુલ્યે ઘણેરાં;
બલાદીયદૂવીરથી એ પ્રકારે, હણાતી[15] સ્વસેના વિલોકી વધારે. ૮
જરાસંધઆદીનૃપોચૈદ્યપક્ષી. પળ્યા સર્વ સંગ્રામથી પ્રાણરક્ષી[16];

**કાવ્યછંદ.**

તે સર્વેનરપાલ. યત્નથી પ્રાણ ઉગારી,
શિઘ્ર પલાયન થયા, માન, મર્યાદા. હારી;
ગયાં કાંતિ, ઉત્સાહ, ગયાં બલ જે મદમાતાં,
ગયાં મિત્ર, પરિવાર, ગયાં યશ, કીર્તિ, સુખાતાં. ૧
ગયાં સર્વ પણ રાજ, કન્યકા હસ્ત ન આવી,
એમ વિચારિ અપાર, અધિકસંતાપ સુજાવી;

---

૧ લાજ. ૨ સિંહ. ૩ બાણ. ૪ પાછળ. ૫ પડતા. ૬ બેઠેલા. ૭ સેના. ૮ હમણાંજ. ૯ હું આનંદના ઢગલા. ૧૦ બલરામ. ૧૧ રથમાં બેઠેલા. ૧૨ હાથીએ બેઠેલા. ૧૩ ઘોડે બેઠેલા. ૧૪ દડો. ૧૫ નાશ થતી. ૧૬ બચાવિને.

શિશુપાલને મલી, વિશ્વમાં અપયશ જાણી,
શુષ્કવદનથી વધા, જ્ઞાનખલ[1] બોધકવાણી. ૨

ઇંદ્રવંશા.

હે હે પ્રતાપી શિશુપાલ ભૂપતી, ત્યાગો તમે શોક વિચારિ સન્મતી;
આલોકતાં[2] લોકવિષે વિવેકથી, દર્શે નહીં હીત, અહીત, જ્ઞાનથી. ૧
જેવી વિકારે કરિ કાષ્ઠયોપિતા[3] નાચે નટેચ્છાથિ[4] સમસ્તમોહિતા;
એ ભાંતિ આ ઇશ્વિરતંત્ર[5] સર્વથા, ભાસે હિતાહીતવિષે ન અન્યથા[6]. ૨
સૌરીથિ[7] હું સત્તરવાર યત્નથી, હાર્યો રણે સૈન્યવિશાલથી મથી;
(મેં) કૃષ્ણ જીત્યો સ્વય એકવારથી, કર્તો નથી શોક તથાપિ સારથી. ૩
પ્રારબ્ધે સંયુક્ત જનીત કાલથી[8], વર્તે સદા આ જગ અન્યથા નથી;
જીત્યા યદૂ આપણને અદૃષ્ટથી[9], એ ભાંતિથી જીતીશુ આપણે મથી. ૪

હરિગીત.

સુણિ એ રિતી શિશુપાલ, અનુચરથી ગયો સ્વપુરે તદા,
હતશેષનૃપ[10] નંતર ગયા, નિજ નિજપુરે ધરિ આપદા;
નિજભગનિનો રાક્ષસવિધે, ઉદ્વાહ માની મનવિષે,
અક્ષોહિણી સેના લઈ, રૂક્મી પલ્યો મહતી રિશે. ૧
ચરતાં પ્રતિજ્ઞાથી વધો, નૃપને ધનુષ કરમાં ગૃહી,
હરિને ન હણિ રૂક્મિણિવિના, કુંડનવિષે આવું નહીં;
કથિ એમ સ્વરથે બેશિ, સારથિને વધો અવિવેકથી,
યત્રે હરી હય હાંક તત્ર, સમર[11] થશે હરિવૈરિથી. ૨
અધુના[12] હું બાણથિ દુર્મતી, ગોપાલને તાડન કરી,
મમ ભગનિને આણીશ, જે ગુણહીન ગોપજને હરી;
કથતો અધમમતિ[13] એમ હરિને, નરપ્રમાણ વિષે ગણી,
સત્વર હરીસન્મુખ જઈ, ઉચર્યો ધરી ઈર્ષ્યા ઘણી, ૩
હે દુષ્ટયાદવ તિષ્ઠ તિષ્ઠ[14], હણું તને રણમાં કરે,
કુલને કલંક ચઢાવા, પર કન્યકાજનને હરે;
કથિ ચાપનો ટંકાર કરિ, ત્રય શરથિ હરિને તાડિને,
ઉચર્યો તુ અત્રે સ્થિર રહે, ક્ષણ માત્ર વિક્રમ[15] ધારિને. ૪

---

૧ પાપી. ૨ જોતાં. ૩ પૂતલી. ૪ નટની ઇચ્છા પ્રમાણે. ૫ નાટકશાલા પ્રમાણે. ૬ બીજું. ૭ કૃષ્ણથી. ૮ પ્રારબ્ધ યુક્ત સર્જેલા કાલથી. ૯ ભાગ્ય. ૧૦ હણાતાં બાકી રહેલા રાજા. ૧૧ સંગ્રામ. ૧૨ હમણાં. ૧૩ નીચ બુદ્ધિવાલો. ૧૪ ઉભો રહે ઉભો રહે. ૧૫ પરાક્રમ.

મમ ભગિનિને હરિ ક્યાં જઈશ, તું કાકતુલ્ય હવી[1] લઈ,
હે મંદ આજ તને હણિશ, શરથી મહાશિક્ષા કઈ;
સુણિ એમ હરિયે ધનુષ છેદી, રૂક્મિને પટ બાણથી,
ધ્વજ દ્વયથિ[2], રથથી સૂત[3], અષ્ટથિ અશ્વ, વ્યથિત કર્યો મથી. ૫
અન્યતધનુષ ગૃહિ પંચશરથી, કૃષ્ણને તાડન કર્યો,
કૃષ્ણે શરાસન[4] છેદિ સત્વર, તાડીયા શરબહુભર્યો;
અન્યત્રચાપ પુનર્પિ ગૃહિ, તાડિયા હરિને ક્રોધથી,
તે ચાપ પણ હરિયે નિમિષમાં, છેદિયું રણમાં મથી. ૬
(તે)પરિઘ[5]. પટ્ટિશશ[6], શલ, તોમર, ચર્મ[7], શક્તી, શર, અસી,
જે જે પ્રહારે શસ્ત્ર તે તે, સર્વ છેદે યદુશશી[8];
નંતર રથેથી અવતરી, ગૃહિ ખડ્ગ ધાયો અતિશયે,
હણવા હરીને જેમ પાવકમાં, પતંગ પડે સ્વયે. ૭
(તે) આ પતનનાં[9] ખડ્ગ, ચર્મ, શરેથિ છેદિ રમેશ્વરે.
રૂક્મિને હણવાની મતી, કરિને ગૃહી અસિને કરે;
તે ભ્રાતૃવધ ઉદ્યોગને, અવલોકિ રૂક્મિણિ ભય ધરી,
પતિના ચરણપંકજવિષે. પડિને વદી રોદન કરી. ૮
હે દેવ દેવ દયાનિધે, યોગેશ, ઈશ, રમાવરા,
મમ ભ્રાતૃવધ કરવા ન, યોગ્ય તમે સદા કરૂણા કરા:

## उपेंद्रवज्रा.

વદે તદા રૂક્મિણિ દીનવાણી, શ્રવે વિશાલાક્ષથિ[10] અશ્રુપાણી:
અપારત્રાસે કરિ અંગ કંપે, સુદંતનીપંક્તિ જરા ન સંપે. ૧
સજી મુખારવિંદનિ શુષ્કકાંતી, ગયાં સુસૌભાગ્ય, સ્વરૂપ, શાંતી:
અપાર વૈકલ્ય[11] થકી વિશાલા, ગલેથિ છૂટી પડિ હેમમાલા. ૨

## हरिगीत.

તેણિયે ગૃહણ કર્યા ચરણ, જેમનાં એવા શ્રીહરી,
રૂક્મિને વધથિ ઉગારિ, મરણસમાન તત્ર વિધી કરી;
રૂક્મિને વસ્રથિ બાંધિ અસિથી, શ્મશ્રુસંયુત[12] કેશને,
સ્થલ સ્થલ[13] વિષે મુંડન કરી, વૈરૂપ[14] કરિયો દ્વેષિને. ૧
તાવત સકલ યાદવ ભટે, રિપુના કટકને રગ્દુ દિધો,

૧ હોમવાનું દ્રવ્ય. ૨ બેથી. ૩ સારથી. ૪ ધનુષ. ૫ આયુધ. ૬ આયુધ. ૭ ઢાલ. ૮ ચંદ્ર.
૯ પડતાનાં. ૧૦ નેત્રથી. ૧૧ વ્યાકુળતા. ૧૨ દાઢી મુછ સહિત. ૧૩ ઠેકાણે ઠેકાણે. ૧૪ કુરૂપ.

શસ્ત્રાસ્ત્રથી કર્યું સર્વ મર્દન, જેમ ગજ નલનીવિષે[1];
બલરામ કૃષ્ણનિકટ જઈ, રૂક્મિનેબદ્ધ પદર્શિને,
કરૂણા સ્વઅંતરમાં ધરી, હરિને વદ્યા ના હર્ષિને. ૨
હરિ (આ) તમે નિંદિત કર્યું, ના ઉચિત આપણને કદા,
વૈરૂપ્યશ્મશ્રુકેશમુંડનથી, મરણ ઉત્તમ સદા;
ધન, માન, સ્ત્રી, મહિ, રાજ, આદિકના મદાંધ મહામતી,
વિજ્ઞાનથી[2] મોચન કરી[3] નાખે મહારૌરૈપ્રતી. ૩
કથિ એમ રામ પુનર્વદ્યા, સતિને ગિરા શુભ લક્ષણી,
ભ્રાતૃના વૈરૂપ્યથી અમને, દોષના હે દાક્ષણી[4];
હે સુંદરી સુખ દુઃખનો, દાતાર અન્યવિધી નથી,
ભોગવે સ્વકૃત[5] સર્વથા, ના દોષ અમને સર્વથી. ૪
વધયોગ્યદોષથિ ભ્રાતૃપણ, તેને ન વધવો શ્રીમતી,
તજતાં સ્વદોષથિ મૃતકજે[6], તે પુન શું મરશે સતી;
ક્ષત્રિનો વિધિયે એજધર્મ, સ્રજાવિયો સતિ જેથકી,
ભ્રાતૃને ભ્રાતૃ હણે સદા, આ ધર્મદારૂણ તેથકી. ૫
જે સર્વ પ્રાણિવિષે અહિત[7], તેનું અજાનથિ તું સતી,
માને સ્વઉરમાં ભદ્ર[8] તેથી, તારિ આ વિષમામતી[9];
સમ, મિત્ર, શત્રૂ, એ વિધા, દેહાભિમાની નરતણો,
માયાથકી કલ્પાયછે, આ આત્મ[10] મોહ બલીઘણો. ૬
તેથી તજો આ શોક જે, અજ્ઞાનજન્ય[11] વિચારિણી,
અંતરે સ્વસ્થા[12] અધિક થા, અબલાવિષે યશકારિણી;
એભાંતિ બલનાં વાક્ય સુણિ, વૈદર્ભિ સુંદરિ સર્વથા,
અજ્ઞાન મોહ વિનાશિ સ્વસ્થા, સ્રજિ સમસ્ત તજી વ્યથા. ૭
સંકર્ષણે મોચીત[13] રૂક્મી, સર્વભંગમનોરથે,
સેનાદિ સર્વ જતાં, સ્વપ્રાણ, ઉગારિ શિઘ્ર પળ્યો પથે[14];
સ્મરતો વિરૂપકરણ[15] તથા, નિજ કૃતપ્રતિજ્ઞાને તદા,
તત્રે વશ્યો પુરભોજકટ, નામે વસાવી તે સદા. ૮

### हीरछंद.

એમ સર્વનૃપસમાજ જીતિ કૃષ્ણશ્રીપતી,

---

૧ કમળી. ૨ વિશેષ જ્ઞાનથી. ૩ છુટીને. ૪ ડાહાપણવાળી. ૫ પોતે કરેલું. ૬ મરેલો. ૭ નેષ્ટ. ૮ કલ્યાણ. ૯ કનિષ્ઠ. ૧૦ પોતાનો મોહ. ૧૧ થયેલો. ૧૨ નિશ્ચંત. ૧૩ છોડાવેલ. ૧૪ માર્ગે. ૧૫ કુરૂપ કરવું.

રાણી રૂક્મિણિને આણિ દ્વારિકાપુરીપ્રતી;
તેણિને વર્યા સુશોભતાદિને વિધાનથી,
સર્વથા ગૃહે ગૃહે થયાં મહોત્સવાદિથી. ૧
નારિ, નર, મહાવિભૂતિથી સુવેશને ધરી,
પારિબર્હ[1] દે હરી, રમા, કરે મુદા ધરી;
ચિત્ર, ધ્વજ, સુગંધ, ધૂપ, દીપ, તોરણાદિથી,
શોભતી અપાર કરી દ્વારિકા સુભાતિથી. ૨
આવિયા વિવાહમાં અનેકમિત્રભૂપતી,
ભીષ્મિને પ્રદર્શિ પામિયા ઉરે પરમગતી;
પૂર્ણપારિબર્હ અર્પિ માનિ કૃષ્ણની દયા,
(તે) સકલ નિજ નિજ પુરે પ્રતાપ પામિને ગયા. ૩
ગીયમાન[2] રૂક્મિણીહરણ દિશાદશે સુણી,
વિસ્મિતાં થયાં નૃપો અપાર નૃપસુતા ગુણી[3];
કૃષ્ણને રમાસહીત દર્શિ દ્વારિકાપ્રતી,
સર્વલોક પામિયા મહા પ્રમોદ ઉરપ્રતી. ૪
હે મુનેશશૌનકાદિ એમ યાદવેશ્વરે,
રૂક્મિણિને હરણકરિ ભક્તિથી સ્વયંવરે;
કૃષ્ણની કૃપાથિ ગુજરીગિરાવિષે સુચી,
રૂક્મિણીહરણ મથુર દ્વિજે રચ્યું કરિ રૂચી. ૫

---

## શાપમોચન.

### દુહા.

એવી પાવન પત્નિને, હે મુનિગણ ગુણવાન:
વિપ્રવાક્યથી યદુવરે, પર્હરિ વને નિદાન. ૧
એમ સુણી સુતને વધા, નેમુનિ વાણિલસીત:
અહો! કૃષ્ણપરમાત્મનો, મહિમા પાર રહીત. ૨
જે કારણ મુનિનાં મહા, ક્રૂર વાક્ય નિર્ધાર;
વિસ્મિત ના કરતાં કર્યાં. ઉરમાં અંગીકાર. ૩
નહિ કૌતુક કમલાપતી. કૃષ્ણવિષે કોકાસ:
ધર્મસેતુ[4]પાલક સદા, ભક્તવચન પ્રતિપાસ. ૪

---

૧ વર કન્યાને જે આપેછે તે. ૨ ગાવાને યોગ્ય. ૩ ગુણવાન. ૪ ધર્મનો પુલ.

ભૃગુઋષિયે અતિરોષથી. કર્યો ચરણનો ઘાત[1];
તદપિ ધર્યું વક્ષસ્થલે, ભૃગુલાંછન પ્રખ્યાત. ૫
તે હરિયે મુનિવાક્યથી, તજિ નિજ નારિ પવિત્ર;
તથાપિ (તે) એકલિ વને, કેમ વશિ મમમિત્ર. ૬
તે સમસ્ત શ્રવણાર્થમાં[2], અમને આતુર જાણિ;
વિસ્તારી કરૂણાકરી, કથિયે સૂત પુરાણિ. ૭

## दोधकछंद.

એમ ગિરા સુણિ સૂતપુરાણી, શાનકને ઉચર્યા મુદ આણી;
જે સમયે હરિયે ઉર ધારી, વિપ્રગિરાથિ[3] તજી નિજનારી. ૧
તે અબલા નવયૌવનવેશે, એકલિ સદ્ય વશી વનદેશે;
તત્ર મહાપરિતાપ સહીતે, ક્રંદ[4] કરે હરિને ધરિ ચિત્તે. ૨
શ્રીમુખથી ઉચરે મૃદુવાણી, યોગ્ય નહીં તજવી પતિ રાણી;
આ યશવંતિકથા ભગવાના, લૌકિક[5] તુલ્યજણાય નિદાના. ૩
હે પતિ હેપતિ એમ કથંતી, નાથવિયોગનું દુઃખ ધરંતી;
સર્વવને ભ્રમતી હરિકામી, ધાડવિલાપ કરે ભય પામી. ૪

## दुहा.

કથે કેમ તમને પતી, અબલાજાતિ અજાણ;
ગાગર કેમ કરે મહા, સાગરવારિ પ્રમાણ. ૧

## ललितछंद.

જગપતી તને પામિ આસતી, સબલભાગ્યથી સાધિ સુકૃતિ;
મુનિનિ વાણિથી એકલી મને, તજવિ ના ઘટે નાથ આવને. ૧
પતિ તને શ્રુતી, શાસ્ત્રથી, સુણી, પુરૂષસર્વમાં પુર્ણસદ્ગુણી;
મન મણી ગણી યત્નથી વરી, તજવિ ના ઘટે નાથ કિંકરી. ૨
પુરૂષશ્રેષ્ઠની નારિલાલકી[6], વનવિષે ભ્રમે જેમ બાલકી;
પ્રવિણને[7] નહી યોગ્ય આકૃતી[8], તજવિ ના ઘટે કિંકરી પતિ. ૩
ચરણપદ્મને દાસિભાવથી, ઉરવિષે સદા સેવું સ્નેહથી;
અપરકામનાસર્વ[9] પરહરી, તજવિ ના ઘટે નાથ કિંકરી. ૪
પ્રથમથી તમે યત્ન આદરી, શરણ સર્વથા ચરણમાં કરી;
પુનરપી વને એકલી કરી, તજવિ ના ઘટે નાથ કિંકરી. ૫

---

૧ લાત. ૨ સાંભલવા રૂપી અર્થમાં. ૩ બ્રાહ્મણના શાપથી. ૪ આક્રંદ. ૫ લોકના જેવી. ૬ લાડકવાઈ. ૭ જાણ. ૮ આવું કરવું. ૯ બીજાં કામ.

યુવતિને તજી ચાલતાં પતી, હણુવિ હસ્તથી યોગ્ય તે અતી;
સકલઆપદા મસ્તકે ધરી, તજવિ ના ઘટે નાથ કિંકરી. ૬
નહિ વિલોકતાં શ્રીપતી તને, નિમિષ યૂગની જાય આ વને;
અહહ આ વ્યથા ક્યાંથિ વિસ્તરી, તજવિ ના ઘટે નાથ કિંકરી. ૭
સુણિ તમારિ આ કર્ણિકષ્ટદા, જગવિષે થશે હાસ્ય સર્વદા;
પ્રિયતમા[1] કરી સિંધુમાં ધરી, તજવિ ના ઘટે નાથ કિંકરી. ૮
કુલિનનારિના ધર્મસંપ્રદા, કરવિ સ્વામિની સેવના સદા;
તવ વિયોગથી લોપ તે થશે, નિયમ સાધવી નારિનો જશે. ૯
પ્રિય તમે કૃતી યોગ્ય ના સુજી, સકલને તજી હું તને ભજી;
પ્રભુ પ્રસન્ન થા પ્રાણના પતી, ધરિ દયા ઉરે માનિ સન્મતી. ૧૦
હરિ તમારિ જે ભક્તિ મેં ગૃહી, ઉરવિચારિ (તે) છેદિયે નહીં;
ચરણપદ્મની દીનદાસિને, કરૂણ[2]દૃષ્ટિથી દર્શિયે વને. ૧૧
વિરહઅગ્નિથી દગ્ધદેહને, વચનઅમૃતે નાથ સિંચને;
વદનપદ્મને મંદહાસ્યથી, ઝટ દિસાવિયે આ વ્યથા મથી. ૧૨
સિતલહસ્તના સ્પર્શથી હરી, તપિતઅંગનો તાપ લે હરી;
કરસરોજને[3] મસ્તકે ધરો, ભવઉપાધિની આપદા હરો. ૧૩
રથથિ આવતાં શ્રીપતી તને, વદન દર્શિને હર્ષતી મને;
નહિ વિલોકતાં તે મુખાબ્જને[4], મમગતી પતી શી થશે વને. ૧૪
સકલશ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ક્યાં તમે, અધમધામમાં[5] ધામ ક્યાં અમે;
ઘટિત ના યથાયોગ્યસંગતી, જડમતી હું ક્યાં ક્યાં તમોપતી. ૧૫
કદિ તજી હશે તેથિ નારિને, પણ વિચારિયે ચિન્ન ધારિને;
સકલ ભૂપના સૈન્યને મથી, ગૃહિ મને તમે ચારૂહસ્તથી. ૧૬
અહહ દૈવ તેં ધારિ દ્વેષતા, મમ વિષે સૃજી આ વિયોગતા;
વિષમવેદના સર્વથા ભરી, કથિસકાય ના ક્યાંથિ તેં કરી. ૧૭
સકલવર્ણમાં વિપ્રને કરી, ગુરૂ[6] કર્યા નહીં હોત આમિરો;
વચનથી વ્યથા ક્યાંથિ (તે) કરે, પતિપરાયણી[7] નારિને અરે. ૧૮
અહહ દૈવ તેં આ દુરાકૃતી, તરૂણસ્ત્રીવિષે ક્યાંથિ સાધિની;
પતિરતીવિના[8] કામિની કનાં, સકલસૌખ્ય છે વ્યર્થ જીવનાં. ૧૯

૧ અતિશય વહાલી. ૨ કૃપા. ૩ કમળ. ૪ કમળ. ૫ નીચમાં નીચ. ૬ [illegible]. ૭ પતિની સેવા કરનારી. ૮ સંયોગાદિ સુખ.

જપિ રમેશને નિત્ય નીમથી, પ્રથમપુત્રને પામિ યત્નથી;
વનવિષે વશી તેવિના થતાં, મરણ શ્રેષ્ટ છે સાર સોધતાં. ૨૦
અધિક આ વ્યથા પામિ સર્વથા, અધમરીતોથી જીવું તે વૃથા;
ન સતિનારિને અન્યમૃત્યુતા, શતવશા પતીની વીયોગતા. ૨૧

हरिगीत.

ભાસે નહીં વૈભવથી ભવમાં, ભવનસમ વનમાં પતી,
વિકાલવ્યાલ[1], કરાલવ્યાઘ્રધ્વની, સુણી ત્રાસે મતી;
નરધીરનાં મન હાર પામે, દર્શિ દારૂણવનપ્રતી,
અવલોકિયે બલવાન ઉર, અબલાનિ વનમાં શી ગતી. ૧

दुहा.

પતિવિયોગસમ ભવવિષે, સતિને નહિ સંતાપ;
પતિવિયોગ જેને સુજે, પ્રકટે જ્યારે પાપ. ૧

वसंततिलका.

શ્રીરૂક્મિણી, લલિતલક્ષણિ, એણિ રીતે, ભારીવિલાપ કરતી ભયભીતચિત્તે;
હે નાથ નાથ વદતી કુરરી[2] સમાને, ભૂમીવિષે પડિ અચેતન[3] આરૂવાને. ૧
તેને વિલોકિ જલનાયક[4] ક્લેશ આણી, તત્રે ગયો પ્રથમજન્મનિ પુત્રિ જાણી;
બેશી સમીપ અતિદુ:ખવિષે વિચારી, પ્રસ્વેદવારિ[5] મુખપંકજથી નિવારી[6]. ૨
યત્ને સચેત કરિ વિસ્મિતભાવ[7] પામી, કર્તો થયો અધિકશાંત્વન શીશનામી;
તે સંધિમાં પ્રથમ શ્રીહરિને મલીને, શિક્ષાસમસ્ત હરિની મનમાં કળીને. ૩
શાંતી કરે સતિનિ યત્ર જલેશ[8] ભાવી, આકાશથી ત્વરિત નારદ તત્ર આવી;

दुहा.

શાંત્વન કરતા સ્નેહથી, સમુદ્રના અવસાન[9];
પ્રણામિ રૂક્મિણિને વધા, નારદ બોધ નિદાન. ૧

त्रिताली चोपाई.

સુણો ભીષ્મકરાજકુમારી, કહું સ્નેહસહિત હીત ધારી;
તવ નાથ છતાં ભગવાન, કરવો નહીં ખેદ નિદાન. ૧
થશો બ્રાહ્મણશાપથી દૂર, ધીરતા ધર દેવિ પ્રચૂર[10];
તમે કૃષ્ણનિ પાવન રાણી, જગમાં કૃષ્ણ પુરૂષપુરાણી. ૨

---

૧ સર્પ. ૨ ટીંટોડી. ૩ ચેતના રહિત. ૪ સમુદ્ર. ૫ પસિનાનું પાણી. ૬ લુછીને. ૭ આશ્ચર્ય ભાવ આ શું? એમ. ૮ સમુદ્ર. ૯ સમાપ્તિ. ૧૦ અત્યંત.

તમે ભૂમિનો હરવા ભાર, ધરિયા માનવઅવતાર;
પરમેશ્વર કૃષ્ણ પ્રમાણ, આદિમાયા તમે નિર્વાણ. ૩
જ્યારે તે કૃષ્ણ પરેશ, સંકેલિ સ્વમાયા અશેષ[1],
દધિસાગરમાં મુદચિત્ત, કરે શયન કલાયે સહીત. ૪
પણ તારથિ તે જગદીશ, પામે ન વિયોગ નિમીષ;
હરિના જે જન્મ સકાય[2], તે સર્વવિષે તું સહાય. ૫
તદપિ તુજથી ભગવાન, કરે યોગ[3] વિયોગ[4] નિદાન;
(તે) માનવિને શિક્ષાર્થ, જાણિયે જગમાત સમર્થ. ૬
તમે સર્વસમૃદ્ધિપ્રદાત્રી, તમે ઇશ્વરિ, વિશ્વવિધાત્રી;
તમને દ્વિજ આદિ સુચિત્ત, પૂજવાને માને ઉચીત[5]. ૭
તમને સતિ દેવા શાપ, કિંચિત નહિ વિપ્ર પ્રતાપ;
તદપી નરને આ પ્રકાર, શિક્ષા કરવા નિર્ધાર. ૮
શ્રીકૃષ્ણ વિયોગ તમારો, માનશે જગમાત વિચારો;
વિપ્રશાપે તમારો ત્યાગ[6], માનશે તે અધિકઅભાગ[7]. ૯
ઉરમાં ધરિ જ્ઞાન અમીત, સતિ દર્શ તું નીતિ સહીત;
બહિરંતર[8] આ જગમાત્ર, જેણે પુર્યું છે નિજ ગાત્ર. ૧૦
તે હરિનો વિયોગ કૃપાલી, તું પામી ક્યાંથિ દયાલી;
તજ તેથી સતી આ ખેદ, ભજ આત્મા સદૈવ અભેદ[9]. ૧૧
રામજન્મવૃત્તાંત[10] વિચારી, ઉરમાં સ્મર ભીષ્મકુમારી;
કરિ સંશય દૂર સમસ્ત, સતિ થા પરિતુષ્ટ[11] પ્રશસ્ત. ૧૨

वंशस्थछंद.

વધા મુની એવિધિ શાસ્ત્ર સારથી, પયોનિધિ[12] નંતર તે પ્રકારથી;
સુસ્વાદશીલા[13], સમયોક્તિ[14]ધારિણી, વદ્યો ગિરા રૂક્મિણિને મુદારિણી. ૧

काव्यछंद.

સુણો દેવિ મુનિદેવ, વદે છે જે શુભવાણી,
નહિ (તે) મિથ્યા જાણિ, ગણો-ગુણવંતિ પ્રમાણી;
વિષ્ણુસહાનિ[15] નિત્ય, દેવમાં તમે ગણાશો,
ઈશ્વરના ઉરવિષે, સદૈવ તમારો· વાસો. ૧

---

૧ નહિ બાકી. ૨ કાયાસહિત. ૩ મળવું. ૪ જુદાં થવું. ૫ યોગ્ય. ૬ વિયોગ. ૭ અકલ્યાણ. ૮ બારણે તથા અંદર. ૯ નહિ જુદો. ૧૦ વારતા. ૧૧ પ્રસન્ન. ૧૨ સમુદ્ર. ૧૩ સારા સ્વભાવની. ૧૪ જે સમે જોઇયે તેવી. ૧૫ સહાય કરનારી.

આદપુરૂષ પણ હશે, સહાય સ્વિકારિ તમારી,
કરે સૃષ્ટિ આ સર્વ, આત્મ ઇચ્છાયે[1] ભારી;
તેથી તજ પરિતાપ, દેવિ પરમેશ્વરસંગા[2],
મમ આદેશવશાત[3], આવશે અત્રે ગંગા. ૨
( તે ) વિનોદશે તને, સંગમાં વશી વિલાસે,
સદૈવ સુખદાયિની[4], થશે તવ વિપિનનિવાસે[5];
એના સીતલ, મિષ્ટ, જલે, પૂરિત ચિતહારી,
આ પ્રદેશ જન્મશે[6], અધિકનયનોત્સવકારી[7]. ૩
વિવિધવૃક્ષ, વલ્લરીથિ[8], શોભિત થશે વધારી,
કરશે વાસ અનેક, પક્ષિનાં વૃંદ અપારી;
નંદનવનથી અધિક, થશે આ વન સુખદાતા,
સકલપ્રકારથિ તને, થશે સુખદાયક માતા. ૪
માત તમે બોધીત, અમો એવા જે પ્રાણી,
કોણ માત્ર સામર્થ, બોધવા તમને રાણી;
અરોષરૂપ[9] સદૈવ, તમે છો પાવનવાને,
ક્ષમા કરો અપરાધ, બાલવત[10] ગણી અમોને. ૫
પ્રસન્ન થા માધવી[11], અમારાં પાપ હરીને,
કરિયે તને પ્રણામ, દંડવત[12] પ્રીતિ ધરીને;

## शार्दूलविक्रीडित छंद.

એભાંતી જલનાથ, નારદમુની, શ્રીરૂક્મિણી રાણિને,
પ્રીતીપૂર્વક બોધ નીતિથિ કરી, શ્રીકૃષ્ણની જાણિને;
વારંવાર પ્રણામિ સર્વ વિધિથી, સ્વસ્વ[13]ગૃહે ( તે ) ગયા,
તત્પશ્ચાત પ્રદેશમાં સુરૂચિથી, સર્વે પદાર્થો થયા. ૧

## तोटकछंद.

અતિસીતલ નિર્મલ જીવનથી[14], ઝટ આવિ મહાનદિભાગિરથી[15];
નવ[16]પદ્મ પ્રકાશ થયાં જલમાં, જલજંતુ[17]અનંત રમે બલમાં. ૧
સઘના[18]નવઔષધિ ઊગિ રહી, વદનેથિ કદાપિ ન જાય કહી;
તરૂરાજ, લતાલલિતાથિ, ઘણી, વનની સુજી કાંતિ મનોહરણી. ૨

---

૧ પોતાની ઇચ્છાથી. ૨ સંગવાલી. ૩ મારા કહેવાથી. ૪ સુખ આપનારી. ૫ વનવાસે. ૬ થશે. ૭ નેત્રને સુખ કરનારૂ. ૮ વેલથી. ૯ રોષ રહીત. ૧૦ બાલક સમાન. ૧૧ માધવની સ્ત્રી. ૧૨ દંડની પેઠે. ૧૩ પોતપોતાનાં ગૃહે. ૧૪ પાણીથી. ૧૫ ગંગા. ૧૬ નવાં. ૧૭ જલના જીવ. ૧૮ દાટ.

વટ[1], પીપલ, અંબ, કદંબઅતી, તુલસી મૃદુમંજરિસંગવતી[2];
પનસાંમલકી[3], સદલીકદલી, ગુલબાસ, ગુલાબ, ઘણીગુગલી. ૩
મધુમાલતિ, માલતિ, પૂગિફલી[4], બહુચંપક, ચંદન, બોરસલી;
નવકોમલકેતકિ, નાગલતા[5], તિશિગંધિ[6], લવંગલતાલલિતા. ૪
જુઈ, જાતિ[7], સિતાફલિ, જામફલિ, બિલિ, આંબલી, શ્રીફલિ, રામફલિ;
ધુલરી, મલિયાગરૂ, કુંદકલી, પટ, પાટલ, દાડિમિ, જાયફલી. ૫
બહુનીંબ, તમાલ, પ્રવાલતરૂ, બકુલી, સુઅશોક, કનેર, સરૂ;
સુરદારૂ[8]સુગંધસહીતસહૂ બદરીતરૂ[9], દ્રાક્ષ, બદામબહૂ. ૬
શુભસેવતિ, સેતુકિ, ગેંદિઘણી, ડમરૂ, સુરવા, મલિકા, ઠગણી;
ઇતિઆદિ લતા, તરૂની, ગણતી, નહિ ભારતિ[10] પાર લહે ભણતી. ૭
બહુધામનહારિણિ વલ્લરિયો, નવપલ્લવ, અંકુરથી, ભરિયો;
સજિ કુંજ નિકુંજ લલીત અતી, અવલોકનમાત્ર વિલાસવતી. ૮
શુક, કોકિલ, કોમલનાદ કરે, સુણતાં ચતુરા ઉનમાદ ધરે;
મદમત્તમયૂર કલાપ કરી, બહુનૃત્ય કરે વદતા વિચરી. ૯
નવરંગિવિહંગસવૃંદ રમે, ચિત્તહારિ અપાર ચકોર ભ્રમે;
રસભોગિ નિરોગિ ભ્રમે ભમરા, વદતા સ્વરમંજુલસ્નેહકરા. ૧૦
ચકલાં બહુચાતક ચિત્ત હરે, અતિસુંદરસારસવૃંદ ચરે;
કળિ કેલિ રમે ચકવા, ચકવી, કથિ કેમ શકે વદનેથી કવી. ૧૧
અતિસીતલમંદસમીર વહે, પરિતાપ હરે વનવાસગૃહે;
વનની સુખકારિ અપાર વશી, મથુરેશવિના નહિ તુલ્ય કશી. ૧૨

गीतिछंद.

એમ સકલઓષધિથી. નંદનસમ સૃજિ વનસ્થલી ભારી;
સત્વર તત્રનિવાસે, સર્વસંપદા સૃજિ સુખકારી. ૧
સ્વરૂપસહિત પ્રવાહે, પાવન કરવા સમસ્તપાપ હરી;
નિર્મલસીતલજલથી, ગંગા પણ તે પ્રદેશમાં પ્રસરી. ૨
નારદ, સાગર, વચને, નિત્ય કરાવે, વિનોદ રૂકિમણિને:
તેણિની સુંદરતાથી, કિંચિતપ્રસન્ન સહુ ક્લેશ હણિને. ૩
ગંગાયે નિજકરથી, રચી રૂચીકરપર્ણકુટી[11] સ્નેહે;
તત્ર નિવાસે વસતાં, કિંચિતદિન ગતથયા દેવિદેહે. ૪

---

૧ વડ. ૨ કોમળ મોજરના સંગવાળી. ૩ પનસ. આંમળી. ૪ સોપારી. ૫ નાગર વેલ. ૬ શુભ સળ્ગો. ૭ ચમેલી. ૮ દેવદાર. ૯ બોરડી. ૧૦ સરસ્વતી. ૧૧ ઝુંપડી.

તદનંતર ઋતુરાજ[1], પ્રાપ્ત થયો દ્રઢઅનંગશરધારી[2];
વન, ઉપવનમાં, વૃક્ષે, પુષ્પસંપદા ધરી મનોહારી. ૫
પુષ્પ, પ્રવાલ, પ્રસંગે, આમ્રતરૂવર[3] નમ્ર થયા અતિશે;
પ્રસરે પુષ્પસુગંધી, સમસ્તવનમાં દિશાદશે વિદિશે[4]. ૬
કિંશુકકુસુમ[5] વિલાસે, થયાં પ્રકાશિત વિવિધલલિતરંગે;
મધુકર ચુંબનકરતા, ગાન કરંતા ભ્રમે મુદા સંગે. ૭
ભરપુરભૂષણ ધરિને, મળી વિપુલવલ્લરી તરૂવરને;
જેમ ભૂષિતનારી[6], આલિંગન બાહુથી કરે નરને. ૮
કોકિલ કંઠકલાપી, મંજુલ વાણી વદે વિરહકારી;
વિહંગ[7] વિવિધપ્રકારે, કરે કેલિ[8]રતિમગ્નમનોહારી, ૯
મંદમંદગતિ પામી, સમિર સર્વદા પ્રસરે મદચારી;
વનદેવતા વિલાસે, કરે કુંજમાં ગાન, ગીત, ભારી. ૧૦
એ પ્રકાર ઋતુપતિની, સર્વ સંપદા મદનકરા[9] જાણી;
રૂક્મિણિ વ્યાકુલ સુજિને, ગંગાને વદિ તદા મર્મવાણી. ૧૧

कवींत.

સુણો સુખી ભાગિરથી, નારિયે વિના વિધિથી,
સ્વમુખે ન જાય કથી, જેનિ ગતી ભારિછે;
જે સદૈવ છે અનંગ[10], નિત્ય વસે અંગ સંગ,
ચિત્તને કરે વિભંગ, ભારિધીર ધારિછે,
જે આયુધથી રહીત, પુષ્પઆયુધે સહીત;
દેવઆદિમાં અભીત, સર્વદા શ્રીકારિછે,
જે કરે ધીરાને દીન, વીરને પ્રતાપહીન;
તેનાથી સદા અધીન,[11] કોણમાત્ર નારિછે. ૧
પુષ્પગંધથી મિલીત, પ્રસરે સમીર[12] સીત,
(તે) વિયોગિનીનાં[13] ચિત્ત, નિત્ય દાહકારિછે;
કોકિલાદિનામધૂર, થાય મોહકારિ સૂર,
વિયોગિનારિનાં ઊર, તેથકી વિકારિછે;
દશે આ ઋતુવસંત, જેનિ વિભૂતીમહંત,
વિયોગી વિષે અસંત[13], (તે) કલંકકારિછે;

---

૧ વસંત. ૨ મજબુત કામ બાણ ધરનાર. ૩ અંબાનાં ઝાડ. ૪ ખુણા. ૫ કે સુડાના ફુલ. ૬ અલંકારવાલી. ૭ પક્ષી. ૮ ક્રીડા. ૯ કામ પ્રકાશનારિ. ૧૦ કામ. ૧૧ વશ. ૧૨ વાયુ. ૧૩ પાપી.

તેથિ હે પ્રતાપિમાત, શમે સઘ આ ઉત્પાત,
કથો એવિ શ્રેષ્ઠવાત, તું પરોપકારિ છે. ૨

दुहा.

એમ સુણી વૈદર્ભિની, વાણી અતીવિચિત્ર;
ધન્ય ધન્ય કથિને વદી, ગંગા ગિરા પવિત્ર. ૧

शिखरिणि छंद.

સુણો શ્રીવૈદર્ભી, જગતજનની ક્લેશ હરવા;
ન કો ભાસે શક્યા[1], યુવતી તમને બોધ કરવા;
તથાપી જે તારૂં, મુજપર કૃપાલોકન[2] દિસે,
કથૂ તેનાથી હૂં, સકલસુખના સાધનવિષે. ૧

उपजाती.

આપત્તિમાં ધીર ધરી વિધીથી, સંપત્તિમાં ગર્વતજી નિતીથી;
ક્ષમા, દયા, શાંતિ, સદા ધરીને, સદ્ભક્તિ ભાવે ભજવા હરીને. ૧

मालिनी छंद.

નિજપુરૂષવિયોગી, નારિયે નીતિ ધારી,
સકલ વિષયિ[3] વસ્તૂ, ત્યાગવી (જે) વિકારી;
ધરિ રતિ સ્વપતીમાં, પ્રેમની પામિ પૂર્તી,
હરિનિ કથિશ તેવી, પૂજવી રમ્ય મૂર્તી. ૧

वसंततिलका.

શોભાસ્વરૂપવતિ, સુંદરધ્યાનવાના, આનંદદાયિનિ, અપારકૃપાનિધાના;
કોટીકલાધર[4]સમાનકુમારવેષા, માંગલ્યકારિણિ, મનોહરણીવિશેષા. ૧
શોભીતચારભુજધારિણિ, ચારૂધામા, ચંદ્રાનની[5], જગતમોહિનિ, મેઘશ્યામા[6];
લીલાવતી, લલિતગોલકપોલગેહા[7], મંદસ્મિતા[8], કમલલોચનિ, દિવ્યદેહા. ૨
સૌભાગ્યથી અધિકભાલવિશાલ ભ્રાજે, શંખાદિચારકરપંકજમાં વિરાજે;
કેયૂરકંકણકિરીટધરા, વરિષ્ઠા[9], કૌસ્તુભભૂષણધરા, કરૂણાપ્રદિષ્ઠા[10]. ૩
શ્રીબ્રહ્મસૂત્રકટિસૂત્રધરા, કૃપાલી, કૌષેયવસ્ત્ર[11]પરિધાનકરા, દયાલી;
શ્રીવત્સલક્ષ્મ[12], ભૃગુ લક્ષ્મયિ, વક્ષશીલા[13], જેણીનિ ભૂષણયિ ભૂષિતલોલલીલા. ૪

---

૧ સમર્થ. ૨ જોવું. ૩ વિષયવાળી. ૪ ચંદ્ર. ૫ ચંદ્ર જેવા મુખવાળી. ૬ મેઘસમાન કાળી. ૭ ગરજ. ૮ મંદહાસ્ય વાળી. ૯ ઉત્તમ. ૧૦ આપનારી. ૧૧ રેશમી વસ્ત્ર. ૧૨ લાંછન. ૧૩ વક્ષસ્થલ.

શોભાયમાનવનમાલધરા, વિશાળી, સૌભાગ્યસાધનપ્રદાનકરા, રૂપાળી;
શ્રીમત્સદૈવ[1]પદપદ્મધરા, સ્વનામા, સંતાપસંશયવિનાશિનિ, પૂર્ણકામા. ૫

### દુહા.

એવિધિ પાષાણાદિની, સજી મૂર્તિ સાક્ષાત;
સ્નેહ પ્રકાશી તેણિને, સમર્ચવી જગમાત. ૧

### દોધક.

સ્નેહથિ ઊઠિ સદૈવ પ્રભાતે, સ્નાન કરી હરિના ગુણ ગાતે;
શુદ્ધ નિવાસવિષે મન ભાવી, પૂજનના ઉપચાર સજાવી. ૧
આસનપ્રત્ય સ્વમૂર્તિ નિવેશી, વૈષ્ણવ વેષથિ સન્મુખ બેશી;
ચંદન, પુષ્પ, તથા તુલસીથી, અક્ષત, ધૂપ, પ્રદિપ, બલીથી. ૨
વેદવિધાનથિ સર્વપ્રકારે, પૂજવિ ( તે ) બહુધા ઉપચારે;

---

## પૂજા.

### વસંતતિલકા.

#### ધ્યાન.

વિશ્વેશ્વરા, સકલમંગલશીલશીલા, શેષાસના, સુરશિરોમણિ, મેઘનીલા;
નારાયણા, અજ, નિરંજન પ્રેમપાળા, પ્રીતીથિ સ્મર્ણ કરિયે તમને કૃપાલા. ૧

#### આવાહન.

વૈકુંઠવાસિ, અવિનાશિ, સ્વયંપ્રકાશી, આનંદરાશિ, પરમેશ, રમાવિલાશી;
જાણી સ્વભક્તજનના ભરપૂરભાવો, અત્રે કૃપાધન કૃપાકરિ શિઘ્ર આવો. ૨

#### આસન.

નાનાપ્રકારનવરત્નજડિત્રભારી, ચિત્રીત કાંચન રચીત મનોવિહારી;
દિવ્યાસને અધિકસ્નેહ ધરી વિરાજો, કોટીકલાધરનિ કાંતિ પ્રકાશિ ભ્રાજો. ૩

#### પાદ્ય.

વિશ્વંભરા, અભયદાનકરા, દયાલા, લોકેશ્વરા, સકલક્લેશ હરા, કૃપાલા;
આ દિવ્યપાદ્ય કરૂણાથિ સ્વિકારિ લીજે, સંકટ નષ્ટ કરિને વરદાન દીજે. ૪

#### અર્ઘ્ય.

ગંધાક્ષતા, તુલસિ, કુંકુમ, પુષ્પ, વારી, નાનાસુગંધમયચંદનમિશ્રકારી;
આ અર્ઘ્ય અર્પણ કર્યો તમને વિલાસે, પ્રેમે પ્રમાણ કરિયે કરૂણા પ્રકાશે. ૫

---

૧ શોભિત.

आचमन.

સ્વાદિષ્ટ મિષ્ટ અતિ નિર્મલ સીત વારી, સોનેરિકુંભથકિ યોજીત[1] ચિત્તહારી;
આ દિવ્યઆચમનને ગૃહિયે સુસ્નેહે, દીજે તમારિ દૃઢભક્તિ સ્વભક્તગેહે. ૬

मधुपर्क.

ગોવિંદ, વેદવિદ, કોવિદ[2], વાસુદેવા, નિત્યે કરે સકલદેવ તમારિ સેવા;
લોકાધિશા દધિ, મધુ, ઘૃત, મિશ્રકારી, સદ્ભાવનાથિ મધુપર્ક લિજે સ્વિકારી. ૭

पंचामृत.

ગૌજાતિનાં ઘૃત, પયો[3], દધિ સ્વાદધારી, સ્વાદિષ્ટસાકર તથા મધુમિષ્ટભારી;
આ પંચઅમૃત પ્રમાણુ કરિ સ્વિકારો, સંસારનાં સકલબાધ, વ્યથા, નિવારો. ૮

शुद्धोदक.

ગંગાદિતીર્થનદિનાં ભવભીતિહારી, જેનાસમસ્તજગમધ્ય પ્રતાપભારી;
સ્નાનાર્થ શુદ્ધજલને ગૃહિયે પરેશા, હૂં પ્રેમપૂર્વક પ્રણામું તને પરેશા. ૯

वस्त्र.

જેની સુશોભિતિ અતી જરિનીકિનારી, જેમાં ઘણાંલલિતચિત્રમનોવિહારી;
આ પીતવસ્ત્ર[4] પરિધાન કરો પ્રતાપી, સંસારના સકલ પાપ, વિલાપ, કાપી. ૧૦

यज्ञोपवीत.

આનંદકંદ, જગવંદન, જ્યોતિરૂપા, સત્યસ્વરૂપ, ભયનાશકરા, અનૂપા;
યજ્ઞોપવીત ગૃહિયે મનમોદ આણી, કીજે મમોપરિ[5] કૃપા અતિરંક જાણી. ૧૧

अलंकार.

નાના વિધાનમણિ, મૌક્તિક, હાર, માલા, કેયૂર, કંકણુ, કિરીટમહારૂપાળા;
કાંચીહિરણ્યમય, કુંડલમોહકારી, આભર્ણ સર્વ ગૃહિયે કમલાવિહારી. ૧૨

चंदन.

શ્રીખંડચંદન, સુગંધઅનેકજાતી, કસ્તૂરિ, કેશર, સુકુંકુમ, ભાતિ ભાતી;
એ આદિ ચંદનસમસ્ત વિલેપનાર્થે, યોગેશ્વરેશ[6] ગૃહિયે મમ કામનાર્થે. ૧૩

अक्षत.

આરક્ત[7]કુંકુમથિ રંગિતચિત્તહારી, સૌભાગ્યદાયક અપારમનોવિહારી;
આ શ્રેષ્ટઅક્ષત સ્વિકાર કરો સુભાળા, વંદૂં સદા તવ પદાંબુજ વિશ્વપાળા. ૧૪

पुष्प.

રાજીવ[8], માલતિ[9], ગુલાબ, બકૂલિ[10], જાતી, પુન્નાગ[11], કેતકિ[12], કનેર, સદા સુજાતી;
સ્વામી સુંગધમયપુષ્પ ગૃહો વિલાસે, અર્પું અપારમનમોદ ભરી સ્વદાસે. ૧૫

---

૧ યોજના કરેલું. ૨ બુદ્ધિમાન. ૩ દુધ. ૪ પીતાંબર. ૫ મારા ઉપર. ૬ યોગીઓના સ્વામી. ૭ રાતું. ૮ કમલ. ૯ મોગરો. ૧૦ બોરસલી. ૧૧ સોપારી. ૧૨ કેવડો.

## अबीर, गुलाल.

વેદાંગ, વેદવિદ, નિશ્ચલ, વિશ્વયંત્રા, બ્રહ્માંડ નાયક, ચિરંતન ચારૂતંત્રા;
ભાવે પ્રણામું તમને ભય નાશ કીજે, ભક્તિપ્રભાવથિ અબીર, ગુલાલ, લીજે. ૧૬

## धूप.

શ્રીખંડગુગ્ગુલજનીતદશાંગભારી, કસ્તૂરિકાગરૂ[1]સમેતસુગંધધારી;
આ દિવ્યધૂપ ગૃહિયે મનમોદ લાવી, મારા સમસ્તઅપરાધ સદા શમાવી. ૧૭

## दीपक.

ગોઆજ્ય[2], વર્તિ,[3] યુત પૂરિત હેમપાત્રે, અગ્નીથિ યોજીત પ્રકાશિતજ્યોતિમાત્રે;
આ દિવ્યદીપક ગૃહો જગદીપરૂપા, પ્રીતીથિ નિત્ય પ્રણમૂં તમને અનૂપા. ૧૮

## नैवेद्य.

મિષ્ટાન્નપાવનચતુર્વિધસ્વાદવાળાં, સર્પિ[4], પયો, દધિ, સમેતમહારસાળાં;
સ્વાદિષ્ટવ્યંજન[5] સુશોભિતશાકસર્વે, નૈવેદ્ય અર્પણ કર્યાં ગૃહિયે સુપર્વે. ૧૯

## मध्येपानीय.

અત્યંતસીતલ અપારમનોવિહારી, કર્પૂરથી અતિસુવાસિત તૃપ્તિકારી;
નૈવેદ્યમધ્ય જલને ગૃહિયે પ્રકાશી, હું નિત્ય સેવું તમને કમલાવિલાસી. ૨૦

## उत्तरापाशन.

યોગેશ્વરેશ્વર, ધનેશ્વર, વિશ્વસ્વામી, ત્રૈલોકપાલક, કૃપાલ, અનેકધામી;
મારા સમસ્તભવબંધનને નિવારો, પ્રીતીથિ ઉત્તરઅપોશનને[6] સ્વિકારો. ૨૧

## मुखप्रक्षालन.

માયાવિહારિ, હિતકારિ, સ્વધર્મચારી, કલ્યાણકારિ, અશુભારિ પ્રતાપ ધારી;
સ્નેહેકરી વદનક્ષાલનને[7] સ્વિકારો, હૂં સર્વથા કૃપણદાસ સદા તમારો. ૨૨

## हस्तप्रक्षालन.

દામોદરા, અવનિભારહરા, અનંગા, ભૂમીધરા, સકલશોકહરા, અભંગા;
શ્રીહસ્તક્ષાલન ગૃહો ભરપૂર ભાવે, નિત્યે તને પ્રણમૂં હૂં અતિદીનદાવે. ૨૩

## करोद्वर्तन.

માયાતિતા, પતિતપાવન, મેઘશ્યામા, લીલાવિલાસિ અવિનાશિ, અખંડધામા;
શ્રીખંડચંદન ગૃહો સ્વમનોભિરામે[8], શોભીતહસ્તઉદ્વર્તનના[9] સુકામે. ૨૪

---

૧ અગર. ૨ ગાયનું ઘી. ૩ વાટ, બત્તી. ૪ ઘી. ૫ કઢી. ૬ ઉત્તરાપોશન. ૭ ધોવું. ૮ પોતાના મનમાં આનંદથી. ૯ કરોદ્વર્તન.

### नारीकेल.

આ નારિકેલફલઆદિ ફલોસહીતે, (મેં) સ્થાપિયાં તવ સમીપ અપારપ્રીતે;
તેને ગૃહી અચલશ્રેય સદૈવ આપો, સંસારનાં અશુભ છેદિ સમીપ સ્થાપો. ૨૫

### तांबूल.

એલા[1], લવંગ, અહિવલ્લરિપત્ર[2]સંગે, કર્પૂર, પૂગિફલ, કેશરથી, ઉમંગે;
તાંબૂલને અધિકપ્રેમ ધરી સ્વિકારો, થાશે અપારઉપકાર મને તમારો. ૨૬

### दक्षणा.

(મેં) શક્તિપૂર્વક સમર્પિ તને પ્રતાપી, આદક્ષણા અવશ યોગ્ય નહીં તથાપી,
અત્યંતવિત્તહિનપ્રાણિમને પ્રમાણી, કીજે સ્વિકાર યતકિંચિત[3] રંક જાણી. ૨૭

### आरार्तिका.

કર્પૂરના જ્વલિતદીપકથી સુવેષે, દીપે મહાકનકપાત્રવિષે વિશેષે;
આરાર્તિકા અધિકસ્નેહ ધરી સ્વિકારો, આ આપદાથિ સુરનાથ મને ઉગારો. ૨૮

### प्रदक्षणा.

સંસારના અધમસ્વાર્થથિ બાધકારી, જે જે કર્યાં અહિત (મેં) મતિનીચ ધારી;
તેને વિનાશ કરિ સુંદરધ્યાનવાને, કીજે સ્વિકાર કરૂણાથિ પ્રદક્ષણાને. ૨૯

### नमस्कार.

નાઅન્યથા શરણદાયક દેવ મારો, નિત્યે તમે શરણ મારૂં ઉરે વિચારો;
તેથી સ્વિકાર કરિ સર્વ પ્રણામ મારો, આ આપદાથિ સુરનાથ મને ઉગારો. ૩૦

### प्रार्थना.

નિત્યે ભજે તવ પદાંબુજને સુદેવા, નિત્યે કરે સકલલોક તમારિ સેવા;
સદ્ભાવનાથિ પ્રણમૂં તમને કૃપાલા, અર્પો કૃપા કરિ સુસિદ્ધિ ત્રિલોકપાલા. ૩૧
પૂજા કરી હરિ તમારિ અપારપ્રીતે, (તે) અંગિકાર કરિયે કરૂણાસહીતે;
તેમાં મધૂરજડબુદ્ધિથિ નૃત્યતાને, કીજે કૃપાલ પરિપૂર્ણ કૃપાનિધાને. ૩૨

### दोधक.

એવિધિ પૂજિ સમસ્તપ્રભાવે, તુષ્ટવવી અતિનમ્રસ્વભાવે;
વાચિત[4] નામથિ ત્યાગિ ઉપાધી, અંજલિને કરિ લોચન સાંધી. ૧

### मालिनीछंद.

અકલસકલપાલં, દીનબંધું, દયાલં, પ્રણતજનકૃપાલં. શોભનં. ભવ્યભાલં;
અકલ. અજ, મનંતં. કંસકાલં, રમેશં; સકલભુવનકાંતં, ત્વાં, નમામિ સુરેશં. ૧

---

1 એલચી. 2 નાગરવેલનાં પાન. 3 જે કંઈ.

વિષમભયહરંતં, ભૂર્ભુવઃ સ્વઃ સ્વરૂપં, અકલિતબલરૂપં, આદિદેવં, અનૂપં;
અગણિતગુણધામં, ઈશ્વરં, નિર્વિશેષં, સકલભુવનકાંતં, ત્વાં, નમામિ, સુરેશં. ૨
જગજનક, મભીતં, સચ્ચિદાનંદ, મીશં, ત્રિગુણમય, મજીતં, કંજનેત્રં, મહીશં;
અવનિધરધરંતં, જ્ઞાનવંતં, મહેશં, સકલભુવનકાંતં, ત્વાં, નમામિ, સુરેશં. ૩
સજલજલદ શ્યામં, પૂર્ણકામં, પ્રકાશં, કલિકલહહરંતં, માનવંતં, પ્રભાસં;
અભયપદદદંતં, માધવં, માથુરેશં, સકલભુવન કાંતં, ત્વાં, નમામિ, સુરેશં. ૪

दुहा.

એપ્રકાર પૂજન, સ્તુતી, કર માધવિ પ્રતિદીન;
સ્વલ્પકાલમાં[1] શ્રીપતી, થશે સત્ય આધીન. ૧
ધરી ધ્યાન મૂર્તિવિષે, કરવું શયન ખચીત;
જશે વિરહની વેદના, શાંત થશે નિજચિત્ત. ૨
આ ઉપાય કર માધવી, સમશે નાથવિયોગ;
જશે ક્લેશ કથું સર્વથા, થશે નાથ સંયોગ. ૩
સખિની એમ ગિરા સુણી, સતિ સૃજિ રોમાંચીત;
સત્ય સત્ય કથિને વદી, રૂક્મિણિ વાક્યલલીત. ૪

गरवी.

સુણ સખિભાગીરથિ તુજને કથું સ્નેહથી;
બાલપણામાં સૃજી હતી તે આજ જો. સુણ સખિ. ટેક.
એકસમે મમ તાતભવનમાં દાસિયો,
કરતી હતિ લેપનનૂ[2] સુંદરકામજો;
બાલક્રિડા કરતી હું તે સ્થલમાં જઈ,
તે કૃતિને[3] દર્શિ પામી અભિરામજો. સુણ સખિ. ૧
હું પણ (તે) કરવા લાગી પ્રીતી ધરી,
દાસી સંગે લેપનકામલલીત જો;
મામા કથતી બોલી સર્વેદાસિયો,
(આ)અમ કૃતિ તમને નહિ માત ઉચીતજો. સુણ સખિ. ૨
અતિઆગ્રહથી જાણ કરી મમ માતને,
તત્ર તેણિને આણી અતીત્વરીત જો,
(તે) અતિસત્વર ક્રોધ કરી ઉચરી મને,
નહિ નહિ રાજકુમારીની આ રીત જો. સુણ સખિ. ૩

૧ થોડા વખતમાં. ૨ લિંપવાનું. ૩ કામને.

(તે) સુણતામાં કામ તજી હું ધાવતી[1],
ત્વરિત આવિ અંતઃપુરમાં નિર્ધાર જો;
બેઠી અતિશયરોષ ધરી એકાંતમાં,
તે અવસર સુજીયું તે સુણસખિ સારજો. સુણ સખિ. ૪

એકસમે મમ તાતગૃહે આવ્યા હતા,
સંત, મહંત, મુનીશ્વર, અપરંપાર જો;
તે સર્વે પરમેશ્વરને ગાયા હતા,
પરમમનોહરમૂર્તિ સહીત અપાર જો. સુણ સખિ. ૫

સ્મર્ણ થયું તે હરિનું રોષસમે મને,
તેથી પ્રવેશ્યું તેમાં મનગુણવાન જો;
લેપન કરતાં લિપ્તહતી[2] જે હસ્તમાં,
ગોમય[3], મૃત્તિકા, મિશ્રિતગાર નિદાન જો. સુણ સખિ. ૬

કરથી ઉતારીને તેની કરતી હતી,
કૃષ્ણમૂર્તિને સુજી તદા એકાગ્ર[4] જો;
તે સંધીમાં ગગનમાર્ગથી આવીને,
સ્થીર થયા નારદમુનિરાજ સમાગ્ર[5] જો. સુણ સખિ. ૭

એકપ્રહર ઊભા પણ (મેં) દર્શ્યા નહીં,
તેથી વધા મુનિમનમાં સુજિને ખિન્ન જો;
દર્શી દર્શી હે અબલા બાલમતી મને,
નથી દર્શતી ખેલવિષે સુજિ લીન જો. સુણ સખિ. ૮

પરમેશ્વરિ તું છૂં તદપી ઇચ્છાબલે,
મહિમાં ગ્રહણ કર્યો છે આ વતાર જો;
કરિ ઉદ્યોગ યથાઅનુકુલ[6] જ કૃષ્ણને,
દ્વારામતિઅતિરમ્યવિષે નિર્ધાર જો. સુણ સખિ. ૯

ઇતિઆદી તવ હિતકથને[7] આવ્યો છતાં,
માન અર્પતાં અંતર કર્યો અમીત જો;
તે કારણ મુનિના વચનેથિ તને થશે,
પતિનો અંતર નહિ સંશયરહિત જો. સુણ સખિ. ૧૦

---

૧ દોડતી. ૨ લાગેલી. ૩ છાણ. ૪ એકચિત્ત. ૫ માગ આગળ. ૬ જેમ જોઈયે તેમ. ૭ કહેવા.

### હરિગીત.

એભાંતિ મુનિનો વજ્રતુલ્ય, સુશાપ[1] સુણિ અતીત્રાસથી,
પ્રતિમા કરેથિ પડિ તદા, દર્યા મુની ભાગીરથી.
બહુ વિનયથી પ્રણમી વદી, તે દેવમુનિને તે સમે;
હે તાત અનઅપરાધિને, દોષિતા કેમ કરો તમે,
હિતકારણે આવ્યા છતાં, અનહીત કરવું ના ઘટે; ૧
તેથી કથો કરૂણા કરી, આ શાપ જે વિધિથી મટે;
સખિ દીનવાણીને સુણી, નારદમુની ઉચર્યા તદા,
મમશાપ થાય ન અન્યથા[2], પણ કથુ અનુગ્રહ સુખપ્રદા. ૨
સન્માન દેતાં (તે) મને, અંતર કર્યો જે કારણે,
તે કારણેથિ થશે તને, આશાપ સત્ય નિવારણે;
પતિનો વિયોગ થશે તને, જે સમય હે સતિરૂક્મિણી. ૩
ગારની સૃજ્જે સ્નેહથી, શ્રીકૃષ્ણમૂર્તિ સુલક્ષિણી;
તેમાં પ્રવેશ કરી હરી, રમશે સદાતવ સંગમાં,
સમશે વિયોગજનિતવ્યથા, લૌકિકથિ કિંચિતકાલમાં.
જગમાં પુજાશે મૂર્તિતે, રૂક્મિણિરમણનામે કરી,
તજ તાપ હે સતિ એમ કથી, નારદ ગયા ગગનાંતરી[3]; ૪
તે સ્મર્ણ આજ થયું મને, હે સખી તવ કરૂણા થકી,
પતિનો વિયોગ વિદુરકરણ[4], અવસર પ્રદર્શે આ નકી.

### દુહા.

તેથિ આણ સખિ આ સમે, ગોમય, મૃદ, નિર્ધાર;
અવસર જાય અમૂલ્ય (આ) સૃજું મૂર્તિ શ્રીકાર. ૧
નદિયે સમર્પિ (તે) સુણી, ગોમયમૃદમિશ્રીત[5];
રૂક્મિણિયે કરથી સૃજી, કૃષ્ણનિ મૂર્તિલલીત. ૨

### લાવણી સંઘડી ધરણની.

પરમકૃપાલિ, રમા રમણી, મનમણિ, રમણીક, મનોહરણી,
કરિ હરિમૂર્તી, સઘનઘનવરણી જગમોહનકરણી; ટેક.
લોચનભયમોચનકર ચલકે, વદનમદનમદહર[6] મલકે,
શીશવિરાજે, મુકુટમણિમય, કરણે કુંડલ, લલકે;

---

૧ ઘણો શાપ. ૨ મિથ્યા. ૩ આકાશ વિષે. ૪ દૂર કરનારો. ૫ છાણ માટીથી મેલવેલી ગાર. ૬ કામદેવના મદના મદને હરનારું.

ભાલવિશાલ, લલીતનાશિકા, કંચનતિલકકલાપઅતી,<br>
કુટિલભ્રૂકુટી, લલિતઅવલોકન, લોકવિલાસવતી;<br>
ગોલકપોલ, મનોહરહસણી, રૂચિરચિબુકચપલાવરણી,<br>
કરિ હરિમૂર્તી સઘનઘનવરણી, જગમોહનકરણી; ૧<br>
કંચનમય કેયૂર, કંકણે, ચતુરભુજ ભયહર ભ્રાજે,<br>
ભૂભયહારી, શંખઆદિકઆયુધસુંદર રાજે;<br>
કૌસ્તુભમણિ, મુક્તામણિમાલા, ગલે પ્રદર્શિ ઉર લોભે,<br>
સુંદરઉરમાં, રમાપદલાંછન, ભૃગુલાંછન, શોભે;<br>
વિદ્યુતકાંતિસમાનપિતાંબર, સુંદરકટિતીરે રાજે,<br>
રત્નમેખલા, કનકકિંકિણિ[1] સંગે મંજુલ વાજે;<br>
પાપહરણકરચરણકમલની સકલપ્રભા ભવભયહરણી,<br>
કરિ હરિમૂર્તી, સઘનઘનવરણી, જગ મોહન કરણી. ૨

हरिगीत.

કરિ એમ કૃષ્ણનિ મૂર્તિને, નિજસન્મુખે સ્થાપી સતી,<br>
પૂજી વિવિધ ઉપચારથી, પ્રણમી મુદાથી પદપ્રતી;<br>
અતિદીનભાવથી ચિત્ત અર્પિ, સ્તવન કરતા માત્રમાં,<br>
સાક્ષાતકૃષ્ણ પ્રવેશિયા, પ્રતિમાસ્વરૂપીગાત્રમાં. ૧<br>
મુખકમલથી ઉચર્યા સતી, અભિલાપ ઉરમાં જે હશે,<br>
તું યાચ યાચ ત્વરીત, આધિન છૂં તને શોભન થશે;<br>
ના નિમિષ પણ તારાથિ ન્યારો, હે સદા શોભાવતી,<br>
તારાવિના આ વિશ્વને, રચવા નહીં મારી ગતી. ૨

दुहा.

એમ વાણિ કૃષ્ણનિ સુણી, રમા પામિ ઉર સ્નેહ;<br>
કૃષ્ણ પદાંબુજ વંદિને, ઉચરી તજી સંદેહ. ૧

चोपाई हिंदुस्थानी.

વાક્ય સુણો પતિજગકરનારા, પંકજલોચન, વિશ્વાધારા;<br>
શક્તિઅનંતસુકોમલવેષા, (જે) અતિશે મારાથિ વિશેષા. ૧<br>
દાસિ પ્રભાવથિ (તે) સુવિલાસે, આપ પદાંબુજ નિત્ય ઉપાસે;<br>
બ્રહ્મ, ભવાદિક, પાર ન જાણે, નેતિ નેતિ કરિ નિગમ વખાણે. ૨<br>
સંત, મહંત, સદા નિજ ચિત્તે, ધ્યાન ધરે અતિસ્નેહસહીતે;<br>
હું અબલા, બલહીન, અધીરા, બાલમતી, અવિવેકશરીરા. ૩

---

૧ ઘુઘરિયો.

નાથ મને ન વિયોગ તમારો, નિત્ય સમાગમછે સુખકારો;
તોપણ નિજઇચ્છાઅનુસારે, જે કથું તે કરિયે સુપ્રકારે. ૪
લોકવિષે દ્વિજશાપ પ્રકાશે, જ્યાં સુધિ વાસ કરૂં વનવાસે;
આ પ્રતિમાથિ અપાર ઉમંગે, ત્યાં સુધિ રંગ રમો મમ સંગે. ૫
એમ સુણી સતિની શુભવાણી, કૃષ્ણ તથાસ્તુ[1] કથી મુદ આણી;
મૂર્તિકલેવરથી અતિસ્નેહે રંગ રમે સતિ સંગ સદેહે. ૬
તેથિ સતી અતિશેસુખ પામી, વ્યાધિ વિયોગનિ સર્વ વિરામી;
એ વિધિ કૃષ્ણલિલા કરૂણાળી, નારદ જ્ઞાનથિ જાણિ વિશાળી. ૭
ચિત્તવિષે ચિંતા ધરિ ભારી, પરહિતકારણ પૂર્ણવિચારી;
આ વિધિ રૂક્મિણિથી વનવાસે, આયુષ પૂર્ણ કરિ સુવિલાસે. ૮
કૃષ્ણ સ્વધામ જશે જેવારે, લોકનિ શી ગતિ થાશે ત્યારે;
તેથિ ઉપાય કરૂં પરકામે, જે થકિ કૃષ્ણ ન જાય સ્વધામે. ૯

कविनामथुरेशेण विरचिते द्वारिकामहात्म्य भाषांतरे रुक्मिण्याश्रमे कृष्णमूर्त्योद्भवनाम तृतीयो विलासस्समाप्तः ॥ ३ ॥

---

दुहा.

એમ વિચારી અંતરે, નારદમુની સુભીત;
દુર્વાસાના આશ્રમે, ગયા ગગનથિ ત્વરીત. ૧

काव्यछंद.

નિજાશ્રમે સંપ્રામ[2], વિપ્રનારદને દર્શી,
દુર્વાસા ઉત્થાન, કરી અંતરમાં હર્ષી;
આણિ તેમને શિઘ્ર, સ્નેહ પરિપૂર્ણ જણાવી,
અતિસન્માન સહીત, કુશાસનપ્રતિ પધરાવી. ૧
અર્ઘ્ય, પાદ્ય, મધુપર્ક, અર્પિ અતિવિનય સહીતે,
પ્રચ્છિ કુશલવ્યવહાર, વધા દુર્વાસા પ્રીતે;
નારદ તમે પધારિ મને, પાવન કરિ લીધો;
સફલ દિવસ આજનો, સર્વસુકૃતથી કીધો. ૨
હે મુનિ તમે નિદાન, સર્વ સુકૃતના સેતુ,
કૃપા દૃષ્ટિથી કથો, અત્ર અવાગમ હેતુ;

---

૧ તેમ હો. ૨ આવેલ.

સુણી કોપિનાં[1] વાક્ય, કપટિ[2] ઉચાર્યો મુદ ધારી,
વલગાવા લાકડે, માંકડું ચિત્તવિચારી. ૩

દુહા.

સુણો વિપ્રરાજન તમે, દ્વિજકુલવિષે સુભીત;
અહો! જગતમાં દર્શિયાં, વિપ્રવાક્યવિપ્રીત. ૧

ગીતિછંદ.

રૂક્મિણિવને વશીને, નિત્ય કરે હરિ લિલામનોહરણી;
તત્રવને તરૂવરથી, શોભા સુજિ છે મહામુદાકરણી.
તે વનથી નંદનની, ઉપમા અનુપમ[3] થાય સદા દર્શી;
વશી વિહંગમ[4] તત્રે, મંજુલવાણી વદે ઉરે હર્ષી. ૧
હરિચરણોદકિગંગા, તત્ર આવિછે મહાવિમલકૃત્યે;
દ્વારામતિના વાશી, સર્વ જાય છે તે વનમાં નિત્યે.
એમ સુણી દુર્વાસા, ઉરમાં પ્રકાશિ કોપકલાભારી;
ઇતિ[5] સ્તત[6] ભ્રમિભ્રમિને, વધા વાણિવિકાલભીતિકારી ૨

કાવ્યછંદ.

અતિનિશ્ચલમમવાક્ય, સદા જે સમસ્તવીષે,
તેને કોણસમર્થ, અન્યથા કરવા ભાસે;
સકલદેવને સૃજું, નિમિષમાં ધીરજ ધારી,
તદા પિતામહ[7] કોણ, મમાગ્રે સૃષ્ટીકારી. ૧
સુરપતિને કરૂં ભ્રષ્ટ, દેવપતિપદથિ અયાસે,
ભગ્ન કરૂં બ્રહ્માંડ, અંડવત[8]ગણી વિલાસે;
નથી જાણતા મને, શુ રોષકષાયિત[9] વાને,
વાક્ય અન્યથા કરી, વસે હરિ રૂક્મિણિસ્થાને. ૨
સૃજાવિ નંદનતુલ્ય, વનસ્થલિ કૃષ્ણ ઉમંગે,
કેમ કરે સંયોગ, રૂક્મિણીસંગે રંગે;
એમ ઉચરતા ગયા, કોપ ધરી તત્રપ્રદેશે,
કપટિ પલાયન થયા, શિઘ્ર નભપંથવિશેષે. ૩
તદા રમ્યવનવાસ, પ્રદર્શી ઉચર્યા વાણી,
શાપિત છતાં નિદાન, રમે રતિ રૂક્મિણિરાણી;

---

૧ દુર્વાસા. ૨ નારદ. ૩ ઉપમા રહિત. ૪ પક્ષી. ૫ અહીં. ૬ તહીં. ૭ બ્રહ્મા. ૮ ઈંડા પ્રમાણે. ૯ રોષથી ખારો.

તેથી હેતરૂ, પુષ્પ, પત્ર, ફલ, રહિત વિધાને,
કંટક સૃજો સમસ્ત, વસો પ્રતિદિન આ સ્થાને. ૪
આ ગંગા નહિ શાપ, અર્પવા યોગ્ય તથાપી,
વસો કલેવરવિના, અત્રસ્થાને મમશાપી;
એમ કર્યા પશ્ચાત, પર્ણકુટિ દર્શી અનોપી,
કર્યા ચરણના ઘાત[1], દ્વારપ્રત્યે બહુકોપી. ૫
પટ[2] ઉત્ઘાટન[3] થતા, માત્ર પરમેશ્વર પલમાં,
સત્વર કરી પ્રવેશ, થયાસ્થિત અવનીતલમાં;
તદા એકલી દર્શિ, રમાને પર્ણકુટીમાં,
વદ્યા વાક્ય વિકાલ, પ્રકાશી કોપ ભ્રુકુટિમાં. ૬
હે સતિ મમ વાક્યનું, સર્વઅપમાન કરીને,
મનહરવન સજી, યત્ર વશી છું ધીર ધરીને;
તજી ક્ષત્રિના ધર્મ, કુકર્મ કરો વનધામે,
વિપ્રવાક્યઅન્યથા, કરો રતિસેવનકામે. ૭
ધિક કુલ, ધિક ગુણ, માત, તાત, ધિક પાવનસ્વામી,
શાપથિ વનમાં વશી, સજી તું અતિશયકામી;
ક્યાંછે તવપતિકૃષ્ણ, શિઘ્ર કથ યથાર્થવાણી,
નહિતર પલમાં કરિશ, ભસ્મવત[4] તને પ્રમાણી. ૮
નથી જાણતી મને, શબ્દ આજગમાં ગાજે,
દુર્વાસાનામને સુણી, ભવબંધન લાજે;
કથ કથ અતી ત્વરીત, યદુપતિ ક્યાંછે કામા,
કેમ મૂઢ સજિ કથે, નહીં તૂં કલ્મષધામા. ૯

## भुजंगप्रयात.

સુણી એ રિતી કોપિની ક્રૂરવાણી, અતીત્રાસ પામિ વદી કૃષ્ણરાણી;
સુણો તાત મારિ વિનંતી સ્વિકારી, ભરી સર્વથાદુષ્ટબુદ્ધીથિ નારી. ૧
તમે સર્વદા લોકમાં શ્રેષ્ઠચારી, જગત્‌ના ગુરૂ દુષ્ટને દંડકારી;
તથાપી ધરી ક્રોધ આ કાલ જેવો, તમોયે ઘટે ના મને દંડ દેવો. ૨
તમારો મહાશાપ શીશે ધરીને, વશી આ વને નિત્ય સેવી હરીને;
તજી રોપ તેથી સ્વચિત્તે વિચારો, નિવારો દિશે દોષ જે યોગ્ય મારો. ૩

---

૧ લાત. ૨ કમાડ. ૩ ઉઘાડાં. ૪ રાખની પેઠે.

પ્રદર્શીતું ક્યાંથી હરિને હું રામા, સદા બાલણુદ્ધી મહાકામધામા[1];
જપે કૃષ્ણને યોગથી યોગિ નિત્યે, કદા પાર પામે નહીં (તે) સ્વચિત્તે. ૪
વસે કૃષ્ણ સર્વત્રમાં સર્વધામે, ભજે શુદ્ધભક્તીથિ (તે) પાર પામે;
સદા કૃષ્ણને ચિત્ત મધ્યે પ્રમાણું, તથાપી અણૂ[2] તેનિ લીલા ન જાણું. ૫
સુણી એમ વૈદર્ભીની શુદ્ધભાષા, તદા તે મુનીરાજ થૈને નિરાશા;
જઈ સિંધુતીરે વિરાજ્યા વિચારી, ધરી ધ્યાન વિશ્વેશનું રોષહારી. ૬

## હરિગીત.

કોપી ગયા પશ્ચાત રૂક્મિણિ, શિઘ્ર પર્ણકુટીવિષે,
મુખવક્રથી[3] દર્શે તદા, નિજ સ્વામિ તત્રે ના દિશે;
પ્રભુની અકલમાયાથિ સજી, સ્મૃતિરહીત અસ્મૃતીને ગૃહી,
ધન અધન[4] સ્વપ્ને જેમ પામે, જાગ્રને દર્શે નહીં. ૧
તદ્વત અતિશયશોધિ શોધી, પતિનિ પ્રાપ્તીકારણે,
પામી નહીં પતિને તદા, આવી મઢૂલી બારણે;
દર્શે પ્રયત્નથિ બારણે, દર્શી નહી ગંગા તદા,
સાંધતાં સાત હણાય[5] તેર, વિધીથિ જન્મી આપદા. ૨
મુખ ઉર્ધ્વ[6] કરિ દર્શે તદા, મનહારિણી વનવાટિકા,
તત્રે સકલતરૂ, પુષ્પ, પત્ર, વિના પ્રદર્શી કંટકા;
હે નાથ નાથ કરો ન હાસ્ય, વિલાસ સર્વે પરહરી,
આક્રંદ કરતી એમ અતિ, હરિને વદી તે સુંદરી. ૪

## લાવણી.

પતિહિતકારી, દીજે દર્શન અઘહારી,
ના કીજે હાસ્ય મુરારી, ચિત્તવિચારી, દીજે દર્શન. ટેક.
અતિશેયત્નથિ પતિ તમને, સોધન કરિયા વન, ભવને;
દર્શે ન દિશા શ્રમથિ મને, કરૂણા કારી, દીજે દર્શન. ૧
આ વનમાં આજ કૃપાલા, કને પ્રચ્છે તવ બાલા[1];
ઉરમાં ભય થાય કરાલા, દર્શો ધારી, દીજે દર્શન. ૨
ગંગા ન દિશે આ વાસે, તરૂ કેવલકંટક[7] ભાસે;
(તે) દર્શિ દર્શિ મનત્રાસે, મનોવિહારી, દીજે દર્શન. ૩
હે નાથ પ્રથમ કરિ પ્રીતી, નંતર તજવી ધરિ બીતી;
નહિ સુજનનિ એ શુભરીતી, બીતી ધારી, દીજે દર્શન. ૪

---

૧ કામદેવનું સ્થાન. ૨ કિંચિત. ૩ વાંકા મુખથી. ૪ નિર્ધન. ૫ તૂટે. ૬ ઊંચું. ૭ કાંટા.

પતિ અઅગ્રાજ્ઞતિઅધીરા, અતિશેસુકુમારશરીરા;
વન કેમ વસે બલવીરા, ધીરજ ધારી, દીજે દર્શન. ૫
અગણિતદાસીથિ વિલાસે, વસતી જે રમ્યનિવાસે;
તે કેમ વસે વનવાસે, અંતર ચારી, દીજે દર્શન. ૬
વન દર્શિ થાય ભય અંગે, નહિ નહિ કોરક્ષક સંગે;
ઝટ આવ આવ સખિગંગે, વિપદવિચારી, દીજે દર્શન. ૭
હે વૃક્ષ તમે મનહારી, તજિ શોભામંગલકારી;
કંટકનિધિ કેમ સ્વિકારી, અધિકવિકારી, દીજે દર્શન. ૮
નરસિંહનિ વધુ[1] મનહરણી, વનમાં ભટકે જ્યમ હરણી;
તે યોગ્ય નહી નરકરણી, શ્રીગિરિધારી, દીજે દર્શન. ૯
અપરાધવિના આ રીતે, અબલાજનને અનહીતે[2];
ભય ના કર નિર્દયચિત્તે, સર્વ ભયારી, દીજે દર્શન. ૧૦
હે વિધિ તેં સ્વધર્મ લોપી, સૃજિયો મમકર્મે કોપી;
દે દુઃખ સદૈવ અનોપી[3], લિજે ઉગારી, દીજે દર્શન. ૧૧
હે કમલાનાથ રમેશા, કમલાવર શ્રીપરમેશા;
આ વ્યથા હરો મથુરેશા, મંગલકારી, દીજે દર્શન. ૧૨

દુહા.

એમ રૂદન કરતી રમા, ઉચ્ચ સ્વરથિઅપાર;
પતન થતી છતિ મહિવિષે, ઉરમાં કર્યો વિચાર. ૧
વારંવાર સૃજે સદા, આ વિધિ વ્યથાઅનૂપ;
તે કરતાં અતિશ્રેષ્ઠ છે, મૃત્યૂ ઔષધરૂપ. ૨
એમ વિચારી કૃષ્ણનૂં, કરી સ્મરણ નિર્ધાર;
મન પરોવિ હરિ મૂર્તિમાં, ધ્યાન ધરી બહુવાર. ૩
તરૂશાખાયે વસ્ત્રને, બંધન કરી પ્રમાણ;
કંઠપાસ[4] કીધો તદા, મરણવિષે નિર્વાણ. ૪
(તે) જાણી હરિ ગરૂડથી, સત્વર આવી તત્ર;
દર્શિ જેણિને મરણમાં, આતુરભાવથિ યત્ર. ૫

ઉપજાતી.

કૃષ્ણે સ્વનારી દુરથી નિહાળી, અપાર (જે) વિપ્રિતવેષ વાળી;
વ્યાકૂલતાથી પડિ વૃક્ષનીચી, લલીતલીલામય[5] નેત્ર મીચી. ૧

---
૧ નવીન નારી. ૨ અર્થવિના. ૩ ઉપમા ના આપિ શકાય એવી. ૪ ગલે ફાંસો. ૫ લીલાવાળાં.

સ્વકંઠના બંધનથી ગ્રસીતા[1], સર્વાંગની કાંતિ સજી અસીતા[2];
વિશાલવેણી ઉરમાં પતીતા[3], સમસ્તઆભૂષણથી રહીતા. ૨
સજી મુખારવિંદનિ શુષ્ક[4]કાંતી, શ્રમેથિ સર્વેંદ્રિય[5] પામિ શાંતી;
સજી સમસ્તાંગવિષે અશક્તા[6], વિયોગથી મૃત્યુવિષે પ્રશક્તા[7]. ૩
આક્રંદથી (જે) અતિશેઅધીના[8], પતીવિષે જેણિનિ વૃત્તિ લીના;[9]
એવી મહાવ્યાધિથકી વ્યથીતા[10], સ્વરાણિ જાણી હરિયે રૂપીતા[11]. ૪

ઇંદ્રવિજય.

કૃષ્ણપ્રિયા[12] પણ પક્ષિનિ પક્ષથિ[13] જન્મિત[14]શબ્દ સુણી મનભાવ્યા,
અંતરમાં સમજી મમરક્ષણકારણ આ મમનાથજિ આવ્યા;
પ્રાણ તણા પ્રતિપાલક જાણિ તથાપિ અતીશયરોપ ધરીને,
લૌકિકચેષ્ટિકને[15] કરવા ઝટ લાગિ મુખાંબુજવક્રકરીને[16]. ૧
તે સરવે મન જાણિ રમાપતિ પાસથિ મુક્ત કરી મુદ આણી,
હસ્તથિ હસ્તગ્રહી અતિકોમલવાણિવડે જિવતી કરિ રાણી;
તે સતિનો મનસોચ વિમોચન કારણ લોચન સાંધિ વિધાને,
સુંદરિ સાહસકામ ઉચીત ન એમ કથી ઉચર્યા પ્રમદાને. ૨

ઝૂલણાછંદ.

સુણ રમારૂક્મિણી, સકલસૌભાગિણી, કુલવતીનારિમાં શ્રેષ્ઠરાણી,
ક્લેશ ધરિ અંતરે, આ શુ સાહસ કરે, અણવિચાર્યૂ રૂષિ ઉર આણી;
દેવિ આ ખેદનો, હેતુ શો ભેદનો, કથ મને સ્નેહ લાવિ સુવેષા,
બોધ હૂં સર્વવિદ્યા તુ વરદાયિની, વિષ્ણુ હૂં વૈષ્ણવી[17] તૂં વિશેષા. ૧
જીવ તૂં બુદ્ધિ હૂં, નૃતક[18] હૂં તૂં નટી, ઈશ હૂં તૂં સદા યોગમાયા,
કેમકરિ આપણી થાય અનયોગતા[19] ચિત્તમાં દરી આનંદદાયા;
તારિ માયાવડે, મોહ પામિ ભ્રમે, બ્રહ્મરૂદ્રાદિ ના પાર પામે,
કેમ (તે) તૂં રમે, મોહનિધિમાં ભ્રમે, અંતરે દરી વ્યાધીવિરામે. ૨
સંત, યોગી, યતી, વિપ્ર, વૈષ્ણવ, વ્રતી, સતિતને વિવિધભાવે ઉપાસે,
(તે) તને આ વિશે શાપદેવાવિષે, અવનિમાં કેમ કરિ યોગ્ય ભાસે;
પણ સજી (મેં) સ્વયે આ લિલા નિર્મયે, લોકશિક્ષાર્થ[20] નાનાવિધાને,
તેથિ આ તવકૃતી[21], લોક ગાસે સતી, અધિન કરશે મને તે સુધાને. ૩

---

૧ પેરાયલી. ૨ કાલી. ૩ પડેલી. ૪ સુકાયલી. ૫ સઘળી ચક્ષુઆદિ ઇંદ્રિયો. ૬ શક્તિહીન. ૭ શક્તિ-વાળી. ૮ વશ થયેલી. ૯ લીન થયેલી. ૧૦ પીડીતા. ૧૧ ખીજાયલી. ૧૨ રૂક્મિણી. ૧૩ પાંખોથી. ૧૪ થતા. ૧૫ ચેષ્ટા. ૧૬ વાંકું. ૧૭ વિષ્ણુની સ્ત્રી. ૧૮ નટ. ૧૯ જુદાઈ. ૨૦ શિખામણ માટે. ૨૧ તારું કરવું.

શાપ આપી તેને તાપ પામી મને, મમકથા ગાન કરતો સુભાવે,
આ સુક્રોધી[1] મુની, ખેદ કરતો ધ્વની, દર્શ આવે અતીદીનદાવે;

દુહા.

એમ વાક્ય સુણિ કૃષ્ણનાં, રમા તજી સ્વચ્છંદ[2],
મોહ મુક્ત કરિ અંતરે, પામી પરમાનંદ. ૧

દોધકછંદ.

નંતર અત્રિસુતે[3] નિધિતીરે, ધ્યાન ધરી ગતરોષશરીરે[4];
શ્રીહરિને પરમેશ પ્રમાણી, રૂક્મિણિને પરમેશ્વરિ જાણી. ૧
ખેદ ઉરે ધરિ સત્વર ગામી, યત્ર હરી વિચર્યા ભય પામી;
કૃષ્ણસમીપ જઈ અવિકારે, વંદિ પદાંબુજ દીનપ્રકારે. ૨
કૃષ્ણ, રમા, પદપંકજપ્રત્યે, મસ્તક મૂકિ થવા શુભ કૃત્યે;
કોમલવાણિથિ પ્રેમસજાવી, તુષ્ટવવા લાગ્યા મનભાવી. ૩

વસંતતિલકા.

હે કૃષ્ણ, કૃષ્ણ, કમલાવર, દીનબંધો, નારાયણો, અચ્યુત, ચતુર્ભુજ, શ્રેયસિંધો;
કૈવલ્ય, માધવ, મનોહર, પૂર્ણ કામીન્, તે શંકરંચરણકંજ મહં સ્મરામિ[5]. ૧
માયાવિરક્ત, મધુસૂદન, જ્યોતિરૂપ, આનંદધામ, ઘનશ્યામ, દયાસ્વરૂપ;
ગોવિંદ, કોવિદ, મુકુંદ, અનંત નામીન્, તે શંકરંચરણકંજ મહં સ્મરામિ. ૨
નીલાંબુજાનન, નરોત્તમ, ધર્મચારીન્, યોગેશ્વરેશ, અઘઓઘવિનાશકારીન્;
ગોપેશ, ઇશિ, ગરૂડધ્વજ, શુદ્ધધામિન્, તે શંકરંચરણકંજ મહં સ્મરામિ. ૩
વિશ્વેશ, શ્રીધર, ધરાધર હસ્તધારીન્, શ્રીકાંત, શાંત, કલિકલ્મષનાશકારીન્;
ગોપાલપાલક, કૃપાલ, લિલાધિગામીન્, તે શ્રીકરંચરણકંજ મહં સ્મરામિ. ૪
સન્મંગલાંગ, કરૂણાંગ, અનંગ, અંગ, વેદાંગ, વેદવિદુપાંગ, વિમુક્તસંઘ;
કૃષ્ણાય કૌસ્તુભધરાય, ત્રિવિક્રમાય, નૌમીડય તે યદુવરાય, વરપ્રદાય[6]. ૫
યોગેશ્વરાય, શરણાગતવત્સલાય, શ્રીવત્સલાંછનહૃદાય, દયાધરાય;
શેષાય, દેવકિસુતાય, સનાતનાય, નૌમીડય તે યદુવરાય, વરપ્રદાય. ૬
પાર્મેશ, પદ્મનયનાય, સુરેશ્વરાય, દામોદરાય, દઈતાય, જનાર્દનાય;
નર્ક્તકાય, હરયે મથુરેશ્વરાય, નૌમીડય તે યદુવરાય, વરપ્રદાય. ૭

---

૧ ઘણો ક્રોધી. ૨ મરજીમાં આવે એમ વરતણુક. ૩ દુર્વાસાએ. ૪ ગયોછે રોષ એવા. ૫ તમારા શ્રેષ્ઠ કરનારા એવા ચરણકમલને હું સ્મરૂંછું. પ્રત્યેક ચોથા પદનો અર્થ ચોથા શ્લોક સુધી એ રીતે છે. ૬ હે સ્તુતિ કરવાને યોગ્ય, વરદાન આપનાર એવા યદુકુલમાં શ્રેષ્ઠ ભગવાન તમારા કારણે નમુંછું–પ્રત્યેક ચોથા પદનો અર્થ સાત સુધી એવી રીતે.

અનુષ્ટુપ્.

કૃષ્ણાય, કંજનેત્રાય, રૂક્મિણિપતયેનમઃ
વાસુદેવાય, વીરાય, નમસ્તે ભક્તવત્સલ. ૧

હરિગીત.

હે કૃષ્ણ તવરૂક્મિણિવિષે, અપરાધ કીધો (મેં) અતી,
કરૂણા કટાક્ષથિ (તે) નિવારણ કીજીયે કમલાપતી;
હે દેવ દેવ દયાનિધે, ગોવિંદ શરણાગતમને[1],
દ્વિજ જાણિ રક્ષણ કીજિયે, અપરાધકોશ સમાનિને. ૧
હે માત રૂક્મિણિદેવિસતિ, પ્રણમૂં તને પ્રમુદા ધરી,
કરિયે ક્ષમા અપરાધ મારો, વિશ્વપાવન સુંદરી;
અજ્ઞાત બુદ્ધિથિ (મેં) કર્યું, દૌરાત્મ્ય[2] જે તવ કારણે,
તે સકલને પરમેશ્વરી, કરિયે કૃપાથિ નિવારણે. ૨

દુહા.

સ્તુત્યવાક્ય મુનિનાં સુણી, રૂક્મિણિસહ ભગવાન;
પ્રસન્નચિત્તથિ તે સમે, વદ્યાગિરા ગુણવાન. ૧

હરિગીત.

સુણિયે મહામુનિરાજ, દુર્વાસા રહિતઅનુતાપથી,
આ કૃત્યમાં અપરાધતા, મુનિ તમારી કિંચિત નથી;
મમ અકલઇચ્છાથી સુજ્ઞ, ભાવીસકલ નિશ્ચલ નકી,
નર નિમિતમાત્ર શીરે ધરે, ના થાય મિથ્યા કો થકી. ૧
તે કારણે મુનિરાજ, તાપ તજી સ્વઅંતરમાં સદા,
અતિશિઘ્ર સ્વસ્થ સુજ્ઞ, વિવેકથિ સર્વ પરહરિ આપદા;
કથિ એમ રૂક્મિણિથી હરી, નિજસુસરૂપ પ્રકટ કરી,
આપીં પ્રદર્શન ઉચર્યા, મુનિને અતિકરૂણા ધરી. ૨
હે શિવસ્વરૂપિ મુનીશ્વરા, અભિલષિતવર-માગો તમે,
આ શક્તિ યુક્ત પ્રસન્ન છું, તમને મુનીશ્વર આ સમે;
સુણિ એમ વિપ્ર વદ્યા હરી, જો હો પ્રસન્ન તમે મને,
શ્રીરૂક્મિણી સહુ આ સ્વરૂપથી, નિત્ય વસિયે આ વને. ૩
સુણિ એમ હરિ દર્શિને વદ્યા. દેવિપ્ર (મેં) આપનીવિષે.
દ્વિજ, ધર્મ. પાલનકારણે, આ કૃષ્ણજન્મે વર્યો હિરી;

---

૧ શરણ આવેલા. ૨ દુષ્ટ અપરાધ.

રૂક્મિણી સંગે ક્રીડિતા[1], મમ રમ્યમૂર્તિ જગતમિશે,
આ ભૂમિતલમાં શુભછે, મુનિરાજ પર્ણકુટીવિષે. ૪
ષોડશકલાથી આ સ્થલે, તેમાં પ્રવેશિ વશિશ સદા,
વૈદર્ભિ, ભામા, સંગમાં, જે લક્ષ્મિ, ભૂલક્ષ્મી, સદા;
યદુવંશ નાશ થયે છતે, મુનિ વશિશ શંખોદ્ધારમાં,
શ્રીમતત્રિવિક્રમનામથી, ગાસે મને સંસારમાં. ૫
તવ વાક્યથી મારી કથાશે, આ સદૈવ અવસ્થિતી,
આ ભાગિરથિ પણ સ્નાનથી, અઘ મુક્ત કરશે યશવતી;
સુણિ એમ દુર્વાસામુની, આનંદ અંતરમાં ધરી,
પ્રણમ્યા રમેશ રમા પદે, પરિક્રમણથી પ્રેમે કરી. ૬
ઉચર્યા હરી તવ સંગ, રૂક્મિણિનો વિયોગ નહી કદા,
સત્વર પળો દ્વારામતી, પામો મહાસુખ સંપદા;
ભરપૂર પામો ભવવિષે, ભવની[2] કૃપા શોભા ભરી,
સુત, મિત્ર, બંધુ, કુટંબમાં, નિત્યે વસો યશ વિસ્તરી. ૭

## ચોપાયા.

કમલ નયન, કમલાવર, કેશવ, રૂક્મિણિહૃદયવિહારી,
વરદાયકવાયક, યદુનાયક, કૃષ્ણ, મુકુંદ, મુરારી;
એમ વાક્ય સુણિ દુર્વાસા, રૂક્મિણિ સંગે શુભચિત્તે,
ભાગીરથિમાં સ્નાન, દાન, કરિ, અતિઆનંદસહીતે. ૧
ધરિ ઉરમાં આનંદ રૂક્મિણી, પ્રણમી જલ, સ્થલ, વનને,
ગરૂડે વિરાજિ મુનીસહીતે, સત્વર ગયાં સ્વભવને;
સકલપ્રજા રૂક્મિણિને દર્શી, વદે સ્નેહથી વાણી,
કૃષ્ણ વિયોગથિ મુક્ત સૃજી, અતિધન્ય અહો! આ રાણી. ૨
હે મુનિરાજસમાજ ત્યારથી, ગંગાગુણાવતિ જાણી,
સ્નાન કરો તત્રે હરિ મલશે, એમ વધા બલિ વાણી;
સકલકામના અર્પે તત્રે, રૂક્મિણિ પાપહરિને,
સત્ય કથૂં કલિમાં તે સ્થાને, મલે સદૈવ હરીને. ૩
અષ્ટમિ, નવમી, ચતુર્દશીદિન, રૂક્મિણિને અવલોકે,
પલમાં પાપ દહન કરિ વિચરે, મર્ણાંતે પરલોકે;

---

૧ ક્રીડા કરેલી. ૨ શંકરની.

હે શૌનકાદિ એવિધિ રૂક્મિણિ, શાપવિમોચન ધારી,
દ્વારામતિ પ્રતિ વિચરે સ્નેહે, હરિની સ્થિતી વિચારી. ૪

દુહા.

વળી અધિકસ્વેચ્છા શિ છે, શ્રવણાર્થે વિપ્રેશ;
એમ કથી તે સકલને, વદ્યા સૂત અવશેષ. ૧

ચોપાઈ હિંદુસ્તાની.

શ્રીહરિયે નિજભવને આવી, તે મુનિને પૂજ્યા મનભાવી;
તેથિ પ્રસન્ન સુજી દુર્વાસા, શ્રીહરિને ઉચર્યા શુભભાષા. ૧
હે હરિ હૂં તવ કરૂણા પામી, અધિકપ્રસન્ન થયો નહિ ખામી;
તેથિ રમેશ તમે ઉર ધારી, ઇચ્છિતવર માગો સુખકારી. ૨
(તે) સુણિ કૃષ્ણ વદ્યા મુદ આણી, અંતરમાં ઉપકાર પ્રમાણી;
વિપ્ર તમે સંતુષ્ટ કદાપી, જે કહ્યુ તે કરિયે સ્થિર સ્થાપી. ૩
નિત્ય વસો મુનિ અત્ર નિવાસે, ત્યાગિ જવું ન કદાપિ પરાશે[1];
એમ સુણી હરિની શુભભાષા, વાચિ[2] તથાસ્તુ વદ્યા દુર્વાસા. ૪

હરિગીત.

હે કૃષ્ણ તવ વાણિથિ હૂં, અત્રે નિવાસ કરિશ સદા,
તદ્વત તમે મમ વાક્યથી, વસસો કલાથી સર્વદા;
અત્રસ્થલે તમને, મને, દર્શશે જે સજ્જનનરા,
તેને તમે ફલ અર્પશો શું, (તે) કથો કમલાવરા. ૧
અપરંચ સાગરસંગમા, ગોમતી સ્નાનથિ શ્રીહરી,
સુખકારિ ફલ શૂં થાય તે, કથિયે મને કરૂણાકરી;
સુણિ એમ કૃષ્ણ વદ્યા મુની, તવ પ્રશ્નફળ કથવાવિષે,
ત્રૈલોકમાં પ્રભુતા ધરી, ક્વાપી[3] ન શક્ય મને દિસે. ૨
તદપી કહ્યું જે ગોમતીમાં, સ્નાન કરિને સ્નેહથી,
પૂજી તને પૂજે મને, સુકૃતનિ ન્યૂન્ય કશી નથી;
કલિ ક્લેશ લેશ રહિત સુજી, નિત્યે વસે ગતશોકમાં,
મારી કૃપાથી સંચરે, અંતે નરો પરલોકમાં. ૩

દુહા.

એમ વાણિ સુણિ કૃષ્ણની, દુર્વાસા વિપ્રેશ;
પરોપકાર કરી તદા, પામ્યા પ્રેમવિશેષ. ૧

---

૧ પરમેશ્વર વિના બિજાની આશાએ. ૨ કહી. ૩ કોઈપણ.

વચન પરસ્પર અર્પિને, તે સ્થલમાં સાક્ષાત;
સદૈવ વશિયા સ્નેહથી, દુર્વાસા, જગતાત[1]. ૨
જલેશ્વરે દ્વારામતી, કરી લોપ નિર્ધાર;
તદપિ થયું વરદાનથી, તે સ્થલ ફલદાતાર. ૩
તે દિનથી યદુપુરિવિષે, વશ્યા સદા યદુપાલ;
વિપ્રવાક્યબંધનથકી, જાય નહીં કો કાળ. ૪
જ્યારે તન્ત્યુ પ્રભાસમાં, કૃષ્ણે વપુપ્રખ્યાત;
તદા કલાથી[2] મૂર્તિમાં, ધર્યું તેજ સાક્ષાત. ૫
તે કારણ અન્ય સ્થલે, કલિમાં ન મલે ઇષ્ટ[3];
વિચરો તત્રે સજ્જનો, મલશે ઇચ્છિતમિષ્ટ[4]. ૬
શૌનક એવિધિ દૈત્યનાં[5], સુણી વાક્ય મુનિ વૃંદ;
ધન્ય ધન્ય કથિ અંતરે, પામ્યા પરમાનંદ. ૭

## चंद्रावला.

સંસ્કૃતથી પ્રાકૃતમાં સ્નેહે, ધામ[6]મહાત્મવિચિત્ર[7],
કર્યું કવિતામાં વિપ્રમથૂરે, આશ્રય પામિ પવિત્ર;
આશ્રય પામિ સદા અધિકારી, શ્રીમન્નરોત્તમનો સુખકારી,
શાપ વિમોચન નિઃસંદેહે, સંસ્કૃતથી પ્રાકૃતમાં સ્નેહે. ૧
શ્રીમત શંખોદ્ધારનિવાસે, શ્રીસતભામાવાસ,
તેના નીતિ પ્રવિણ અધિકારી, નામ નરોત્તમદાસ;
નામ નરોત્તમદાસવિલાશી, અંતરમાં હરિભક્તિઉપાશી,
કવિને નિમંગ્યો કીર્તિ પ્રકાશે, શ્રીમત શંખોદ્ધાર નિવાસે. ૨

## इंद्रविजय.

શ્રીસરદારઉદાર સદૈવ મહાસુખકારિણિપદ્ધતિશાલી,
ભૂતલમાં હરિભક્તિથકી મલહારિ કરી યશ, કીર્તિ, વિશાલી;
પંડિતપૂર તપોનિધિઊર કલાબલસૂર ઉરે વશિ ભારી,
પાવનપંથવિહારિપ્રતાપિનરોત્તમદાસ સદા અધિકારી. ૧
શ્રીરણછોડરમેશનિ અષ્ટવિધાપટરાણિપ્રમાણિસુશામા,
મધ્ય મહાસતિશીશમણીરમણીગુણઅગ્રણિ[8] શ્રીસતભામા;

---

૧ કૃષ્ણ. ૨ સોલ કલાથી. ૩ કૃષ્ણ. ૪ ઈચ્છેલું ગણ્યું. ૫ બલીનાં. ૬ દ્વારિકા. ૭ મનોહર. ૮ ગુણમાં આગળ.

તે સતિના શુભમંદિરના કવિવિપ્રમથુરવિષે ઉપકારી,
પાવનપંથવિહારીનરોત્તમદાસપ્રતાપિ સદા અધિકારી. ૨

कविनामथुरेशेण विरचिते द्वारिकामहात्म्य भाषांतरे रुक्मिणि शापविमोचने श्रीकृष्णअवस्थितिकथन नाम चतुर्थो विलासस्समाप्तः ॥४॥

---

## तीर्थमहात्म्य.

### दोधक.

કૃષ્ણ, કૃપાનિધિ, દોષવિનાશી, પંકજલોચન, વિશ્વનિવાશી;
વંદિ સદૈવ તને ગુણગ્રામી, તીર્થ મહાત્મ્ય કહું મુદ પામી. ૧

### शार्दूलविक्रीडित.

શ્રીમત્શૌનકઆદિવાડવજનો, કૃષ્ણસ્થિતી જાણિને,
બોલી ધન્ય પુનર્પિ પ્રેમથિ વદ્યા, શ્રીસૂતપૌરાણિને;
હે વિદ્વાન તમારિ વાણિથિ અમે, જાણ્યા હરીને ભવે[1],
તેથી સ્નેહ ધરી સવિસ્તર કહો, શ્રીતીર્થયાત્રા હવે. ૧

### सोरठा.

પામિ ઉરમાં પ્રીત, શૌનકની વાણી સુણી;
તીર્થ મહાત્મ્ય લલીત, ઉચર્યા સૂત મુદા ધરી. ૧

### चोपाई त्रिताली.

સુણિયે શૌનકપરમાત્મ, હરિભક્તિથી તીર્થમહાત્મ્ય;
ઉરથી પૂછી યદુવીર, જવું નંતર ગોમતીતીર. ૧
કરિ સાગરસંગમ ભારી, ગરજે જલ જ્યાં અઘહારી;
તેના દર્શનથી મુનેશ, ભવપાપ પળે લવલેશ. ૨
અઘઓઘવિમર્દનકારી, ભયભંગ અમંગલહારી;
મનવાંચ્છિતદાયક ભારી, એવું ગોમતિ સંગમ વારી. ૩
પૂર્વપુણ્યથી માનવી પામે, પલમાં ભવભીતિ વિરામે;
સુણી એવિધિ સૂતનિ વાણી, ઉચર્યો શૌનક મુદ આણી. ૪
સુણી વાણિ તમારિ વિચિત્ર, અમને થાય સંશય મિત્ર;
તેથી સૂત સ્નેહપ્રકાશ, કરિયે અમ સંશય નાશ. ૫
( એ ) ગોમતિ સંગમ કોણ. તેમિને તત્ર લાવ્યો કોણ;
ક્રિયાકાર્યથી ( તે ) સૂવિ વ્યામે[2], કેમ સાગરમાં થઈ પ્રામ: ૬

---

૧ સંસારમાં. ૨ વ્યાપિને.

કથો એ અમને વિસ્તારી, કવિરાજ તમે ઉપકારી;
એમ શૌનકની સુણિ વાણી, વધા પ્રેમથિ સૂતપુરાણી. ૭

હરિગીત.

પૂર્વે સકલજલમય[1] છતાં, નારાયણે નિજ નાભિથી,
વિધિને સૃજી ઉચર્યા તમે, સૃષ્ટી સૃજો મમ વાણિથી;
તે ઈશવાણિ સ્વિકારિને, સત્વર વિધી ઉર ધારિને,
સૃજતા થયા (તે) સૃષ્ટિને, પરમેશવાક્ય સ્વિકારિને. ૧

ચોપાઈ ત્રિતાલી.

પૂર્વે નિજ મનથી ચાર, સૃજિને સનકાદિકુમાર[2],
ઉચર્યા હે પુત્ર પ્રમાણ, તમે સૃષ્ટિ સૃજો નિર્વાણ. ૧
સુણિ તાત વચન એ રીત, સનકાદિ સૃજી ભયભીત;
હે તાત અમે સુખરૂપ, દરશીશું સદા હરિરૂપ. ૨
જગરૂપવિશેષ અહીત, ન અમો અનુસરવા ઉચીત;
પરમેશ્વર નિત્યે સત્ય, આ વિશ્વ સદૈવ અસત્ય. ૩
પરમેશ સદા અવિનાશ, ક્ષણમાં થાય વિશ્વ વિનાશ;
પરમેશથિ થાય પવિત્ર, જગથી થાય પાપવિચિત્ર. ૪
તે કારણથી હે તાત, શેવીશું સદા તવતાત[3],
વિધિને કથિ (તે) એ રીતે, વિચર્યા સનકાદિક પ્રીતે. ૫
જઇ પશ્ચિમસાગરતીર, દૃઢઆસનથી ધરિ ધીર;
તેજોમયમાં[4] ધરિ ધ્યાન, પરમાનંદ પામિ નિદાન. ૬
તપથી તપતાં નિર્ધાર, ગયાં વર્ષ સહસ્ર અપાર;
જલ ભેદિ દિનેશ સમાન, નિકળ્યુ ચક્ર તેજનિધાન. ૭
અંતરિક્ષ રહ્યું સ્થિર ભાશી, (જે) દાનવવંશવિનાશી;
જેનુ ચક્રસુદર્શનનામ, ભયનાશક પૂરણકામ. ૮
તેને અવલોકિ કુમાર, થયા વિસ્મિતચિત્ત અપાર;
વાર વાર ચક્રને દર્શે, અન્યોન્ય અતિશે તર્ષે. ૯
તેમને અતીવિસ્મિત જાણી, થઈ તે ક્ષણ ગગનથી વાણી.

---

૧ સમસ્ત સ્થલે પાણી. ૨ સનક, સનત, સનંદન, સનત્કુમાર, એ ચાર. ૩ તમારો પિતા નારાયણ. ૪ તેજોમય ઈશ્વરમાં.

### हरिगीत.

હે સનકઆદિકુમાર ના, કિંચિત થશો વિસ્મિત તમે,
અત્રે જનાર્દન પ્રકટશે, તમ કારણે શોભનસમે;
તેથી તમો વિષ્ણૂ પૂજાર્થે, અર્ઘ્ય[1] લાવો આસ્થલે,
તપના પ્રભાવથકી તમોને, વિષ્ણુ અતિસત્વર મળે. ૧
આ વિષ્ણુનૂ આયૂધ છે, તેને પ્રસન્ન કરો અતી,
હરિ પ્રકટશે જેથી તમે, (આ) ચિન્હ[2] માનો ઉરપ્રતી;
સુણિ એમ ગગનગિરા તદા, સનકાદિ ઉર પ્રમુદા ધરી,
તે ચક્રને સંતુષ્ટવા, લાગિયા બહુવિનતી કરી. ૨

### इंद्रविजय.

હે હરિઆયુધ, ચક્રસુદર્શન, જ્યોતિસ્વરૂપ, મહાજયકારી,
અગ્નિસ્વરૂપ, અનૂપમ, દાનવનાશક, આયુધમાં અતિચારી[3];
ભૂભયભંજન, માધવરંજન, ધાતકિ ગંજન, નિર્ભય કારા,
અચ્યુતવત્સલ[4], સ્વચ્છ, રથાંગ, સ્વિકાર કરો સુપ્રણામ હમારા. ૧

### उपेंद्रवज्रा.

કરી સ્તુતી સ્તોત્રથિ એ પ્રકારે, સમર્થિ સ્નેહે વિવિધોપચારે[5];
પ્રણામિ સાષ્ટાંગ સહીત ભારી, રથાંગને તુષ્ટ કરી અપારી. ૧
સ્મરી પિતાને[6] સુસમર્થ જાણી, સ્વઅંતરે ભાવઅપાર આણી;
હરી પુજા કારણ અત્રધામે[7], ત્વરાથિ પ્રેર્શો નદિઅર્ઘ કામે. ૨

### दुहा.

બ્રહ્મા તદા કુમારનાં, જાણી મન ચિંતીત[8];
મંદાકિનિનદિને વદ્યા, અપારપ્રેમ સહીત. ૧

### चोपाई हिंदुस्तानी.

હે સરિતે અતિપાવનધામે, ભુમિવિષે તૂં જા હરિ કામે;
જઇશિ ધરાપર તૂં નહિ જેથી, થઇશિ મને અતિમાનિતિ તેથી. ૧
ભૂતલપર તૂં ગોમતિ નામે, થઇશિ પ્રસિદ્ધ સદા હરિધામે;
પ્રથમ વસિષ્ઠનિ સૂનિ-અનુગામી[9], નંતર જા મહિમા હરિકામી. ૨
હે નદિ જેમ પિતાનિ કુમારી, તેમ વસિષ્ટની થા તુ વિચારી;
(તે) સુણિ વિધિને પ્રણમિ સુહૃત્યે, સંચરિ (તે) વરૂણાલય[10] પ્રત્યે. ૩

---

૧ અર્ઘ આપવા યોગ્ય નદી. ૨ લક્ષણ-આશ. ૩ આગળ જનાર. ૪ ઈશ્વરને વહાલું. ૫ નાના-વિધ પૂજા સામગ્રિથી. ૬ બ્રહ્માને. ૭ આ ઠેકાણે. ૮ મનથી ધારેલું. ૯ પાછળ જનારી. ૧૦ સમુદ્ર.

પ્રથમ વસિષ્ઠ મિલાપ કરીને, નંતર સંચરિ સ્નેહ ધરીને;
અગ્રે[1] જાય વસિષ્ઠમુનેશા, પૃષ્ઠે જાય નદીગૌવેશા. ૪
તેને દર્શિ વસિષ્ઠ સહીતે, લોકસકલ પ્રણમે મુદચિત્તે;
યત્રતપસ્થિત[2]બ્રહ્મકુમારા, તત્રે પ્રકટી નદિસુખકારા. ૫
શ્રેષ્ઠવસિષ્ઠ સહિત સરિતાને, દર્શિ અપરિમિતપાવનવાને;
સર્વકુમાર પ્રમોદ સ્રજાવી, ધન્ય ધન્ય ઉચર્યા મન ભાવી. ૬
નિકટ વસિષ્ઠ ગયા જે વારે, ઊઠિ ત્વરાથિ સકલસુત ત્યારે;
સન્મુખ જઇ ગૃહિ પાણિથિ પાણી, તે મુનિને સ્વાશ્રમમાં આણી. ૭
આસન પ્રત્ય નિવેશિ સુમાને, પૂજિ, પ્રણામિ, સમસ્તવિધાને;
સર્વપ્રકાર પ્રસન્ન કરીને, વાણિ વધા અતિસ્નેહ ધરીને. ૮

## हरिगीत.

અત્રે વસિષ્ઠમુનિ તમે, (આ) આણિ સરિતાસુખપ્રદા,
તેથી સકલ એણિને, કથશે તવકુમારી સર્વદા;
ગૌરૂપ ધરિને આવિ અત્રે, સ્વર્ગથી જે શુભમિશે,
તેથકી ગોમતિ નામથી, પ્રખ્યાત થાશે જગવિષે. ૧
એણિના દર્શનમાત્રથી, જન પામશે પાવનગતી,
શુભસ્નાન, દાન વિધાનથી, શું? તુન્ય કથિયે દ્વિજપતી;
કથિ એ પ્રકાર વસિષ્ઠને, સનકાદિ મુનિયે મુદધરી,
તેણિને અર્ઘ સમર્પતાં, પ્રકટીયા શેષાસન[3] હરી. ૨

## छपयछंद.

ઘનશ્યામલવપુવાન, લલિતમુખપંકજ મલકે,
વિલસિતગોલકપોલ, લોલ[4] નયનાંબુજ ચલકે;
મસ્તક મુકુટ, કિરીટ, કંઠ કૌસ્તુભમણિમાળા,
ઉર અતિ કૃપા નિધાન, રમા ઉત્સંગ કૃપાળા[5];
શુભશંખ, ચક્ર, પંકજ, ગદા, ધરણ ચતુરભુજ સુખકરણ,
લલકે લલિત કુંડલ કરણપર, પરમપૂજ્ય રાજે ચરણ. ૧
કલાથકિ કલાપીત, પીતઅંબર કટિધારી,
વનમાલભૂપીત, સીતકર[6] કાંતિ વિહારી;

---

૧ આગળ. ૨ જ્યાં તપમાં બેઠેલા. ૩ શેષનાગનું આસન. ૪ ચંચલ. ૫ લક્ષ્મી જેના ઉત્સંગમાં કૃપાવાળી છે. ૬ ચંદ્ર.

ચારૂગંધ ચર્ચીત, ચીતહરઅંગ પ્રકાશી,
ધરિ આભર્ણઅશેષ, શેષઆસને નિવાશી;
ભયભંજન, જનરંજન, અજન[1], મંગલકારિ મહાયશી[2],
સનકાદિક નિકટ પ્રકટ થયા, જેમ ઉદય ગિરિપર[3] શશી. ૨

### सवैया एकत्रिंशा.

એવા શ્રીભગવાન હરિને, અવલોકી સનકાદિકુમાર,
અતિ ઉત્કંઠિત સુજી અંતરે, કરાંજલી કરિને નિર્ધાર;
વેદજનિત શ્રીવિષ્ણુસૂક્તથી, સ્તોત્ર, પૂજન, કરિ અપરંપાર,
વિનયસહિત પદ વંદન કરિને, તુષ્ટ કર્યા હરિને ગૃહીસાર. ૧

### सोरठा.

સ્વિકારિ સ્તોત્ર લલીત, એ પ્રકાર સનકાદિકનાં;
ઉચર્યા તદા અજીત, પ્રસન્ન ઉરથી તમને. ૧
હે સનકાદિ કુમાર, પ્રસન્ન છું તમને અતી;
મનવાંછિત નિર્ધાર, અર્પું વર ઉત્તમ સદા. ૨

### हरिगीत.

હે વિપ્ર મમ માયા રહિત, સુજિ જ્ઞાનવાન થશો યતી,
જેથી તમે મોક્ષાર્થી[4] સુજિ, કરિયો પ્રસન્ન મને અતી;
તેથી થશે આમોક્ષદા, શુભતીર્થ જગમાં ગોમતી,
એમાં સુસ્નાન વિધાનથી, નર પામશે પાવનગતી. ૧
જેથી તમારા અનુગ્રહાર્થે, ઇહિસ્થલે[5] જલ ભેદિને,
મમચક્ર નિકળ્યું, તેથિ, ચક્રતીરથ થશે ભય ભેદિને;
કથુ સત્ય ચક્રતીરથવિષે, સ્નાનાદિથી પાવન થશે;
અંતે મહાગતિ પામિ તે, મમ લોકમાં નિશ્ચય જશે. ૨
હે દ્વિજ તમે અત્રે વસો, નિત્યે સમીર સ્વરૂપ ધરી,
સ્નાનાર્થિનાં ઇચ્છિતસર્વે, પૂર્ણ કરજો અઘ હરી;
સુણિ એરિતે હરિચરણક્ષાલિત[6] ગોમતીજલને તદા,
ધરિ મસ્તકે સનકાદિયે, ભેદી સકલભવ આપદા. ૩
તે ગોમતી હરિ ચરણને, પ્રક્ષાલિ ગઇ સાગર પ્રતી,
તેથકી સાગર સંગમા, સુજિ પાપ હારિણિગોમતી;

---

૧ જન્મરહીત. ૨ મોહોટા યશવાન. ૩ ઉદયાચલ. ૪ મોક્ષના અર્થિ પુરૂષો. ૫ આ જગોએ.
૬ હરિચરણને પ્રક્ષાલન થયેલી.

કથિ એમ શ્રીભગવાન, અંતર ધ્યાન પામ્યા તે પળે,
સનકાદિમુનિયે અંતરિક્ષ, નિવાસ કરિયો તે સ્થલે. ૪
બલિરાજની વાણી સુણી, સર્વે પ્રસન્ન થયા ઘણા,
તેમને ઉર આનંદમાં, ન રહી તદા કિંચિત મણા;
હે શૌનકાદિક એ વિધા, તે ગોમતી સંગમ સદા,
જાણી સકલસંશય તજો, સ્નાનથી સમશે આપદા. ૫

## चंद्रावला.

ગોમતિસંગમ સ્નાન કરીને, દાન વિધાન સહીત,
ચક્ર તીર્થે નંતર સંચરજો, ઉર ધરિ પ્રેમલલીત;
ઉર ધરિ પ્રેમલલીતવધારે, ચક્રતીર્થમાં શાસ્ત્રપ્રકારે,
સ્નાન કરો નર સ્નેહ ધરીને, ગોમતીસંગમ સ્નાન કરીને. ૧
યત્ર સૃજે હરિચક્રસ્વરૂપી, પ્રસ્તર[1] ચક્રાકાર,
તેનાથી હરિ પૂજો નિત્યે, પામો પરમોદ્ધાર;
પામો પરમોદ્ધાર પ્રસંગે, સેવો ચક્ર રમાવર સંગે,
તેના કથુ આકાર અનૂપી, યત્ર સૃજે હરિચક્રસ્વરૂપી. ૨
એકચક્રથી જે અંકીતા[2], તેનુ સુદર્શન નામ,
(તે) પૂજન, વંદનથી, નિત્યે, દે મનવાંછિતકામ;
જે પાષાણ દ્વિચક્ર સહીતે, તે લક્ષ્મી નારાયણ નિત્યે,
દે લક્ષ્મી અર્ચનથી હીતે, જે પાષાણ દ્વિચક્ર સહીતે. ૩
તૃતિયચક્રચિન્હિત[3] (જે) ભાસે, તેનુ નામ અચ્યૂત,
તેના પૂજનથિ થાય અંતે, ઇંદ્ર પદવિ સંયૂત;
ચાર ચક્ર અંકિત જે ધામે, તે પાષાણ જનાર્દન નામે,
દે ધન, ધાન્ય, સમૃદ્ધિ સ્વકામે, ચાર ચક્ર અંકિત જે ધામે. ૪
પંચચક્ર વાસૂદેવ નામા, ગોત્ર[4] કીર્તિ દાતાર,
પટચક્રે પ્રદ્યુમ્ન પ્રમાણો, દે ધન, ધાન્ય, અપાર;
સપ્તચક્રથી પ્રસ્તર ભ્રાજે, તે બલ દેવ સદૈવ વિરાજે,
પૂજનથી અર્પે શુભકામા, જે પ્રસ્તર બલ દેવજિ નામા. ૫
અષ્ટચક્ર પુરૂપોત્તમ જાણો, અર્પે ઉત્તમકામ,
નવચક્રાંતિ જે પાષાણા, તેનુ સુરોત્તમનામ;

૧ પાષાણ. ૨ આંકેલા. ૩ ચિન્હવાળા. ૪ કુટુંબવિષે.

(જે) દશચક્રથિ શોભિત ભાસે, પાવનકારિ પ્રતાપ વિલાસે,
પૂજનથી સુખ કારિ પ્રમાણો, દશઅવતાર સદા (તે) જાણો. ૬

એકાદશચક્રથિ અનિરૂદ્ધા, દે ધન, ધાન્ય, અનંત,
દ્વાદશચક્રથિ દ્વાદશઆત્મા, સિદ્ધિ પ્રદાન કરંત;
સિદ્ધિ પ્રદાન કરે સુવિલાસે, દ્વાદશચક્રથિ ચિન્હિત ભાસે,
અર્પે નિત્ય રમાઆનવિદ્ધા[1], બારથિ અધિક અનંત[2] પ્રસિદ્ધા. ૭

હોય કદાપી મ્લેચ્છપ્રદેશે[3], શિલાચક્ર મુનિરાય,
તેથિ સદૈવ ત્રિયોજભૂમાં[4], વિષ્ણુક્ષેત્ર મનાય;
વિષ્ણુક્ષેત્ર મનાય મુનેશા, તેથિ ગૃહાદિ પવિત્ર વિશેષા,
તેથી પાવન થાય વિશેષે, હોય કદાપી મ્લેચ્છપ્રદેશે. ૮

પૂજે (જે) હરિચક્રસુકારી, ભક્તિ પ્રભાવ સહીત,
દોપ વિનાશિ સદા તે પ્રાણી, પામે મનવાંચ્છીત;
ચક્ર વિના હરિ પૂજન પ્રાણી, થાય નહીં સંપૂર્ણ પ્રમાણી,
ચક્રથી પામે શ્રેય અપારી, પૂજે (જે) હરિચક્રસુકારી. ૯

ચક્રતીર્થમાં સ્નાન કરીને, દાન સહીત નિદાન,
નંતર સંચરજો નર સ્નેહે, કરવા સાગરસ્નાન;
કરવા સાગર સ્નાન સ્વકાયે, યત્ર ગોમતિ સંગમ થાયે,
તત્ર સ્નાન કર સ્નેહ ધરીને, ચક્રતીર્થમાં સ્નાન કરીને. ૧૦

કરવું સ્નાન વિધાન સહીતે, કૃષ્ણવિષે ધરિ ધ્યાન,
સર્વતીર્થ ફળ થાય વિચારો, કરતાં સાગર સ્નાન;
કરતાં સાગર સ્નાન સુકામે, ધર્મ, અર્થ, રતિ[5], મુક્તી, પામે,
પાવનકારિ પ્રમાણી ચિત્તે, કરવું સ્નાન વિધાન સહીતે. ૧૧

દાન સ્વશક્તિ પ્રમાણે આપી, કરિયે નમન વિશેષ,
જય રત્નાકર, જલનિધિ, નામી, જય ઉદધી, તીર્થેશ;
જય ઉદધી, જગજીવન, ધાતા, સ્નાનથિ સર્વમનોરથ દાતા,
એમ વદી મુજિયે અનપાપી, દાન સ્વશક્તિ પ્રમાણે આપી. ૧૨

સાગર સ્નાન કરી નર નામી, સકલ દોપશમનાર્થ,
સંચરિયે તદનંતર સ્નેહે, રામકુંડ સ્નાનાર્થ;

૧ લક્ષ્મી. ૨ બારથી વધારે જેના ઉપર ચક્ર હોય તે [illegible] ૩ [illegible] દેશમાં—અપવિત્ર. ૪ [illegible] ૫ કામ.

સમકુંડ સનકાદિ કુમારે, ગંગા આણિ સૃજ્યા શ્રુતિ સારે,
તત્ર સ્નાન કર પાપ વિરામી, સાગર સ્નાન કરી નરનામી. ૧૩

સમકુંડમાં સ્નાન કરીને, પૂજ્યા શ્રીપરમેશ,
તુષ્ટ સૃજી પરમેશે તેને, અર્પ્યો વર સુખદેશ;
વર અર્પ્યો અત્રે જે પ્રાણી, કરશે સ્નાન સદા શુભ જાણી,
પાવન સૃજશે પાપ હરીને, સમકુંડમાં સ્નાન કરીને. ૧૪

નંતર સંચર રૂક્મિણિકુંડે, કરવા સ્નાન વિધાન,
રૂક્મિણિયે કર્યું મજ્જન[1] જેથી, રૂક્મિણિકુંડ નિદાન;
રૂક્મિણિકુંડ ભૃગૂયે સેવો, પાપ હરણ નહિ એના જેવો,
અધિક કહું ફળશૂં મમ તુંડે[2], નંતર સંચર રૂક્મિણિકુંડે. ૧૫

કર નર મજ્જન તત્ર પ્રભાતે, ગૃહિ કરમાં કુશવર્ગ[3],
તિલ, તુલસીદલ, ચંદન સંગે, અર્પ્યે સૂર્યને અર્ઘ;
અર્પ્યે સૂર્યને અર્ઘ વિલાસે, તર્પ્યે પિતૃને પ્રેમ પ્રકાશે,
મલસે મનવાંચ્છિત ભલિભાતે, કર નર મજ્જન તત્ર પ્રભાતે. ૧૬

નંતર સંચર નર ક્રકલાસે[4], વિનય સહિત નિર્ધાર;
તે સ્થલમાં પામ્યો નૃગરાજા શરઠવપૂ[5] ઉદ્ધાર;
શરઠ વપૂ ઉદ્ધાર કરીને, પ્રાપ્ત થયો (તે) કૃષ્ણ હરીને,
એમ વિચારિ સદૈવ વિલાસે, નંતર સંચર નર ક્રકલાસે ૧૭

## દુહા.

એમ સુણી શૌનક વદ્યા, એનૃગ કોણ પ્રકાશ;
કેમ મળ્યો (તે) કૃષ્ણને, કેમ થયો ક્રકલાશ[6]. ૧

## ચોપાઈ ત્રિતાલી.

સુણી શૌનકઆદિનિ વાણી, ઉચર્યા પ્રમુદાથિ પુરાણી;
નૃગનામ પ્રસિદ્ધ નરેશ, ગુણ ગંભીર ધીર વિશેષ. ૧

યશવાન, મહામતિમાન, કૃતિ, ધૃતિ, ધન, કીર્તિનિધાન;
ગજ, ઘોટક, આદિ અમિત, સ્વાંગણે કરે નૃત્ય લલીત. ૨

નહિ ક્વાપિ પ્રકારે નુન્ય, કરે નિત્ય સુનીતિથિ પુન્ય;
નામથી અન્યનૃપ રહે ધ્રૂજી, વશ કીધા સકલ સુર પૂજી. ૩

---

૧ સ્નાન. ૨ મુખે. ૩ દર્ભનો જથો. ૪ ક્રકલાસના નામે એક કુંડ છે. ૫ કાચંડાનું શરીર–કાકેડો.
૬ કાચંડો.

ગુરૂ, વિપ્રનુ, પાલે માન, દે દાન સેવે વિદ્વાન;
એવો નૃગભૂપ પવિત્ર, સ્વપ્રજાનો નિરંતર મિત્ર. ૪
કરે કૃષ્ણુનિ ભક્તિ અજસ્ર, અરપે નિત્ય ધેનુ સહસ્ર;
દ્વિજને દિવ્યાસન આપી, કરે પૂજન પ્રેમ કલાપી. ૫
ધન, ભૂપણુ,, વસ્ત્રથી, ભારી, કરે તુષ્ટ દરિદ્ર નિવારી;
પદક્ષાલિ સદા નિજ હસ્તે, અરચી ઉપચાર સમસ્તે. ૬
દ્વિજ પ્રત્યેકને એ રીતે, અરપે ( ગૌ ) દ્રવ્ય સહીતે;
એમ ધેનુસહસ્ર સુકૃત્ય[1], કૃષ્ણુ પ્રિત્યર્થે અર્પે નિત્ય. ૭
એ વિધી કરતાં શુભ નીતી, ગયાં વર્ષ અતિશય વીતી;
એકદા[2] નૃગરાજ નિવાસ, આવિયા મુનિ-સત્ય પ્રકાશ. ૮
જેનુ જૈમિનિ પાવન નામ, તેજપૂંજ સદા સુખધામ;
તેમને નૃગરાજ પ્રદર્શી, નિજ અંતરમાં બહુહર્ષી. ૯
વિધિપૂર્વક પૂજિ, પ્રણામી, શ્રદ્ધાથિ વધો નૃગનામી;
હે વિપ્ર તપસ્વી ઉદાર, કરિયે મુજને ઉદ્ધાર. ૧૦
રૂચિથી ગૃહિયે ગૌ મારી, મમ આતુરભાવ વિચારી;
નૃગની સુણિ વાણિ વિશેષ, નહિ ઇચ્છા તથાપિ મુનેશ. ૧૧
ઉચર્યા અતિ લજ્જિતચિત્ત, કર રાજન જે ઇચ્છીત;
પણ હે નૃગનૃપ હું ખચીત, પ્રતિગ્રહથી સદૈવ રહીત. ૧૨

दुहा.

પરનાં (હીત) સજ્જન કરે, સ્વયે સહન કરિ દંડ[3];
જેમ સ્વયે (પ્રજ્વલિ[4]) કરે, પરને સુખ શ્રીખંડ. ૧

चोपाई त्रिताली.

નૃગ (તે) સુણિ સ્નેહ ધરીને, પદક્ષાલન શીશ ધરીને;
અતિ સુંદર ગૌ સિતરંગી, તામ્રપૃષ્ટિ[5], સુકાંચનશૃંગી[6]; ૧
તરૂણી[7], રૌપ્યક્ષુરિ[8], સવત્સી[9], કાંસપાત્રદુહા[10], રત્નપુચ્છિ[11];
સિત વસ્રાભર્ણ ભૂષીતા, બહુ પુષ્પ, સુગંધ પૂજીતા. ૨
એવિ ઉત્તમ ગૌ સુદવ્યાપી, નૃગે જૈ નિમિકરમાં આપી;
( તે ) ગૌને ગૃહિ મુનિદેવ, નિજ ગેહ ગયા સત્યમેવ. ૩

---

૧ સારી કૃતીથી. ૨ એક સમય. ૩ દુઃખ. ૪ પોતે બળીને. ૫ જેની ત્રાંબાની પીઠ. ૬ સોનાના શીંગડાંવાળી. ૭ જવાન. ૮ રૂપાના સુમવાળી. ૯ વાછડાવાળી. ૧૦ કાંસાના પાત્રથી દુધ દેનારી. ૧૧ રત્નજડિત પુચ્છવાળી.

તેણિને બાંધિ વત્સહીત, તૃણથી કરી તૃપ્ત અમીત;
મધ્યાન્હે તૃપાતુર દર્શી, તેણિને ગૃહિ વિચર્યા મહર્ષી. ૪
પછે શિષ્ય જલાશય પ્રત્ય, સર્જ્યુ કૌતુક તત્ર અસત્ય;
માર્ગે ગજ, ઉષ્ટ્ર, પ્રદર્શી, ભય પામિ અતિ ગૌ તર્પી. ૫
દ્વિજ હસ્તથી દામન છૂટી, ગઇ સત્વર ધેનુ વછૂટી;
અતિ ધાવતિ વ્યાકુલવેષી, નૃગ ગોધનમધ્યે[1] પ્રવેશી. ૬
નૃગભૂપતિયે અનજાણે, બહુ પૂજી નિત્ય પ્રમાણે;
તેણિને પરદિવસે પુનર્પી, સોમદત્ત મુનીને સમર્પી. ૭
જૈમિની મુનિયે જે વાર, કરથી ગઈ ગૌ નિર્ધાર;
કરિ સોધન યત્નથિ શસ્ત, પણ આવિ નહીં (તે) હસ્ત. ૮
નંતર નૃગપુરમાં આવી, કરે સોધન દુઃખ સજાવી,
પરિતાપ ધરે અતિ ભારી, ક્યાં ગઈ ક્યાં ગઈ ગૌ મહારી. ૯

## काव्यछंद.

સમાય નહિ ઉર સ્વાસ, નિરાશ વિશેષ થઇને,
વ્યાકુલવાન નિદાન, ભ્રમે પુરવિષે ધઇને;
પ્રયત્નથી સોધતાં, જૈમિનિ લોકવિશેષે,
ગયા પ્રચ્છતા શિષ્ય, રાજમંદીરપ્રદેષે. ૧
માર્ગે જતી સ્વધેનુ, અધિક ભૂષણથિ નિહાળી,
ગંધ પુષ્પ ચર્ચીત, સોમશર્માયે જાલી,
વેગથિ તેને વધા, જૈમિનિ ક્રોધ કરીને;
તિષ્ઠ તિષ્ઠ ક્યાં જાય, અપરના ધનને હરિને. ૨
પ્રતિગ્રહથિ વિમુખમને, તુ શું ? ના જાણે પાપી,
અતિ આગ્રહથી મને, નૃગે (આ) કાલે આપી;
કેમ અન્ય ધનવિષે, થયો તૂં અતિઅભિલાષી,
ના કર તસ્કર કામ, વિપ્ર કુલ દર્શ તપાશી. ૩

## सवैया एकत्रिशा.

તે સુણિ અતી ત્વરાથી ઉચર્યો, સોમદત્ત આશ્ચર્ય સહીત,
અનવિચારિ તૂં વદે જૈમિની, વૃદ્ધ થયો પણ બુદ્ધિ રહીત;
નૃગનરપે (આ) અર્પી મુજને, યદ્યપિ ન ગયો ગૃહે ખચીત,
બોલે છે કે બડે જૈમિની, ગળે પડે ગૌ દર્શિ લલીત. ૧

---

૧ જોખમાં.

(તે) સુણિ જૈમિની સોમદત્તને, કોપ પ્રકાશી વદ્યો પ્રમાણ,
ગતદિવસે[1] કરિ દમ્ભહસ્તને, નૃપથી આ ગૌ ગૃહિ નિર્વાણ;
ચોર કર્મથી અન્ય દ્રવ્યને, હરી વદે આ વાક્ય પ્રચંડ[2],
ભણ્યો ક્યાંથિ કુલમાં આ વિદ્યા, જેમ ચોર દે નૃપને દંડ. ૨
વદ્યો સોમશર્મા સમજ્યો (આ) લક્ષણ તારાં સર્વ પવિત્ર,
હરણ કરી ગૌ મારિ એમ શું, વદે વદનથી વાક્ય વિચિત્ર;
પામ્યો નૃપથી અધુના આ ગૌ, દર્શ સુણ્યુ નથિ ભાલ શ્રીખંડ[3],
આ ગૌ તને કદાપિ અર્પું ના, સમજૂ હું તારાં પાખંડ. ૩
સુણિ જૈમિની તેને ઉચર્યો, આ શુ વદે અનૃત ધરિ ધીર,
કેમ અવિઘ્ન[4] જઇશ હું જિવતાં, ગૌને ગૃહિ તું નિજ મંદીર;
સત્ય કહ્યુ મમ ગૌ હરણાર્થે, આ તવ કાર્ય ન સીદ્ધી થાય,
બલથી હરવા ઇચ્છે તદપી, નહિ નહિ જિવતિમાખિ ગળાય. ૪

## કાવ્યછંદ.

એક કથે ગૌ મારિ, અન્ય ઉચરે ગૌ મારી,
એમ પરસ્પર વાદ, ક્લેશથી કરતાં ભારી;
રાજદ્વારે ગયા, પરસ્પર શાપ[5] વદંતા,
સ્વપ્રાણ નાશ પ્રમાણ, ઘોરસંતાપ કરંતા. ૧
દર્શિ તેમને ક્લેશ, કરંતા અનુચરકામી,
કર્યું નિવેદન સર્વ, ભૂપને મસ્તક નામી;
સુણિ વૃતાંત સમસ્ત, ક્લેશ કરતા અનહીતે,
સત્વર તેડિ સમીપ, તુષ્ટ્યા વિનય સહીતે. ૨
વદ્યા ઉભય દ્વિજ રાજ, ભૂપને કોપ કરીને,
હે રાજન તું રાજ્ય, કરે ગતશુદ્ધિ[6] ધરીને;
થયા તૃતિય ઉપવાસ, અમોને ક્લેશ કલાપી,
કર્યું ન સત્ય, અસત્ય, નિરિક્ષણ[7] તમે તપાસી. ૩
પ્રજાપાલનૃપધર્મ, અહોનિશ છતાં સદાપી,
મંદિર તજિ બારણે, વિમર્શો નથી કદાપી;
તેથિ થશે કકલાસ, તેમ કથિ તે ભૂસુર,
આપી હેતુને ગયા, કોપ. કરથી. નિજપુરે. ૪

૧ ગયા દિવસે. ૨ મોટાઈથી. ૩ [illegible]
[illegible] [illegible]

દર્શિ તેમને જતાં ભૂપ, અતિભયભિતવાને,
ગૃહી તેમના ચરણ, પતિત સૃજિ દંડ સામાને;
ઈદ્રિશિ[1] ધેનુ અપાર, અર્પુ (આ) શાપ સરાવો,
મમોપરી મુનિરાજ, આજ કરૂણા ઉર લાવો. ૫

## દુહા.

સદાસુજન (પરહિત) કરે, ખલના[2] સહિ અપરાધ;
જેમ બાધ[3] સહિ[4] તરૂવરો, અર્પે (ફલો) અગાધ. ૧

## કાવ્યછંદ.

સુણી એમ નૃગ વાક્ય, સોમશર્મા ઉરભાવી,
ઉચર્યો વાક્ય નિદાન, ભૂપને કરૂણા લાવી;
દ્વાપર યુગના અંત[5], વષ્ણિવસુદેવજિ ગેહે,
પ્રકાશશે શ્રીકૃષ્ણ, રમાસહ સુંદરદેહે. ૧

તેના કર સ્પર્શથી, થશે (આ) પાપ વિનાશી,
થશે કીર્તિ પ્રખ્યાત, તારિ જગવિષે પ્રકાશી;
એ પ્રકાર વદિ વાક્ય, ગયા (તે) ઉભય સ્વધામે,
રાજા પણ આશક્ત, થયો બહુસુધર્મ કામે. ૨

કર્યાં યજ્ઞ અગણીત, વિપ્રને પૂજી પ્રીતે,
અર્પી ધેનુ અપાર, દિવ્યદક્ષણા સહીતે;
પરમ ભોગ ભોગવી, અધિક સત્કીર્તિ વિલાસે;
કાલધર્મ[6]ને પામિ, ગયો યમરાજનિવાસે. ૩

તદા ધર્મરાજને, પ્રચ્છુ તેને રૂચિ આણી,
પ્રથમ પાપ વા પુણ્ય, ભજિશ વદ મિષ્ટપ્રમાણી[7];
સુકૃતનો નહિ અંત, પાપ યત્કિંચિત[8] ભાસે,
(તે) ભોગવિલે પ્રથમ, તને જો રૂચે વિલાસે. ૪

એમ વાક્ય સુણિ વદ્યો, ભૂપનૃગ ચિત્ત વિચારી,
પ્રથમ પાપ ભોગવી, શુદ્ધ સ્રજુ ધર્મસુકારી;
કથતાં એમ ત્વરીત, થયો કકલાસ શરીરે,
વર્ષસહસ્ત્ર નિદાન, ગયાં વસતાં હૃદનીરે[9]. ૫

---

૧ આ ગાય જેવી. ૨ નઠારા પુરૂષોના. ૩ પીડા. ૪ સહન કરી. ૫ છેલાં–સમાપ્તિવિષે. ૬ મર્ણને.
૭ શારૂ જાણી. ૮ જે કંઈક. ૯ ધરાના પાણિમાં.

### દુહા.

એમ ભૂપ વશિ કૂપમાં, પામ્યો વ્યથા અપાર,
તેના અનુગ્રહ કારણે, કૃષ્ણે કર્યો વિચાર. ૧

### ચોપાઈ હિંદુસ્તાની.

એકસમે યદુવંશ કુમારા, કૃષ્ણ, હલાયુધ[1] સહિત અપારા;
(તે) મૃગયા રમવા સુવિલાસે, વાહન સહિત ગયા વનવાસે. ૧
તત્ર સમસ્ત કુમાર વિધાને[2], અધિક તૃષીત થયા મધ્યાન્હે;
આતપથી[3] અતિવ્યાકુલવેષે, સોધે વારિ સકલવનદેશે. ૨
અધિક પ્રયત્નથિ વેગસહીતે, શિઘ્ર ગયા જલઆશયપ્રત્યે;
કૂપવિષે નિર્મલ જલ સંગે, દર્શિ શરટ પર્વતસમઅંગે. ૩

### હરિગીત.

તે વારિથી કૃકલાસને, ઉદ્ધરણ[4] કરવા યત્નથી,
ઉદ્યોગ અધિક કર્યો તથાપી, નિસ્તર્યો નહિ વારિથી;
યુક્તીથી આકર્ષણ[5] કર્યો, તદપી શિલા સમ અંગથી,
ન ચળ્યો તદા તે બાલકે, જઈ વાત હરિ બલને કથી. ૧

### ચોપાઈ હિંદુસ્તાની.

(તે) સુણિ તત્ર જઈ ભગવાને, દર્શિ શરટને ગિરીસમાને,
અંતરમાં નૃગભૂપતિ જાણી, ઉદ્ધરણાર્થે સ્વબુદ્ધિ પ્રમાણી. ૧
વામ[6] કરાંબુજ લંબ કરીને, ચિત્ત વિષે અતિ સ્નેહ ધરીને;
વારિથિ નાખિ દિધો સુલિલાયે, (જે) અતિ ગુર્વો[8] શિલાસમ કાયે. ૨
શાપ વિમુક્ત થયો નૃગ પ્રાણી, સ્પર્શ થતાં હરિનો વર[9] પાણી;
સુંદર દેહ સજી નૃગનામી, અંજલિથી ઉચર્યો શિર નામી. ૩

### હરિગીત.

હે પતિતપાવન દીન બંધો, દેવ દેવ દયા નિધે,
તવ જુગલ ચરણસરોજને, પ્રણામું સદા બહુધાવિધે;
જયજય રમાપતિ કૃષ્ણ તવ, કોમલકરાંબુજ સ્પર્શથી,
અતિનિંદ્ય (આ) કકલાસવપુને, મુક્ત કર્યો પાતક સર્વથી. ૧

---

૧ બલરામ. ૨ મધ્યાહ્નના [illegible]. ૩ તાપથી ૪ ઉદ્ધાર. ૫ [illegible]. ૬ [illegible]. ૭ [illegible]
૮ ભારી. ૯ ઉત્તમ

## દોધક.

(તે) સુણિ કૃષ્ણ પ્રસન્ન સુજીને, વાક્ય વદ્યા નૃગભૂમિપતીને;
હે નૃગ તુષ્ટ તને હું અતીશે, માગ મનોરથ જે મનવીષે. ૧

પામિ પ્રદર્શન, સ્પર્શ, અનૂપી, જા મમલોક સુજી મમરૂપી;
(તે) સુણિ ભૂપ વદ્યો મુદવ્યાપી, કૃષ્ણ તમે પરિતુષ્ટ કદાપી, ૨

તો વરદાન દિજે શુભકામે, (આ) હૃદ ખ્યાત સુજે મમનામે;
સ્નાન કરે નર જે શુભચિત્તે, (તે) નર થાય તવાંઘ્રિ[1] સહીતે. ૩

એ વર ઘો કરૂણા ઉરલાવી, (તે) સુણિ કૃષ્ણ વદ્યા ઉરભાવી;
એમ થશે કથિ તત્ર નિધાને, કૃષ્ણ થયા સુનિ અંતર ધ્યાને. ૪

નંતર ભૂપ વિમાનથિ સ્નેહે, શ્રીહરિ લોક ગયો હરિ દેહે;
એ અવધીથિ પવિત્ર સુનેશા, કુંડ થયો કૃકલાસ વિશેષા. ૫

## चंद्रावला·

સ્નાન કરો નર (તે) સુચિ કુંડે, ધરિ ઉરમાં સંતોષ,
શક્તિથિ દાન સમર્પી તત્રે, સુજીયે નિત્ય અદોષ;
સુજીયે નિત્ય અદોષ શરીરે, તર્પ્યે સ્વપૂર્વજ તેના તીરે,
કરશે કૃષ્ણ કૃપા તવ મુંડે[2] સ્નાન કરો નર તે સુચિ કુંડે. ૧

નંતર ચર વિષ્ણુપદતીર્થે, કરવા સ્નાન સુજાન,
ગંગા સ્નાનનુ પુણ્ય મલેછે, કરતાં સ્નાન વિધાન;
કરતાં સ્નાન સુની (તે) ધામે, ચારપદારથ પલમાં પામે,
પ્રામે સદા તે થાય સ્વઅર્થે, નંતર ચર વિષ્ણુપદતીર્થે. ૨

પ્રથમ તેનિ ઉત્પત્તિ કથી છે, શાપમોચને જાણ,
ગૃહે આણતાં દુર્વાસાને, રૂક્મિણ્યાર્થે[3] પ્રમાણ;
રૂક્મિણ્યાર્થે મહાભયહારી, યત્ર વહે નિર્મલ સિત વારી,
સતિનિ વ્યથા અવશેષ મથીછે, પ્રથમ તેનિ ઉત્પત્તિ કથીછે. ૩

નંતર સંચર ગોપિતટાકે, કરવા મજ્જન વિપ્ર,
કરતાં સ્નાન વિધાનથી સ્નેહે, દોષ વિનાસે ક્ષિપ્ર[4];
દોષ વિનાસે સુનિ ગુણ ગેહા, યત્ર ગોપિજન સુજિ શુભ દેહા,
શુદ્ધ થાય કથુ શૂં મમવાકે[5], નંતર સંચરે ગોપિતટાકે. ૪

---

૧ તમારા ચરણ. ૨ મસ્તકે. ૩ રૂક્મિણી માટે. ૪ ઝટ. ૫ મારી વાણિયે.

### દુહા.

એમ સુણિ શૌનક વધા, પતિતપાવની વાક;
સૂત કેમ (તે) સંભવ્યું, ગોપી નામ તટાક. ૧

### ચોપાઈ ત્રિતાલી.

સુણિ શૌનકથી એ રીતી, ઉચર્યા સૂતજી ધરિ પ્રીતી;
મથુરાપુરિથિ હરિ આવી, રચિ દ્વારામતિ ઉર ભાવી. ૧
વસતાં તત્રે ધરિ નીતી, કેટલાક ગયા દિન વીતી;
હરિને દૃઢસ્નેહથિ ભારી, આવિ સ્મર્ણવિષે વ્રજનારી. ૨
જેણિયોના સુકોમલસ્નેહ, સ્નેહથી જેણિયોના સુદેહ;
સ્વાર્થથી તેમને કરિ ત્યાગ, વશિયો અત્રે હૂં અભાગ. ૩

### દુહા.

(જે) જેને પ્રિય માનિને, ઉરથી ભજે અપાર;
તેને તજિ (જે) હિત ધરે, (તે) નરને ધિક્કાર. ૧

### ચોપાઈ ત્રિતાલી.

એમ સ્નેહથી ચિત્ત વિચારી, કથિ ઉદ્ધવને વિસ્તારી;
સમજાવિ સકલઅનુકૂળ, પ્રેરિયો તેને ગોકૂળ. ૧
સુણતાં (તે) સજ્જન નામી, રથથી વિચર્યો શીશ નામી;
ગયો ગોકુલમાં દિવસાંત[1], ધરિ ભૂષણ, વસ્ત્ર નિતાંત[2]. ૨
જઈ નંદ, યશોદા, ધામ, પામિયો મનમાં અભિરામ;
તેને હરિદાસ પ્રદર્શી, નંદે અંતરમાં હર્ષી.
આણિ મંદિરમાં મન ભાવી, માનપૂર્વક ભુક્ત કરાવી;
નંતર સુખઆસન આપી, બલ, કૃષ્ણને, સ્મરિ દુઃખ વ્યાપી. ૪
અતિવ્યાકુલવેષ સ્વિકારી, નયને શ્રવતુ જતુ વારી;
અતિપ્રેમપ્રવાહ પ્રમાણી, વધ્યાં નંદ, યશોદા, વાણી. ૫

### હરિગીત.

બલરામ, મન અભિરામ, ઘનશ્યામલ, કુશળ છે કે સદા,
મમ બાલ, વ્રજ બાલક સહીત, અમને સ્મરે છે કે કદા;
બલરામ, શ્રીઘનશ્યામ, (આ) ગોકૂળ ક્યારે આવશે ?
આ ભવભયાબ્ધિથી, અમોને કૃષ્ણ ક્યારે તારશે ?

---

૧ સાયંકાળે. ૨ અત્યંત.

### ચોપાઈ ત્રિતાલી.

પ્રચ્છી એમ વારંવાર, (તે) કરે આક્રંદ અપાર;
એમ પિતૃને દીન પ્રમાણી, વધો સ્નેહથિ ઉદ્ધવ વાણી. ૧
હે પિતૃ તમોને પ્રકામ, બલ, કૃષ્ણ, કયેછે પ્રણામ;
પ્રચ્છેછે કુશલતા તમારી, પશુ, વચ્છસહિત, વિસ્તારી. ૨
આવિ અત્રે હરી, બલરામ, કરશે મનવાંચ્છિત કામ;
તમ સ્નેહ સમંધ વિચારી, વસે ઉભય ઉદાસ અપારી. ૩
એમ ઉદ્ધવે કથિ સંદેશ, કર્યાં દંપતિ તુષ્ટવિશેષ;
નંદદ્વારેસ્થિત રથ ભારી, અવલોકિ તેને વ્રજનારી. ૪
સૃજિયો અતિવિસ્મિત ચિત, કુણ આ કુણ કરતી અભીત;
હરિનો ધરી વેષ ઉદાર, આવિયો કોનર નંદદ્વાર. ૫
વારંવાર એમ ઉચરતી, કૃષ્ણ આગમ શંકા[1] ધરતી;
કૃષ્ણ દર્શન કારણ કામા, મળી એમ પરસ્પર સામા. ૬
શોકથી અતિદુર્બલવાના, વ્રહદગ્ધશરીર વિધાના;
નંદદ્વારપ્રદેશે આવી, હર્ષ, શોક, સમાન સૃજાવી. ૭
ઉદ્ધવને હરીદુત જાણી, (તે) સુંદરિયો વદિ વાણી;

### सवैयाबत्रिशा.

રે રે કપટ પરાયણ ઉદ્ધવ, કેમ આવિયો અત્ર તુ પાપી,
તારા અતિશય ક્રૂર ઉરથી, શું કારણ છે? કપટ કલાપી;
વેષમનોહર મોહનઅનુચર, તારા ભાસે છલ કરવાને,
આવ્યો શું? ઇચ્છા ધરિ ઉરમાં, અધુના તૂં અમને હરવાને. ૧
આવિધિ મનમોહનમોહનને, પ્રથમ ગયો અક્રૂર હરીને,
લક્ષવશા ક્ષણમાં તવ લક્ષણ, લક્ષે લલના લક્ષ ધરીને;
અધિકઅધરવિષપાન આપિને, ગયો અદય[2] સર્વેસુખ સાધી,
રે રે વ્રજ યુવતી જન ઘાતકિ, તૂં વળિ આવ્યો કેમ ઉપાધી. ૨

### दोधक.

એવિધિ તે વદતિ હરિહીતે, કૃષ્ણ વિયોગથિ ક્લેશિતચિત્તે;
સ્નેહ સમંધથિ વ્યાકુલવેષે, મોહિત થૈ પડિ ભૂમિપ્રદેશે. ૧

### ચોપાઈ ત્રિતાલી.

કૃષ્ણઆસક્ત પ્રેમનિમગ્ન, કૃષ્ણમાં જેમનાં મન લગ્ન[3];
તેણિયોને વિલોકિ ઉદાસ, નિકટે જઈ ઉદ્ધવદાસ. ૧

---

૧ કૃષ્ણ આવ્યો એમ. ૨ દયાહીન. ૩ લાગેલાં.

કરિ આશ્વાસના મુદ આણી, ઉચર્યો રસકારિણિવાણી;
વ્રજનારિ તમે તજો દુઃખ, કહ્યું (તે) સુણિ પામો સૂખ. ૨
તમ પ્રેમથિ કૃષ્ણ નિદાન, વસે નિત્યે ક્લેશનિધાન;
તમ કામવ્યથાથી અમીત, કૃષ્ણઅંગ અપારકૃપીત. ૩
બલહીન વિયોગથિ દેહ, કરે, સ્મર્ણ સદા તમ સ્નેહ;
સુણી એમ ગિરા લલિતાદી, વદી ગોપી સર્વ પ્રતિવાદી. ૪

સવૈયા બત્રિશા.

મમ અગ્રે ના વદ તૂં ઉદ્ધવ, કપટિકૃષ્ણની કીર્તિવિશેષે,
(જે) અતિ અસત્યકારિ સ્વનારિ, વિસારિ ગયો દ્વારામતિદેશે;
ધિકબલ ધિકમતિ કુટિલ કલાધિક, ધિક જેણે તજિ નારિપ્રણીતા[1],
ધિક શઠ તુજને ક્રૂરનિ સંગે, ક્રૂર ન જાણે કેમ લલીતા. ૧
બોલિ શામલા લલિત વદનથી, ના કથ કૃષ્ણનિ કીર્તિ કલાપી,
અલ્પ ભાગ્ય અતિદુર્મતિનો યશ, કરણે ના ધરૂ (જે) અતિપાપી;
અતિ સુંદર ઉર ધારિણિનાં, અધરામૃત પીતાં પ્રેમ રૂચીરે,
ક્યાંથિ ગતી જમુનાજલ તજિ (જે) મોહ્યો લવણનિધીનીરે[2] ૨
અમિતલલીતલતાનાગૃહમાં, ગૃહિ કોમલકરકમલ ઉમંગે,
કુટિલ કટાક્ષનિપાતથિ[3] ઘાતકરી, પળિયો શઠ અનુચર સંગે;
મનમણિ પુન નેં[4] પ્રામ થયોકરિ, અતિપ્રણિતાવ્રજરમણિ અમાન્યા[5],
જેમ અધન કરથી મણિ જાય, ગયો મુદતી[6] રૂદતી કરિ ધાન્યા. ૩
કોમલ લલનાને નિજ અંકે[7], લેતાં લેશ ન શંકા જેને,
ના કુલનિર્મલ ના શિળ સંગતિ, ના નીતી પ્રીતી શી ? એને;
જન્મ પ્રમાણે કર્મ કર્મને,અનુસરિ પ્રસવે[8] મતિની શાખા,
જેમ નપુંસકસંગ નિરર્થક, કેમ ન જાણે કૃષ્ણ વિશાખા. ૪
જગમાં (જે) નિઃશંક પ્રમાણે, હુણે નિરંતર પ્રાણી અગાધાં[9],
તથાપિ (તે) ઉરમાં ભય ન ધરે, પાપ પ્રકાશથી હિંસિતબાધા[10];
વૃદ્ધપણે પાલકદંપતિને[11], તજી ગયો જે નિર્અપરાધા,
તેને શી શંકા સતિ યુવતી, રતિમતિ રંજનિ [illegible] [illegible]. ૫
મહાભાગ, શ્રીકૃષ્ણ, યદુનાથ, કથ ઉદ્ધવ શું કામ કરેછે ?
મુરલી ના મંજૂલ સુરથી, શું મથુરાનાં ચિત્ત હરેછે ?

૧ નસે. ૨ ખારા સમુદ્રના પાણિમાં. ૩ [illegible] કટાક્ષની [illegible]. ૪ કરીને. ૫ [illegible]. [illegible]

વ્રજયુવતીનિ રતી યદુનાયક, કેમ કયે રતિરંગ રચીને,
પુરરમણીથી રમતાં સ્મર્ણ, કરે છેકે ? કદિ કૃષ્ણ શચીને. ૬
વ્રજવલ્લભ, ભવભૂષણ, દૂષણ હર, શ્રીદામોદર, ભયહારી,
ભક્તાધિન, ભૂધરધર, સુંદર, જગમોહનકર કરૂણાકારી;
શ્રીઘનશ્યામ કુશલમાં છેકે ? જેના અતિસુંદરપદપદ્મા,
(તે) મનમિષ્ટ કદા મલશે કે ? વા વિસ્મૃત મનથી થઈ પદ્મા. ૭
કૃષ્ણ, કમલદલલોચન, ભવભય મોચન, અચ્યુત, ગોપિવિહારી,
મુરલીધર, મઘવામદહર, નટનાગર, શ્રીવૃંદાવનચારી;
નિત્યાનંદ, યશોદાનંદન, પૂર્ણ પ્રેમથી તજિને તંદ્રા[1],
રે ઉદ્ધવ ભવનિધિથી જ્યારે, શ્રીહરિ શરણે લેશે ભદ્રા. ૮

## दुहा.

એમ સમસ્તવ્રજાંગના, જેને જેવી પ્રીત,
કૃષ્ણ લિલા સ્મરતી છતી, કરે ક્રંદ અનમિત; ૧
સ્નેહ, ભક્તિ, વશ તેમને, અવલોકી તે કાળ,
ધન્ય ધન્ય કથિ ઉચર્યો, ઉદ્ધવ અધિકદયાળ. ૨

## हरिगीत.

બ્રહ્મા, ભવાદય દેવ, નારદ, આદિમુનિઅગણિત, સદા,
હે ગોપિકા હરિ ભક્તિમાં, તમ તુલ્ય પણ કો ના કદા;
અતિધન્ય યૌવન, ધન્ય જીવન, ધન્ય જન્મ તમે ધર્યો;
વ્રજયુવતિ તમને ધન્ય જેથી, કૃષ્ણ હરિ આધિન કર્યો. ૧

## दोधक.

ઉદ્ધવ વાક્ય સુણી વ્રજ નારી; (તે) વદિયો અતિશેમુદ ધારી;
હે હરિદાસ વિશેષ કરીને, દર્શવ તૂં અમનેજ હરીને. ૧
ગોકુળ નારિમનોજ[2] વિહારી, (જે) વ્રજજીવન, કુંજ વિહારી;
પ્રાણપતી, પુરૂષોત્તમ નામી, (જે) કરૂણા કર, અંતરયામી. ૨
પંકજલોચન, સોચવિનાશી, (જે) મનરંજન, પ્રેમવિલાસી;
દેવકિનંદન, પૂર્ણપ્રતાપી, જે ગુણસાગર, સ્નેહં કલાપી. ૩
તે હરિ નિત્ય વસે પુર યત્રે[3]; લૈ અમને ચર ઉદ્ધવ તત્રે;
તે હરિને અવલોકિ વિલાસે; આ ભવભીતિ તજી શુ અયાસે. ૪

---

૧ આળસ. ૨ કામદેવ. ૩ પુરજ્યાં હોય.

### हरिगीत.

એભાંતિ સકલ વ્રજાંગનાનાં, શુભવચન શ્રવણે ધરી;
અતિસ્નેહથી વ્યાકુલ સુજી, ઉદ્ધવ વદ્યો પ્રીતી કરી;
હે કૃષ્ણભક્તિ વિલાસિની, વ્રજવાસિની નિર્ભય થકી;
ચાલો સકલ મમ સંગ, તમને કૃષ્ણ દર્શાવૂં નકી. ૧

### दोधक.

(તે) સુણિને વ્રજગોપિ ઉમંગે, સંચરિ સત્વર ઉદ્ધવ સંગે;
ગીત અમીત મનોહર ગાતી, મંજુલસૂર અલાપિ સુભાતી. ૧
જાય સુમંદગતી મૃદુવાના, કૃષ્ણ પ્રદર્શનકામ નિદાના;
એ વિધિ ઉદ્ધવ સંગ વિશેષે, તે ગઇયો યદુપૂરપ્રદેશે. ૨

### हरिगीत.

તે પરમરમ્યપ્રદેશમાં, યદુપુર સમિપ મનહારિકા;
બહુ વૃક્ષ; વલ્લરિ, પુષ્પથી; શોભી રહી હરિવાટિકા;
તેણિને દર્શન કરતિ છતિ, ઉદ્ધવ સહિત વ્રજસુંદરી,
માયા સરોવર તીરને, પામી તદા પ્રમુદા ધરી. ૧
તત્રે અધિકશ્રમ પામિ છતિ, અતિરમ્યસરજલવિમલથી,
પ્રણિપત્ય કરિ હરિદાસને, વદિયો તદા આનંદથી;
હે તાત આ સરતીરપર, વિશ્રામ કરિયે શ્રમ જશે,
અત્રે કમલદલનેત્ર, શ્રીપરમેશ, કૃષ્ણ પધારશે. ૨
સિતજલ, કમલ કલ્હાર, હંસ, કરંડ[1], કૌમુદ[2] વૃંદથી,
શોભીત આ સર નિર્મ્યું, કેણે જેથિ મન રંજે મથી;
તે વાક્ય સુણિ ઉદ્ધવ વદ્યો, મયનામદાનવ શુભમતી,
પ્રખ્યાત લોકસકલવિષે, તણે રચ્યૂં આ સર સતી. ૩
સુણિ એમ (તે) વદિયો તદા, હે કૃષ્ણસજ્જન આ પળે,
આણી નયનઆનંદનને[3], દર્શાવ અમને આ સ્થલે;
સુણિ એમ સત્વર ઉદ્ધવે, અતિશિઘ્રગામી[4] દૂતથી,
તત્ર સ્થલે તેડા વિયા. હરિને સકલ વિનતી કથી. ૪
સંદેશ સુણિ નરનાહને, ચઢી કૃષ્ણ વિચર્યા નિમિષમાં,
શિર ઉપર રાજે કિરિટ. લલકે લલિતકુંડલ કરણમાં;

૧ સારસ. ૨ ધોળાં કમળ—પોયણાં. ૩ કૃષ્ણને. ૪ ઉતાવળો જનાર.

આજે અનંગ સમાન અંગ, મહાઅલંકારે ભરી,
પરિધાન પીતાંબર કરી, વનમાલ ધરિ શોભાભરી. ૫
વાદિત્ર, ગીત, ધ્વજા, પતાકા, છત્ર, ચામર, રિદ્ધિથી,
ચત્રે વ્રજસ્ત્રી તત્ર આવી, રાજિયા બહુપ્રીતિથી;

दोधक.

તે હરિને દરશી વ્રજનારી, મોહિત થૈ સુવિયોગ વિચારી;
શિઘ્ર સચેત[1] સજી ગુણવંતી, (તે) વદિયો સુવિલાપ કરંતી. ૧
અંતરમાં અતિસ્નેહ ધરીને, નમ્ર નિહાળિ પ્રણામ કરીને;
હા અમ નાથ મનોહરવેષા, હા વ્રજનારિવિહારિ સુવેષા. ૨
હા વ્રજજીવન ગોપિ અધીશા, પ્રાણપતી રતિરંજન ઈશા;
ગો, વ્રજ સ્ત્રી, સુત, વત્સ, પ્રસંગે, ખેલિ થયો તુ યુવાવય[2] અંગે. ૩
નિર્લજ કામ કરી છલિ જેને, કેમ વશે શઠ તૂં તજિ તેને;
પાલકને તજિ ગોકુલગ્રામે, તારિ ગતી શિ થશે ઇહધામે. ૪
ના તવ ધર્મ નહી તવ નીતી, લાજ તને નહિ ના તવ પ્રીતી;
ના તવ સત્ય નહિ તવ જાતી, ધોરવને તજિ નારિસુભાતી. ૫
(જે) નિજ ભક્ત સખા પરિ ત્યાગી, (તે) નર નિત્ય અપાર અભાગી;

मदनग्राहा छंद.

ચપલાસમચંચલચિત્ત કરી, લલના અતિનિર્મલપ્રેમ ધરી, પરહરિ પરને,
નિજમાત, પિતા, કુલલાજ, હરી, પતિપ્રાણસમાન પ્રમાણિ વરી, ગુણસાગરને;
અરપી મનમંજુલ ધીર ધરી, વન વન હર, નીશ, સહીત ફ્રરી, ગૃહિ ગૃહિ કરને,
તેને છળછેક કરી વિસરી, વન, યોવનમાં,અઘથી[3] ન ડરી, ધિક (તે) નરને. ૧

चोपाई त्रिताली.

તેમને વિલપંતીનિહાલી, વદિયા હરિ વાણી કૃપાળી;
મમ વાણિ સુણો વ્રજ નારી, કરવો નહિ ક્લેશ વિચારી. ૧
અવલોકિ સુભક્તિ તમારી, તમથી નહિ દૂર હું નારી;
તમ સ્નેહ મહાસુખ પાત્ર, તેથિ આધિન આ મમ ગાત્ર. ૨
તમને સતિ કોદિન મારો નહિ થાય વિયોગ વિચારો;
વ્રજ નારિ સદા હું તમારો, મનથી નહી કિંચિત ન્યારો. ૩

हरिगीत.

જગને સદા સૃજનાર હૂં, વાસવ[4] સહીત સકલસુરા,

---

૧ સાવધાન. ૨ જવાન. ૩ પાપથી. ૪ ઈંદ્ર.

રવિ, ચંદ્ર, રૂદ્ર, મરૂતગણા, વસુ, વિશ્વદેવ, મુનીશ્વરા;
વિધિ, વિષ્ણુ, શક્તિ, સરસ્વતી, મન, બુદ્ધિ, મોહ, અહંકૃતી[1],
ઇંદ્રિય, સત્વ, રજ, સ્તમોગુણ, કામ, ક્રોધ, મહાકૃતી[2]. ૧

ઇત્યાદિ સર્વ અશેષ, મમ માયાથિ જાણી સુંદરી,
આ શોક મિથ્યા પરહેરો, દર્શો સમસ્તવિષે હરી;
સુણિ એ રિતી વ્રજગોપિયો, સુવિવેક અંતરમાં ધરી,
હરિના પ્રદર્શનથી તત્ક્ષણ, શોક ઉરથી પરહરી. ૨

ઉચરી વચન મૃદુવાણિથી, હે કૃષ્ણ કરૂણાધન સદા,
તવ દિવ્યદર્શન પુણ્યરહિતમનુષ્ય ના પામે કદા;
પરમેશ પાવન બોધથી, બોધી અમોને બહુતમે,
પણ આ સરોવરને તજી, પળવા નહીં ઉચિતા[3] અમે. ૩

તે વાક્ય સુણિ ઉચર્યા હરી, હે નારિયો આ સરવિષે,
શુભસ્નાન કરતાં શોક તજિ, નિર્મલ થશો પાવનમિષે;
સુણિ એમ સકલવ્રજાંગના, સંતુષ્ટતાથી તે સમે,
સરસ્નાનથી તજિ શોકને, વદિ પ્રેમ પામિ અનોપમે. ૪

હે કૃષ્ણ તવ દર્શન, સરોવર, સ્નાનથી કશ્મલ[4] ગયો,
અતિધન્ય મેયઅસુરેશ જે, આ પરમસર કર્તા થયો;
જો હરિ પ્રસન્ન તમે અમોને, તો મનેચ્છિત દીજિયે,
માયા સરોવર નિકટ, અન્યતટાકને કરિ દીજિયે. ૫

તે થાય ખ્યાત જગતવિષે, ગોપીસરોવર ઓરિતે;
અતિ શ્રેષ્ટ કીર્તિ થશે અમારી, કૃષ્ણ તવ કરૂણાર્પિતે[5];
તે વાક્ય સુણિ સુંદરતટાક, કરાવ્યું હરિયે સિઘ્રથી,
સિતવિમલ જલ, કમાલાદિથી, શોભા પ્રકાશી સ્નેહથી. ૬

તમે વશ્યા પરમેશ નિત્યે, ગોપિકા ના વાક્યથી,
ભક્તીથિ સકલવ્રજાંગના, સંતુષ્ટ કરિ કહ્યું શું કથી;
તે ગોપિકા આનંદ પામી, સર્વ ગઈ ગોકલપ્રતી,
ઇચ્છીત આપી ગોપિને, હરિ પણ ગયા દ્વારામતી. ૭

હે શૌનકાદિ મુનીશ્વરો, એભાંતિ ગોપીસર તણી,
ઉત્પત્તિ જાણી સ્નાનથી, સમરો વ્યથા ભયકારિણી;

૧ અહંકાર. ૨ મહતી આકૃતિ-કામ. ૩ સમર્થ. ૪ મેલ. ૫ કરુણા અર્પણથી.

જેનો અમિતપ્રભાવ સુધામે, તે શંકર ઇંદ્રેશ્વર નામે,
પામ્યું ઇંદ્રપદ પ્રેમ ધરીને, ઇંદ્રે તત્રે સ્નાન કરીને. ૫

ચર મહાદેવસરોવરતીરે, કરવા સ્નાન વિધાન,
સ્નાન કરી તત્રે મુનિરાજ, પામે પરમનિધાન;
પામે પરમ[1] શિવે સુજ્યુ તેને, સેવે સર્વસુરાદિક જેને,
સ્નાનથી સુજિયે શુદ્ધશરીરે, ચર મહાદેવસરોવરતીરે. ૬

નંતર ગૌરિસરોવરપ્રત્યે, સંચરિયે સન્મીત્ર,
પાવન થાય મહાઅપરાધી, પામે સર્વપવિત્ર;
પામે સર્વ સુજ્યૂ ગિરિજાયે, શિવસર[2] દર્શી મહાપ્રમુદાયે,
એમ વિચારિ ચરો શુભકૃત્યે, નંતર ગૌરિસરોવરપ્રત્યે. ૭

સંચર યક્ષસરોવરસ્નાને, આણિ સદા અનુકૂળ,
પાવનસ્નાન વિધાનથિ તત્રે, પળશે પાપસમૂળ[3];
પળશે પાપ સદા તે સ્થાને, તર્પ્યે પિતૃને શાસ્રવિધાને,
પાપ તજી સુજશો શુભવાને, સંચર યક્ષસરોવરસ્નાને. ૮

નંતર પંચનદીપ્રતિ[4] જાવૂં, કરવા સ્નાનસુભીત,
નિર્મલજલના સ્પર્શથિ તત્રે, નાસે દોષ અમીત;
નાસે દોષ સજી સુત કામે[1] (તે) વિધિયે[6] ગંગાથિ[7] સુધામે;
તત્રે સ્નાનથિ પાવન થાવૂં, નંતર પંચનદીપ્રતિ જાવૂં. ૯

મરિચી કામે ગોમતિ કીધી, પાવન કારિ શુભાર્થ,
કીધિ લક્ષ્મણા અત્રી કામે, કુશાન્વતી પુલહાર્થ;
કુશાન્વતી અર્પી પુલહાર્થે, ચંદ્ર ભગાને આંગિરસાર્થે,
જાંબવતી પાવનને દીધી, મરિચી કામે ગોમતિ કીધી. ૧૦

નંતર ચર ઋષિતીર્થનિવાસે, સ્નાન કરો શુભચિત્ત,
તત્રે સિદ્ધેશ્વર શંભૂનું પૂજન કરવું લલીત;
પૂજન કરવું લલીતપ્રકારે. (તે) સ્થાપ્યા સનકાદિકુમારે,
વિધિનો ધરિ ઉપદેશ[8] વિલાસે, નંતર ચર ઋષિતીર્થ નિવાસે. ૧૧

ગદા તીર્થપ્રત્યે ચર સ્નેહે, ધરિ ઉરમાં સંતોષ,
સ્નાન વિધાન, પ્રદાન, કરીને, માનવ સુજ નિર્દોષ;

---

૧ ઉત્તમ ફળ. ૨ શિવના સરોવરને જોઇને. ૩ પાપ મુળસહિત. [illegible] ૧ ગોમતી [illegible] નદી. ૨ લક્ષ્મણા. ૩ કુશાન્વતી. ૪ ચંદ્રભાગા. ૫ જાંબવતી. ૬ પોતાના પુત્રોના કામે [illegible] લાયે. ૭ ગંગાથી એટલે ગંગાનદી આણીને. ૮ પુલહના [illegible]

સ્નાન કરો અક્રૂરતીર્થમાં પાપ વિનાશે,
વપુમંજન[1] બલદેવતીર્થમાં કરો વિલાસે. ૭
ઉગ્રસેનનૂ તીર્થ, તથા અર્જુનનૂ જાણો,
તદ્વત દેવકિતીર્થ, સુભદ્રાતીર્થ પ્રમાણો;
ઉદ્ધવતીર્થ તથૈવ[2], રોહિણી તીર્થસુકારી,
સારંગાદ્રુમતીર્થ, સત્યભામાનૂ ધારી. ૮
ભદ્રાતીર્થ તથૈવ, તીર્થજામદગ્ની દર્શો,
વ્યાસતીર્થ પશ્ચાત, રામનૂ તીર્થ પ્રદર્શો;
કર્દમતીર્થ તથૈવ, શક્રતીર્થાશ્રમ જાણો,
કપિલતીર્થ અપરંચ, સોમનૂ તીર્થ પ્રમાણો. ૯
એ સંક્ષેપથિ કથ્યાં, તીર્થ દ્વારામતિધામે,
સ્નાનવિધાન, પ્રદાન થકી, મનવાંચ્છિત પામે;
સ્મરણ થકી નર સર્વ, પાપના પૂંજ વિનાસે,
દર્શન થકી નિદાન, દોષદાવાનળ[3] નાસે. ૧૦
છે અઘહારિ અનેક, તીર્થ દ્વારામતિતીરે,
તથાપિ સર્વે લોપ, થયાં રત્નાકરનીરે;
એ પ્રકાર નિર્ધાર, તીર્થયાત્રા મુનિ કરશો,
સ્નાન, દાનથી, સત્વર આ ભવસાગર તરશો. ૧૧

## દ્વારપાલ—પૂજનપ્રકાર.

### ભુજંગપ્રયાત.

કરી તીર્થયાત્રા મુની એણિ રીતે, યથાશક્તિથી દાન અર્પી સુચિત્તે;
વસે કૃષ્ણના પાર્ષદો[4] દ્વારપ્રત્યે, સદા રક્ષણાર્થે મહાભક્તિકૃત્યે. ૧
સમર્ચો મુની તેમને સ્નેહ લાવી, મહાગંધમાલ્યાદિપૂજા સુભાવીઃ
ક્રમે પૂર્વઆદિ ગણાતૂં વિશેષે, વસ્યા નિત્ય (જે) કૃષ્ણદ્વારાપ્રદેશે. ૨

## પૂર્વદ્વારપાર્ષદો.

### કાવ્યછંદ.

ઇંદ્રકુમારજયંત, સર્વને આજ્ઞાકારી,
ઇંદ્ર હરિસિંહાર્થે, સ્થાપિયા જેને ધારી;

૧ સ્નાન. ૨ તેમજ. ૩ દોષરૂપી [illegible]. ૪ [illegible].

વજ્રનાભ, શ્રીનાભ, વજ્રબાહૂબળધારી,
મહાહનૂ, વજ્રહા, વજ્રદંષ્ટ્ર, વજ્રધારી. ૧
શ્વેતમુષ્ટિ, વજ્રાક્ષ, શ્વેતમાલી, એ ભારી,
શસ્ત્રયુક્ત રક્ષાર્થ, સદા જિમુતાજ્ઞાચારી[1],
તરૂણસૂર્ય, નરનાથવિનાયક[2], કાર્તિકસ્વામી,
દિગાંબરેશ્વર, સપ્તમાતરી[3], તક્ષકનામી[4]. ૨
ભામ, મહામખ, તથા દીર્ઘનખ, દાનવજાતી,
વિશ્વાવસુગાંધર્વ, મેનકાપ્સરાસુભાતી;
સનત્કુમાર, વસિષ્ઠ, તથા વટતરૂવર[5] ભારે,
મુનિ (એ) અકત્રિંશ[6], સમર્ચો પૂર્વદ્વારે. ૩

## अग्निकोण.

### हरिगीत.

જ્વાલામુખો, ત્રાસન, તથા, માંસદ, તથૈવ પ્રભંજનો,
ક્રથ, રક્તભક્ષક, કૃષ્ણ, કૃષ્ણજટાધરો, હે મુનિજનો;
ચપરં શ્મશાનાનિલય, (એ) નવરક્ષકા પ્રીતી ધરી,
નિત્યે વસે હરિદ્વારમાં, અગ્નીકુણે સેવાકરી. ૧

## दक्षिणद्वार.

### काव्यछंद.

મહાનાદ, ઉગ્રાક્ષ, પાશહસ્ત, દંડપાણી,
મૌનપ્રિય, અતિવર્તક, સારણ, દુંદુભિ જાણી;
નિશ્વન, ખરશ્વન, મલ્લિકાક્ષ, ધુર્ધુરો, સુભાતા,
મહિષસૂર્ય, દુર્દર્શવિનાયક, ચંડીમાતા. ૧
ભૂપણઇશ્વર, ઉર્ધ્વબાહુરાક્ષસ અભિધાના;
ક્ષેત્રપાલપદ્માક્ષ, અશ્વતરનાગ, નિદાના.
ચિત્રાંગદગાંધર્વ, ઉર્વશી, ગોરજરક્ષો,
તથા અગસ્ત્ય સહીત, સનાતન, વસાલ વૃક્ષો. ૨
પંચાવિંશ (એ) પાર્ષદ, સ્નેહથિ દક્ષણદ્વારે,
હરિ સેવાર્થે વસે, અર્ચ નર દિવ્યપ્રકારે;

---

૧ જીમુતની આજ્ઞાથી ચાલનારા. ૨ ગણપતી. ૩ સાત માતાયો. ૪ તક્ષક નાગ. ૫ વડનું ઝાડ. ૬ એકત્રીશ.

## नैर्ऋतकोण.

### हरिगीत.

ગીતક, તથા નર્તક, રૂદનપ્રિય, નગ્ન, કંબલ, મુનિજનો,
સહુનો, વિજૃંભક, ભ્રૂવિકારો, નેત્ર ભંગ, તપો ધનો;
મુશલી, તથા સૂર્યક, સદા એ રક્ષકો નિર્મલગુણે,
નર પૂજ એકાદશ રમાવર દ્વારમાં નૈર્ઋતકુણે. ૧

## पश्चिमद्वार.

### सवैया एकत्रिशा.

સ્વસ્તિક, શામવશા, શુલહસ્તક, તથા શંખમુદ્રી, એકાક્ષ,
એકપાદ, સ્થુલશીર, તથા, સ્થુલઝંઘ, શુભાનન, પિપ્પલવૃક્ષ;
પાશહસ્ત, પરવશસ્થિત, સુમુખો, કપિલક્ષેત્રપાલો નિર્વાણ,
તથા પુષ્પદંતાખ્યવિનાયક, ઉર્ધ્વબાહુઆદિત્ય પ્રમાણ. ૧
સત્રાજિતઇશ્વિરો, તુંબરૂનામા, તથા ધૃતાચીનાર,
તથા ઘટોત્કચદૈત્ય, મહોદર, નાગેંદ્રો, એ દાનવસાર;
કપાલિદેવી, પંચજનાખ્ય, પરાવર, એ મુનિરાજ ઉદાર,
પૂજ નરા (એ) પંચવિંશતી, રક્ષક હરિના પશ્ચિમદ્વાર. ૨

## वायव्यकोण.

### हरिगीत.

ભંજન, તથા ભૈરવ, ઘટોદર, કાલિકો, ભક્ષક તથા,
અર્દક, તથા રૂરૂ, પિંગલો, અથર્વણી, સર્વ જુજે તથા;
(એ) સર્વ એકાદશ મહાપાર્ષદજનોને સારથી,
નર પૂજ વાયુકોણમાં, નાનાવિધાઉપચારથી. ૧

## उत्तरद्वार.

### सवैया एकत्रिशा.

મત્ત, વિરૂપ, સ્વક, ગોલક, તથા શ્વેતસંપૂર્નઅભિધાન[1],
મુક્ત કચ્છ, કંબુક, જંબુકો, અપરાજિત, ઉન્મત્ત નિદાન;
શામલગણપતિ, મૂલસ્થાનરવિ, ઇંદ્રેશ્વર ઇશ્વર નિર્વાણ,
વાસુકિનાગ, તથા કૈસ્પતિદેવી, સનકમુનેશ પ્રમાણ. ૧

---

૧ શ્વેતસંપૂર્ણ છે નામ જેનું.

ક્ષેત્રપાલખંજન, નારદગાંધર્વ, અપ્સરારંભા નામ,
તથૈવ ગોલક, કૂર્મપૃષ્ઠ, રાક્ષસ રક્ષાકર હરિના ધામ;
કલ્પક્ષવૃક્ષ, તથૈવ યક્ષ, (એ) ત્રયોવિંશ રક્ષક નિર્ધાર,
અર્ચે નરા પરિપૂર્ણ પ્રેમથી, પરમેશ્વરના ઉત્તર દ્વાર. ૨

## ईशानकोण.

### हरिगीत.

કિંકણિક, દુર્ધર, દુર્મુખો, ભૈરવનિનાદ, મહાબળી,
શુક, મેઘનાદ, કરાલ, વિચકો, બલિપ્રયો, બલિભુક, બળી;
આમિષપ્રિયો, (એ) રક્ષકો, દ્વાદશ રેમશનિવાસમાં,
પ્રીતીથિ પૂજન તેમનૂં કર, શ્રેષ્ઠનર ઇશાનમાં. ૧
એ દ્વારપાલ સમસ્તના, શ્રીકૃષ્ણ અધિપતિ સર્વદા,
પાલકજયંત સમસ્તનો, શક્તી શ્રીરૂક્મિણિ સુખપ્રદા;
આજ્ઞા જયંતનિ પામિને, નિગ્રહ, અનુગ્રહ, (તે) કરે,
પુજવા જયંતાદિકથિ જેથી, હરિ સકલપૂજા ગૃહે. ૨
શેષાદિનાગપતી તથા, કર્કોટકાદિ મહાયશે,
આજ્ઞાજયંતનિ પામિને, હરિદ્વારમાં નિત્યે વસે;
તે સકલનાં નાનાવિધે, ઉપચારથી પૂજન કરી,
નંતર ત્રિવિક્રમ લક્ષ્મિ, ભૂલક્ષ્મી સહીત પૂજે હરી. ૧

### दुहा.

કૃષ્ણ ત્રિવિક્રમ મૂર્તિને, શ્રીબલદેવ સહીત;
પૂજન કરી પ્રદર્શતાં, પલે પાપ અનમીત. ૧

### भुजंगप्रयात.

મુનિંદ્રા હરીકૃષ્ણને શાસ્ત્ર રીતે, મહાભક્તિથી પૂજવા પૂર્ણપ્રીતે;
સુચીસ્નાન પંચામૃતેથી કરાવી, સમર્પી મહાવસ્ત્ર, આભર્ણ, ભાવી. ૧

### वसंततिलका.

નાના સુગંધમયચંદન જાતિ જાતી, શ્રીકારપુષ્પ, તુલસીદલ, ભાતિ ભાતી;
શ્રીધુપ, દીપ, બહુ દિવ્ય બલી સહીતે, પૂજી પદાબ્જ કરવી સ્તુતિ શુદ્ધચિત્ત. ૧

### शिखरिणिछंद.

સદાનંદાદેશં[1], અતિલલિતવેષં, યદુપતિં,

---

[1] નિરંતર આનંદનો દેશ.

નિરાધારાધારં, સકલસુખસારં[1], સુભમાર્તિં;
મહાવીરં, ધીરં, વિલસિતશરીરં[2], વરતરં[3],
નમામિ શ્રીદ્વારામતિઅધિપાતિં, રૂક્મિણિવરં. ૧
કૃપા ધામં, કામં, સઘનઘનશ્યામં, શરણદં[4],
રમાકાંતં, શાંતં, અખિલઅશુભાંતં[5], સુખપ્રદં;
વિશેષં, વિશ્વેશં, સુમનશરવેષં[6], નટવરં,
નમામિ શ્રીદ્વારામતિઅધિપિતિં, રૂક્મિણિવરં. ૨

## ભુજંગપ્રયાત.

બલીભદ્રને પૂજવા એ પ્રકારે, તથા[7] પૂજવા કોપિને શાસ્ત્રસારે;
ગણાધીશને પૂજવા શુદ્ધધ્યાને, મહાગંધમાલ્યાદિ નાનાવિધાને. ૧
રમા રૂક્મિણીદેવીને સ્નેહ લાવી, કરાવિ સુપંચામૃતે સ્નાન ભાવી;
સમર્પી મહાવસ્ત્ર, આભૂષણાદિ, વિધાને કરી પૂજવી (જે) અનાદી. ૨
પદાંબૂજપ્રત્યે કરીને પ્રણામા, તથા પૂજવી પ્રેમથી સત્યભામા;
દ્વિજોને યથાશક્તિથી દાન આપી, કરો તીર્થ એણી રિતે સ્નેહ વ્યાપી. ૩
મલે મોક્ષ સર્વે પળે પાપ ભારી, સુજે લોકમાં સર્વદા શ્રેષ્ઠકારી;
શમે ક્લેશ પામે અતીશેસમૃદ્ધી, સુજે પુત્ર પૌત્રાદિની નિત્ય વૃદ્ધી. ૪

## દુહા.

દ્વિજ સુરેશ ઉરમાં સદા, જપી કૃષ્ણ પરમાત્મ.
નરોત્તમા અર્થથી રચ્યું. ઉત્તમ તીર્થ મહાત્મ્ય. ૧

---

## ઇંદ્રવિજય છંદ.

પાવનવેષ વિશેષ રમેશપદાંબુજભક્તિનિરંતરકારી.
ધીરગભીરશરીર પ્રભાધર નીતિવિષે વધિ પ્રીતિ અપારી;
ઉત્તમકૃત્ય સ્વઅંતરમાં ધરિ. યુક્તિ અનંત સુજ્ઞ હિત કારી.
પાવનપંથવિહારિ, નરોત્તમદાસ મથુરવિષે ઉપકારી. ૧

कविनाम्सुरेशेण विरचिते श्रीद्वारिकामहात्म्य भाषांतरे तीर्थमहात्म्य
कथन नाम पंचमो विलासस्समाप्तः ॥ ५. ॥

---

૧ સકલ સુખનો સાર. ૨ શોભાયમાન શરીર. ૩ [illegible]. ૪ [illegible]. ૫ સમસ્ત અશુભનો નાશ કરનાર. ૬ કામદેવ જેવો વેશ. ૭ [illegible]

## ત્રિવિક્રમવૃત્તાંત.

### त्रिविक्रम वृत्तांत युद्धप्रसंग.

**तोमरछंद.**

જય દેવદેવ, દયાલ, કમલાપતિ, જગપાળ;
પરમેશ, કૃષ્ણ, મુકુંદ, પ્રણમૂ, તને, સુખકંદ. ૧

**दुहा.**

એમ શ્રવણ કરિ સ્નેહથી, પાવનતીર્થમહાત્મ્ય;
ઉચર્યા સૂતપુરાણિને, શૌનકાદિ પરમાત્મ. ૧

**उपजाती.**

ત્રિવિક્રમીમૂર્તિ અસુરભાવી[1], હેસૂત પાતાલથિ કેમ આવી;
કૃષ્ણત્વને[2] પામિ કિયા પ્રસંગે, કુશસ્થલીમાં[3] વશિ શેષસંગે. ૧
આત્રેયનો[4], વામનનો સુકારી, ક્યારે થયો દિવ્યમિલાપ ભારી;
તે સર્વ હેસૂત કથો પ્રકાશે, આતૂર જાણી અમને વિલાસે. ૨

**सोरठा.**

વાક્ય વિશેષપવિત્ર, સુણીએમ ભૃગુપુત્રનાં[5];
વધ્યા સૂતજગમિત્ર, પરમકથા શ્રીકૃષ્ણની. ૧

---

## ત્રિવિક્રમોત્પત્તિ.

**चोपाई हिंदुस्तानी.**

શૌનકઆદિ સુણો મુનિકાંત[6], કૃષ્ણત્રિવિક્રમમૂર્તિ વૃતાંત;
પ્રથમ મહીપર કુતયુગઅંતે[7], યજ્ઞ કરી બલિરાજમહંતે. ૧
ઇંદ્ર યદા[8] જિતિયો પદવીથી[9], તેનિ સહાય વિચારિ વિધીથી;
જન્મિ તદા[10] કશ્યપ અદિતીથી, સૃજિ પરમેશ ત્રિવિક્રમ ત્યાંથી. ૨
લોક મસ્ત ત્રિપદથિ[11] વિલાસે, સત્વર કરિ આક્રમણ[12] અયાસે;
કરિ બલિને અવનીતળપ્રત્યે, તેનિ સુભક્તિ સ્વિકારિ સુકૃત્યે. ૩
તત્ર સદૈવ વશ્યા અસુરારી, દાસપ્રભાવ અપાર સ્વિકારી;

**दुर्वासासमागम.**

અત્રિકુમાર[13] મુનીદુર્વાસા, અંતરમાં ધરિ મુક્તિનિ આશા. ૪

---

૧ બલીરાજાને ભાવેલી. ૨ કૃષ્ણાવતારને. ૩ દ્વારિકામાં. ૪ દુર્વાસાનો. ૫ શૌનકનાં. ૬ મુનિયોના સ્વામી. ૭ સતયુગના અવસાનમાં–સમાપ્તિવિષે. ૮ જ્યારે. ૯ ઇંદ્રપદથી. ૧૦ ત્યારે. ૧૧ ત્રણ કદમથી–પગલાંથી. ૧૨ ઓલંગીને. ૧૩ અત્રિઋષિના પુત્ર.

તીર્થ અનેક ભ્રમ્યા ઉર હર્ષી, પણ મુક્તિપ્રદ એક[1] ન દર્શી;
તેથિ સુચિંત્વન ચિત્ત સુઝાવી, ધ્યાનવિષે, નદિગોમતિ આવી. ૫
તે નદિને ભવબંધનહારી[2], નિશ્ચયપૂર્વક ચિત્ત વિચારી;
સંચરીયા મુનિ તત્રપ્રદેશે, ધ્યાન ધરી હરિને શુચિવિષે. ૬
આવિ ત્વરિત આનર્તપ્રદેશા[3], વિપ્ર કુશસ્થલિમધ્ય પ્રવેશ્યા;
દર્શિ તદા કુશભૂમિ[4] વિચિત્રા, મૃતકવિપ્રથિ[5] અતિઅપવિત્રા. ૭
દારૂણકર્મવડે ભયભીતા, યજ્ઞ, સ્વધા, શ્રુતિઘોષ, રહીતા;
મ્લેચ્છ સમૂહથિ પૂર્ણમિલીતાં[6] (જે) કુશદૈત્યપતિથિ પાલીતા[7]. ૮
ચિત્તવિષે ભયદાયિનિ ભાસે, સંત, મહંત, વિના ઉરત્રાસે;
તત્ર વિચરતાં ધીર ધરીને, ચક્રતીર્થમાં સ્નાન કરીને. ૯
આ શુભતીર્થ અહો! ભગવાને, આ સ્થલમાં કર્યું કેમ વિધાને;
ગોમતિસંગમ સ્નાન સ્વિકારી, તત્રે નિત્યનિયમ[8] પરવારી. ૧૦
દાન સમર્પિ રમેશ ભજીને, શિઘ્ર પળિશ આ ભૂમિ તજીને;
કરતા એમ વિચાર વિશેષા, જાય ત્વરાથિ પથે મુનિવેશા. ૧૧
દર્શિ તદા નદિગોમતિ નામી, ચિત્તવિષે અતિશે રૂચિ પામી;
તીરે સત્વર વસ્ત્ર ઉતારી, બાંધિ શિખા મૃદ[9], ગોમય[10], ધારી. ૧૨
કરમાં કુશ ગૃહિ સ્મરી હરીને, દંડપ્રમાણ પ્રણામ કરીને;
વેદ ધ્વની કરતાં સુપ્રકારે, પાનિયમધ્ય પ્રવેશ્યા જ્યારે. ૧૩
તેમુનિને અવલોકિ અનંતા, કોણ કોણ કથિ ક્રોધ[11] કરંતા;
રાક્ષસઘાતકિ તત્રે આવી, શાપ[12] વદી મુનીને મન ભાવી. ૧૪
પદપ્રહાર, મુષ્ટીથિ, અતિશે, તાડન કરવા લાગ્યા રીશે;
(તે) અવલોકિ મહાભય જાણી, વ્યાકુલ સુચિ ઉચર્યા મુનિ વાણી. ૧૫
કેમ હણો મુજને અનરોષે, દાસ સમાન પ્રકાશી રોષે;
હું અતિદીન સદા ઉપવાશી, દુર્વાસા મમ નામ ઉદાશી[13]. ૧૬
હે અસુરો સ્નાનાર્થ પ્રમાણી, આમ ધચ્યો અમે અનજાણી;
કીજે મુક્ત મને દૈપાપી, અત્ર પુનર્પિ ન આવું કદાપી. ૧૭
ચાલિ ચાલિ તાડન અતિભારી, પ્રાણ વિનાશ થશે અસુરારી[14];
કીજે રક્ષણ દેવદયાળા, પ્રાણ હણે આ અસુર કરાળા. ૧૮

---

૧ મુક્તિ આપનાર, મોક્ષ. ૨ સંસાર રૂપિ બંધને હરનારી. ૩ દ્વારકા સંબંધી દેશ-સોરઠમાં. ૪ દ્વારિકા. ૫ મરેલા. ૬ ભરેલી. ૭ પાળેલી. ૮ સંધ્યાદિ. ૯ માટી. ૧૦ છાણ. ૧૧ [illegible]. ૧૨ ગાળો. ૧૩ સદુમિત્ર નહિ એવો. ૧૪ હે [illegible]ના શત્રુ.

એવિધિ કંદ કરંત જપીને, રૂરૂ નામઅસુરે દર્શીને;
દુષ્ટઅસુરથિ યત્નઅપારે, મુક્ત કરી મુનિને તેવારે. ૧૯
વસ્ત્ર, દર્ભ, નાખી નિધિનીરે[1], નગ્ન કરી અવશેષશરીરે;
આકર્ષણકરતાં[2] પદ, પાણી, શીમાંતે[3] કરી ઉચર્યા વાણી. ૨૦
આવિશ અત્ર પુનર્પિ કદાપી, પ્રાણ વિનાશિશુ મસ્તક કાપી;
રે રે[4] દ્વિજ નૃપ આજ્ઞાહારી[5] કોણ ઉચિત તૂં મજ્જનકારી[6]. ૨૧
ના જાણે અમરાજન જેથી, મુક્ત તને કરિયે દ્વિજ તેથી;
ગચ્છ[7] ત્વરાથિ સ્વચિત્ત વિચારી, ક્રોધ ક્ષમા કરિયે દ્વિજધારી. ૨૨
એમ કથી પળિયા તે પાપી, વિપ્ર અપારવ્યથાથી વ્યાપી;
સીમાંતે જલસ્થાન નિહાળી, તત્ર ગયા સ્વાસાંતરવાળી[8]. ૨૩

### दुहा.

જલાશયે બેશી મુની પામી વ્યથા અપાર;
કરવા લાગ્યા તે સમે, ખેદિતચિત્ત વિચાર. ૧

### काव्यछंद.

તપના વ્યયથી[8] કદા, દૈત્યને શાપૂં જ્યારે,
તદા મારૂ પુરૂષાર્થ, સજે શું ? ભવમાં ભારે;
કદા કરૂં મમદેહ, ત્યાગ આ અવની પ્રત્યે,
તદા થાય ઉપહાસ[9], વિપ્રમાં અયશ સહીતે. ૧
કરૂં કેમ આવાર, ઉપાય ન ઉરથી દર્શે,
આ અપમાનથિ મર્ણ, સર્વથા યોગ્ય પ્રદર્શે;
ધિક બળ, ધિક તપ, ધીક ધીક બુદ્ધી બળધારી,
ધિક દ્વિજદેહ સદૈવ, ધિક સત્કીર્તી મારી. ૨
કેનાં શોભનશર્ણ, પામિ સંતાપ વિરામૂં,
કેને શરણે જાવું, જેથિ યશ ઉજ્વલ પામૂં;
કોણ સૌખ્ય દે મને, કોણ મમજીવન[10] આપે,
ગોમતિસંગમ સ્નાન, કરાવે કોણ પ્રતાપે. ૩
કરે કોણ રણવિષે, દૈત્યથી યુદ્ધ વિલાસે,
કોણ સમર્થ વિશેષ, દૈત્યને જિતવા ભાસે;

---

૧ સમુદ્રમાં. ૨ તાણતાં–ગસેડતાં. ૩ હદપાર–પરગણા બહાર. ૪ અરેરે. ૫ હુકમરહિત. ૬ સ્નાન કરનારો. ૭ જા. ૮ ખરચથી. ૯ મશ્કરી. ૧૦ મારૂં આયુષ્ય.

સકલ દેવમાં એક, અકળમધુસૂદન જાણું,
તેનાવિના ન અન્ય, અભયપદદાતુ[1] પ્રમાણું. ૪
બ્રહ્માદિક દેવને, શરણદાતા (તે) ભારી,
સફળસુદર્શનચક્ર, ધારિ દાનવભયહારી;
શરણાગતવત્સલ સ્વભાવ સદૈવ પ્રકાશી,
તેના શરણે ચઢું, જશે આ સંકટરાશી. ૫
એમ અંતરે ચિંતિ[2], મુની દાનવના નાશે,
વિચર્યા (તે) પાતાળ, વાસી પરમેશનિવાસે;
ક્ષુધા, તૃષા, વ્યાકૂળ, પ્રવેશ્યા ભૂતળપ્રત્યે[3],
દર્શ્યું બલિ મંદીર, તદા અતિરમણિકકૃત્યે. ૬
ગાન, ગીત, ગાંધર્વ, અપ્સરા, કરે અપારી,
શોભિત સર્વનિવાસ, વિષ્ણુ કાંતિથી ભારી;
સભાપ્રત્ય આવતાં, અત્રિનંદનને[4] દર્શી,
કરિ ઉત્થાન ત્વરીત, દૈત્યપતિ ઉરમાં હર્ષી. ૭
કરથી કરને ગૃહી, દિવ્ય આસને નિવેશી,
અર્ઘ, ધેનુ, મધુર્પક, અર્પી નાનાવિધ વેષી;
પ્રણમી વારંવાર, વધો બલિ અમૃતવાણી,
કરિયો પાવન મને, તમે મુનિ કરૂણા આણી. ૮
કથિયે અત્રાગમન, કામ સંશય તજિ પ્રીતે,
સુણી એમ બલિ વાક્ય, તદા મુનિ વિનય સહીતે;
તત્રસ્થિત[5] ભગવાન, ત્રિવિક્રમ સન્મુખ ભાળી,
ગદ ગદ કંઠથિ વદ્યા, વાણિ મુનિ કરૂણા વાળી. ૯
દૈત્યપતિ તવદ્વારવિષે (જે) નિત્ય નિવાસી,
ભયભંજન, અસુરાંતકારિ (જે) નિત્ય પ્રકાશી;
આવ્યો તેને શરણ, એમ કથિ કંઠ કરીને,
ત્રાહિ ત્રાહિ કથિ વદ્યા, નેત્રમાં નીર ભરીને. ૧૦

અનુષ્ટુપ છંદ.

ત્રાહિ માં પીડિતાત્માનં દુષ્ટદૈત્યનિપીડિતમ્[6]:
બ્રહ્માદિનાં ત્વમેવાસિ. શરણ્યો મધુસૂદન[7]. ૧

---

૧ આપનાર. ૨ ચિંતવન કરી. ૩ પાતાળમાં. ૪ દુર્વાસાને. ૫ ત્યાં રહેલા. ૬ હે ત્રિવિક્રમ દુષ્ટ દૈત્યથી પીડીત છે આત્મા જેનો એવા મને રક્ષણ કરો. ૭ હે મધુસૂદન બ્રહ્માદિને શરણ દેનાર તમેજ છો.

## त्रिभंगीछंद.

સકલાનાંશરણં[1], કમલારમણં, મંગલ કરણં, પરમેશં,
મુનિમનસિસ્મરણં[2], અધમોદ્ધરણં, પરમાચરણં[3], વિશ્વેશં;
પ્રભવાર્ણવતરણં[4], કલ્મષહરણં, પાવનચરણં, પાપહરં,
ત્વાં[5], તમાલવરણં[6], કરૂણાકરણં, અજરાભર્ણં[7], નમામ્યહં[8]. ૧

જનકં[9], જનપાલં, ભક્તકૃપાલં, સુંદરભાલં, સદ્વેષં[10],
સકલેષુવિશાલં[11], દીનદયાલં, મનસિમરાલં[12], સર્વેશં;
અતુલિતબળવંતં, નિગમનિયંતં[13], લિલાચરંતં, શ્રેયકરં,
અવ્યંગ, મનંતં, ત્વાં, બલવંતં, કમલાકંતં, નમામ્ય હં. ૨

સંશ્રેયવિધાનં[14], પુરૂષપ્રધાનં પૂણ્યનિધાનં, ભગવંતં,
કુટિલેષુકરાલં[15], દાનવકાલં, માનવપાલં, શ્રેયગૃહં[16];
ત્વાં, મનોભિરામં, અગણિતધામં, સુંદરશ્યામં, નમામ્યહં, ૩

આનંદસ્વરૂપં, અકલિતરૂપં, અકલ, મનૂપં, સુખસદનં,
પરમેષુ પવિત્રં[17], વેષવિચિત્રં, મહંતમિત્રં, વરવદનં;
સુમનોહરવેષં, સદ્વરદેશં[18], આદિમહેશં, અઘદાહિં,
ત્વાં શરણમાગતં[19], દૈત્યભયરતં[20], વિપ્રમશક્તં[21], માં, પાહિ[22]. ૪

## दुहा.

દુઃખિતચિત્ત, સુદીનજન[23], નિરાધાર, નિર્ધાર,
હે કેશવ તેને તમે, સદા શરણદાતાર. ૧

પરાધીન, અરિથીવિકલ, ભવથીભીત[24], અપાર;
કમલાવર તેને તમે, સદા શરણદાતાર. ૨

સ્વધર્મરક્ષક, ભક્તજન, સદૈવ પરહિતકાર;
કમલાવર તેને તમે, સદા શરણ દાતાર. ૩

દયાવાન, નીતિ પ્રવિણ, પરઉપકારિ, અપાર;
હે કેશવ તેને તમે, સદા શરણદાતાર. ૪

---

૧ સર્વે પ્રાણિમાત્રના શરણ. ૨ મુનિયોના મનમાં સ્મરણ. ૩ ઉત્તમ આચરણ. ૪ સંસારસમુદ્ર તારણ. ૫ તમને. ૬ મેઘના જેવું વરણ. ૭ દેવનું આભુષણ. ૮ હૂં નમું છું. ૯ પિતા. ૧૦ સારો વેષ. ૧૧ સમસ્તમાં મહાન. ૧૨ મનવિષે હંસ. ૧૩ વેદના નિયંતા. ૧૪ કલ્યાણનું ઠેકાણું. ૧૫ પાપીયોવિષે ભયાનક. ૧૬ શ્રેયનું મંદીર. ૧૭ ઉત્તમમાં પવિત્ર. ૧૮ સારો વર દેનાર. ૧૯ તમને શરણ આવેલો. ૨૦ દૈત્યના ભયવાળો. ૨૧ અશક્ત. ૨૨ મને રક્ષણ કરો. ૨૩ અતિશય દીન. ૨૪ ભીતીવાળો.

### सवैया एकत्रिशा.

હે કેશવ તે જાંતિ, દૈત્યના, તાપથિ તપ્ત, અધિકકષ્ટીત,
અધિક અધિક અપમાનથિ ક્લેશિત, નિત્યનિયમ, સ્વક્રિયાથિ, રહીત;
પરાધીન, અપયશથી ખેદિત, ક્ષુધા, તૃષાથી, ત્રાસ અપાર,
એવો જે હું દીન નિરંતર, તેને તમે શરણદાતાર. ૧
એ વિધિ નિજ આગમનનુ કારણ, કથન કરી શુભસ્તોત્રસહીત,
દર્શાવ્યો તે સમયે હરિને, દૈત્યથિ તાડિત દેહ કશીત;
પ્રદર્શિ મધુસૂદનને વિપ્રનું, કરેલુ અપયશથી ઉપહાસ,
ધર્યો અંતરે ક્રોધ અતીશય, કુશનને નિશ્ચય કરવા નાશ. ૨
જ્ઞાનથિ મુક્તીતીર્થ જાણિને, યાત્રાકામે ગયો નિદાન,
ચક્રતીર્થમાં સ્નાન કરીને, ગોમતિમાં કરતાં શુભસ્નાન;
તત્ર આવિ દૈત્યે પદત્રાણથિ[1], તાડન કરી મને બહુવાર;
વસ્ત્ર વારિમાં નાખિ ચરણથી, આકર્ષણ કરિ કરી પ્રહાર. ૩
સીમાંતે કરિ મને વદ્યા તે, દાનવ સર્વે વાક્યકરાલ,
પુનર્પિ અત્રે જો આવિશ તો, પ્રાણ વિનાશ કરિશુ તત્કાળ;
તેથી ગોમતિ સ્નાન કરીશ, કરીશ તદા નિશ્ચય જલપાન;
એમ માનિ કરૂણાથી કરશો, આ સંકલ્પ સફલ ભગવાન. ૪
આપ પ્રસાદથિ સ્નાન, દાન, ભોજન, કરી પ્રસન્ન સજિ નિર્ધાર;
થશે પ્રતિજ્ઞા સફળ તદા આ, ભૂતલ ને તજિ જઇશ બહાર.

### शिखरिणीछंद.

સુણી દુર્વાસાની. અતિ કરૂણવાણી[2] યદુપતી,
કરી વારંવારે, નિજમનવિષે ચિંતવન અતી;
પ્રણામી પ્રીતીથી. અમિતકરૂણાદર્શન કરી,
વદ્યા દુર્વાસાને, વિનયસહ વાચા[3] શુભભરી. ૧

### भुजंगप्रयात.

મુની હું પરાધીન છું આ પ્રદેશે, તથા ભક્તિવિહીન[4] છું દાસવેશે;
સદા સર્વથા દૈત્ય આજ્ઞાથિ ચાલી[5], વશીભૂત[6] છું સત્યથી સત્યવાદી. ૧
બલીની કરો પ્રાર્થના વિપ્ર તેથી, તમારૂં સરે કામ સંપૂર્ણ જેથી;
સુણી વિશ્વનાથની એવિ વાણી, મુની શ્રીહરિને વદ્યા પ્રેમ આણી. ૨

---

૧ જોડાથી. ૨ મીઠી વાણી. ૩ વાણી. ૪ ભક્તિથી વિનાનું. ૫ ચાલનાર. ૬ વશ.

इंद्रविजय.

હે બલિરાજન યજ્ઞતણા કરનારવિષેજ તમેં બહુનામી,
દાનિવિષે બહુમાનિ તમે પરમેશ્વરભક્તિવિષે અભિમાની;
શ્રેષ્ઠ વિષે અતિશ્રેષ્ઠ તમે, કરિયા વશ જે કરણીથિ મુરારી,
દાનવમાં અતિ પાવનવાન ઉરે હરિભક્તિ સદૈવ વિહારી. ૧
વિપ્રસહાયક દાનવનાયક, ઉજ્વલકીર્તિ પ્રકાશિ તમારી,
મોકલિયે હરિને મમઉપર સ્નેહ ધરી કુશનાશ વિચારી;
પૂર્ણ થશે મમનીમ તમારિ, દયાથકિ હે બલિરાજ પ્રમાણી,
વિપ્રનિ વાણિ સુણિ અપ્રસન્ન થઈ, ઉચર્યો બલિરાજન વાણી. ૨

दुहा.

આ ભવસાગર શ્રમ વિના, જેને જપે તરાય;
જેથિ સકલમંગલ મળે, તેને કેમ અપાય. ૧

छपयछंद.

કોણ તીક્ષ્ણશસ્ત્રથી, સ્વહસ્તે મસ્તક છેદે,
કોણ સુરક્ષણકારિ, કવચને ભાવે ભેદે;
કોણ હલાહલ ભક્ષ, કરે આનંદ ધરીને,
કોણ સિંહ મુખ વિષે, પ્રવેશે ધીર ધરીને,
કોણ અભાગિ કંઠે શિલા, બાંધિ મહાસાગર તરે,
હે વિપ્ર કોણ મથુરેશને, અર્પી જન્મ ભ્રમ્યા કરે. ૧

दुहा.

તીક્ષ્ણ શસ્ત્ર ધારાવડે, છેદી લ્યો મમ શીશ;
પણ શુભ નેત્ર સ્વરૂપિ (આ) તજિયે શ્રીજગદીશ. ૧

सवैया एकत्रिशा.

અતિ સંકષ્ટથિ જે સુરવરને, પ્રાપ્ત કર્યા (તે) કેમ અપાય,
ના વદિયે આ વાક્ય મુનીવર, શ્રવણ કરી મમ જીવન જાય;
અન્ય યાચના કરો મુનીવર, સમસ્તમનવાંચ્છિત અર્પીશ,
કદાપિ દુર્લભ[1] હશે તથાપી, નિમિષમાત્રમાં નિકટ કરીશ. ૧
(તે) સુણિ વદ્યા મુનિ બલિરાજન, મને કદા તૂં લુબ્ધ[2] ન જાણ,
અન્ય યાચના ન કરૂં તારી, પ્રેશ્ય[3] ઇશિ રક્ષણ કર પ્રાણ;
એમ સુણી બલિ વદ્યો મુનેશ્વર, જાણો તમે સમસ્ત વિધાન,
ભક્તરાજ પ્રલ્હાદ કારણે, નૃસિંહરૂપ થયા ભગવાન. ૨

૧ ન મલે એવું. ૨ લોભીયો. ૩ મોકલ.

તે વિધિ વામન પ્રથમ સર્જીને, ત્રિપદ[1] ભૂમિ યાચી હિંચીત,
પુનઃત્રિવિક્રમ સર્જીને હરિયાં, મારાથકી ત્રિલોક ખચીત;
પુણ્યથિ પ્રાપ્ત કર્યા વામનને, (મેં) અતિ કષ્ટથિ હે મુનિરાય,
નિમિષ માત્ર પણ તેને ન તજું, કદા કરો કોટીશ ઉપાય. ૩
મુનિ વદ્યા જો ભૂતલ ગગને, ગગન કદા ભૂતલમાં જાય,
તથાપિ વામનવિના કદાપી, અત્રથિ ના જાશે બલિરાય;
એમ સુણી બળિ વદ્યો ખેદથી, ન કહો આવાં વાક્ય મુનેશ,
વામનને ન સમર્પું સર્વથા, દિને ન પ્રકટે કદા દિનેશ. ૪
એમ સુણિ મુનિ વદ્યા બલીને, જો હરિને ના પ્રેરિશ ભ્રાત,
તદા ગોમતી સ્નાન વિના (આ) અશુક્ત[2] અંગ કરીશ નિપાત;
બલી વદ્યો જે કરવું હોય તે, કરિયે થવાનું થાય નિદાન,
પણ સંકલ્પથિ કહ્યું સર્વથા, ન તજું હરિપદ પુણ્યનિધાન. ૫

## છપયછંદ.

નિર્મલ જલ મંથનેથિ, નવનિત[3] મળે કદાપી,
શ્રમે ધૂલિ પીલતાં, તૈલ કદિ ગૃહે પ્રતાપી;
તૃષાગ્રસ્ત[4] મૃગજળે[5], કદાપી તૃષા સમાવે,
કદા પુષ્પ ધારથી, શશને છેદે ભાવે;
એ આદિક ન થવાનાં અતી, થાય કદાપિ પ્રયત્નથી,
પણ વામન મનો વિહારિને, ન તજું પ્રાણપ્રયાણથી. ૧

## સવૈયા એકત્રિશા.

એમ વિવાદ કરંત ઉભયને, પ્રકટી વિસ્મિત થઈ રમેશ,
વદ્યા સ્નેહથી દુર્વાસાને, ઉરમાં કરૂણા ધરિ વિશેષ;
હે દ્વિજરાજ તજો ઉર ચિંતા, ગોમતી સ્નાન કરાવિશ સત્ય,
સત્વર નાશ કરિશ મમ હરતથિ, નત્ર આવિ દુષ્ટને સમ્યપત્ય. ૧
એમ સુણિ દૃઢ વાક્ય ઈશનાં, ગુહી ઈશના પદ નિર્વાણ,
અધિક રૂદનથી દાનવ રાજા, વિનતી કરતો થયો પ્રમાણ;
હે મમ નાથ, અનાથ નાથ, જગનાથ, ત્રિવિક્રમ શ્રીભગવાન,
કમલાવર, સુરવર, જગજીવન, કલિ કલ્મષહર, નેત્રનિધાન. ૨
ત્રાહિ ત્રાહિ આ દીનદૈત્યના, પ્રાણ વિનાશ કરિ પરમેશ.

---

૧ ત્રણ પગલાંથી. ૨ સ્નાન વિના. ૩ માખણ. ૪ તૃષાથી પિડાયલો—તરસ્યો પુરુષ. ૫ ઝાંઝવાનું જળ.

કેમ જશો આ ભૂતલને તજિ, વિપ્ર કારણે માનિ મહેશ;
અધિકઅચલ નિજ સત્યવાક્યને, કેમ કરો મિથ્યા આવાર,
નહિ નહિ યોગ્ય તમોને વામન, કેમ કરો આ કુટિલવિચાર. ૩.
સકલ લોક ધરિ શોક અંતરે, અતિઅઘટિત કથશે આ કામ,
તમને કલંક લાગે કેશવ, તેથિ મને હણિ જઇયે શ્યામ;
કિંચિત પણ અપરાધ વિના આ દર્શે વિપ્રિત કામ વિશેષ,
તેથી આ અવસર બલિને તજિ, જવું ન યોગ તને મથુરેશ. ૪.

## हरिगीत.

એભાંતિ તેનાં વાક્ય સુણિ, પદકમલ બલિને આપિને,
વિચર્યા ચતુર્ભુજથી તદા, મુનિ સંગ સ્નેહ કલાપિને;
હરિને વિચરતા દર્શિને, શ્રીશેષ હળ, મૂશલ ધરી,
આવી ત્વરિત હરિને મળી, અતિ સ્નેહ ભાવથિ વિસ્તરી. ૧.
વિચર્યા રસાતળ ભેદિને, તે ઉભય કુશ ભૂમી પ્રતી,
કરિ સજ્ય ચાપ વદ્યા તદા, મુનિને ધરી કરૂણા અતી;
હે દ્વિજ તમે અભિલાષપૂર્વક, સ્નાન ગોમતિમાં કરો,
સંકલ્પપૂર્વક નિત્ય નિયમિત, સાધિ બાધ સકલ હરો. ૨.
સુણિ વાક્ય હરિ, બલનાં, તદા, મુનિ સ્નાન કરિ ગોમતિવિષે,
શુભનિત્ય, નિયમિત, કર્મને, આરંભિયાં પ્રાચીદિશે[1];
પામી મહા આનંદ ઉરમાં, દિવ્ય ગોમતિ સ્નાનથી,
કરતા થયા શ્રુતિ, શાસ્ત્રના, નિર્દોષ ઘોષ વિલાસથી. ૩.

## काव्यछंद.

બ્રહ્મઘોષ ધ્વનિ સુણી, અધર્મી દુર્મુખનામે,
તેસ્થલ વેગથિ આવિ, વદ્યો દુર્વાસા સામે;
એકવાર મોચિયો, તને મુનિ શિક્ષા આપી,
મરણ કારણે વિપ્ર, અત્ર આવિયો તથાપી. ૧.
વદી એમ અતિરક્ત, નેત્ર સૃજિ (તે) અતિક્રામી,
ધશ્યો શિઘ્ર મુનિપ્રત્ય, મારવા મુષ્ટિ ઉગામી;
પ્રદર્શિ તેને ઇશિ, રીશ અંતરે કલાપી,
ક્ષણમાં તેનૂ શીશ, ચક્રથી પાડ્યું કાપી. ૨
તેને મૃતક વિલોકી, દૈત્ય દુઃસહ ભયકારી,

---

૧ પુર્વ દિશાયે.

કરવા લાગ્યો ઘોરનાદ સંજ્ઞાથી ભારી;
થયો નાદ હે દૈત્ય, તમે ઝટ આવો એવો,
નાશ થયો નિર્ધાર, દાનવીદુર્મુખ જેવો. ૩
દુર્વાસા સાનાર્થે, મુનર્પી શલ્ય થઇને,
આવ્યો છે બલરામ, શ્યામનું, સાથ લઇને;
તે ધ્વનિ સુણિને શિઘ્ર, મલ્યા બહુ દાનવજાતી,
ક્રોધન, ગોલક, કુર્મપૃષ્ટ, તાપસકુલઘાતી. ૪
દૃપક, યજ્ઞઘ, યજ્ઞહંત, ધર્મીતકકારી,
એ આદીક અનંત દૈત્યજન, દુઃકૃત ભારી;
વેષ વિશાળ કરાળ, ચર્મ[1], મનિલાંબર[2], ધારી,
કાળવ્યાલ[3], નરમુંડ[4], ધારિ અતિમાંસાહારી. ૫
મદિરાપાન પ્રશક્ત, ઉચરતા અનૃતવાણી,
કરતા શરવર્ષાવ, સમસ્ત શરાસન તાણી;
રક્તનેત્ર સુજિ શક્ત, હસ્તમાં શસ્ત્ર ધરીને,
આવ્યા મુનિને શાપ, ઉચરતા ક્રોધ ધરીને. ૬
તદા રામ, શ્યામને, પ્રદર્શી ( તે ) ઉન્માદી,
તોમર, ભીંદીપાળ, ભ્રુશુંડી, મૂસળ આદી;
એ આદિક શસ્ત્રાસ્ત્રથિ ક્રોધપરાયણ પાપી,
કરતા થયા કરાળયુદ્ધ, મનમાં મુદવ્યાપી. ૭
વેષ્ટન કરી સમસ્તપ્રાંતમાં[5] ઉભા સર્વે,
કરે અતીશયઘોર, ગર્જના અખર્વગર્વે[6];
રાજે હરિ, બલરામ, મધ્યમાં સુંદરવાને,
જેમ મેઘછાદીત[7], દિવાકર, ચંદ્ર, સમાને. ૮
દર્શિ તેમને ઘાત, કરતાં સર્વપ્રકારે,
હસિ હરિ, હલધર, તદા, વદી ગંભીર વધારે:
ઉભા રહો હે દુષ્ટ, કરૂં નિઃશેષ[8] ઉપાધી,
કૈમ કરી કોદંડવિષે, સાયકને સાંધી. ૯
દાનવની શરવૃષ્ટિ, સ્વશરથી કાપ્યાં છેદી,
તોમર, ભીંદીપાળ, આદિઆયુધને ભેદી;

૧ ચામડાં. ૨ નેલાં વસ્ત્ર. ૩ કાળસર્પ. ૪ મનુષ્યનાં મસ્તક. ૫ [illegible] ૬ [illegible]
૭ મેઘથી ઢંકાયલા. ૮ સમસ્ત.

કરિ શસ્ત્રના વર્ષાવ, અતીશયકોપ કરીને,
હણવા માંડ્યા દૈત્ય, સકલને ધીર ધરીને. ૧૦
પળિયા તે તાડીત, દાનવી દિશાસકલાં,
જેમ સિંહને દર્શિ, પળે ગજવૃંદ વિપળમાં;
કૂર્મપૃષ્ટ, ગોલકે, તમને પળતા ભાળી,
મા મા બીનો ભ્રાત, એમકથિ પાછા વાળી. ૧૧
ક્રોધ કરી ગોલકે, ત્રિશર હળધરને મારી,
વ્યથિત કર્યા નિર્વાણ, બાણથી ધરણીધારી[1];
મુનિયે તેને દર્શિ, વિકલ સૂજિ આશિશ આપી;
હજો કુશલ બળરામ, થજો ક્ષય દાનવપાપી. ૧૨
શાપ ઉચરતાં દર્શિ, મુનીને ગોલકદુષ્ટી,
ઉડિને ક્રોધસહીત, શીશમાં મારી મુષ્ટી;
મુષ્ટિઘાતથી મુની, કરી આક્રંદ અતીશે,
રામ રામ કથી પડ્યા, તદા રણભૂમીવીષે. ૧૩
મૂર્છિત મુનિને દર્શિ, તદા હળધર અતિકોપી,
તિષ્ટતિષ્ઠ હે દુષ્ટ, દેવમરિયાદા લોપી;
એમ કથી અતિવેગથકી ગોલકના શીશે,
મુસલથિ કરી પ્રહાર, હણ્યો તેને અતિરીશે. ૧૪
પડ્યો વિકળવપુ[2] ભગ્નશીશ[3] ભૂતળમાં (જ્યારે),
થયો મર્ણઆધીન, અધર્મીગોલક ત્યારે;
તથાપિ અતિ ક્લેશીત, વિપ્રને શ્રીહરિજાણી,
કૂર્મ પૃષ્ટના નાશકારણે બુદ્ધિ પ્રમાણી. ૧૫
તીક્ષ્ણ શસ્ત્રથી કર્યો, ઘાત તેના ઉરપ્રત્યે,
અસ્ત્ર, શસ્ત્ર, પર્હરી, પળ્યો અતિવેગસહીતે;
તેને પલતો દર્શિ, સકલ સેના ભય ધરિને,
પળવા લાગી પ્રાણ લઇ દર્શી બલ હરિને. ૧૬

हरिगीत.

સંગ્રામથી શસ્ત્રાસ્ત્રપર્હરિ, કૂર્મપૃષ્ઠ પળ્યો છતાં,
સેના સકલ પળિ દશદિશે, ભય પામિ ઉર અધિપતિ જતાં;

૧ બલરામ. ૨ શુદ્ધિ રહીત. ૩ મસ્તક ફુટેલ.

બલભગ્ન[1], ગોલકમર્ણિને, કુશ અધિશના દ્વારે જઈ,
આક્રંદથી કથતો થયો, તે કૂર્મપૃષ્ટ વ્યથિત થઈ. ૧

બલભગ્ન, ગોલકમર્ણને, કહેણ સુણી કુશદાનવી,
સન્નદ્ધને, બલને, વધો, ભયકારિ આજ્ઞા યુદ્ધની;
તે ઉભય આજ્ઞા પામિને, ગજ, હય, રથાદિથિ, વિસ્તરી,
સેના અયુતથી[2] સંચર્યા, દાનવી પંચ પ્રમુખ કરી. ૨

બહુપ્રમુખરાક્ષસવૃંદથી, તે કૂર્મપૃષ્ઠ પળ્યો તદા,
દ્વયઅયુત[3] રથ, દશ અયુત[4] હય, ગજ અયુતથી, ગૃહિ સંપદા;
બકદૈત્ય પણ સેના સબલથી, સંચર્યો બહુ ક્રોધથી,
સેનાથિ વિચર્યો દીર્ઘનખ, તે વિધિ સ્વઅંતરને મથી. ૩

કુશમંત્રિપુત્ર ઉભય ચર્યા, સંગ્રામ કારણ સૈન્યથી,
વિચર્યા વિધસને, પ્રઘસ દાનવ સૈન્ય સંગ મહારથી;
કંબૂક, ઉલ્મુક, નિશિક, યજ્ઞઘ, ઉર્ધ્વબાહુ, દુર્જરી,
પ્રઘસ, રાહુ, વક્રમસ્તક, વર્પરક માનવઅરી. ૪

વસુનામ, અન્ય સુનામ, વિચર્યા, જેમની બુદ્ધી અતી,
વિચર્યા મહા હનુ, ઉગ્રદંષ્ટ્ર, સહોદરો[5] સેનાપતી;
એ આદિ દૈત્ય અનંત વિચર્યા યુદ્ધકારણ કોપથી,
યુદ્ધાભિલાષ ધરી ઉરે, સેના, વિશાળસમૃદ્ધિથી. ૫

કુશ દૈત્યપતિ પણ પ્રીતિથી, નિર્મલજલે મજ્જન કરી,
શુભશુક્લઅંબર[6], શુક્લમાલા, શુક્લઆભૂષણ ધરી;
અંતરવિષે ધરિ ધ્યાન, દિવ્યાસન નિબંધ કલાપિને,
ગિરિજાપતીને પૂજવા, લાગિયો પ્રેમ પ્રકાશિને. ૬

પંચામૃતે વિધિ પૂર્વસ્નાન કરાવિ ચંદન લેપિને,
શ્રીખંડચંદન, દિવ્યગંધી પુષ્પ પુંજ સમર્પિને;
શ્રીધૂપ, દીપ, નિરાંજની, તાંબૂલ, ફલ, પુષ્પાંજલી,
શુભદક્ષિણા, સુપ્રદક્ષિણા, અર્પી મહાસ્વાદિતભલી. ૭

મંગલવચન[7], વાજિત્રગીતગિ, પૂજિ, પ્રભુની પ્રીતિથી,
અંજલિ કરી સ્તુતિવા, લાગ્યો પરમસંતોષથી.

---

૧ નાસતા લાગેલી સેના. ૨ દશ હજાર. ૩ વીસ હજાર. ૪ લાખ. ૫ ભાઈઓ. ૬ ધોળાં વસ્ત્ર.
૭ માંગલીક ગીત.

### नाराच छंद.

કૃપાપરં, પરાત્પરં[1], દયાકરં, દિગાંબરં[2],
ધરાધરેંદ્રનંદિનીમનોરમં[3], મહેશ્વરં;
પતીતપાવનં, મહાલલીતચંદ્રશેખરં,
નમામ્યહં સદૈવ ત્વાં, સદાશિવં, શિવં, પરં. ૧

જટાકિરીટમંડિતં, સમસ્તપાપખંડિતં,
કપાલમાલયાવિભૂષિતં[5], સિતં[6], અખંડિતં;
વિશાળવ્યાલહારસંતિવિપાસન્કલેવરં[7],
નમામ્યહં સદૈવ ત્વાં, સદાશિવં, શિવં, પરં. ૨

ચતુર્કરોત્પલં[8], મૃગત્વચાકલાપિતાસનં[9],
ગજેંદ્રચર્મસુંદરાંબરં[10], સ્વયં પ્રકાશિનં;
સ્મશાનવાસીનં, ઉમાવિલાસિનં, મૃડેશ્વરં,
નમામ્યહં સદૈવ ત્વાં, સદાશિવં, શિવં, પરં, ૩

ચિતાવિભૂતિચર્ચિતં, તપાચરં[11], ત્રિલોચનં,
સમસ્તભૂતરોચનં[12]. ભવાધિશોચમોચનં[13];
સમસ્ત મંગલાનિલં[14], પિનાકિનં, ચ શંકરં,
નમામ્યહં સદૈવ ત્વાં, સદાશિવં, શિવં, પરં. ૪

### हरिगीत.

એભાંતિ ગિરિજાકાંતને, સંતોષિ ઉરમાં ભાવિને,
આશ્રીતને દક્ષણા અર્પી, સ્વસ્તિવચન કરાવિને;
નંતર મહાઅંબર તથા, આભર્ણ બહુ અંગે ધરી,
રવિરૂપિ મુકુટ શિરે ધરી, શસ્ત્રાસ્ત્ર બાંધિ મુદા કરી. ૧

ભૂષણથિ અતિ ભૂપિત સજી, તે કુશાસુર દાનવપતી,
કંચનરથે આરોહિ[15] વિચર્યો, કરિ અધિક વિપ્રિત મતી;
વસુનામ, અપર સુનામને, ઉચર્યો અતીમત્સરવડે,
અજ્ઞાનથી સુજિ અંધ જેમ, પતંગ દીપકમાં પડે. ૨

---

૧ પરથીપર. ૨ નગ્ન. ૩ પૃથ્વીને ધરનારાપર્વતો તેનો ઇંદ્ર હિમાલય તેની પુત્રિના મનવિષે રમનાર. ૪ હું સદૈવ સદા કલ્યાણ રૂપ ઉત્તમ શિવ તમને નમું છું. પ્રત્યેક ચોથા ચરણનો અર્થ એવી રીતે. ૫ મસ્તકની માલાથી શોભીત. ૬ શ્વેત. ૭ લાંબા સર્પના હારની કાંતિથી શોભાયમાન શરીરવાળા. ૮ ચાર કરકમલ છે જેને. ૯ મૃગની ચામડિનું કલાપ્યું છે આસન જેણે. ૧૦ ગજેંદ્રના ચામડાંનું છે સુંદર વસ્ત્ર જેને. ૧૧ તપને આચરવાવાળા. ૧૨ સમસ્ત પ્રાણીયોમાં રૂચિકર. ૧૩ સંસારની વ્યાધિનો શોચ હરનાર. ૧૪ મંગલનું ઘર. ૧૫ બેશીને.

બલ રહિત વામન, રામ, અત્રે આવિયા શા કારણે,
આ દૈત્યબલને કેમ (એ) હણશે અહો! રણબારણે;
તે વાક્ય સુણિ કુશને વદ્યો, રૂરૂદૈત્ય પ્રમુખિ વિવેકથી,
ગતદિનવિષે[1] આવ્યો હતો, આત્રેય ગોમતિ સ્નાનથી. ૩
દૈત્યથી અતિ અપમાન પામિ. ગયો ગૃહે તે દ્વિજપતી,
તેણે સ્વરક્ષણ કારણે, આણિયા આ બળ, સુરપતી;
તેથકી આપણ સર્વને, હણશે નિમિષમાં આ હરી,
મમ વાક્ય માનો સર્વથા, તમને કહૂં વિનતી કરી. ૪
અવિનાશિ એ છે વિશ્વવાસી નિત્ય અંતરમાં વસે,
તજ તેમને જિતવાનિ આશા હે અસુર કુળ ક્ષય થશે;
તે સુણિ સુનામ વદ્યો તદા, દ્વિજ સ્નાન કરિ ગોમતિ વિષે,
બલ, હરિ, સહિત સત્વર જશે, વિઘ્નનું કામ વૃથા દિસે. ૫

દુહા.

અલ્પ પ્રયાસથકી સરે, કદાપિ ઉત્તમ કામ;
સદ્ય મરે સાકર થકી, તો વિષનૂં શું કામ? ૧

હરિગીત.

અસુરેશ આ રૂરૂવાક્યને, માની પ્રમાણ તમે કરો.
હરિ સંગ વ્યર્થવિરૂદ્ધથી, શું કામ કહિયે ઉર ધરો;
સુણિ એમ સુમન ગિરા વદ્યો, કુશ ક્રોધ ઉરમાં ધારિને,
ના રૂચે જય કર જાનહ્વી જલ જેમ મદિરા હારિને. ૧

દુહા.

અહંકારિ ઉપદેશથી, અધિક અધિક કોપાય;
તમ[2] તેલ જલબિંદુથી, જે વિધિ જ્વાલા થાય. ૧

હરિગીત.

હે સુભટ ગોલક મારને, ના મારૂ કેમ દયા ધરી.
કહિ એમ સત્વર સૈન્યને, સંગ્રામ સજિ આજ્ઞા કરી;
જગ શબ્દ, ભેરિ, મૃદંગ, દુંદુભિ, વાજિંત્રાદિ શોભનાં,
સંગ્રામ ભૂમિવિષે થયો (તે) ગ્રામ [illegible] વાજનાં. ૧
હર્ષી તદા બલભદ્ર, હુલસી, સુદર્શનપાણિને[3],
કહેતો થયો સ્વકરે વિચાર, વિશેષ જ્ઞાન પ્રમાણિને;

૧ ગયા દહાડે. ૨ તપેલું. ૩ કૃષ્ણને.

### सोरठा.

ઉભય અજીત અશેષ, આ અનાદિ ઈશ્વિર સદા;
એ છે શેષ, મહેશ, ના હણાય કોથી કદા. ૧

### काव्यछंद.

સત્ય વિષ્ણુને જાણિ, સર્વ રાક્ષસને યુદ્ધે,
આજ્ઞા કરિતત્કાળ, કુશાસુર ઉચર્યો ક્રુદ્ધે;
હે અસુરો યત્નથિ, મૂકવો ના હરિવરને,
ના મૂકવો અવશ્ય, બંધુહર[1] ધરણીધરને. ૧
જેના અગ્રથિ કૃષ્ણ, દર્શતાં જશે સમરમાં,
ક્ષણમાં તેને નાશ કરીશ અસિ ગૃહી મમ કરમાં.
હઠશે (જે) કૃષ્ણથી, સમરમાં દાનવ પાપી;
નહિ તે સુત, નહિ ભ્રાતૃ, નહી તે મિત્ર કદાપી. ૨
કૃષ્ણ વિના (જે) અન્ય સંગમાં વિગ્રહ કરશે,
તેને નાશ કરીશ, રાજ વૈરી (તે) ઠરશે;
કૃષ્ણ ગૃહણ[2] કારણે, સમર્થ થશે (જે) રણમાં
તેને વૈરિ પ્રમાણ, પ્રમાણી આણું મરણમાં. ૪
કૃષ્ણ ગૃહણની કલા, બાલ પણ ધ્રુવજી જાણે,
દૈત્ય પુત્ર બલિરાજ, કૃષ્ણનું ગ્રહણ પ્રમાણે;
કૃષ્ણ ગૃહણ કિંચીત, વિભીષણ જાણે ભોગી,
સદૈવ શ્રીબલિરાજ, કૃષ્ણગ્રહણાર્થ પ્રયોગી. ૪
તે વિધિ નિજ પુરૂષાર્થ, સર્વથા કરી હરીને,
ગૃહણ કરિશ હૂં, ઇશિપ્રસાદથિ ધીર ધરીને;
એ વિધિ શિક્ષા સુણી, દાનવી બહુ બળવંતા,
વેષ્ટન કરિ સમસ્તપ્રાંતમાં મળ્યા અનંતા. ૫
અતિઉત્તુંગમત્તંગ[3] સંગતી કરી અપારા,
કજ્જલવર્ણે[4], કુકર્ણ[5], નિશાચર સ્વમર્ણચરા[6];
રંગ રંગિ કરિ સંગ તુરંગ નિશાચર પ્રાણી,
શ્યામસ્યંદનારૂઢ[7], મૂઢ બહુ મત્સર આણી. ૬
અધિક ઘોરગર્જના, જોરથી કરે કુચારી,

---

૧ ગોલકને મારનાર. ૨ પકડવું-ઝાલવું. ૩ ઘણા ઉંચા હાથી. ૪ કાજલ જેવા કાળા. ૫ નહારા કાનવાળા. ૬ પોતાના મરણવિષે જનારા. ૭ કાળા રથમાં બેઠેલા.

વાદ ધરી નાદથી, કરે ઉન્માદ અપારી;
કરવા લાગ્યા યુદ્ધ, ક્રુદ્ધ સજિ સર્વઅધર્મી,
દયા, દાન, જ્ઞાનથી, રહિત સર્વદા અકર્મી. ૭

શસ્ત્ર, અસ્ત્ર, પાષાણુ, વૃક્ષથી તાડે રીશે,
તાણિ સરાસન મૌર્વિ[1] કર્ણપર્યંત અતીશે;
કરે બાણુના પાત, શેષ, પરમેશ્વર, અંગે,
અપાર શસ્ત્ર પ્રહાર, કરે અતિક્રોધતરંગે. ૮

એમ ઘોરસંગ્રામ, દેવ, દાનવનો, દર્શી,
ગગનવિષે સુર સકલસમાજ પ્રદર્શે તર્પી;
દૈત્યપ્રચંડસમૂહથિ છાદિત[2] યુદ્ધપ્રસંગે,
રાજે મનોભિરામરામ, ઘનશ્યામ, ઉમંગે. ૯

તદનંતર બલરામ, ગિરા ગંભીર કરીને,
ધીર વીર, બળવાન, હસ્તમાં મુસળ ગૃહીને;
પ્રવેશિ સેનાવિષે તદા દાનવને તાડ્યા,
ગણી ગણી અગ્રણી[3], દૈત્યને પ્રથમ પછાડ્યા. ૧૦

ચરણ ઘાતથી પાત, કર્યા કેચિત[4] અતિપાપી,
મુષ્ટિ ક્લિષ્ટથી[5] પિષ્ટ, કર્યા કેચીત પ્રતાપી;
ભરાવિને હળશળ, કર્યા નિર્મૂલ વિશેષે,
ભરપૂર કીધા ચૂર, મુસલથી યુદ્ધપ્રદેશે. ૧૧

એમ અધિક ધરિ ક્રોધ, દૈત્યદલ લાગ્યા દળવા,
કરતા (તે) પોકાર, દિશા દશ લાગ્યા પળવા:
રથ, માતંગ, તુરંગ, વૃંદ પળવાને લાગ્યો,
ધીર તજી પણ કૂશ, અતીશય સત્વર ભાગ્યો. ૧૨

પળતા તે સર્વને, દર્શિ કિંચિત થિર ધારી,
ચક્ર [illegible], બક, [illegible], [illegible] કુમ્મારી:
મહાનુભ, અંજનક, વક્રશિર, રાહુ, અધર્મી,
એ આદિક અગ્રણી દૈત્ય, ઉરમાં [illegible].    ૧૩

અતિશય તાડિત છતાં, દૈત્ય, [illegible]. [illegible].
કરવા લાગ્યા યુદ્ધ, એમ જે વ્યર્થિત [illegible]:

૧ ધનુષની પણછ. ૨ ઢંકાયેલા—[illegible]. ૩ મુખ્ય—[illegible]. ૪ કેટલાક. ૫ [illegible].

### दुहा.

કુટિલ કુટિલતા ના તજે, કરે યત્ન પરિપૂર;
પયથી સિંચે પણ કદા, નિંબ ન થાય મધૂર. ૧

### काव्यछंद.

ક્રોધથકી રક્તાક્ષ[1] સજી, અતિ ધીર ધરીને,
શસ્ત્ર, અસ્ત્ર, અશ્મથી[2], તાડતા થયા હરીને;
ધર્ષિ તેમને રામ, જનાર્દન ક્રોધ પ્રબલથી,
કરતા થયા વિનાશ, સૈન્યમાં ચક્ર મુશળથી. ૧
ચક્રથકી બકશીશ, રીશ કરિ છેદ્યું ધારી,
કર્યો મુસળથી ચૂર્ણ, યજ્ઞહંતકને મારી;
રાહૂનો સંસાર, ચક્રથી ક્ષણમાં કીધો,
મુશળ થકી દેહાંત દંડ, અન્ય તને દીધો. ૨
હણ્યા દૈત્ય અતિ દુષ્ટ, ચક્રથી હય, ગજ, સંગે,
હલ, મુસળથી હણ્યા અસુર સંગ્રામ પ્રસંગે;
હણ્યા એમ દાનવી, સજ્યા જે પર્વતવાને,[3]
કોમળબાળકીશોર, તથાપિ બળ, ભગવાને. ૩

### दुहा.

તેજથિ રાજે (તે) બલી, નિર્બલ સ્થૂલ શરીર;
જેમ સુક્ષ્મ[4]પણ દીપકલિ, હણે અપાર તિમીર. ૧

### काव्यछंद.

હણતાં (જે) અવશેષ, રહ્યા તે વ્યથા ભજીને[5],
પળ્યા દિશા દશ સર્વ, ચાપ, શસ્ત્રાસ્ત્ર, તજીને;
દશે દિશે વેગથી, દોડતા દર્શિ અનિકને[6],
વધ્યો કુશાસુર તદા, ક્રોધથી રથ વાહકને[7]. ૧
તિષ્ઠ તિષ્ઠ હે વીર, એમ કથિ ધીર ધરીને,
જઈ શિઘ્ર હરિ, રામ, સમીપે નમન કરીને;
આત્માને વિશ્રામ, અર્પિને ઉચર્યો વાણી,
કેમ હણો મમદૈત્ય તમે હે રથાંગપાણી. ૨

---

૧ રાતી આંખવાળો થઈને. ૨ પાષાણ. ૩ પર્વતના જેવા. ૪ કિંચિત–નહાનો. ૫ ભોગવીને. ૬ સેનાને. ૭ સારથીને.

### हरिगीत.

કુશનાં વચન સુણિ મેઘ, ગંભિરવાણિથી ઉચર્યા હરી,
હે દૈત્ય તેં અતિદુષ્ટદાનવના, સમાજ વડે કરી;
આ પરમ ગોમતિતીર્થને, રોધન કર્યું છે જે થકી,
તારા અધર્મી દૈત્યનો (મેં) અંત કીધો તે થકી. ૧

### सवैया एकत्रिशा.

આ સ્થલમાં આવેલમને તું, દાનવ હણવા કારણ જાણ,
દર્શ પરિક્ષા રણે અચલ રહિ, આ મમ એક સહન કર બાણ;
(તે) સુણિ કુશ ઉચર્યો હે હરિ તેં, યદ્યપિ દર્શ્યાં નથિ મમદુરંત,
જીવિત તને નમૂકું હરિ આ, ભ્રાતૃ સહિત અત્રે કરૂં અસ્ત[1]. ૧

### हरिगीत.

કથિ એમ હરિને અસુરપતિયે, ક્રોધની ધરિ સંપદા,
સેનાસકલ સાવધ કરી, સંગ્રામ આરંભ્યો તદા;
ઘનગર્જનાથી પંચવિંશતિ, શરથિ હરિને તાડિયા,
બલરામને અતિક્રોધથી, શર અષ્ટ સત્વર મારિયા. ૧
અવિનાશિ જાણિ તેમને, આત્રેયસન્મુખ[2] દર્શિને,
ઉચર્યો વચન હે વિપ્ર અત્રથિ ગચ્છ[3] કહ્યું દ્વિજ જાણિને;
કુશબાણથી પરમેશ ભિન્ન થયે છતે અતિક્રોધથી,
કોદંડનો ટંકાર કરિ, ગંભિર ગિરા તેને કથી. ૨
હે દુષ્ટ પાપથિ પુષ્ટ તેં, કરિયા પ્રહારો પ્રથમથી,
મારો સમય છે તું હવે, અવલોક હણું રણમાં અથી;
કથિ એમ રથના ચાર હયને, મારિયા શર ચારથી,
શુભ અર્ધચંદ્રક્ષુરવડે[4], શિર છેદિ માર્યો સારથી. ૩
કોદંડ એક શરેથિ છેદી, એકથી ધ્વજ છેદિયો,
દશ બાણથી નિર્વાણ ચૂર્ણી, પ્રબાણ રથને ભેદિયો;
તે દૈત્યપતિ શર, ચાપ, સારથિ, રથ, તુરંગ, વિના થઈ,
ગ્રહિ ખડ્ગ કરમાં ક્રોધથી, ઉચર્યો હરીનિકટે જઈ. ૪
ધરે અપારમહિમ[5] પણ, મમતા તજે ના (તે) કદા.
પામે નિરંતર આપદા, નિજ કુટિલકૃત્યથિ સર્વદા;

૧ નાશ. ૨ કુંડલાના સામું જોઈને. ૩ અહીંથી જા. ૪ બાણ. ૫ અસિરૂપ પુષ્પ.

दुहा.

દુષ્ટ (વ્યથા) પામે તથા, ન તજે દુષ્ટસ્વભાવ,
પક્વ થાય પણ તુંબિ ફળ, ન તજે કટૂપ્રભાવ[1]. ૧

उपेंद्रवज्रा.

હણેશ જો કૃષ્ણ તને કદાપી, થશે સુકીર્તી જગમાં પ્રતાપી;
કદાપિ તૂં કૃષ્ણ મને હણીશ, તથાપિ તારાથિ ગતી લઈશ. ૧

काव्यछंद.

તિષ્ઠ તિષ્ઠ આવાર, મને છે તુષ્ટ પુરારી,[2]
કરૂં સઘ સંહાર, ભ્રાતૃસહ તને મુરારી;
એમ કથી ક્રૂરવાક્ય, શક્ય સૃજિ ક્રોધ કરીને,
પ્લવંગ[3] ભરિ વિકાળ, મારવા ધશ્યો હરીને. ૧
સમિપ આવતા માત્ર, વામને કોપ કલાપી,
ચક્રથિ તેનૂ શીશ, નિમિષમાં નાખ્યૂ કાપી;
તેને મહિપરપતિત, પ્રદર્શી વિપ્રિત વેષી,
ખંજનનામા દૈત્ય, લઈ ગયો રથે નિવેષી. ૨
નાશ કુશાસુર થયે, છેતે હરિ નિવૃત્તિ પામી,
હલધર, મુની, સહીત, થયા સંતુષ્ટ સુકામી;
કુશશબ્નને અતિશિઘ્ર, શિવાલયપ્રત્યે સ્થાપી,
શિવપૂજનકારણે, મહાઉપચાર કલાપી. ૩
ગંધ, પુષ્પ, ધુપ, દીપ, બલી, આદિકથી ભારી,
પૂજિ પ્રણામી કર્યા, અપારપ્રસન્ન પુરારી;
શંભુ પ્રસાદથિ સઘ, કુશાસુર જીવન પામી,
શિવ શિવ કથતો, શિઘ્ર ઉઠી (તે) વિગ્રહ કામી. ૪
દયા, ક્ષમા, હરિસ્નેહ, તજી અતિપાપીપ્રાણી,
નીચપ્રમાણે નીચ, વધો વદનેથી વાણી;
ક્યાં છે શ્રીભગવાન, ક્યાં ગયો ધરણીધારી,
કરૂં સઘ સંહાર, સમરમાં ધિરતા ધારી. ૫

दुहा.

તજી એષ્ટને દુષ્ટજન, સદૈવ દુષ્ટથિ તુષ્ટ;
કાક[4] જેમ તજિ દ્રાક્ષને, વિષ્ટાથી સંતુષ્ટ. ૧

---

૧ કડવાસ. ૨ મહાદેવ. ૩ ફાળ. ૪ કાગડો.

काव्यछंद.

તેને જીવિત દશે, વધો સુમનાસુર નામી,
હવે દૈત્યપતિ તમે, કુશલ આ વપુધન પામી;
ગોમતિસંગમવિષે, વિપ્રને સ્નાન કરાવી,
રામ, કૃષ્ણ, થી સઘ, વદાય કરો મનભાવી. ૧
હે રાજન આ વ્યર્થ, વિરૂદ્ધથિ કામ શું તારે,
અન્યરત્ન ના મલે, અંગસમ વારંવારે;
તેથી તજ આ ગર્વ, સર્વથા કર્યું વિચારી,
એ છે શેષ, મહેશ, નિરંતર ભૂભયહારી. ૨

दुहा.

ધન, સુત, મિત્ર, રમા, મહી, પામે વારંવાર,
યત્નથિ રક્ષણ કર વપૂ, ન મલે વારંવાર. ૧

काव्यछंद.

શ્રેય માનિ સુજિ સ્વસ્થ, સંચરો રાજ્ય નિવારી,
બલીષ્ટથી દૈત્યેંદ્ર, ક્લેશ આ યોગ્ય ન ભારી;
શિવપ્રસાદથી તમે, પામિયા જીવનભારી,
ન મલે વારંવાર, એમ અંતરે વિચારી. ૧

सवैया एकत्रिशा.

અનુચિતકર્મારંભ[1] તથા, બલવાન સહિત વિગ્રહની આશ,
નિજજનવિષે[2] વિરોધ તથા, ચંચલઅબલાજનનો વિશ્વાસ;
પૂર્વશત્રુથી[3] સ્નેહ, શસ્ત્રપાણિથી વિવાદ[4], અર્દીથી[5] પ્યાર,
હે સજ્જન અભિમાનવાનથી, (એ) નિશ્ચય મૃત્યુનાં દ્વાર. ૧

छपयछंद.

નર અભિમાનથિ, માનભંગ અધિકાધિક પામે,
નર અભિમાનથિ સુજે, અધિક અપકીર્તિધામે;
ન થાય ઉત્તમકામ, નામ અભિમાનથિ ખોટે,
નર અભિમાનથિ થાય, જગતમાં રહિત વિવેક;
માનવ, દાનવ, અભિમાનથિ, મહિમાં ગયા અધિક મરી,
માન માન મધુરેશ પલમાં, તુજને પણ લેશે હરી. ૧

---

૧ જે ન થઈ શકે એવા કામનો આરંભ—કે જેનું [illegible]. ૨ પોતાના [illegible]. ૩ પૂર્વના શત્રુથી સ્નેહ. ૪ જેના હાથમાં તલવાર [illegible]. ૫ [illegible]

**ઉપેંદ્રવજ્રા.**

વસે સદા જે નર નમ્રવેશે, સદૈવ પામે પ્રભુતા વિશેષે;
સુનીતિથી દર્શ સમસ્તકામે, નમ્યાવિના કુંભ ન પાણિ પામે. ૧

**હરિગીત.**

સુણિ એમ કુશ અસુરેશ, સુમનાને વધો ભય લાવિને,
જા દ્વિજસહાયકને વદાય તુ, કર યથેષ્ટ[1] કરાવિને;
સુણિ એમ સુમના સંચર્યો, નિજ અધિશઆજ્ઞા પામિને,
યત્રે હરી તત્રે જઈ, ઉચર્યો વિનયથિ પ્રણામિને. ૧
હે ઈશિ પ્રેરયો છે મને, દૈત્યેશ્વરે શુભકામથી,
માની મને તવ દાસનો અતિદાસ વામન સર્વથી;
હે નાથ તવ અપરાધ અધિક કર્યો અમોયે જે થકી,
સિંહાર દાનવનો તમે, કરિયો રમાવર તે થકી. ૨
તજિ રોષ આત્રેયને ગોમતિતીર્થે સ્નાન કરાવિને,
બલભદ્ર સહિત પધારિયે, સ્વસ્થાન કરૂણા લાવિને;
શિવના પ્રસાદથિ દૈત્યપતિ, અમરત્વ પામ્યો હે હરી,
ઇત્યાદિ શ્રવણ કરી વધા, પરમેશ તેને વિસ્તરી. ૩
આ તીર્થ ગોમતિ દુષ્ટથી, રોધાયલી છે જે થકી,
મુનિ, સંતને, સ્નાનાર્થ પ્રાપ્ત ન થાય જગમાં તે થકી,
મમ ભક્ત દુર્વાસાનુ કર્યું, અપમાન દુષ્ટ તમે અતી,
તે કારણે આવ્યો હુ અત્રે, સકુલ[2] હણવા તવપતી. ૪
જો હોય આશા જીવવાની, તો તમે કથુ (તે) કરો,
તિલ, દર્ભ, મુનિના સિંધુજલથી આણિ મમ અગ્રે કરો;
પરિવાર, જ્ઞાતિ, કુટંબ, આદિક સર્વને સંગે કરી,
ગોમતીને તજિ સંચરો, પાતાલમાં પ્રીતી ધરી. ૫
એભાંતિ હરિનાં વાક્ય સુણિ, સુમના ઉરે મમતા ધરી,
સત્વર વધો કથવા પ્રમાણે, થાય નહીં નિશ્ચય કરી;
સાવધ સજો સંગ્રામ કારણ, એમ કથિ સત્વર પળ્યો,
ક્રોધાક્ષ સજિ સત્વર કુશાસુરને અસુર આવી મળ્યો. ૬
હરિયે કથિત અસુરેશને, તેણે કથ્યૂં વિસ્તારથી,
સુણિને કુશે મંત્રી સકલને, તેડિયા આજ્ઞા કથી;

---

[1] જેમ ઈચ્છા હોય તેમ. [2] કુલસહતીત.

જગદીશ સંગે સ્નેહને, કરવો નજી (તે) હૃદયથી,
નિજ મરણ-કારણ યુદ્ધની, કરતો થયો સત્વર વિધી. ૭

દુહા.

ન રૂચે નિચને હિતવચન, રૂચે સદા વિપવાદ;
જેમ મહાવિપવ્યસનિને, ન કરે સાકર સ્વાદ. ૧

હરિગીત.

કુશનાં વચન ધરિ મસ્તકે, મંત્રીજનો અતિયત્નથી,
સેનાસકલને સાવધાન, કરી-સમરતપ્રકારથી;
પરિવાર, જ્ઞાતિ, કુટંબ, આદિકને કરી નિજ સંગમાં,
(તે) આવિયા સેના સહિત, કુશના સમીપ ઉગમાં. ૧
સેના સકલને દર્શીને, કુશ અંતરે મત્સર ધરી,
સ્વરથે પ્રરોહી સંચર્યો, સંગ્રામમાં સમતા ધરી;
હે શૌનકાદિક સૈન્યસંખ્યા, કથન કરૂં શું વદનથી,
કથતાં ન આવે અંત પણ વાસન, બલે, પલમાં મથી. ૨

દુહા.

કરે લક્ષધા યત્ન પણ, જો નહિ હરિ અનુકૂળ,
થાય નિમિષમાં સર્વથા, યત્ન સકલ નિર્મૂળ. ૧

દુમિલ્લાછંદ.

અતિતુંગપ્રમત્તમતંગ[1] તણી, ગજવિશઅયૂત[2] તણી ગણુતી.
તન્મધ્યમદચ્યુતગંડપ્રચંડગજેંદ્રનિ[3] શોભિતપંક્તિ અતી;
રણમાં કરણી કનકાભરણે ભરિ[4], પોટસહસ્ત્ર સિલાકરણી.
કરિ સંગતિમાં ગતિમાં મલતી, વરણાવરણી મિલિતાચરણી[5]. ૧
નવલક્ષ સપક્ષ વિહંગમની ગતીના ચતુરંગતુરંગ અતી[6],
મનવેગિ નવાયુત વાજિનિ રાજિત રાજિ[7], દશાયુત વાયુગતી[8];
જલવેગિ નવાયુત આશ્વિનિ સંગતિમાં[9] અતિચંચલઆદિ ઘણા,
અધિકાધિકભૂષણભૂષિત[10] તેમનિ સંખ્યલખ્યાલથિ[?] ન ગણા. ૨

૧ [illegible] ૨ [illegible] ૩ [illegible]
[illegible] ૪ [illegible] ૫ [illegible]
૬ [illegible] ૭ [illegible]
૮ [illegible] ૯ [illegible] ૧૦ [illegible]
[illegible]

રથસમદશાયુત સારથિ મારથિ યુથ સહીત મૃષીવરણી[1],
ચમકે બહુ તેપર દંડપ્રચંડથિ બદ્ધધ્વજા બહુધાવરણી[2];
હયચંચલયોજિત પંચદશાયુત સ્યંદન[3], ગંત્રિ[4] અમીત દિસે,
નવત્રિંશસહસ્ર મહામહિષાસુરના સમ માહિષ[5] સૈન્યવિષે. ૩
અતિવક્રકલેવર અષ્ટદશાયુત ઉષ્ટ્ર બલિષ્ઠ વરિષ્ઠ ઘણા[6],
પદચારિ ચતુર્દશલક્ષ[7] તણા બલમાં નહિ કિંચિતમાત્ર મણા;
મદ, મત્સરથી, અતિદુષ્ટ મહાભટ અષ્ટદશાયુત નેષ્ટમતી[8],
ષટત્રિંશસહસ્ર સશસ્ત્ર મહાશઠ નિંદક દાનવિ સૈન્યપતી[9]. ૪
ઇતિઆદિ મહાબલવાન નિશાચર સાવધ સૈન્ય સમસ્ત કરી,
કરમાં અસિ, ખડ્ગ, ત્રિશૂલ, ગદા, પરશૂ, શર, તોમર, ચાપ, ધરી;
મદિરા, મદ, પાનથિ માદધરી, કરિ આમિષ ભક્ષ મદાંધ સજી,
ખર, શ્વાન, વરાહ, મહીષ, મુખા, કરતા અતિઘોર દયાદિ તજી. ૫
મલિનાંબર[10]ધારિ મહામદચારિ વિકારિ અપાર કલેવરથી,
નખ, દંત, નશા, કરણાદિકથી, ભયકારિ જણાય ભયંકરથી;
અતિવેગ સહીત મહાપદઘાતથિ ધ્રૂજવતા ધરણીતળને,
વિચરે કરિ જોર કલાહળ ઘોર કલાપિ કલાપિ કલા, બળને. ૬
ઉડતા પદરેણુ વડે કરિ આદિત છાદિત[11] છેક કર્યો ગગને,
રણ વાદ્ય ભયંકર નાદ વિવાદ સહીત અમીત વિધી વજડે;
ભુભુ ભં ભુભુ ભૂં ભુભુ ભૂં ભુ ભયંકર ભેરિ ભુભૂં ભુભુભૂં ભભડે,
કટધીં કટધીં ધિધિધીંકટ ધીંકટ દુંદુભિ ધીંકટ ધીં ધધડે. ૭
દિડિડીં દિડિડીં દિડિડીં દિડિ નૌબત ડીં દિડિ ડીં દિડિડીં ગગડે,
તુતુતૂ તુતુતૂ તુતુતૂ તુ તુરાઈ તુતૂ તુતુતૂ તુતુતૂ તડડે;
ચલકે કરમાં ચપલા સમ શૂલ ભુશુંડિ નિશાન મહા ફફડે,
ઘન તોપ અવાજ મહા ધધડે નભમાં ભયકારક ધ્રુમ્ર અડે. ૮
કુશ દાનવ એમ મહાબલથી મદ, મત્સર પૂર્ણ સ્વચિત્ત ધરી,
રણભૂમિ વિષે ઝટ પ્રાપ્ત થયો હરિહસ્તથિ મસ્તક મર્ણ ધરી;

---

૧ સત્તર અયુત સારથી મારથીના ટોળાંથી સહીત કાળા રંગવાળા. ૨ સ્તંભ મ્હોટાથી બાંધેલિયો ધ્વજાયો ઘણા રંગી. ૩ ઘોડા ચંચલ જોડેલા પંદર અયુત રથ. ૪ ગાડિયો. ૫ ઓગણચાલીશ હજાર મહિષાસુર જેવા પાડા–ભેંસા. ૬ બહુ વાંકા શરીરવાળા અરાઢ અયુત ઉંટ બલવાન શોભતા ઘણા. ૭ પાયદળ ચઉદ લાખ. ૮ બહુ દુષ્ટ શુર વીર અરાઢ અયુત નઠારી બુદ્ધીવાળા. ૯ છત્રીશ હજાર શસ્ત્રવાળા મહાનિંદક રાક્ષસ સેનાપતી. ૧૦ મેલાં કાળાં વસ્ત્ર. ૧૧ ઢંકાયલો–છવાયલો.

दुहा.

નહિ કરવા કરવા અપર, કરવા ઇશ સમર્થ;
ઈશ્વરબળ આગળ મનુષ, પ્રયત્ન સર્વે વ્યર્થ. ૧

सवैया एकत्रिशा.

એ પ્રકાર નિર્ધાર મસ્તકે, ધરી અપારઅસુરબલ ભાર,
રણ ધરણીમાં આમ થઇ, કુશ સ્વમર્ણ કારણ કરિ નિર્ધાર;
ક્રૂર ઉરમાં શંકરનૂં ભરપૂર સ્મરણ, કરિ (તે) અનરુદ્ધ[1],
કરવા લાગ્યો કેશવ સંગે, રોમ પ્રહર્ષણકારક યુદ્ધ. ૧

दुहा.

કેશવનો કુશઅસુરનો, પ્રલય સમાન પ્રકામ;
અન્ય અસુરનો શેષનો, સૂઝ્યો ઘોર સંગ્રામ. ૧

काव्यछंद.

કેશવપ્રત્યે ધસ્યો, કુશાસુર નિંદિકકૃત્યે,
અન્ય દાનવો ધસ્યા, તદા ધરણીધરપ્રત્યે;
યજ્ઞધદૈત્યે ગદા, તદા હલધરને તાડી,
તેને મુસળથિ મર્ણ, કર્યો મહિતલમાં પાડી. ૧
વેદદૃપકે વૃક્ષ ગૃહી, હલધરને તાડ્યો,
તેને પણ હળવડે, શિઘ્ર હણિ મર્ણ પમાડ્યો;
નંતર શ્રીબલરામ, કૃષ્ણની આજ્ઞા સાધી,
કરતા થયા વિનાશ, દૈત્યની સકલઉપાધી. ૨
અનંત ગજના પાત, કર્યા બે ભાગ કરીને,
કરિયાં રથનાં ચૂર્ણ, મુસલથી ઘોર ધરીને,
કેચિત શોણિતવમન, કરંતાં પર્ણે અસુરા,
નશા, કર્ણ, છેદીત, પણે કેચિત ચિત ચૂરા. ૩
કેચિતના કરચરણ, કનકથી જડિત અપારા,
પડ્યા પૃથ્વિમાં જેમ, પંચમુખિઅહિના આરા[2];
કિરિટ સહિત છેદીત, દૈત્યશિર અપરંપારા,
રણભૂમીમાં ભમે, જેમ કંદુક પ્રકારા. ૪
કર્યા ભંગઅંગાંગ, અપરિમિત પિંડ પ્રમાણે,
ધરી કોપ પ્રલયાંતક કાળ[3] પ્રમાણે જાણે;

૧ ક્રોધનો. ૨ સર્પના આરા. ૩ પ્રલય સમયના કાળ.

ગૃહી હસ્તમાં હસ્તિ, વેગથી હસ્તી પાડયા,
અશ્વથી અશ્વ અપાર, ગૃહી પદ, ચરણ, પછાડયા. ૫
રથથી રથનાં યૂથ, અધિક સૂરાથી સૂરા,
પાદચારિથી પાદચારિને કીધા પૂરા;
માહિષથી માહીષ, ઉષ્ટ્રથી ઉષ્ટ્ર પછાડી,
સેના એમ સમસ્ત, હલધરે નાશ પમાડી. ૬
તક્ષક, ઉલ્મૂક, આદિ, અતીશયદાનવજાતી,
હણ્યા વામને કોપ, કરી (જે) અતિઉત્પાતી;
હલધર, હરિયે, કરિતદૈત્ય નાશક જલરાશી,[1]
તેને પ્રદર્શિ થયા, વિસ્મિતા ગગનનિવાશી.[2] ૭
જેમાં આમિષ રૂપ, થયો કર્દમ[3] અતિભારી,
તરંગથી શ્રોણીત રૂપ છે જેમાં વારી;
જેમાં માહિષ રૂપ, અપરિમિત નક્ર[4] પ્રકાશ્યા,
કર, પદ, રહિત અસૂર, કૂર્મવત[5] જેમાં ભાસ્યા. ૮
કર, પદ, રૂપ વિવીધ, તરે જેમાં જલજંતૂ,
જલઘોટક[6] હય રૂપ, મત્સરૂપી ગજદંતૂ;[7]
દૈત્યશીશ, ગજશીશ, પ્રકાશ્યાં શિલાપ્રમાણે,
જેમાં અતિ ઉતુંગ હસ્તિ રૂપ પર્વત જાણે. ૯
બહુ વિધીદંત સ્વરૂપ, દિસે શંખાદિક જેમાં,
સિખારૂપ શેવાળ, સજી ના સંશય એમાં,
જણાય જેમાં રત્ન, વિવિધ આભૂષણરૂપી,
મુક્તાના બહુહાર, દિશે મૌક્તીક સ્વરૂપી. ૧૦
જેમાં નૌકારૂપ, તરંતા રથબહુ રાજે,
તેના ઉપર ધ્વજારૂપ, શઠ ચંચલ ભ્રાજે;
ભૂત, ભૈરવાદીક, તીરપર આવી નાચે,
માંસ, રક્ત[8], ભક્ષિને, હરી, બલના, યશ વાચે. ૧૧

દુહા.

પ્રદર્શિ એવિધિ અસુરનો, નાશ સમુદ્ર પ્રભાવ;
કોપ ધરી કરતો થયો, કુશ અતિશર વર્ષાવ. ૧

---

૧ દૈત્યના નાશરૂપી સમુદ્ર. ૨ દેવતાઓ. ૩ કાદવ–કીચ્ચડ. ૪ મઘર. ૫ કાચબાની પેઠે. ૬ જલઘોડા. ૭ હાથીના દાંત–દંતુસર. ૮ રૂધીર–લોહી.

## કાવ્યછંદ.

પંચબાણ નિર્વાણ, કૃષ્ણને તાડ્યાં કોપી,
દશશરથી તાડિયો, અસુરને તે શર લોપી;
કુશે રોશ કરી વીશબાણ કેશવને તાડ્યાં,
તે શર છેદી ત્રીશબાણ, પાપિને પમાડ્યા. ૧
(તે) પ્રદર્શિ કંચૂક, કૃષ્ણપર ધશિયો પાપી,
ક્ષણમાં તેનૂં શીશ, ચક્રથી નાખ્યૂં કાપી;
તદા કુશે શતબાણ, મુંચિયા હરિને રીશે,
સત્વર તેશર છેદિ, દ્વિશત શર મુંચ્યા ઇશે. ૨
નંતર શરવર્ષાવ, કુશે કરિયો ભયકારી,
હરિયે (તે) સર્વને, પંચબાણથી નિવારી;
એકબાણથી શીઘ્ર, દૈત્યધ્વજ નાખ્યો કાપી,
(તે) પ્રદર્શિ મંત્રાસ્ત્ર[1], મુંચવા લાગ્યો પાપી. ૩
અતિસત્વર અગ્ન્યાસ્ત્ર[2], મુંચિયૂં વામનપ્રત્યે,
કૃષ્ણે પર્જન્યાસ્ત્ર[3], મુંચિ કર્યું શાંત સુકૃત્યે;
પર્વતાસ્ત્ર મુંચિયું, કુશે અંતરના દ્વેષે,
હરિયે વજ્રાસ્ત્રથી, છેદિયૂં ક્રોધાવેષે. ૪
કુશાસુરે નાગાસ્ત્ર, મુંચિયૂં કોપ કલાપી,
અતિસત્વર ગરૂડાસ્ત્રથિ, તેને નાખ્યૂં કાપી;
એમ કર્યો સંગ્રામ, સમદિન દૈત્ય, રમેશે,
નંતર ધર્યો કરાળક્રોધ, વામને વિશેષે. ૫
રથ, શર, સારથિ, ચાપ, વિના કરિ દૈત્યપતીને,
કરવા તેનો નાશ, ક્રોધથી કરી મતીને;
હણશે વામન એમ, જાણિ કુશ થયો અદૃશ્ય[4],
ગગને જઈ ભયકારિણિ કરવા લાગ્યો વૃષ્ટી. ૬
માંસ, રક્ત, પાષાણ, અસ્થિ, આદિક ભયકારી,
નાખે ક્રોધિ રામ, કૃષ્ણ પર ધારી ધારી;
શિલા પ્રહારિ કરે, ત્રિશ આદિક અતીરે,
પામી અતિઆશ્ચર્ય, હરી તેને ના હરી. ૭
વ્યથિત થયા બળરામ, આર્તીશય કૃષ્ણઅંગે,

૧ મંત્રનો બાણ. ૨ અગ્નીનું બાણ. ૩ [illegible] ૪ [illegible]

(તે) પ્રદર્શિ ભગવાન, ક્રોધ ધરિ યુદ્ધપ્રસંગે;
માયા કરી વિનાશ, દૈત્યની સાયક સાંધી,
આકર્ષણ કરિ શિઘ્ર, ભૂમિપર આણ્યો બાંધી. ૮
શૂળ ગૃહી મારવા, ધશ્યો હરિને યશઆશે,
હરિયે તેનૂં શીશ, છેદિયૂં લિલાવિલાસે;
સત્વર પામી મર્ણ, પડયો પૃથ્વીમાં જ્યારે,
તેનાં કર પદ આદિ, વામને છેધાં ત્યારે. ૯
કર્યા ખંડતિલતુલ્ય, અંગના ચક્રપ્રહારે,
ગયા રામ, મુનિ નિકટ, કરી હરિ એજ પ્રકારે;
માની કુશનોનાશ, યથાર્થ મુની, હલધારી,
થયા અંતરે સ્વસ્થ, દૈત્યસૈન્યને નિવારી. ૧૦

हरिगीत.

તિલતુલ્ય દૈત્ય શરીરના, નિઃશેષ ખંડ[1] પ્રદર્શિને,
રથથી પુનર્પી લૈગયા, અવશિષ્ટ[2] રાક્ષસ હર્ષિને;
તે દૈત્ય પતિવપુખંડને, નાખી ઉમાપતિ ગૃહપ્રતી;
પૂજી પ્રણામી પૂર્વવત, શિવને પ્રસન્ન કર્યા અતી. ૧

दुहा.

શિવ પ્રસાદથી દાનવી, જીવીત સ્રજિ તત્કાળ;
ક્રોધ કરીને પુનરપી, વધ્યો વાક્ય વિક્રાળ. ૧

चोपाई त्रिताली.

કુશ ઊઠી મહાધ્વની કરતો, કૃષ્ણ ક્યાંછે એમ ઉચરતો;
ઉરમાં અતિક્રોધ સમરપી, વિચર્યો યુદ્ધાર્થ પુનરપી. ૧
હસ્તમાં ધરિ ગુર્વિ[3] ગદાને, ગયો સત્વર કાળસમાને;
આવિ કૃષ્ણ સમિપ તત્કાળ, ઉચર્યો કરિ ક્રોધકરાળ. ૨
હરિ તેં હણ્યા દૈત્ય અમીત, કુલબંધુ, કુટંબ સહીત;
મમ વચ્છલમિત્ર અપાર, (તે) કર્યા ક્ષણમાં સંહાર. ૩
અતિતુંગમતંગઅનંત, કરિયા (તે) રણમાં અંત;
હય, રથ, કરિયા બહુચૂર, હણ્યા માહિપ, ઉષ્ટ્ર પ્રચૂર. ૪
કરિયૂં બળ સકળ નિપાત, તેથિ થાય મને અતિતાપ;
પૂર્વસુકૃતથી હે ઇશિ, તને હસ્તથી આજ હણીશ. ૫

૧ કડકા-ટુકડા. ૨ બાકી રહેલા. ૩ ભારે-મોહોટી.

દુહા.

મિત્ર, પુત્ર, પરિવારનો, નાશક (જે) નિર્વાણ;
તેને હણવો યત્નથી, જ્યાંસુધિ ઘટમાં પ્રાણ. ૧

ત્રિતાળી ચોપાઈ.

રણમાં મમદર્શનમાત્ર, કોણમાત્ર ધરાધરભ્રાત[1];
હરિ તું પુરૂષોત્તમ ગાત્ર, પણ મમ અગ્રે કુણમાત્ર. ૧
જગમાં તું સદૈવ પ્રશસ્ત, પણ આજ કરૂં હું નિરસ્ત;
આ સમય દિસે જયકારી, કરૂં નાશ તને ધીર ધારી. ૨

દુહા.

મહિ, તળ, ગગનવિષે સદા, રવિ, શશિ કરે પ્રકાશ;
પણ અવસરથી થાયછે, રાહુમુખમાં ગ્રાસ. ૧

ત્રિતાળી ચોપાઈ.

રણમાં મમ સન્મુખ વીર, નહિ યોગ્ય તું સૂક્ષ્મ શરીર;
તેથિ રક્ષણ કારણ સાર, કર ચિત્તવિષે તું વિચાર. ૧

દુહા.

કંકર જેમ ગિરી નિકટ, વૃક્ષ નિકટ તૃણ જેમ;
પલ્વલ[2] જેમ નદી નિકટ, મમ નિકટે તું તેમ. ૧

ત્રિતાળી ચોપાઈ.

આગદાથી નાશ કરીશ, રણથી જઈ ક્યાં તું વસીશ;
તવ સ્થાનથી હું છું વિદીત, હણું ત્યાંથી આણી અભીત. ૧
કથી એમ ગદાને ઉગામી, ધસિયો હરિપ્રત્યે કામી;
હરી તેને દર્શિ જીવીત, થઈ વિસ્મિત ચિત્ત અભીત. ૨
ઉચર્યા દુર્વાસા સત્ય, કેમ મરતો નથી (આ) અસત્ય;
તિલતુલ્ય કર્યો શીશ કાપી, તદપી, જીવતો થાય પાપી. ૩
વારંવાર જીવે અસુરેશ, તેનું કારણ કથિયે મુનેશ;
હરિની સુણિ એ વિધિ વાણી, મુની જ્ઞાનથી સર્વે જાણી. ૪
કુશ જીવિત હેતુ પ્રમાણ, ઉચર્યા હરિને મુનિજાણ;
ગિરિજાપતિયે શુભચિત્ત, કરિયો કુશ અનુગ્રહીત. ૫
તિલતુલ્ય શરીરછેદીત, તે હેતુથી થાય જીવીત;
મુનિની સુણી એ વિધિ વાણી, થયા વિસ્મિત પુરૂષપ્રાણી. ૬

---

[1] બળરામ. [2] મેલા પાણીનું તળ.

( મેં ) કેમ થશે ( આ ) નાશ, જગતમાં સુજશે ઉપહાસ;
કરૂ ને થકી સિદ્ધઉપાય, જીવતો ( આ ) પુનર્પી ન થાય. ૭
હરિયે કર્યો એમ વિચાર, કુશને હણવા નિર્ધાર;
કુશે પણ ધરિ ક્રોધ કરાળ, હરિને હણવા ભરિ ફાળ. ૮
તિષ્ટ તિષ્ટ હણુ આ વાર, કરિયો કથિ એમ પ્રહાર;
ગદા પડતી પ્રદર્શિ પ્રચંડ, હરિયે કરિ ( તે ) શતખંડ. ૯
અતિ વેગથિ ફેંક્યું ત્રિશૂળ, હરિયે કર્યું ( તે ) પ્રતિકુળ[1];
અસુરે ધરિ ક્રોધ અપાર, હરિને કરિ શક્તિ પ્રહાર. ૧૦
તેથિ વ્યથિત સુજી જગદીશ, ઉરમાં ધરી અતિશય રીશ;
ઉચર્યા હે દાનવ દુષ્ટ, તૂં થયો અતિપાપથિ પુષ્ટ. ૧૧
તેથિ આજ કરૂ તને નાશ, ગોમતિ થાય જેથિ પ્રકાશ;
કથિ એ વિધિ વાણી પ્રશસ્ત, તેનાં છેદી શસ્ત્ર સમસ્ત. ૧૨
ચક્રથી ઝટ જગ ઉત્પાત, શીશ છેદિ કર્યો મહિપાત[2];
તેને અવલોકી પતીત, નિકટે જઈ વેગ સહીત. ૧૩
બલથી ગૃહી તેનું શરીર, નાખિ ગર્તવિષે[3] ધરિ ધીર;
શબઉપર શિવનૂ બાણ, વામને સ્થાપિયૂ નિર્વાણ. ૧૪
કરિ એ વિધિ સત્વર કામ, થયા સન્મુખ સ્થિત ઘનશ્યામ;
શિવને દર્શી વપુસ્થીત[4], પામિ ઉરમાં તાપ અમીત. ૧૫

દુહા.

સ્વદેહ સંસ્થિત શંભુને, પ્રદર્શી કુશઅસુરેશ;
ગદગદ કંઠ થઇ વદ્યો, હરિને વાણિ વિશેષ. ૧

દોધક.

હે હરિ તેં છલસાધિ વધારે, આજ મને હાણિયો નિરધારે;
શંકરલિંગ અલંધ્ય[5] વિચારી, સ્થાપ્યું મમોપરિ તેં અસુરારી. ૧
જેથિ મને રણમાં શિશ કાપી, સત્ય તમે હણિયો શિવસ્થાપી;
તેથિ તમારિ સુબુદ્ધિ ગણાય, બુદ્ધિવિના મમ નાશ ન થાય. ૨

દુહા.

પામે નર શુભબુદ્ધિથી, સદૈવ મનઇચ્છીત;
બુદ્ધિવિના નરમસ્તકે, સુજે આપદા નિત્ય. ૧

૧ મિથ્યા. ૨ પૃથ્વીમાં પાડયો. ૩ ખાડામાં. ૪ શરીર ઉપર સ્થાપીત. ૫ ઉત્થાપન ન થાય એવું.

### છપયછંદ.

બુદ્ધિ મહાબલવાન, સર્વદા સંકટ કાપે,
બુદ્ધિ મહાબલવાન, માન મહિપતિમાં આપે;
બુદ્ધિ મહાબલવાન, વાન શોભાવે ભારી,
બુદ્ધિ મહાબલવાન, સર્વસંપદા વિહારી;
આ ભવસાગર નરબુદ્ધિથી, યત્નવિના નિશ્ચય તરે,
સદ્બુદ્ધિવિના ભવમાં મથુર, પશુસમાન ભ્રમતો મરે. ૧

### દોધકછંદ.

એમ સુણી કુશવાણિ મુરારી, વાક્ય વદ્યા કુશને હિતકારી;
હે કુશ શંભુ પ્રસાદ પ્રસંગે, પામી મહાબલ (તેં) મમસંગે. ૧
યુદ્ધ કર્યું અતિ કીર્તિ પ્રકાશે, અન્ય બલી તવ તુલ્ય ન ભાસે;
તેથિ તને હું પ્રસન્ન અસોચે[1], માગ મનોરથ (જે) ઉર રાચે. ૨
એમ સુણી હરિની શુભવાણી, દૈત્ય વદ્યો મનમાં મુદ આણી;
કૃષ્ણ તમે પરિતુષ્ટ કદાપી, તો અરપો કહું (તે) મુદ વ્યાપી. ૩
જેમ વસે ઘટમાં શિવ નિત્યે, તેમ તમે વસશો મમચિત્તે;
ભેદ હરી, હરમાં, નવ જાણું, નિત્ય નિરંતર એક પ્રમાણું. ૪
તેથિ અનંતથિ[2] આ શુભધામે, સ્નેહથિ નિત્ય વસો મમકામે;
તે વિધિ શંકરલિંગ તમોચે, સ્થાપ્યું વિનાશથિ (જે) મમકાચે. ૫
તે શિવલિંગ સદા ઇહધામે[3], થાય પ્રસિદ્ધ કુશેશ્વર નામે;
એ વરને અરપો સુવિલાસે, જેથિ સદા મમકીર્તિ પ્રકાશે. ૬
એમ સુણી ઉચર્યા અવિનાશી, દાનવને કરૂણાર્દ્ર[4] પ્રકાશી;
હે કુશ હું પરઆધિન ભારી, તેથકિ જે કહું તે સુણ ધારી. ૭
શેષ સદા મમ રૂપ પ્રકાશી, અત્ર સદા વસશે સુખરાશી[5];
કૃષ્ણકલેવર પામિશ જ્યારે, આવિ વશીશ ઇહસ્થલ ત્યારે. ૮
એમ કહી કુશને મુદ આપી, તુષ્ટ કર્યો મનકલ્પિત આપી;
મોક્ષ ગયો કુશ નિર્મલચિત્તે, દૈત્ય રહ્યો શિવધામ સપ્રીતે. ૯
અન્યત[6] દાનવજાતિ કુવેશા, શિઘ્ર સમસ્ત રસાતલ[7] પેશ્યા;
કેચિત દાનવ આશ્રય સાધી, તત્ર વસ્યા તજિ સર્વ ઉપાધી. ૧૦
એમ કુશાદિક દાનવ મારી, વિપ્ર, અનંત સમીપ, મુરારી;
શેષ મનોહરથી બહુ આઢ્ય, ગોમતિ સંગમતીર વિરાઢ્ય. ૧૧

૧ સોમતિના. ૨ [illegible]. ૩ આ સ્થલે. ૪ [illegible]. ૫ સુખના [illegible]. ૬ બીજા [illegible]. ૭ [illegible] ૮ મોકલ્યા.

ચિત્ત વિચારિ પુરૂષ પુરાણી, શ્રીબલને ઉચર્યા શુભવાણી;
હે બલરામ તમે યશકારી, પાવનકારિ અમંગલ હારી. ૧૨

राग रामगिरी.

શ્રીબલરામ, મહાયતી, ભયભંજન કારી;
ગંભીર, ધીર, દયાનિધી, ધરણીતલ ધારી. શ્રીબલરામ; ૧
બ્રહ્મ, ભવાદિક, દેવતા, તવપાર ન જાણે;
આ વસુધાને ધરી તમે, કર પુષ્પ પ્રમાણે. શ્રીબલરામ; ૨
નામ અનંત ધરી તમે, સચરાચરવ્યાપી;
દેવસમસ્તવિષે નહી, તવતુલ્ય પ્રતાપી. શ્રીબલરામ; ૩
શેષસ્વરૂપ તમે સદા, જગમાં અવિનાશી;
આદિનિરંજન, સર્વદા, પરિપૂર્ણપ્રકાશી. શ્રીબલરામ; ૪
તવ બલ, મહિમા, તેજને, કથનાર્થ વિલાસે;
સંત, મહંત, અમરવિષે, કોય યોગ્ય ન ભાસે. શ્રીબલરામ; ૫
દાનવ વંશ વિનાશિને, જગનૂં હિત જાણી;
મોચન આજ કરી તમે, આ ગોમતિરાણી. શ્રીબલરામ; ૬
આ સ્થલના અધિપતિ થઈ, બલરામ દયાલા;
પ્રીતિથિ નિત્ય વસો તમે, મથુરેશકૃપાલા. શ્રીબલરામ; ૭

हरिगीत.

કથતા છતા હરિ એમ બલને, દેવ વૃંદ ગગન વશી,
વામન તથા બલરામ પર, બહુ પુષ્પવૃષ્ટી કરે હશી;
ગાંધર્વ ગીત લલીત પ્રીતી, સહિત ગાય મુદા ધરી,
રતિરંગરંજનિ અપ્સરા, નાચે રૂચિરલીલા કરી. ૧
શુભ પટહ, ચંગ, મૃદંગ, પણરવ, આદિવાદ્ય વિવિધ વિધે,
વાજે મહા મંજુલ સૂર, પુરીત વામન સન્નિધે;
ઋષિ, સિદ્ધ, યોગિપ્રસિદ્ધ, વૃંદ સ્તુતી કરે સંતોષથી,
વિધિથી વિરંચિ ભવાદિ દેવ, કરે સ્તવન શ્રુતિઘોષથી. ૨

गांधर्व स्तुति ठुमरी हरीनी.

જય જય જય જગજનક, કમલદલનયન, સબલ, અસુરારીરે;
અરિગંજન, દધિનંદિનિરંજન, ભવભયભંજનકારીરે. જય જય જય. ૧

શોભત અમિત લલીતતનૂ[1], ઘનશ્યામલ કલિમલ હારીરે;
વદન મદનમદહર અતિસુંદર, રાજત મનોવિહારી રે. જય જય જય. ૨
કિરિટ, મુકુટ, મકરાકૃત કુંડલ, કૌસ્તુભ ભૂષણ ભારી રે;
ભાસત સત્વ સહીત, ચતુર્ભુજ, ચક્રગદાદિકધારીરે. જય જય જય. ૩
લોલ લસિત વનમાળ વિશાળ, પિતાંબરકી છવિ ન્યારી રે;
નમોનમો પદ પાવનધર, જય જય મથુરાંતર[2] ચારી રે. જય જય જય. ૪

## ઠુમરી બલ્લરામજી.

જય જય મનોભિરામ, રામ, બલરામ, સદૈવ દયાલારે;
પૂરણકામ, મહાસુખધામ, વિકારવિરામ, કૃપાલારે. જય જય મનો. ૧
રટત નામ નિરંતર સુરમુનિ, કરમાં ગૃહિ જપ માલારે;
હલ મૂસલ ધર રાજત ખલખંડન ભુજદંડ વિશાલારે. જય જય મનો. ૨
ધીર, વીર, ધરણીધરવેષમનોહર શોભનભાલારે;
દાનવ ભયમોચન અતિઆયતલોચન ચિત્તમરાલારે. જય જય મનો. ૩
શેષસ્વરૂપ અનૂપ ત્રિભૂવનભૂપ પ્રતાપપ્રપાલારે;
નમો નમો બલભદ્ર ત્રિવિક્રમ, જય મથુરાંતર આલારે. જય જય મનો. ૪

## बंदीजन स्तुति हरि. कवीत.

શ્રીહરી મુરારી, જય કૃષ્ણ દાનવારી[3],
કમલા મનોવિહારી, જગમેં કૃતી સુકારી હે;
ધર્મમાર્ગચારી, બહુધા પરોપકારી,
યશ, કીર્તિ, નિર્વિકારી, ગુનસિંધુ પારહારી હે;
રમ્યરૂપ ધારી, અવિનાશિ નિર્વિકારી,
વશ કીનિ વ્રજનારી, છવિ રાજમાન ન્યારી હે;
વિશ્વવેદનારી[4], કરૂણા પ્રકાશ કારી,
મુનિ, દેવ, આપદારી[5], મથુરેશ કીર્તિ ભારી હે. ૧

## बल्लराम कवीत.

નામ મેં નિરાલા, બલદેવ દેવપાલા,
જગમેં મહા દયાલા, ઉરમેં મનીકિ માલા હે;
દિવ્ય દીર્ઘ બાલા, સવ દૈત્યનકે કાલા,
સુરસર્વમેં મરાલા[6], અનિરુધ્ધમેં કૃપાલા હે.

---

૧ શરીર. ૨ મથુરાના મંદરમાં રહેનાર. ૩ રાક્ષસના શત્રુ. ૪ [illegible] હરનાર. ૫ આપદાના હરણ. ૬ હંસ.

વૈરિમેં કરાલા, યશ કીર્તિસેં વિશાલા[1],
હલસે પ્રતાપ પાલા, યશકી વિશાલજાલા હૈ;
રોહિની કે લાલા, કિનિ શ્રીલિલાકી શાલા,
અધિવાસ હૈ પતાલા, મથુરેશ તૂં કૃપાલા હૈ. ૧

### બ્રહ્મસ્તુતિ હરિગીત.

કરૂણાઘનં, ઘનશામલં, અજનં, જનં, જગવંદનં,
નરકંસવંસનિકંદનં, વસુનંદનંદન નંદનં;
જગમંગલં, પરમં, પરં, પરમેશ્વરં, પ્રભુતાગૃહં[2],
જગજીવનં, મધુસૂદનં, સુખદં, સદૈવ નમામ્યહં[3]. ૧

વિદુષાંવરં[4], વરદં, દયાસદનં, શિવં, વસુધાધરં[5],
વિમલં, બલં, પ્રબલં, કમલદલલોચનં, કમલાવરં;
ધર્માચરં, અચરં, ચરં, અચલાધરં[6], વિધુરાપહં[7],
હરિ, મચ્યુતં, ચ ચતુર્ભુજં, ભુજગં સદૈવ નમામ્યહં. ૨

રતિરંજનં, જનકં, જનાંતરમંજનં[8], ભયભંજનં,
અજરં, જરં, અન્યંગ, મંબરગામિનં અઘગંજનં[9];
જલજાનનં, જયદં, જનાર્દન, મંભગં[10], ચમહાર્તિહં,
બ્રહ્માંડ રૂપ, મનાદિ, મંબરવાશિનં[11] પ્રણયામ્યહં[12]. ૩

ગુણવર્જિતં, અજિતં, ગુણામિતપાલકં, ચગુણાતિતં,
અપરાજિતં, દઈતિં[13], સુરાસુરસેવિતં, ચગુણાર્જિતં[14];
નરકાંતકં, નારાયણં, દુરિતાંતકં[15], કરૂણાગૃહં,
સચ્ચિદાનંદસ્વરૂપ, માદિ, મનૂપમં પ્રણયામ્યહં. ૪

આનંદકંદ, મનાદિદેવ, મધિશ્વરં પુરૂષોત્તમં,
સતતં[16], સનાતન[17] મીશ્વરં, અવિનાશિનં, ચ નરોત્તમં;
જગસુંદરં, સુંદરવરં, વ્રજવાશિનં, વિશ્વેશ્વરં,
પ્રણયામ્યહં કૃષ્ણં, કૃપાલં, વામનં, મથુરેશ્વરં. ૫

---

૧ બહુ. ૨ પ્રભુતાનુઘર. ૩ હું નમું છું. ૪ પંડીતોવિષે શ્રેષ્ઠ. ૫ પૃથ્વી ધરનાર. ૬ પૃથ્વી ધરનાર. ૭ કષ્ટ હરનાર. ૮ અંતરને મંજન કરનાર. ૯ પાપને નાશ કરનાર. ૧૦ પાણિમાં રહેનાર. ૧૧ આકાશમાં વસનાર. ૧૨ હું નમસ્કાર કરૂં છું. ૧૩ મનોહર. ૧૪ ગુણને કરનાર—ગુણથી સંપાદન. ૧૫ દુરિતના નાશક. ૧૬ નિરંતર. ૧૭ અનાદિ.

### तोटक—शिवस्तुतिः

અજનં, જનકં. કમલારમણં, કરૂણાકરણં, પરમાત્મરણં;
કલિકાલકલાપવિલાપઅરિં, પરમેશ અહં પ્રણમામિ હરિં. ૧
અમરેશ, અશેષ, અનંત, અજં, ભવભીતિહરં, હૃદયેમહજં;
મુનિમાનસહંસ, અભીતિગુરું[1], પ્રણમામિ સદા પરમેશ, અહં. ૨

### स्रग्धरा—ब्राह्मणस्तुतिः

લોકે લીલાવિલાસી, સકલસુરશશી, ધીરગંભીરવેષી,
આધી, વ્યાધી, વિનાશી, અતિવિમલયશી[2], ધર્મમાર્ગોપદેશી;
પાપી, પાખંડ, દ્વેષી, પ્રણતજનવશી[3], ચારૂકીર્તિપ્રકાશી,
નાનાઆનંદરાશી, મુખકમલશશી[4], નિત્ય ચિત્તે નિવાસી. ૧

### हरिगीत—समस्तनी प्रार्थना.

હે ઈશ શેષ સહિત તમે, દુશ આદિને મર્દન કરી,
આ મોક્ષદાયિનિ ગોમતિ. મોચન કરી કરૂણા ધરી;
તેથી સજ્યું અતિભદ્ર, એમ કથી સકલ પામી મુદા,
ગોમતી સ્નાન કરી ગયા, હરિ, રામને, પ્રણમી તદા. ૧

### काव्यछंद.

તદનંતર વામને, મુનીને મન મુદ લાવી,
ચક્રતીર્થ ગોમતી સંગમે સ્નાન કરાવી;
કરાવિ ભોજન, પાન, કરી અતિપ્રસન્ન પ્રીતે,
સ્થાપી તે સ્થલવિષે. સદા બલરામ સહીતે. ૧
સહુ સ્વયંસ્તવિ સ્વામૂર્તિ શ્રીસંકર્ષણની,
શોભા જેમાં ધરી, સર્વ અપરાધહરણની;
ત્રિવિક્રમી સ્વયંભ, સર્વેશ તેમાં સ્થાપી,
ગયા શિઘ્ર પાતાળ. રામને ત્યાં સ્થાપી. ૨
એમ ત્રિવિક્રમ. [illegible] પાતાલવિ આવી,
[illegible]
[illegible]
[illegible] ૩
[illegible]
[illegible]

[illegible]

સંભવ એ વિધિ થયો, અત્રિસુત, વામન, કેરો.
પૂજો શ્રીપરમેશ શેષ, સુખકારિ ઘણેરો. ૪
જસે સત્ર કલિકાળવ્યાળસમક્લેશ વિપલમાં,
કૃષ્ણ, કુશસ્થલિ, તુલ્ય, અન્ય નહિ ધરણીતલમાં;
જે જન પૂજે પ્રેમથિ હરિ, હલધરને, ભાવે;
(તે) પામે કલ્યાણ, પુનઃભવમાં ના આવે. ૫
થાય સર્વકામના, ક્લેશ અવશેષ વિરામે,
જન્મ ધરી જે પ્રાણિ, જાય દ્વારામતિધામે;
શ્રીમત શંખોદ્ધાર, દ્વારિકાવિષે સુકારી,
સતીસત્યભામાના મંદિરના અધિકારી. ૬
યથાયોગ્ય સરદાર, નરોત્તમદાસજિ નામે,
સદૈવ શંખોદ્ધાર, વાશિ પરમેશ્વર કામે;
કૃષ્ણ ભક્તિ આશક્તચિત્તથી ઉરમાં ભાવી,
કવિને ડંકપુરીથિ, નિમંત્રી પ્રેમ જણાવી. ૭
શ્રીદ્વારિકામહાત્મ્ય, ગુર્જરીભાષાવીષે,
રચવાને અર્પિયો, યોગ્યઆશ્રય હરિમીષે;
ત્રીવિક્રમવૃત્તાંત, પૂર્ણ કર્યું વશિ આ પૂરે,
કૃષ્ણ દ્વારિકાનાથ, કૃપાથી વિપ્રમથૂરે. ૮

દુહા.

કૃષ્ણ ત્રિવિક્રમિમૂર્તિને, શ્રીબલભદ્ર સહીત;
દર્શિ નર પૂજન કરો, શમશે પાપ અમીત. ૧

વસંતતિલકા.

પ્રીતા ધરી ઉરવિષે નર જો વિચારી, સંસારમાં હરિવિના નહિ ભીતિહારી;
તેથી તમે મન મુદાથિ ભજો હરીને, આ માનવીનિ પદવી ન મળે ફરીને. ૧

કવીત.

મલ્લરંગકો લડૈયા, પક્ષીપર્તાકો ચઢૈયા,
પ્રીતી, રીતીકો, બઢૈયા, નીર્તાકો પઢૈયા હૈં;
ઘી, માખનકો, ખવૈયા, બલભદ્રજીકો ભૈયા,
જ્યાકી જસોદાજી મૈયા, બંસીકો ગવૈયા હૈં;
વૃંદાવનકો ચરૈયા, ચરાઈ હૈં જ્યાને ગૈયો,

નંદરાયજીકે છૈયા, લીલાકો વનૈયા હૈં;
ગિરીરાજકો ધરૈયા, રિદ્ધિ, સિદ્ધિ, કો કરૈયા;
ઐસો પ્રતાપીકનૈયા, બીતીકો હરૈયા હૈં. ૧

कविनामधुरेशेण विरचिते श्रीद्वारिकामहात्म्य भाषांतरे कुशासुरवधे त्रिविक्रममूर्त्तिःद्वारिकागमन नाम षष्टमो विलासस्समाप्तः ॥ ६ ॥

## કથાપ્રસંગ—પિત્રોદ્ધાર.

### द्रुतविलंबित.

સકલમંગલકારિ વિનાયકા, અશુભનાશકરા કરૂણા ધના;
વિમલવાણિવિલાસ દિજે મને, અધિકપ્રેમ ધરી પ્રણમૂં તને. ૧

### दुहा.

સુણો શૌનકાદિકમુની, પાવનકથાપ્રસંગ;
પાપ વિનાશિ સદા સુજે, ઉરમાં પૂર્ણઉમંગ. ૧

### चोपाई.

ઉજ્જયની નગરી સાક્ષાત, તેમાં વસે સદા પ્રખ્યાત;
વિપ્રચંદ્રશર્માઅભિધાન, વેદવિદિત[1] અતિશેગુણવાન. ૧
શંકરભક્ત મહાસુખધામ, અન્ય દેવનું ન જપે નામ;
સર્વ યત્નથી સેવે શીવ, એવો ચંદ્રશર્મા એ જીવ. ૨
હરિદિવસે[2] ન કરે ઉપવાસ, સદૈવ શિવવ્રત કરે પ્રકાશ;
વિષ્ણુભક્તથી કરે વિરોધ, ન ધરે કરૂણા કનો બોધ. ૩
યત્ર યત્ર શિવનાં સંસ્થાન, તત્ર જાય યથાર્થ નિદાન;
પ્રતિવર્ષ (તે) કરે પ્રયાણ, સોમનાથ દર્શન નિર્વાણ. ૪
સોમપર્વ[3] તેનું છે ચાર, અન્ય[4] ન જાય કદા નિર્ધાર;
શિવભક્તી કરતાં ચિરદીન, વયવિસર્ગ[5] વૃદ્ધિ ગયાં પ્રાચીન. ૫
કદાચીન પર્વવિષે[6] વિપ્ર, ગયા સોમપ્રભાસે શીઘ્ર;
વિવિધ દેશના જન અર્વાચીન, [illegible]. ૬
સોમનાથ દર્શી તે વિપ્ર, ગયો દ્વારિકામાં ક્ષિપ્ર;
રહ્યો ચંદ્રશર્મા તે સ્થાન, જે અતિશેશિવભક્ત નિદાન. ૭

[illegible]

## જેકરી.

કર્યો તેમણે આગ્રહ અતી, પણ (તે) ન ગયો દ્વારામતી;
શુભવૈશાખશુદિદ્વાદશી, કૃષ્ણ નિકટ જે અતિશયયશી[1]. ૧
એમ જાણિ સ્વજને મુદ ધરી, બોધ્યો પણ મતિ તત્ર[2] ન કરી;
સ્વજન સર્વને ઉચર્યો રિશે, મને શંભુસમ અન્ય ન દિશે. ૨
શંકરક્ષેત્ર વિના દશદિશે, અન્યક્ષેત્ર નહિ અવનીવિષે;
(તે) સુણિ સ્વજનો તેને તજી, ગયાં દ્વારિકા હરિને ભજી. ૩
આગ્રહ જાણી તેનો અતી, સકલ થયાં ખેદિત ઉરપ્રતી;
વિપ્રચંદ્રશર્મા શઠમતી, અન્યદિને વિચર્યો ગૃહપ્રતી. ૪

## દુહા.

માર્ગે ચરતાં સ્વપ્નમાં, સૂજ્યો અતી ઉત્પાત;
સ્વપિતામહ અતિસોરથી, કરતા ઘોરવિલાપ. ૧
ક્ષુધા, તૃષા, પીડિત અતી, પ્રેતરૂપ નિર્ધાર;
માંસ, અસ્થિથી, જેમના, ભીતિકારિ આકાર. ૨
દર્શિ તેમને કંપતો, વિસ્મિત સૂજી અપાર;
વિપ્રચંદ્રશર્મા વધો, ભીત ભીત ઉચ્ચાર. ૩

## ચોપાઈ.

કોણ તમે આ વિકૃતીકાય[3] દર્શી મને મહાભય થાય;
જગમાં તમજેવા આકાર, દર્શ્યા, સુણ્યા, ન (મેં) કો વાર. ૧
એમ સુણી ઉચર્યા તે પ્રેત, કથિયે તે સુણ સુત સંકેત;
ના કર તૂં ભય કિંચિત ચિત્ત, પૂર્વજ તરા અમો ખચીત. ૨
સુણી ચંદ્રશર્મા તત્કાળ, ઉચર્યો વિસ્મિત સૂજી વિશાળ;
કરિયાં તપ (મેં) શુદ્ધાચાર, જેથિ પિતૃ પામે ઉદ્ધાર. ૩
શિવભક્તી કરિ અપરંપાર, સદૈવ જે અતિસુખદાતાર;
પ્રેતયોનિનૂં કારણ જેહ, કથો મને જન્મે સંદેહ. ૪

## દુહા.

(તે) સુણિ સર્વે પિતામહો, ઉચર્યા સૂજી સુદીત;
સુણો પુત્ર પ્રેતત્વનૂં, કારણ જે નિંદોત. ૧

---

૧ યશવાળી. ૨ દ્વારિકામાં. ૩ વિલક્ષણ શરીરવાળા.

તે કારણે હે પુત્ર હરિ હરવિષે ભેદસકલ તજી,
આનંદથી સંચર ત્વરિત, દ્વારામતી હરિને ભજી. ૪
અનવિદ્ધદ્વાદશિવ્રતદિને, સંયમસહિતજાગર કરી,
શ્રીગોમતીસંગમવિષે, કર પિતૃશ્રાદ્ધ મુદા ધરી;
શ્રીકૃષ્ણ દર્શન પુણ્યથી, આ પાપઓઘ સકલ પળે,
પદસ્પર્શ, પૂજન, ભજનથી, શુભચારફળ પલમાં મળે. ૫
શક્તી પ્રમાણે દાન અર્પી, પૌત્ર સૂજ ઉજ્વલ યશે,
આ કૃત્યથી ક્ષણમાં અમારી, પ્રેત આ યોની જશે;
અતિનિંદ્ય આ પ્રેતત્વને, તજિ પામિશૂં હરિને અમે,
(તે) પુત્ર તારિ દયાથકી, કર કામ આ મનમાં ગમે. ૬

## ચોપાઈ.

સુણી ચંદ્રશર્મા એ રીત, જાણિ પિતૃને પ્રેત ખચીત;
ગયો શિઘ્ર દ્વારામતિ ધામ, ઉરમાં સ્મરણ કરી ઘનશ્યામ. ૧
પ્રદર્શિ નયને પુરીલલીત, દર્શિ જેણિને શમે દુરીત[1];
વસે યત્ર કમલાવરદેવ, કરે સકલસુર જેની શેવ. ૨
સંત, મહંત, મુની, ગુણવાન, વશી સદૈવ ધરે હરિ ધ્યાન;
સાગર વારીનો કરિ સંગ, ગર્જે યત્ર ગોમતિગંગ. ૩
યત્ર વસે ધરણીધર વીર, સુજ્યૂં યત્ર સૌભાગ્ય રૂચીર;
તત્રે જઈને તે દ્વિજનંદ, પામ્યો ઉરમાં પરમાનંદ. ૪
ધન્ય ધન્ય મમજીવન, કાજ, કૃષ્ણપ્રદર્શન પામ્યો આજ;
એ વિધિ ઉરમાં ધરિ સંતોષ; થવા કૃષ્ણપુરિમાં નિર્દોષ. ૫

## જેકરી.

જે વૈશાખશુદ્દિદ્વાદશી, વિપ્ર ચંદ્રશર્મા મનવશી;
આવિ ગોમતિસંગમતટે, કૃષ્ણધ્યાન ધરિ નિર્મલઘટે. ૧
સ્નાન, દાન, કરિ પામી મુદા, કરી પિતૃની તૃપ્તી તદા;
પાવન પિંડોદકઅંજલી[2], અર્પિ પિતૃને પ્રીતી ફળી. ૨
ચક્રતીર્થમાં પણ તે રિતે, સ્નાન વિધાન કરિ શુભ ચિત્તે;
નંતર વેદવિધાને કરી, બલ, રૂક્મિણિ સહ, પૂજ્યા હરી. ૩
ગંધ, માલ્ય, તુલસીદલ અતી, ધૂપ, દીપ, તાંબુલ, આરતી;
દિવ્ય દાન, અંબર, દક્ષણા, મિષ્ટ નિવેદ વિવિધલક્ષણા. ૪

---

૧ પાપ. ૨ પિંડદાન, પાણિની અંજલી.

તથા વાચતાં[1] પિતૃ તેના અનૂપી, ઉભા સન્મુખે આવી વિષ્ણુસ્વરૂપી;
વધા સર્વ સંતાનને શુદ્ધ વાણી, તને ધન્ય છે ધન્ય છે પુત્રપ્રાણી. ૪
અહો! પુત્ર તારા પ્રસાદે કરીને, તજી શિઘ્ર પ્રેતત્વ પામ્યા હરીને;
અહો! પાપના પુંજ જે નેષ્ટ કારી, થયા સર્વથા નાશ તે પ્રીતિ તારી. ૫

## वसंततिलका.

પિંડ પ્રદાન શુભગોમતિગંગવારી, શ્રીકૃષ્ણદર્શન સદા ભવભીતિહારી;
તેથી થયા સકલ પ્રેતગતીરહીતા, હે પુત્ર ધન્ય તુજને કલમાં સવિતા[2]. ૧
શ્રીસોમનાથ શિવશંકરને પ્રદર્શી, શ્રીદ્વારિકા પુરી પ્રદર્શિ અપારહર્ષી;
પ્રેતત્વતા કરિ વિમોચન (તેં) હમારી, તેથી સદૈવ સુજજો સુખકારી તારી. ૨

## चोपाई.

કરે કૃષ્ણયાત્રા નિર્ધાર, ધન્ય ધન્ય તે વિધવાનાર;
સોમેશ્વર દર્શી સિદ્ધાંત, દર્શે દ્વરામતી નિતાંત. ૧
તે નર ભવનાં હરી અસત્ય, પરમમુક્તિફળ પામે સત્ય;
જે સંન્યાશી ધરી વિલાસ, કરે નિત્ય દ્વારિકા નિવાસ. ૨
હરિ લોકે (તે) સુજી મહંત, વસે કલ્પકોટીપર્યંત;
સોમનાથને પ્રદર્શિ સૂર, ના દર્શે દ્વારામતિપૂર. ૩
ધિક બળ, ધિક કુળ,ધિક શિલ સાર, વદે દેવ તેને ધિક્કાર;
સર્વતીર્થ જ્યાં કરે નિવાસ, (જે) સુજીયો સુખકારિ નિવાસ. ૪
પ્રેતનર્કગતિ વારણ અર્થ, હરિ પુરિવિના ન અન્ય સમર્થ;
પ્રથમ સોમયાત્રા કરિ સાર, હરિદર્શન કરવૂં નિર્ધાર. ૫
તદા મલે યાત્રાફલ સર્વ, કરે નરો જે પર્હરિ ગર્વ;
સુજો પુત્ર તારૂં કલ્યાણ, પામ્યા હરિપદ અમો પ્રમાણ. ૬
કરો તને કરૂણા પરમેશ, જગમાં પ્રસરો કીર્તિ વિશેષ;
એમ કથી તે પિતૃ પ્રશસ્ત, ગયા સઘ હરિલોક સમસ્ત. ૭

## काव्यछंद.

વધા કૃષ્ણ તત્કાળ, ચંદ્રશર્માને વાણી,
વિપ્ર તને સંતુષ્ટ, સદા હૂં ભક્તિ પ્રમાણી;
હરિ હમાં તજિ ભેદ, વેદ મરિયાદા રીતે,
કર સદૈવ મમ ચરણ, ભક્તિ દૃઢસ્નેહ સહીતે. ૧

---

૧ તમ કહેતાં. ૨ સૂર્ય.

નયનિવર્ષેપર્યંત, કરીના ભક્તિ કદાપી,
દર્શનમાત્ર વિશેષ, મળી સદ્ગતી તથાપી;
દ્વારામતિસમધામ, અન્ય નહિ અવનીમધ્યે,
કૃષ્ણમુખદર્શન તુલ્ય, પુણ્ય નહિ કોટિશકૃત્યે. ૨
ગોમતિ સંગમ તુલ્ય, તીર્થ નહિ કલ્મષહારી,
સમસ્તવ્રતમાં તિથી, દ્વાદશીવ્રત સુખકારી;
અન્યતીર્થ અવશેષ, દર્શિનમપુરિ ના પેખે,
જાય સર્વફળ વ્યર્થ, ગૃહે યમરાય ન લેખે. ૩
અન્યતીર્થ ના દર્શિ, કદા દ્વારામતિ દર્શે,
સર્વતીર્થફળ થાય, દેવગણ ઉરમાં હર્ષે;
કલિયુગમાં નહિ કાશિ, તથા નહિ મથુરાનગરી,
નહિ માયા, નહિ કાંતિ, નહિ ઉજ્જયની, બદરી[1]. ૪
નહિ ગણ્ડકિ, નહિ ગયા, નહી કુરુક્ષેત્રપ્રતાપી,
ભૃગુક્ષેત્રનહિ, નહી પ્રયાગ, પ્રભાસ તથાપી;
ગંગાસંગમ નહી, નહી હરિદ્વાર વિશેષે,
કલિમાં દ્વારામતી તુલ્ય નહિ ધરણિપ્રદેશે. ૫
તેથિ વિપ્ર મમપુરી, તથા મમદર્શન પામી,
જીવિશ તું શતવર્ષ, નિરંતર પાવનકામી;
થશે તને સંન્યાસ, પ્રાપ્ત મમ સ્નેહ પ્રકારે,
અતિઉત્તમ વૈરાગ્ય, શુદ્ધ વૃત્તિમા સુખસારે. ૬
દિવસવિષે ભ્રમત્ય, સત્ય મમ સન્મુખ પામી,
મળશે મમપદપદ્મ, સંગતી અતિસુખધામી;
અધુના જ નિજધામ, સર્વમનવાંછિત મળશે,
મમદૃઢભક્તિ વશાત, સદ્યસંસૃતિ ભય ટળશે. ૭
એ પ્રકાર કહિ વાક્ય, થયા હરિ અંતર્ધ્યાને,
પામી પરમાનંદ, ચંદ્રશર્મા શુભધ્યાને;
સ્તુતિ પ્રણામી કૃષ્ણચંદ્રને અતિશયપ્રીતે,
સ્નેહ, ભક્તિ, રતિયુક્ત, નમન કરિ સેવાસ પ્રીતે. ૮
ગયો સ્વય સ્વસ્થાન, ગોમતીસંગમાદર લાવી,
ગત્વાપિ આશ્રમીં, કૃષ્ણભગવતપ્રીત ભાવી:

૧. બદ્રિકાશ્રમ.

ચેવરહિતદ્વાદશી, વ્રતાદ્યસર્વ કરીને,
કરી પૂર્ણશતવર્ષ, અંતરે સ્મરી હરીને. ૯
આવિ દ્વારિકાવિષે, ગૃહી સંન્યાસ સુભાતી,
ગયો મોક્ષ સિદ્ધાંત, ચંદ્રશર્મા દ્વિજજાતી;
એમ દ્વારિકાપુરી, મહાત્મ્ય સદૈવ પ્રમાણી,
સ્મરણ કરો મથુરેશ, રામ, શૌનકાદિ જાણી. ૧૦

---

## ગોદાવરી તાપનિવારણ.

### દુહા.

શૌનકાદિ મુનિવર સુણો, ધરી અંતરે પ્રીત;
અન્યકથા અદ્ભૂત કથૂં, સણતાં શમે દુરીત. ૧

### ભુજંગપ્રયાત.

મહાપાપહારી સદા યામ્ય[1]દેશે, ઇતીહાસ ગોદાવરીનો વિશેષે;
સદાશ્રેષ્ઠકારી ભર્યો પુણ્યભાસે, સુણી સદ્ય સંસારના તાપ નાસે. ૧
ગુરૂસિંહરાશી થયા પ્રાપ્ત જ્યારે, નદી ગૌતમી[2] પામિ સૌભાગ્ય ત્યારે;
પ્રદર્શી મહાસિદ્ધિ તેણીનિ ભારી, પળ્યાં સર્વ સ્નાનાર્થ ચિત્તે વિચારી. ૨
અવંતી અયોદ્ધા, કુરૂક્ષેત્ર, કાશી, પુરીકાંચિ, માયા, મથૂરાપ્રકાશી;
નદીનર્મદા, તાપિ, ગંગા, રવીજા[3], તથા સર્સ્વતી, ગણ્ડકી, શુદ્ધબીજા. ૩
સિતાકાંતનદ્યાદિ[4] સર્વેસરીતા, ધરા, સ્વર્ગ, પાતાલ, વાશી અમીતા;
તથા નૈમિષારણ્યઆદીવિશેષે, સમસ્તાશ્રમો[5] પુણ્યદાતારવેષે. ૪
હરીદ્વારઆદી મહાક્ષેત્ર સર્વે, તથા પુષ્કરાદી સહીતે અગર્વે;
સુમેરૂપ્રમુખાપર્વતો[6] પાપહારી, મહાસિદ્ધ, યોગી, મુની, બ્રહ્મચારી. ૫
તથા અર્યમાદીકપિત્રોયશસ્વી, મહામાનવી, નીતિશાળી, તપસ્વી;
ઇતીઆદિ સ્નાનાર્થ સર્વે સુકૃત્યે, વશ્યાં આવિ ગોદાવરીતીરપ્રત્યે. ૬
મુનીનારદાદિમુની, વિપ્રરાજા, મુદાથી નદીતીર આવિ વિરાજ્યા;
કરી સ્નાન, દાનાદિ, સંપૂર્ણસ્નેહે, હણી પાપસર્વે થયાં શુદ્ધદેહે. ૭
સ્વધામે જવા તેમણે સિંહઅંતે[7], નદી ગૌતમીને નિમંત્રી મહંતે,
તદા તે નદી સત્વરે તત્ર આવી, વદી સર્વને વાક્ય સંતાપ લાવી. ૮

---

૧ દક્ષણ દેશવિષે. ૨ ગોદાવરી. ૩ જમુના. ૪ સરયૂ. ૫ સમસ્ત આશ્રમ બદ્રિકાશ્રમ આદિ. ૬ મેરૂપર્વત આદિ. ૭ સિંહના ગુરૂ ઉતરતાં.

### तोटक छंद.

સુણિયે મુનિનારદ આદરથી, બહુદુર્જન સંપરકાદિકથી[1];
પરિતાપ સુજ્યો મમ અંગવિષે, શુભઔષધ તેનુ મને નદિસે. ૧
શુભજાન્હવિઆદિ મહાસરિતા, ગિરિ, સાગર, સમપુરીલલિતા;
મઘવાદિક[2], દેવ સમસ્ત નરા, અતિપાવનતીર્થ, વિપત્તિહરા. ૨
સુચિક્ષેત્ર, અરણ્ય, સમસ્તવ્રતી, વિધિ, રૂદ્ર, મહા મુનિ, યોગિ, યતી;
વસુ, પન્નગરાજન, પિતૃગણા, સરિતાપતિ, આશ્રમ શ્રેષ્ઠઘણા. ૩

### वसंततिलका.

ઇત્યાદિ સર્વ મમ પાવન સ્પર્શ સંગે, સૌભાગ્ય ઉજ્વલ વિશેષ ધરી સ્વઅંગે;
જેથી સ્વધામ વિચરે મનમોદ વ્યાપી, તેથી વિરામ મલિયો મુજને તથાપી. ૧
દુષ્ટાત્મના અશુભસ્પર્શજનીતપાપે[3], સંતાપ અગ્નિ સુજિયો વપુમાં અમાપે;
તસ્માત[4] આ જનિતતાપ ઉતારવાને, હે વિપ્ર કેમ કરૂ આજ અશક્યવાને. ૨
મારા પ્રસાદથકિ (જે) સુજિયાં સુભાસે, (તે) કેમ શુદ્ધ કરશે મુજને પ્રકાશે;
તે કારણે વિધિકુમારપ્રતાપધારી, પ્રીતીથિ જેમ કહ્યું તેમ કહો વિચારી. ૩

### सोरठा.

સર્વદેવમાં દેવ, સર્વ તીર્થમાં તીર્થને; કહો મને મુનિ દેવ, સર્વ ક્ષેત્રમાં ક્ષેત્રને. ૧

### चोपाई हिंदुस्तानी.

ગૌતમિની સુણી એ વિધિ વાણી, નારદ કિંચિત ધ્યાન પ્રમાણી;
(તે) વદિયા અતિખેદિતચિત્તે, દર્શિ સમસ્તસુરાદિકપ્રત્યે. ૧
તીર્થ સમક્ષ છતાં અનમીતા[5], આ સરિતા સુજિ પાપસહીતા;
આ અતિકૌતુક હે સુરધીરા, જેથિ સુજી નદિ શ્યામશરીરા. ૨
કેમ થશે અતિઉજ્વલવાને, તાપવિનાશિ અહો ! આસ્થાને;
જેના સ્પર્શથિ પાપ વિનાશી, આપણ સર્વે થયાં સુખરાશી. ૩
તે નદિના પરિતાપ વિનાશી, કેમ થશે ઉરમાં બગભાસે;
એમ સુણી સુરઆદિ વિધાને, સર્વ થયાં અતિવિસ્મિતવાને. ૪
ગૌતમિનો કુણ તાપ ઉતારે, ખેદ ધરે કથિ એમ વધારે;
તે અવસર ગૌતમ મુનિરાજા, સ્નેહથિ નદિ આવિ વિરાજ્યા. ૫
તેને દર્શિ સમસ્તસુસારે, માન સમર્પિ મહાઉપચારે;
પૂજિ, પ્રણામિ, પ્રસન્ન કરીને. સર્વ વધ્યાં પરિતાપ ધરીને. ૬

---

૧ સંસર્ગ-સ્પર્શ. ૨ ઇંદ્રાદિક. ૩ તેઓના સ્પર્શથી થએલા પાપે કરીને. ૪ તેથી. ૫ અતિશય.

હે મુનિરાજન આપ કૃપાથી, સર્વ અમે સરજ્યાં સુકૃતાર્થી;
કથિ તમે મુનિ આ ભયભંગા, આણિ ધરાપર ગૌતમિગંગા. ૭
તેથિ કૃતાર્થ થયા બહુપાપી, તીર્થ, સુરાદિ, થયાં સુપ્રતાપી;
યદ્યપિ[1] દુર્જનસ્પર્શપ્રસંગે, તાપ થયો ગૌતમિના અંગે. ૮
તે પરિતાપ વિનાશવિધાને, એક ઉપાય દિશે ન અમોને;
એમ વદ્યા (તે) ખેદ કરીને, તે સુણિ ગૌતમ ક્લેશ કરીને. ૯
નારદમુનિના સન્મુખ દર્શી, વાણિ વદ્યા ઉરમાં બહુતર્શી;

## हरिगीत.

નદિ, તીર્થ, ક્ષેત્ર, અરણ્ય, આશ્રમ, દેવ, મુનિ સર્વોપરી,
એ આદિના અઘઓઘને, હરનારિ આ ગોદાવરી;
એણિના જન્મીત પાપને, હરવા સમર્થ ન કો દિસે,
ગુરૂ સિંહને પામે છતે, ના તીર્થ પણ કો જગવિષે. ૧
એ ભાંતિ ગૌતમ વાક્યને, સુણિ સકલ સ્તબ્ધ થયાં છતાં,
ગૌતમ વદ્યા ગોદાવરીને, વાણિ સર્વ પ્રદર્શતાં;
હે દેવિ (મેં) આણી તને, શિવનૂ મહાતપ આચરી,
તેને ઉપાશી તાપ તારો, છેદું હૂં યશ વિસ્તરી. ૨
એ રીતિ કથિ ગૌતમ તદા, આરાધવા ગિરિજાપતી,
બેઠા દૃઢાસન બાંધિને, શિવમાં પ્રવેશ કરી મતી;
(તે) દર્શિ સુરઆદિક સકલ, આશ્ચર્ય અંતરમાં ધરી,
અવસર[2] નિરક્ષણ કારણે, (તે) સ્થિત થયાં સ્નેહે ભરી. ૩
ગૌતમ મુનીની ભક્તિથી, શંકર પ્રસન્ન થયે છતે,
સહસા થઈ આકાશથી, વાણી તદા સ્વરશોભતે.

## वंशस्थछंद.

અહો ! તને ધન્ય સદૈવ ગૌતમી, મહાનદી આદિવિષે તું ઉત્તમી;
સમક્ષ છે તીર્થ તથાપિ સંપ્રતી, દિસે અતીક્લેશિત જે મહામતી. ૧
અહો ! મુની, જ્ઞાનિ, વિવેકિ સર્વથા, તથાપિ તેથી ન હણાય આ વ્યથા;
અહો ! મહાપુણ્ય, પ્રતાપ ધારિણી, ત્રિલોકના તાપવિનાશકારિણી. ૨
સદૈવ એવી યશવંતિ સર્વથી, અહો ! તમે તે પુરિ જાણતાં નથી;
અહો ! મુનીગૌતમ ધન્ય આ સમે, સ્વિકારિ જેણે મતિ આ સુચીમને. ૩

---

૧ એમ છે તો પણ. ૨ ગૌતમાનો તાપ કેવિ રીતે નાશ થાયછે; તે સમય જોવા કારણ.

અહો ! નદીગૌતમિ ધન્ય જેણિયે, વ્યથા મટી સિંહગૃહે ગુરૂથયે;
અહો ! મુનીનારદ આદિકારણે, સુણો કર્યું ગૌતમિ તાપવારણે. ૪

वसंततिलका.

પશ્ચીમ સાગર તટે ભવભીતિ હારી, દ્વારામતીપુરિ અપારમનોવિહારી;
તેમાં ત્રિવિક્રમ રમેશ સદા વિરાજે, ધર્માર્થ, કામ, ગતિ, દાયક નિત્ય ભ્રાજે. ૧
યત્રે પયોનિધિથિ ગોમતિગંગ ગાજે, સંપત્તિ દાયક જહાં નિધિસર્વ રાજે;
દ્વારામતી પુરિ સમાન સદા સધન્યા[1], આલોકમાં પરમમોક્ષપ્રદા ન અન્યા[2]. ૨
હે નારદાદિક તમે મુદિતા થઇને, તત્રે ચરોત્વરિત ગૌતમિને લઇને;
શ્રીકૃષ્ણ દર્શન, સુગોમતિગંગ સ્નાને, આ ગૌતમી અઘ વિનાશિ થશે સુવાને. ૩

चोपाई.

સુણી ગગનવાણી એરીત, તે સર્વે સજ્યાં હર્ષીત;
જાણિ તીર્થે પાવન, હરિનામ, વધ્યાં ગર્જના કરી પ્રકામ. ૧
અહો ! ધન્ય ગૌતમ મુનિરાય, જેથિ ગૌતમિ થશે સુકાય;
અહો ! ધન્ય અમને આ વાર, સર્વસારમાં જાણ્યો સાર. ૨
એવિધિ વદતાં અન્યોઅન્ય, એક એકને કથતાં ધન્ય;
તીર્થ, મુની, સુર, ક્ષેત્ર, સમય, ગૌતમિને કરી સર્વે અચ. ૩
ધરી અંતરે હર્ષ વિશેષ, જવા સર્વ દ્વારામતિ દેશ;
કદા દર્શિશું હરિનું સદ્મ, કદા દર્શિશૂં હરિમુખપદ્મ. ૪
કદા દર્શિશૂં હરિ સંસ્થાન, કદા કરીશૂં ગોમતિ સ્નાન;
કરતાં એમ અનંતવિચાર, ગાન, ગીત, કરતાં ઉચ્ચાર. ૫
કરતાં ઉત્સવ પામી પ્રીત, વદતાં વેદ ધ્વની અનગીત;
દર્શિ તેમના દિવ્ય વિનોદ, ગૌતમ, નારદ, પામી મોદ. ૬
કરતાં એમ કલ્લોલઅપાર, વિચર્યાં દ્વારામતિ નિર્ધાર;
તદા વદ્યાં નારદને સર્વે, તજી ચિત્તથી સમસ્તગર્વે. ૭
હે વિધિસુત નારદ ભગવાન, તમે સર્વમાં અતિગુણવાન;
સકલ કર્મના તમે સુજાન, તમે કૃષ્ણનું ચિત્ત નિદાન. ૮
યજ્ઞ, દાન, વ્રત, તીર્થસ્નાન, તે સમસ્તમાં તમે સુજાન;
અમને સુકૃતગતકર્મીન, (જે) ભાખો તે [illegible] પ્રીત. ૯
તે કારણ મુનિ કરી વિચાર, કહો અમોને હરિને સાર;
યાત્રાનો વિધિવિધિ [illegible], [illegible] નિર્વાણ. ૧૦

૧ ધન્ય સહિત. ૨ બીજી.

તજવી શી વસ્તૂ ગણિદોષ, શ્રવણુ કરવું શૂં ધરિ સંતોષ;
ભજન શ્રવણુ કરવૂં શૂં નિત્ય, કિયો જાપ જપવો ગૃહિચિત્ત. ૧૧
કરવો ઉત્સવ કિયો રસાળ, પંથવિષે શુભ યાત્રાકાળ;
(તે) અમને કથિયે મુનિરાય, જેથિ સર્વ યાત્રાફળ થાય. ૧૨
પામીશૂં દ્વારામતિદેશ, એ તમારિ અતિકૃપા મુનેશ;
એમ શ્રવણુ કરિ પ્રશ્નપવિત્ર, વદ્યા તેમને નારદમિત્ર. ૧૩

## तोमरछंद.

પ્રમુદાથિ ઊઠિ પ્રભાત, તજિ અન્ય[1] નિંદકવાત;
કરિ શૌચઆદિ વિધાન, તદનંતરે કરિ સ્નાન. ૧
પરિધાન કરિ શુભવસ્ત્ર, કરથી તજી શર, શસ્ત્ર;
કરિયે સ્વઆશ્રમ કર્મ, વિધિથી વિચારિ સ્વધર્મ. ૨
ઉરમાં ધરી દૃઢધ્યાન, ભજિ પૂજિયે ભગવાન;
ધરિ નમ્રભાવ વિશેષ, કરિયે પ્રણામ મુનેશ. ૩
કરિયે નહી મદ, માદ, તજિયે સદૈવ વિવાદ;
હરિભક્તને મુદયુક્ત, દિજિયે સ્વશક્તિથી ભુક્ત. ૪
હરિની કૃપા ધરિ શીશ, કરિયે કદાપિ ન રીશ;
કરિયે મહોત્સવ નિત્ય, સૃજિ અંતરે હરષીત. ૫
કુલવૃધને ગુણવાન, દિજિયે સદા સનમાન;
ધરિયે સદોદિત સત્ય, વદિયે કદા ન અસત્ય. ૬
પરઅંગના જન પ્રીત, કરિયે ન માનિ અહીત;
અવલોકિ નીતિ પ્રસંગ, નહિ સેવિયે રતિરંગ. ૭
ગુણવાનના કરિ સંગ, ધરિયે સદૈવ ઉમંગ;
કરિયે ન કોથિ વિરોધ, સુણિયે સદા શુભબોધ. ૮
નર, નારિનાં, કરિ કામ, નહિ કીજિયે અભિમાન;
હરિદિવ્યનામ સહસ્ર, ભણિયે મુદાથિ અજસ્ર[2]. ૯
હરિનામના સુણિઘોષ, ધરિયે ઉરે પરિતોષ[3];
જનની, પિતા, ગુરૂ, દેવ, નર તેમના પદસેવ. ૧૦
વદિ વાણિ સ્નેહસહીત, કર સંતને મુદચિત્ત[4];
કથતાં હરીગુણગાન, ચર માર્ગમાં ગુણવાન. ૧૧

---

૧ બીજા '. ૨ નિરંતર. ૩ સંતોષ. ૪ હર્ષિત.

કરિ ચિત્ત નિત્ય પ્રસન્ન, દિનને દિજે શુભઅન્ન;
નિશિમાં કિજે વિશ્રામ, અવલોકિ ઉત્તમ ગ્રામ, ૧૨
નિજશક્તિથી ધન દાન, કરિયે વિલોકિ સુજન;
સહસા કિજે નહિ કામ, કરિયે વિચારપ્રકામ[1]. ૧૩
સમજી કુટિલ [2] સંકેત, નિશિમાં વશીશ સચેત;
અનજાણમાર્ગ ન ચાલ, ધન આદિ નિત્ય નિહાળ. ૧૪
તજ પંથમાં ઉપહાસ, પ્રકટે કદાપિ નિવાસ;
નર નામ, કામ, નિવાસ, સમજી કિજે વિસવાસ. ૧૫
વયવૃદ્ધને ગુણવાન, સ્વકરેથિ દે જલ પાન;
પરઅન્ન, ભોજન, પાન, તજ પંથમાં મતિમાન. ૧૬
ન તમે કદી ધનવાન, ભજિયે તદા ભગવાન;
કર સંત, વૈષ્ણવ, કામ, કરશે કૃપા ઘનશ્યામ. ૧૭
પથમાં[3] હરીસ્થલ[4], પૂર, અવલોકિયે ભરપૂર;
સુણિયે મહાઇતિહાસ, ઉરમાં પ્રકાશિ વિલાસ. ૧૮
હરિ સ્તોત્ર, પાઠ અનેક, ભણિયે વિચારિ વિવેક;
હરિગાન, તાન, મધૂર, કથિયે કદાપિ સુસૂર. ૧૯
કરિ કૃષ્ણમાં મન લગ્ન, રહિયે સુપ્રેમનિમગ્ન;
કરિયે સ્વશક્તિથિ સર્વ, ધરિયે ન કિંચિતગર્વ. ૨૦
પ્રતિનિત્ય[5] એજ પ્રકાર, કર પંથમાં ગૃહિ સાર;
સમશે વિપત્તિ વિશેષ, મલશે સદા મથુરેશ. ૨૧

## ચોપાઈ.

એ પ્રકાર નારદનાં ભાસ, સુણિ સર્વ પામ્યાં ઉલ્લાસ;
પંથવિષે સજિ પરમાનંદ, કરવા લાગ્યાં હરિના છંદ. ૧
કેચિત સુણે કથાદિ પ્રસંગ, કેચિત ધ્યાનથિ ધરે ઉમંગ;
કરે નામ કીર્તન કેચીત, કેચિત હરિનાં કરે ગીત. ૨
કરે કેટલા શ્રુતિના નાદ, કેચિત હરિના કરે વિવાદ;
કરે નૃત્ય કેચીત લલીન, કેચિતનાં ભક્તિમાંલીન. ૩
કેચિત સ્નાન જપે હરિ સ્તોત્ર, કેચિત નિયમ કરે સુપવિત્ર;
કેચિત કરે મહોત્સવ સાર, ગાય ગીત કેચિત નિર્ધાર. ૪

૧ અત્યંત. ૨ કપટની સંજ્ઞા. ૩ માર્ગમાં. ૪ હરિનાં દેવસ્થાન. ૫ હમેશાં-નિરંતર.

વાદ્ય વજાવે કેચિત દેવ, કેચિત કરે હરિની શેવ;
હરિ યાત્રા કારણ એરીત, સજ્યાં સર્વપરમાનંદીત. ૫
એમ નિત્ય ચરતાં ધરિ ધીર, દર્શ્યું દૂરથી હરિમંદીર;
ધ્વજ, પતાકાથી, ભૂષીત, નાનાવિધ ચિત્રે ચિત્રીત. ૬
કનકકલશ શિખરે શોભીત, જેથિ દ્વારિકા સુજી અભીત;
શોભે જેમ મહાગિરિ રાજ, દર્શિ તેણિને સર્વ સમાજ. ૭
પરમાનંદ સુજી નિર્ધાર, જય જય શબ્દ કરી ઉચ્ચાર;
તજી છત્ર, વાહન, પદત્રાણ[૪] પડી ભૂમિપર દંડ પ્રમાણ. ૮
લોટન કરવા લાયાં સર્વ, દૃઢ ભક્તિથી તજિ ઉરગર્વ;
ગંગા આદિક નદી સમસ્ત, પુષ્કર આદિક તીર્થ પ્રશસ્ત. ૯
મેરૂ આદિ પર્વત આકાર, પ્રયાગ આદિક ક્ષેત્ર ઉદાર;
ઇંદ્રાદિક દેવતા પ્રમાણ, કાશિકાદિ નગરી નિર્વાણ. ૧૦
સિદ્ધ, મુનીજન, યોગિ, મહંત, જેમાં ગૌતમિ સુકૃતવંત;
એ સર્વે દર્શી મંદીર, ઉરમાં પામી પ્રેમ રૂચીર. ૧૧
થયાં સર્વ આનંદિત દેહ, વદ્યા તદા નારદ ધરિ સ્નેહ;
અહો ! તમે આ અવસર સિદ્ધ, કર્યાં સફલ નિજ જન્મ પ્રસિદ્ધ. ૧૨
દર્શો આ દ્વારામતિધામ, યત્રે વસે સદા ધનશ્યામ;
દર્શો ધરિ ઉર પ્રેમ રૂચીર, પરમાનંદ ત્રિવિક્રમવીર. ૧૩
દર્શો આ શુભ ગોમતિગંગ, ધરી અંતરે પરમઉમંગ;
કૃષ્ણ પ્રદર્શન તુલ્ય ન પુન્ય, કરે ભક્તિ તેને નહિ નુન્ય. ૧૪
દર્શે ( જે ) દ્વારિકા વિચિત્ર, ધન્ય ધન્ય તે નરના પીતૃ;
દ્વારામતિ નગરી નિર્વાણ, કલિમાં શ્રીવૈકુંઠ પ્રમાણ. ૧૫
કથતાં નારદ સુણતાં સર્વ, ગયાં ગોમતીપર તે પર્વ;
પૂર્વે કર્યું ગૌતમિયે સ્નાન, ધરી કૃષ્ણને ઉરમાં ધ્યાન. ૧૬
તાપ પર્હરી તત્રનિવાસ, સુજી તદા રવિતુલ્ય પ્રકાશ;
તદનંતર સર્વે કર્યું સ્નાન, તીર્થ, ક્ષેત્ર, મુનિવર, ગુણવાન. ૧૭
સરિતા, સાગર, સિદ્ધ, મહેશ, અરણ્ય, આશ્રમ, ગિરિ, વિપ્રેશ;
સ્નાન કરી ધરિ પ્રેમ અમીત, વિચર્યાં હરિયશ ગાતાં ગીત. ૧૮
કરી અગ્રમાં ગૌતમિગંગ, પૃષ્ટે વિચર્યો સમસ્ત સંઘ;
ગોમતિને વર્ણવે અપાર, જાણિ જેણિને મહિમાસાર. ૧૯

૪ પગરખાં-જોડા.

## જેકરી.

ધન્ય ધન્ય જગમાં ગોમતી, વરણવતાં શ્રમ પામે મતી;
એજ ભાગિરથિ એ ગૌતમી, એ યમુના એ સર્વોતમી. ૧
એજ પ્રયાગ ગયા સર્વદા, સ્નાનમાત્રથી મુક્તી પ્રદા;
અન્ય નદી નહિ ગોમતિસમા, જે સદૈવ સાગરસંગમા. ૨
જાય એમ કથતાં (તે) વતી, નંતર દર્શી દ્વારામતી;
પાવનરચના અતિયશવતી, નિત્ય ત્રિવિક્રમ જેના પતી. ૩
દર્શિ દિવ્યશોભા સુખપ્રદા, વધાં સર્વ નારદને તદા;
અહો ! વિપ્ર આ ભૂતળવિષે, દ્વારામતિસમ અન્ય ન દિશે. ૪

## સોરઠા.

પાપહરા નિર્ધાર, યદુપુરિ તુલ્ય નહિ પુરી;
કલિમાં અધમોદ્ધાર, મહિતલમાં મહિમાવતી. ૧

## શિખરિણી છંદ.

મહાશોભાધાત્રી[1], અતિસુખવિધાત્રી[2], ભયહરા,
સદા સિદ્ધીદાત્રી[3], શરણાગતમાત્રી[4], જયકરા;
કૃપાધામાકામા, કલિમલવિરામા, સુમહતી,
ધરામાં શ્રીદ્વારામતિ, જગતમાત્રી[5], યશવતી. ૧

## કાવ્યછંદ.

નેત્રપલથી દર્શિ, સર્વ કથતાં એ રીતે,
ગયાં તદા મંડપદ્વારપ્રતિ પ્રેમ સહીતે;
તત્ર દર્શિ દ્વારિકાદેવિને અતિસુખદાતા,
રત્નરચિતઆસને, વિરાજી (જે) જગમાતા. ૧
અતિઉજ્વલવપુવેશ, સૂર્ય સમ કાંતિ પ્રકાશે,
દિવ્ય વસ્ત્ર, આભર્ણ, કર્યા પરિધાન વિલાસે;
ચારૂગંધચર્ચિતા, અંગઆકૃતી અનૂપા,
નાનાવિધપુષ્પથી, ભૂષિતા દિવ્યસ્વરૂપા. ૨
કંચનકંકણયકી, ચારુ શોભિત ભુજ રાજે,
મણિમાળાદિ વિશાળ, ઉર ભરપૂર વિરાજે;
પ્રસન્નવદનથી સદા, કૃપાદાનંદ કરણી,
કિરિટ, મુકુટથી, શીશકાંતિ અતિરૂપ કરણી. ૩

૧ શોભાવાળી. ૨ સુખને સરજનારી. ૩ આપનારી. ૪ શરણે આવેલાની માતા. ૫ જગતની માતા.

શંખાદિકઆયુધ, સદા શોભે કર સંગે,
છત્ર, ચમર, રિદ્ધિથી, પ્રકાશિત અધિકઉમંગે;
ચક્રથકી ચિન્તિતા, સકલવપુ સુંદરવેષે,
દર્શિ તેણિને સર્વ, પામિયા પ્રેમ વિશેષે. ૪

વંદિ તેણિને વધા, બ્રહ્મસુત મંજુલવાણી,
ગંગાદિકનદિ કરે, પ્રણામ તને મુદ આણી;
દર્શી દેવિ પુરિ, ક્ષેત્ર, તીર્થ, પ્રીતિથી પ્રણામે,
દર્શી પર્વતા, રણ્ય, આશ્રમો, તને પ્રણામે. ૫

દર્શી દેવિ સુર સર્વ, પ્રણામે તેને સુવેષે,
સંત, વિપ્ર, યતિ, યોગિ, પ્રણામે તેને વિશેષે;
દર્શી દેવિ આદિત્ય ગૌતમી પ્રણમે પ્રીતે,
સજી પાપિ સંપર્કથકી (જે) તાપ સહીતે. ૬

ગગનગિરા સુણી, અમો સહીત તવ નિકટે આવી,
દોષ નાશ કારણે, પ્રણામે તેને સુભાવી;
દોષઅગ્નિદગ્ધથી, કલેવર કજ્જલરૂપે,
તવ માર્ગે આવતામાત્ર સજિ સૂર્યસ્વરૂપે. ૭

ઇત્યાદીક સમસ્ત, નમે તવ પાવનચરણે,
તેથિ દેવિ કરિ કૃપા, લીજિયે અમને શરણે;
સુણી વાક્ય સિદ્ધાંત, દ્વારિકાયે શુભ ચિત્તે,
અર્પિ માન સર્વને, અતિશયસ્નેહ સહીતે. ૮

યથાયોગ્ય અધિકાર, સર્વને પૂજી પ્રણામી,
વિનયયુક્ત સંતુષ્ટ સર્વને કર્યા સુકામી;
(તે) દર્શિ અજ, ઇંદ્ર આદિ સુર અતિશયહર્ષા,
કરી તદા પુષ્પની, ગગનથી નિર્મલ વર્ષા. ૯

ઉચર્યા દેવ સમસ્ત, ધન્ય દ્વારામતિદેવી,
ગર્જે ગોમતિ યત્ર, અન્ય નહિ એના જેવી;
વસે યત્ર ભગવાન, કૃષ્ણ ઘનશ્યામલવાને,
અવનીમાં દ્વારિકા, નિરંતર સ્વર્ગસમાને. ૧૦

બ્રહ્મ ભવાદિકદેવ, સર્વને તત્રે દર્શી,
વિસ્મિત થયા અપાર, નારદાદીક મહર્ષી;

પ્રણમ્યા વિધિ શંભુને, સર્વ અતિ સ્નેહ સહીતે,
દર્શિ તેમણે સૂર્ય તુલ્ય ગૌતમિને પ્રીતે. ૧૧

દ્વારામતિના ચરણ, પ્રણામી પ્રેમ ધરીને,
ગયાં કૃષ્ણ દર્શને, ઉભયને[1] અગ્ર કરીને;
દર્શિ તત્ર પશ્ચિમાભિમુખકૃષ્ણને[2] સુધામી,
પ્રણમ્યાં દંડ પ્રમાણ, પ્રેમથી મસ્તક નામી. ૧૨

કૃષ્ણ, કૃષ્ણ, જય કૃષ્ણ, કૃષ્ણ, જય અંતરયામી,
કૃષ્ણ, કૃષ્ણ ગોવિંદ, કૃપાધન, કમલાસ્વામી;
નારાયણ, નરસિંહ, નરોત્તમ, રમાવિલાસી,
માધવ, બાલ મુકુંદ, પરાત્પર, સ્વયંપ્રકાશી. ૧૩

ભયભંજન, અચ્યુત, ચતુર્ભુજ, કરૂણાકારી,
અનાથનાથ, કૃપાલ, હરી, વૃંદાવનચારી;
પ્રણમે વારંવાર, એમ કથિ કથી વિશેષે,
શ્રવે પ્રેમનાં અશ્રુ, સર્વને હર્ષિતવેષે. ૧૪

નંતર પંચામૃતે, કૃષ્ણને સ્નાન કરાવી,
કરી દિવ્ય અભિષેક, તીર્થજલથી મનભાવી;
દિવ્યવસ્ત્ર, આભર્ણ, સમર્પ્યાં નાના ભાતી,
અર્પ્યાં ચંદન, હાર, તુલસિદલના બહુજાતી. ૧૫

ધૂપ, દીપ, નૈવેદ્ય, સમર્પ્યાં પૂરણપ્રીતે,
અર્પ્યાં ફળ, તાંબૂલ, દિવ્યદક્ષણા સહીતે;
કરી દિવ્યઆરતી, કૃષ્ણમુખપંકજ દર્શી,
પ્રદક્ષણા કરિ પુષ્પ અંજલી અર્પી હર્ષી. ૧૬

એ વિધિ વિધિ, શિવ, તીર્થ, દેવ, આદીક આનંદે,
પૂજિ પ્રણામી પૂર્ણ, નારદાદિ સહિત સંગે;
કરાંજલી કરી નમ્રશીશથી સન્મુખ ભાળી,
કરતાં હવાં સ્તવન, સ્નેહથી સ્તુતી વિશાળી. ૧૭

મદનગ્રાહાછંદ.

જય દેવકિનંદન કૃષ્ણ હરી, જગમંગલ દાનવવંશઅરી, કમલારમણ,
ઘનશ્યામ કૃપાધન પાપહરા, કલિકાલકરાલકલેશહરા, ભવદુઃખહરણ;

---

૧ બ્રહ્મા, શિવને. ૨ પશ્ચિમ મુખે બિરાજિત કૃષ્ણને.

ગિરિધારિ વિકારવિનાશકરા, સુખસાગર શ્રીગિરિરાજધરા, અઘમોઘારણા,
કમલાયતલોચન[1], સોચહરા, સુરરાજસમાજવિષેપ્રવરા, કરૂણાકરણા. ૧
જય દીનદયાળ વ્યથાદહના, શરણાગત વત્સલ, શુભનયના, અજરાભરણા[2],
પુરૂષોત્તમ પાવન ગુણગહના, વિધિ વેદ વિધાન સદા વહના, ભવભયહરણા;
પરમેશ પરાત્પર ધર્મધના, જગજીવન સકલઅશુભદમના, અજરામરણા,
વરદાયક વિશ્વવ્યથાશમના, જગમોહનવર સુંદરવદના, ધરણીધરણા. ૨
જગવંદન પરમાનંદનિધી, અવિનાશિ સનાતન વેદવિધી, ભવનિધિતરણા,
જગભૂપ અનૂપમ ભૂતિવિભૂ, યદુનાયક પૂર્ણપ્રતાપિ પ્રભૂ, બહુધાવરણા;
નરકાંતક નિર્મલ જગમદના, જગજનક સકલકલ્મષનિધના[3], પરમાચરણા,
વ્રજવાશિ વિલાશિ જગજ્જીવના, ભગવાન નિદાન અભયભવના, નિજજનશરણા.૩
જય અંતરયામિ અનંતયશા, અસુરાંતક કેશવ ભક્તવશા, નટવેષધરા,
અવિનાશિ પ્રકાશિ સદા સકલા, રતિરંગ લિલાંગ અકલ સકલા, અપરાધહરા;
જગમંગલ નિર્મલકર વિશદા[4] મુનિમાનસહંસ રમેશ સદા, પરિપૂર્ણમતે,
જયત્પાપનિવાશિ વિલાસગૃહં, અતિકામિ સનામિ નમામિ અહં, મથુરાધિપતે. ૪

### ભુજંગપ્રયાત.

સુણી સર્વની શ્રીગિરા એ પ્રકારે, યદૂનાથ સંતુષ્ટ પામી વધારે;
વધ્યા સર્વને પ્રેમ પામી વિધાને, અહો! ધન્ય દેવાદિ સર્વે તમોને. ૧
અહો! નારદાદિમુની ધન્ય ધન્યા, અહો! શ્રીમતી ગૌતમી ધન્ય ધન્યા;
ધરી નમ્રતા જેણિના શ્રેષ્ઠ કામે, તમો સ્નેહથી આવિયા આ સુધામે. ૨
અહો! ધન્ય ગંગાદિ જે પુણ્યશીલા, અહો! ધન્ય યોગી મહા જેનિ લીલા;
અહો! આશ્રમા, પર્વતારણ્ય ધન્યા, અહો! સાગરા, તીર્થ, શ્રીક્ષેત્ર, ધન્યા. ૩
તમો સર્વને આજ હૂં તુષ્ટ ભારી, મનેચ્છીત માગો વિશેષે વિચારી;
સુણી એરિતી વાણિને સ્નેહ પામી, વધાં (તે) યદૂનાથને શીશ નામી. ૪
તમારી મહાભક્તિ શ્રીકૃષ્ણ આપો, દયાથી પદાર્વિદમાં નિત્ય સ્થાપો;
સુણી (તે) તથાસ્તૂ કથીને રમેશે, ગૃહી અર્ચના તુષ્ટ કીધાં વિશેષે. ૫
તદા તેમણે સ્નેહથી તેણિ રીતે, બલીરામને પૂજિયા સ્નેહ ચિત્તે;
સમર્ચી રમારૂક્મિણીને વિધાને, તથા સત્યભામાદિને તે વિધાને. ૬
પુજી સર્વને રૂદ્ર, બ્રહ્મા, સુવાને, વધ્યા સર્વ અગ્રે રહી દ્વારિકાને;
અહો! દ્વારિકા તૂં સદા વિશ્વમાત્રી, મહાતીર્થમાં ક્ષેત્રમાં પુણ્યદાત્રી. ૭

---

૧ કમલ પત્ર સમાન લાંબાં નેત્ર જેનાં. ૨ દેવનું ભૂષણ. ૩ સમસ્ત પાપને નાશ કરનાર. ૪ મહા બુદ્ધિમાન.

ગિરી સર્વમાં જેમ મેરૂ વધારે, નદીમાં નદીનાથ[1] જે ભાતિ ભારે;
સદા દેહમાં પ્રાણ જે રીતિ જાણો, યથા ચિત્ત સર્વેંદ્રિયોમાં પ્રમાણો. ૮
તથા તેજમાં જેમ અગ્ની પ્રકાશે, સદા સત્વમાં[2] જેમ ચૈતન્ય[3] ભાસે;
સમસ્તેગૃહોમાં રવી જેમ રાજે, મહા જ્યોતિમાં જે રિતિ ચંદ્ર ભ્રાજે. ૯
પ્રકાશીવિષે જેવિ રીતે દિનેશ, સદા દેવમાં જેમ વિષ્ણુ વિશેષ;
તથા તીર્થમાં, ક્ષેત્રમાં, સર્વવાસે, મહાશ્રેષ્ઠશ્રીદ્વારિકા સત્ય ભાસે. ૧૦
કથી એમ બ્રહ્માદિદેવે વિચારી, કર્યો દ્વારિકાને અભીષેક ભારી;
કરી દિવ્યપૂજા સમસ્તોપચારે, પ્રણામી મહાનમ્રતાથી વધારે. ૧૧
નિહાલી પૂજા દ્વારિકાની વિશાલા, તદાતત્ર આવ્યા હરીદ્વારપાળા;
વિધીથી પુજ્યા તેમને શુદ્ધ સ્નેહે, કર્યાં માન અર્પી મહાતુષ્ટદેહે. ૧૨

હરિગીત.

પૂજી પ્રણામી સર્વને, વિધથી સમસ્ત ધરી મુદા,
તત્રે પ્રદર્શી તેમને, હરિ પાર્ષદો ઉચર્યા તદા;
અતિ ધન્ય તમને આ સમે, દર્શી તમે દ્વારામતી,
તપ, જ્ઞાન, યજ્ઞ, સમાધિથી, કરિ કૃષ્ણ દર્શનમાં મતી. ૧
ના થાય કૃષ્ણ કૃપાવિના, દ્વારામતિનિ યાત્રા કદા,
વિધિ, વેદ, યજ્ઞ, તપાદિને, સવે કદાપી સર્વદા;
મન, કર્મ, વચન થકી કરી, યાત્રા તમે હે શુભમતી;
તે કારણે તમ સર્વની, હરિપદવિષે વસજ્યે મતી. ૨
તે વાક્ય સુણિ શંકર વધા, હે તીર્થ ક્ષેત્રાદિક તમે,
દ્વારામતીને સેવવા, યત્રે વસો જ્યાં મન ગમે;
એ ભાંતિ શિવનાં વાક્ય સુણિ, સર્વ મહોત્સવ ઉર ધરી,
ગંગા, પ્રયાગ, સરસ્વતી, જમુના, તથા ગોદાવરી. ૩
સરયૂ, તથા ગંડકી, સિંધુ, વેત્રવતિ, શોણીસરી,
એ આદિ વસિ ઉત્તર દિશા, પંચાશકોટિથિ વિસ્તરી;
મંદાકિની, પુષ્પાનદી, સિપ્રા, તથા નદિનર્મદા,
તાપી, સિતા, ભદ્રાદિ, ષષ્ટિકોટિ[4] વસિ પૂર્વે સદા. ૪
તપની, પયોષ્ણી, મલકી, કાવેરિ કૃષ્ણા, ભીમડી,
એ આદિ નવકોટી વસી, દક્ષિણવિષે તમે નદી;

---

૧ સમુદ્ર. ૨ પ્રાણુમાં. ૩ સ્વપ્રકાશ. ૪ સાઠ કોડી.

સપ્તદ્રિપનિ સરિતા તથા, શુભ સપ્તસાગર સુખપ્રદા,
શતકોટિતીર્થ સહીત, પશ્ચિમમાં વશ્યા તત્રે સદા. ૫

ભવ ભીતિહારિ અનંતતીર્થ, વશ્યાં ચતુષ્કોણપ્રતી,
શ્રીમેરૂ આદિ ગિરી વશ્યા, ઉત્તરવિભાગવિષે અતી;
નારાયણાશ્રમ, બદ્રિકાશ્રમ, પુષ્કરાદિ, ગયા તથા,
ધેનૂકઆદિક સપ્તવન, તત્રે વશ્યાં હરવા વ્યથા. ૬

કાશિકા વશિ ઈશાનમાં, ઉજ્જયનિ પુરિ વશિ પૂર્વમાં,
મથુરા વશિ દક્ષણવિષે, કાંતીપુરી વશિ અગ્નિમાં;
માયા વશી નૈર્ઋતમાં, વશિ અયોદ્ધા પશ્ચીમમાં,
કુરૂક્ષેત્ર વાયૂકોણમાં, હરિદ્વાર ઉત્તરભાગમાં. ૭

શિવક્ષેત્ર વશ્યું ઈશાનમાં, હરિક્ષેત્ર વશ્યુ પ્રાચીદિશે,
અગ્નીવિષે ભૃગુ ક્ષેત્ર, પુણ્યપ્રભાસ શ્રીઉત્તરવિષે;
શ્રીરંગ દક્ષિમાં વશ્યૂ, શ્રીલોહદંડ વશ્યૂ પરે[1],
વાયુમાં શ્રીનરસિંહ, કોકામુખ નિરંતર ઉત્તરે. ૮

કામાક્ષિ, રેણુકઆદિક્ષેત્ર અપાર ઉત્તરભાગમાં,
શ્રીરામ, ઋષભ, મહેંદ્ર, આદિકતીર્થ, દક્ષિણભાગમાં;
અન્યત્ર પુણ્યગિરી સદા, સર્વે મુદા ઉરમાં ધરી,
દ્વારામતીના પ્રાંતમાં[2], વશિયા સદા સુખ વિસ્તરી. ૯

શ્રીકૃષ્ણ વદનસરોજને, દર્શી વશ્યા મુદ ચિત્તથી,
માની સધન્ય સ્વઆત્મને, શ્રીકૃષ્ણ ભજતાં પ્રીતિથી;
એ સર્વ વશિયાં દ્વારકાને, પ્રાંતમાં વેષ્ટન કરી,
નક્ષત્રથી વેષ્ટીત રાજે, જેમ શશિ ગગનાંતરી. ૧૦

શિવ, બ્રહ્મ, સનકાદીકથી, પ્રથમાવરણ[3] જાણો સદા,
શ્રી લોકપાલ સમસ્તથી, દ્વિતિયાવરણ સૃજિયાં તદા;
સુરના સકલનાયક[4] થકી, તૃતિયાવર તત્રે ભણો,
ઋષિ વૃંદથી ચતુરાવરણ, ગંગાદિથી પંચમ ગણો. ૧૧

પષ્ટમાવરણ પ્રયાગ આદિક તીર્થથી શોભે અતી,
કાશિકાદિક સપ્તમાવરણથી દ્વારિકા શોભાવતી;

---

૧ પશ્ચીમ. ૨ ચારે તરફ–ફરતા. ૩ આવરણ એટલે આચ્છાદન–ઢાંકણ–વેષ્ટન–પડદો. ૪ દેવના સ્વામીથી.

અષ્ટમાવરણ સદૈવ, ઉત્તમક્ષેત્રથી શોભે ઘણી,
આશ્રમારણ્ય[1], પયોધિથી, નવમાવરણ વેષ્ટિત ગણી. ૧૨
શ્રીમેરૂ આદિક પર્વતે, દશમાવરણ ગણિ હર્ષશો,
એ રીતિથી શુભ તીર્થનાં, આવરણને અવલોકશો;
એવી દશાવરણેથી વેષ્ટિત, પાવની દ્વારામતી,
તેમાં વિરાજે દિવ્યસિંહાસનવિષે શોભાવતી. ૧૩
તેણિને અતિપુણ્યસ્વિજન, દેખે હરી કરૂણાથકી,
જે મંદભાગી માનવી, દર્શે ન (તે) સ્વપ્ને નકી;
એ ભાંતિ બ્રહ્મ ભવાદિદેવ, સમસ્ત પરહરિ આપદા,
શ્રીતીર્થ ક્ષેત્ર સહીત તત્રે, પ્રીતીથી વશિયાં સદા. ૧૪
શ્રીદેવગુરૂ કન્યાગૃહેઆવેજતે[2] યાત્રા કરી,
શ્રીકૃષ્ણ, રૂક્મિણી, રામને, પૂજી સકલવ્યાધી હરી;
ગોમતીસંગમ, ચક્રતીર્થે, સ્નાન કરિ બહુભાવથી,
નિજ અંશથી[3] સ્વાશ્રમ ગયાં, સર્વ મહા ઉદ્વેગથી. ૧૫
બ્રહ્માદિ દેવ પુનર્પિ કન્યારાશિગતગુરૂ દર્શિને,
શ્રીકૃષ્ણ દર્શન કારણે, આવી વિરાજ્યા હર્ષિને;
એ ભાંતિ દ્વારામતિ પુરીનું મહાત્મ્ય અદ્ભુત કારી છે,
શ્રીતીર્થ, ક્ષેત્ર સમસ્તના, સંતાપ, પાપ, નિવારિ છે. ૧૬
સર્વેઅશુભના ઓઘ, મર્દન થાય દર્શનમાત્રથી,
અતિપતિતપાવન થાય, ગોમતિ સ્નાનમાત્ર સ્વગાત્રથી;
શ્રીકૃષ્ણ દર્શનથી સુજે, સુકૃતનિ અતિશયસંપદા,
હરિલોકપ્રત્યે સંચરે, અંતે વિનાશી આપદા. ૧૭
હે શૌનકાદિક એ વિધી, દ્વારામતી યશ ધારિણી,
અતિઉગ્રપાપપયોધિને, ક્ષણમાં વિમર્દન કારિણી:
કન્યાગૃહે શ્રીદેવગુરૂ આવે જ્યં હે મુનિ, યતી,
બ્રહ્મા ભવાદિક તીર્થથી, આવ્યા તદા દ્વારામતી. ૧૮
તેકારણે દ્વારામતીનું મહાત્મ્ય કથવા સંપ્રતી,
કવિરાજ, કોવિદ આદિની, ના થાય કદિ સામર્થ્યતી;
શ્રીકૃષ્ણની કરૂણાથકી, બસ્તીપ્રભાવ ઉરે ધરી,
(આ) પાપ, તાપ વિનાશિની, પાવનકથા મધુરીકરી. ૧૯

૧ આરામ, અરણ્ય. ૨ ગુરૂ જ્યારે કન્યા રાશિમાં આવે છે. ૩ પોતાના અંશથી-ભાગથી-રૂપથી.

## કથાપ્રસંગ—વજ્રલેપનાશ.

### લાવણી.

પતિતપાવની દ્વારામતિપુરિ, ભૂતલમાં ભારી;
કૃષ્ણ રમાવર પતી જેણિના, સકલપાપ હારી. ટેક.
જે જન ગમન કરે પ્રતિવર્ષે, દ્વારામતિ ધામે,
તેના પદરજ સ્પર્શથકી, પાતકિ સદ્ગતિ પામે;
ગોમતિસ્નાતક[1], કૃષ્ણમુખાંબુજદર્શક[2], (જે) ભાસે,
તેના દર્શનથી શતજન્મનું, સકલ પાપ નાસે;
સત્ય સત્ય નહિ અનૃત, હે શૌનક પાતક હારી,
સુણો પૂર્વ ઇતિહાસ કથૂ, સંસારઅશુભહારી;
શ્રવણમાત્રથી ભવભય નાશે, કલિકલ્મષકારી,
પતિતપાવની દ્વારામતિ પુરિ, ભૂતલમાં ભારી. ૧

દિલિપ, વસિષ્ઠમુનીનો (આ) સંવાદ સદા જાણો,
વજ્રલેપ[3] અતિપાપવિનાશક કારણ (જે) જાણો;
કાશિ પ્રયાગાદીક તીર્થનો, મહિમા બહુ જાણી,
વસિષ્ઠને (તે) ખેદિત ચિત્તથિ, વદ્યો તદા વાણી;
હે મુનિ રાજન કિયા તીર્થથી, વજ્રલેપ નાસે,
કથો મને કરૂણાકરિ જેથી, આ સંશય જાસે;
(તે) સુણિ વદ્યાવસિષ્ઠ અંતરે, ધર્મમતી ધારી,
પતિતપાવની દ્વારામતિ, પુરિ, ભૂતલમાં ભારી. ૨

વસે એક ગંગાના તીરે, પાવન સંન્યાશી,
મોક્ષધર્મ સેવે (તે) નિત્યે, કાશિમાં વાશી;
તત્રે આવી એક કામિની, અતિકોમલઅંગી,
ગજગામા[4] શશિબિંબમુખી, સુંદર ભૂષણ સંગી[5];
તટે વસ્ત્ર અવતારી જલમાં, પ્રવેશિ તે રામા;
કરવા લાગી જલમાં ક્રીડા, નગ્ન થઈ શામા;
દર્શિ તેણિને સૃજ્યો યતીને[6] શિઘ્ર કામ ભારી,
પતિત પાવની દ્વારામતિ પુરિ, ભૂતલમાં ભારી. ૩

---

૧ ગોમતીમાં સ્નાન કરેલો. ૨ કૃષ્ણના મુખને દર્શેલો. ૩ છુટે નહી એવું પાપ. ૪ હાથી જેવી ચાલવાળી. ૫ સંગવાળી. ૬ સંન્યાશીને.

કર્મમાર્ગ તજિ મોહિત ચિતથિ, સુજિ સત્વરગામી,
તે નારી નિકટે જઇ અતિશય, કરી વાણિ કામી[1];
પાપકર્મથી કરી સંગતી, તે સ્રીને સાધી,
તે દિનથી સુજિયો યતિઅંગે કામરૂપ વ્યાધી[2];
જપ, તપ, સંયમ; તજી તેણિની, બાંધી દ્રઢપ્રીતી,
કરવા લાગ્યો નીચ યાચના, તજી સકલનીતી;
ચાંડાલોથી કરે પ્રતિગ્રહ, અતિશય સુજિ જારી,
પતિતપાવની દ્વારામતિપુરિ, ભૂતલમાં ભારી. ૪

छपयछंद.

નર ત્યાંસુધી નિદાન, પ્રીતિથી નીતિ પાળે,
નર ત્યાંસુધી નિદાન, ધર્મના માર્ગે ચાલે;
નર ત્યાંસુધી નિદાન, ધરે ઉર લજ્જા ભાવે,
નર ત્યાંસુધી નિદાન, માન, બલ, કલા સુજાવે;
નર ત્યાંસુધિ ધીર ઉરે ધરી, પરમપદવિ ઉપર ચડે,
પણ જ્યાંસુધિ ચંચલ નારિનાં, કમલનયનશર[3] ના પડે. ૧

दुहा.

કરે કામ, નીતિ સજે, પાળે ધર્મ પ્રમાણ;
જ્યાં સુધી ચંચલનારિનાં, ન પડે લોચનબાણ. ૧

त्रिताली चोपाई.

પ્રતી વાસર તે સંન્યાશી, સુજિયો અતિકામ વિલાસી;
તજી જપ, તપ, ગંગાસ્નાન, લલનાનૂ ધરે ઉર ધ્યાન. ૧
તજી ધર્મ, કર્મનો, ફંદ, અબલામાં થયો મદઅંધ;
તજી આશ્રમ ધર્મ વિચારા, વશી અંતરમાં દ્રઢદારા[4]. ૨
તજી દિવ્ય સમાધિ સ્વરૂપ, થયો નારિવિષે તદ્રૂપ;
કરે નિત્ય અભક્ષાભક્ષ[5], ધરિ ચિત્તવિષે રતિપક્ષ[6]. ૩
કરે ચોરિનૂ કામ અપાર, કરે ચોર સમાગમ સાર;
એમ આચરતાં ધરી હર્ષ, ગયાં પુષ્કળ નિરક વર્ષ. ૪
એક અવસર તે યતિ પાપી, વિચર્યો વનમાં મુદ વ્યાપી;
ચરતાં તેણે મૃદુ અંગી, દીઠી પ્રમદા માતંગી. ૫

---

૧ જેમાંથી કામ ઉત્પન્ન થાય એવી. ૨ કામ રૂપીણિ વ્યાધી. ૩ કમળ જેવાં નેત્રો [illegible] બાણ. ૪ સ્ત્રી. ૫ નહીં ખાવાનું. ૬ કામ પક્ષ.

૨૨

મદ ઘૂર્ણિતલોચનવાના[1], અતિમન્મથધામનિધાના[2];
પ્રથમાવયવવાન વિશેષે, તેણિને દર્શી વનદેશે. ૬
યતિયે ધરી પાપ ઉમંગ, કર્યો તેણિનો તત્રે સંગ;
તેણિથી કરિ પ્રેમ પ્રકાશ, વનમાં કરિયો અધિવાસ. ૭
સુખ લંપટચિત્ત અતીશે, અન્ન, પાન કર્યાં વનવીષે;
તે નારિથી પામિ વિહાર, કરિયો ગોમાંસાહાર. ૮
સેવે મદ્યપાન અપાર, કરે અતિશયનિંદ્યપ્રકાર;
યતિ એ રિતિ કરતાં આચર્ણ, તે નારિ ગૃહે ગયો મર્ણ. ૯
પણ કાશિ પ્રભાવથી પાપી, (તે) ગયો નહિ નર્ક તથાપી;
વજ્રલેપ થકી થઈ વ્યાપ્ત, ક્રુર યોનિવિષે થયો પ્રાપ્ત. ૧૦
વૃક[3], વ્યાઘ્ર, વરાહ[4], ભુજંગ, શ્વાન આદિક પામ્યો અંગ;
યાતના[5] પામિ એમ દુરંત[6], કર્મ લેશ ન આવ્યો અંત. ૧૧
ગયા એ વિધિ જન્મ અપાર, અઘનો નહી આવ્યો પાર;
માતંગિ સંગનૂ પાપ, ના મોચન થાય અમાપ. ૧૨
ગયા એમ અયુતયુગસાર[7], તદા શશક[8] થયો નિર્ધાર;
અતિનિંદક જેનૂ ગાત્ર, કરે ભક્ષ સદા જીવ માત્ર. ૧૩
પામિ વિંધ્યાચલમાં વાસ, થયો નંતર (તે) કકલાસ;
શુદ્રી સંગ પાપ પ્રસંગે, થયો નંતર (તે) ક્રમિઅંગે[9]. ૧૪
એમ પામે વ્યથા વારંવાર, પણ આવે નકિંચિત પાર;
એ વિધી લક્ષ યુગ પર્યંત, પામિયો યતિ કષ્ટ અનંત. ૧૫
નંતર (તે) પાપથિ વ્યાપ્ત[10] રાક્ષસની યોનિ થયો પ્રાપ્ત;
કરે પાપ નિરંતર ભારી, અતિશે મૃગઆદિક મારી. ૧૬
થયૂ તત્રે કૌતુક એક, સુણ ભૂપ વિચારિ વિવેક;
(તે) અધિક અલૌકિક ભાસે, સુણિ પાપ સમસ્ત વિનાસે. ૧૭

## ચોપાઈ.

કૃષ્ણભક્ત કશ્ચિત[11] મતિમાન, વૈષ્ણવવાન મહાગુણવાન;
કૃષ્ણવદનને દર્શિ નિદાન, ગોમતિસંગમમાં કરિ સ્નાન. ૧
પાવનવિંધ્યાચલના તીર, પ્રાપ્ત થયો તે વૈષ્ણવવીર;
કૃષ્ણકૃપા પામી પ્રખ્યાત, સ્કંધે જેણે ધરી સ્વમાત[12]. ૨

---

૧ મદથી ભ્રમતાં નેત્ર જેણિનાં. ૨ કામદેવનું ઠેકાણું. ૩ દીપડો. ૪ ભૂંડ–ડુક્કર. ૫ યાચના. ૬ પાર નહી. ૭ દશ હજાર યુગ. ૮ શશલો. ૯ કીડાના અંગે. ૧૦ વ્યાપી ગયેલો. ૧૧ કોઈક. ૧૨ પોતાની માતા.

પણે પંથમાં કરતો જાપ, તને દર્યો રાક્ષસપાપ;
તેણે પણ દર્શો તે ભક્ત, વચ્ચો સમિપ જઈ વાક્ય પ્રશક્ત. ૩
અહો! આજ અતિદોમલભક્ષ, આવ્યો કર્તાંયે કરિ પક્ષ;
એમ સુણી તે હરિનો દાસ, સમિપ ગયો પામી ઉલ્લાસ. ૪
તેને દર્શીને તત્કાળ, વ્રજ લેપ જે પાપકરાળ;
કાશિવાસથી જનિત[1] પ્રમાણ, ક્ષણમાં દગ્ધ થયો નિર્વાણ. ૫
શતકોટી જન્મનું સંચીત, દારૂણપાપ મહાભયભીત;
હરિ[2]દર્શકના દર્શનમાત્ર, થયો દૈત્ય અતિપાવનગાત્ર. ૬
ત્વરિત આવિ પંથી સન્મૂખ, પ્રદાર્શ મુખ બહુ પામ્યો સુખ;
માનિ મહોત્સવ અપરંપાર, નમી દંડવત વારંવાર. ૭
વિંધ્યાચલના તીરપ્રદેશ, ધરી અંતરે પ્રેમ વિશેષ;
ઉચર્યો (તે) સુણિ વિસ્મિત ચિત્ત, ધન્ય દ્વારિકા પંથી સુભીત. ૮

આર્યાછંદ.

પંથી તવ દર્શ નથી, નથી દર્શ તો વજ્રલેપ અંગે;
સ્નેહથિ કથિયે તેથી, કોણ તમે આ જનનિ સંગે. ૧

જેકરીછંદ.

અહો! પંથિ તવ દર્શન વડે, વજ્રલેપ જેવા ના જડે;
પામ્યો જેથી તવ સન્નિધી, સુજ્યો આજ મમ પાવનવિધી. ૧
અકસ્માત પામ્યો આ ગતી, વિનાશિ પાપ સહુ શુભમતી;
વજ્રલેપ જે અતિશયબળી, તવ દર્શને ગયો પ્રજ્વળી. ૨
તેથી હે પંથીજન સુખી, કોણ તમે કથિયે કરિ રૂખી;
એમ દૈત્યની વાણી સુણી, સહુ અધિકવિસ્મિત તે ગુણી. ૩
ઉચર્યો તે રાક્ષસને તદા, ધરી પ્રેમ અંતરમાં સદા;
હે રાક્ષસ શ્રીદ્વારામતી, તને ગયો હતો સંમતી. ૪
હરિમુખની સુંદરઆકૃતી, દર્શિ તેમિને અર્પી મતી;
સકૃત[3] સ્નાન કરી ગોમતી, આવ્યો આમ જતાં ગુજરતી. ૫
તેના પુણ્યપ્રભાવે બળી, ગયો વજ્રલેપક પ્રજ્વળી;
પાપહારિણી ભૂતલવિષે, દ્વારામતિ સમ અન્ય ન દિસે. ૬
સુણી એમ વાણી મશભરી, તે રાક્ષસ ઉરમાં મુદ ધરી;
વધો વાણિ અતિકરૂણા, ભરી, તે પંથીને વંદન કરી. ૭

---

૧ પેદા થયેલું—જન્મેલું. ૨ સાથે. ૩ એકવાર.

અહો ! પંથિ તારાં જગવિષે, સમસ્ત લક્ષણ પાવનદિસે;
આ જનનીને સ્કંધે કરી, યાત્રા કરી સ્વપદથી ચરી[1]. ૮
પ્રવિણ પુત્ર તે કારણ તમે, મોક્ષમાર્ગ તમને બહુ ગમે;
જે શુભલક્ષણ ભરિયાં થશે, (તે) સમસ્ત તારામાં વસે. ૯

छपयछंद.

ગણાય પુત્ર પ્રવીણ, સ્વકુલની લાજ ન લોપે,
ગવાય પુત્ર પ્રવીણ, સ્વજનને કદા ન કોપે;
મનાય પુત્ર પ્રવીણ, કરે નિજ પિતૃનિ સેવા,
કથાય પુત્ર પ્રવીણ, સુકાર્ય કરે યશ લેવા;
અતિપ્રવિણ પુત્ર જગમાં સદા, મદ, મોદ, વાદ, તજિ સ્નેહથી,
પરમાર્થકામ કરિ હરિ ભજી, સ્વર્ગે જાય વ્યથા મથી. ૧

जेकरीछंद.

એમ કથી પંથીને નમી, ગયો દ્વારિકા (તે) મન ગમી;
ગોમતિસ્નાન કરી હરિ ભજી, હરિપદકમલસમિપ વપુ તજી. ૧
પજ્યો વિમાનથિ પાતક મથી, પ્રદર્શિ તેને સુરસ્નેહથી;
કરે પુષ્પની વૃષ્ટિ ઘણી, વાજે દુંદુભિ કીર્તી તણી. ૨
એ પ્રકાર તે પાપી યતી, ગયો વિષ્ણુના મંદિરપ્રતી;
એવિ પાપહારિણિ દ્વારિકા, સર્વ સિદ્ધિ ક્ષણમાં દાયકા. ૩
દ્વારામતિ યશ કો ના કળે,જેના નામથિ પાતક પળે,
યદુપતિયે મહિમાં દ્વારિકા, સૃજી મહાભીતી હારિકા[2]. ૪
એમ વસિષ્ઠ ગિરા સુણિ સતી, થયો પ્રસન્ન દિલિપ ભૂપતી;
વજ્રલેપદહની[3] પુરિ સુણી, શ્રીદ્વારિકા ગયો (તે) ગુણી. ૫
કૃષ્ણમુખાંબુજ દર્શી તદા, ગોમતિસ્નાન કરી સુખપ્રદા;
પામ્યો સિદ્ધિ અધિક ઉજ્વલા,ભેદી ભવભીતી નિશ્ચલા[4]. ૬

दुहा.

એમ માનિ શૌનકમુની, દ્વારામતિ નિર્ધાર;
સ્નેહ સ્વિકારો સર્વદા, કરો પાપ ઉદ્ધાર. ૧

कविनामथुरेशेण विरचिते श्रीद्वारिकामहात्म्य भाषांतरे
सप्तमो विलासस्समाप्तः ॥ ७ ॥

---

૧ ચાલિને. ૨ હરનારી. ૩ બાળનારી. ૪ ખસે નહી એવી-અચલ.

## માધવપૂર.

### ઝુલણાછંદ.

નર દર્શને પરમેશમાધવને પ્રકાશિ ઉમંગ,
ભગવાન રૂક્મિણિ સંગ યત્ર[1] રમે સદા રતિરંગ;
શુભબ્રહ્મકુંડસુતીર્થ જ્યાં અતિપાપહારિ નિદાન;
ઉત્પત્તિ તેનિ કથૂ સુણો ઉરથી મનુષ્યસુજાન. ૧

### ભુજંગપ્રયાત.

કરી હર્ણ રૂક્મીણિને કૃષ્ણ જ્યારે, પલ્યા પંથપ્રત્યે ત્વરાથી વધારે;
તદા તેમને દર્શિ રૂક્મી નરેશ, થયો શિઘ્ર પૃષ્ટે ધરી પૂર્ણદ્વેષ. ૧
સમીપે જઈ (તે) વધ્યો ક્રૂરવાણી, મહાવેગથી ઘોરકોદંડ[2] તાણી;
અરે! તું પળે ક્યાં કરી ભગ્નિ હર્ણ, તને ખડ્ગથી હું કરૂં આજ મર્ણ. ૨
સુણી એમ તેની મહા ક્રૂર વાણી, હરી અંતરે ક્રોધ અત્યંત આણી;
કર્યો ઘોરસંગ્રામ તત્ર પ્રદેશે, હણી આદિથી તેનિ સેના વિશેષે. ૩
પછીથી કરી ક્રોધ તેને ગૃહીને, રથે વસ્ત્રથી બાંધિ શિક્ષા દઇને;
ત્વરાથી કરી બુદ્ધિ તેના વિનાશે, વદી રૂક્મિણી (તે) પ્રદર્શી સુવાસે[3]. ૪
અરે! નાથ આ શું કરો? ના વિચારો, મહાદુષ્ટ એ તદપી ભ્રાતૃ મારો;
કૃપા નાથ મૃત્યૂથિ એને ઉગારો, કરો મુક્ત એ નાથ સાળો તમારો. ૫
સુણી રૂક્મિણીની ગિરા એ વિધાથી, કરી મર્ણથી મુક્ત તેને દયાથી;
હરીયે કર્યો ચિત્તથી મંત્ર[4] તત્રે, વિવાહાર્થ[5] કામે કરૂં યજ્ઞ અત્રે, ૬
કદા દ્વારિકા રૂક્મિણીથી જઇશિ, તદા સર્વદા વિઘ્ન થાશે અનીશ[6],
બહૂઅંગનાનો મને નિત્ય યોગ, નહી થાય આ નારિનો તેથી ભોગ. ૭

### છપ્પયછંદ.

ઘણી નારિનો નાથ, સદૈવ અનાથ પ્રમાણો,
ઘણી નારિનો કાંત, કદાપી શાંત ન જાણો;
ઘણી નારિનો પતી, મતીહિન સર્વ પ્રસંગે,
ઘણી નારિનો ઇશ, દિવાનિશ ક્લેશિત અંગે;
ઘણિ નારિજનિ (જે) નરગૃહે, દુખી નહી સંસારમાં,
પરિ તાપ અગ્નિ જ્વાલાવટે, બળે સદા (તે) અંગમાં. ૧

---

૧ જે ઠેકાણે-જ્યાં. ૨ ધનુષ. ૩ [illegible] પાસે. ૪ મનસૂબો-વિચાર-નિશ્ચય. ૫ વિવાહ કરવા અર્થે છે તેમાં બીજા કામે. ૬ અતીશય.

### शैलछंद.

રમેશે કરી અંતરે એમ શોધ, કર્યો રૂક્મિણીને તદા તેમ બોધ;
સુણી નાથની વાણીને એણિ રીત, વદી રૂક્મીણી સર્વથી ખેદચીત્ત. १
અરે! નાથ અત્રે કરો વાસ નિત્ય, નહી આવું હૂં દ્વારિકામાં ખચીત;
સુણી રૂક્મિણીની ગિરા એ વિધાન, ધર્યૂં શિઘ્ર કૃષ્ણે વિધાતાનું[1] ધ્યાન. २
તદા તત્ર સ્થાને અતીશે ત્વરીત, વિધી આવિયા સર્વદેવો સહીત;
વદ્યા તેમને કૃષ્ણ પ્રીતીપ્રવાહ[2], કરો અત્ર ભૈષ્મીથિ[3] મારો વિવાહ. ૩
સુણી એમ બ્રહ્માજિયે શુદ્ધવેશ[4], કર્યો લગ્નઆરંભ તત્ર પ્રદેશ;
તદા વિશ્વકર્માજિયે તત્ર સ્થાન, રચી વેદિકા[5] પૂર્ણશોભાયમાન. ४
વિધીથી લિખ્યાં ચિત્ર જેમાં અભંગ, કલાને કલાપી પુર્યા દિવ્ય રંગ;
સુરોના સહીતે વિધી પામી શર્મ[6] કરંતા થયા વેદથી યજ્ઞકર્મ. ५

### हरिगीत.

વિધિથી વિવાહ કરાવતાં, દિનનાથ અસ્ત થયે છતે,
તેને પ્રદર્શિ વિરંચિ ઉચર્યા, કૃષ્ણ ને મુખ શોભતે;
હે કૃષ્ણ સંધ્યાવંદને, આ કાલ સૃજિયો જેથકી,
જ્યાં તીર્થ પતિ પુષ્કર સદા, તત્રે જઈશ હૂં તેથકી. १

### शैलवृत्तः

જઈ આ સમે પુષ્કરક્ષેત્ર યત્ર, કરી તત્ર સંધ્યા હું આવીશ અત્ર;
મહીમાં મને પુષ્કરક્ષેત્રપર્મ, કરૂં હૂં નહી તેવિના બ્રહ્મકર્મ. १
વિધીની સુણી એમ વાણીદૃઢીત, વદ્યા તેમને કૃષ્ણ પ્રીતી સહીત;
વિરંચી કરો ના તમે ખેદકૃત્ય, સ્વયે આવશે અત્ર તીર્થેશ[7] સત્ય. २
તવાજ્ઞા[8] કરે સર્વ તીર્થો સ્વિકાર, તમે સર્વદા સર્વકર્તા ઉદાર;
સુણી એમ વાણી સૃજી પૂર્ણશાંત, અજે તત્ર આણ્યો સ્મરી તીર્થકાંત. ૩
કરી સ્નેહથી (તેથિ) સંધ્યા નિદાન, કર્યો કુંડ તે તીર્થનો તત્રસ્થાન;
કરાવી વિધીથી વિવાહાર્થ પૂર્ણ, ગયા સ્વાશ્રમે બ્રહ્મઆદીક તૂર્ણ. ४
કર્યો તે સ્થલે પંક[9] કૃષ્ણે અપાર, વ્રજ સ્ત્રી ન આવે જહાં કો પ્રકાર;
કરી એરિતી રૂક્મિણી કામ યોગ, કર્યો તેણિનો સ્નેહથી દિવ્યભોગ. ५

### हरिगीत.

તે કારણે માધવપુરે, વૈદર્ભિથી માધવહરી,

---

૧ બ્રહ્માનું. ૨ પ્રીતીના પ્રવાહથી. ૩ રૂક્મિણિથી. ૪ પવિત્ર વેશ કરીને. ૫ ચોરી. ૬ સુખ. ૭ પુષ્કર. ૮ તમારી આજ્ઞા. ૯ કાદવ-કિચડ.

નિત્યે વસે તેને વિલોકો, કુંડમાં મજ્જન કરી;
અઘઓઘ સર્વ જશે તને, માધવ પ્રસન્ન થશે સદા,
નારિયો તવે રૂક્મિણીને, પૂજિ તજશે આપદા. ૧
પૂર્વેમધુનામાઅસુરને, મારિ નારાયણ પ્રભૂ,
માધવપુરે આવી થયા, અતિશેતૃષાતુર તે વિભૂ;
સત્વર તૃષાશમનાર્થથી, ભાગીરથી સ્મરિ તે સ્થલે,
આવી તદા ગંગા ત્વરિત, પરમેશ નિકટે તે પળે. ૨
સ્નેહે તૃષાને શાંતકરિ, હરિવાક્યને મસ્તક ધરી,
( તે ) બ્રહ્મકુંડવિષે પ્રવેશી, અંતરે પ્રીતી કરી;
તેણિને ઈશ વધા તદા, નહિ તું મને અતિ માનિની,
મમ કામ આવી અત્ર તેથી નામ તારૂ મધુમતી. ૩
નર, નારિ સ્નાન, વિધાનથી, સંતાપ તજિ નિર્મલ થશે,
કિંચિતસુવર્ણ સમર્પશે, તેની સમસ્તવ્યથા જશે;
તે કારણે માધવ નિકટ, મધુમતી સ્નાનવિધી કરી,
ભવમાં સુજો પાવન સદા, ભવ જનિત આધ સકલ હરી. ૪

---

## રૈવતિકુંડ.

### मत्तमयूरछंद.

આનર્તદેશે[1] નૃપતી રૈવત નામી, રાજે (તે) નિત્યે અતિશેપાવનકામી;
તેના ગેહે વિપ્રરથા સુંદરનારી, જે લીલા વાળી, ગુણ, લાવણ્યવિ, ભારી. ૧
તેણીના સંગે રમતાં રંગ ઉમંગે, તેનામી રાજા સુજિયો પુત્ર સ્વઅંગે;
તેની નારીથી પ્રસવી રૈવતી કન્યા, તેણીના તુલ્યે અવનીમાં નહિ અન્યા[2]. ૨
દર્શી કન્યાને નૃપ પામ્યો શુદ્ધ ચિત્તે, આપ્યાં તે કાળે દ્વિજને દાન અમીતિ;
શોભીતા કાળે, સૃજિ (તે) આઠ સમાની[3]. ના ઇચ્છે કોને નિજ તુલ્યે મન માની. ૩
તે કન્યા તુલ્યે નહિ કો દેવિ રૂપાળી, તેણીના તુલ્યે નહિ ગાંધર્વીન બાળી;
(તે) આવી બેઠી નૃપ અંકે[4], દિન એકે, લીલા સજ્જાથી ભરિ (જે) સર્વવિવેકે. ૪
તેણીને દર્શી નર નામે મૃદુવેશા, જેણીના અંગે પ્રકટી કાંતિ વિશેષા;

### गीतिछंद.

કામલછવિમનહરણી, હરિણનયનિ ગુણ, રૂપ, શીલ, સદની;
સદાચરણ આચરણી[5], મંગલકરણી શરદચંદ્રવદની. ૧

---

૧ આનર્ત નામે દેશવિષે. ૨ બીજી ૩ આઠ [illegible] ૪ [illegible] ૫ [illegible] ગુણને આચરનારી.

પીનપયોધરધરણી[૧], ધરણીધરની સદૈવ જેગૃહણી;
મંજુલ ભાષણ કરણી, ચંપકવરણી મહામનોહરણી. ૨
લાવણ્યાર્ણવધરણી[૨], ધરણી તલમાં નહી અપર એવી;
ગિરિજા, દધિજા, જેવી, ઉદાર સુંદરિવિષે અપંરદેવી. ૩
મંદસ્મિતે કરીને[૩], કુંદકલી[૪] સમદંતપંક્તિ શોભે;
જેણિનુ ઉદારવેષે, ભરપુરઉર વરવિષે અધિક લોભે. ૪
કટિતટ છટા સમાને, ન ઘટે ઉપમા મૃગેંદ્રની[૫] તેવી;
રચી રૂચીરવિલાસે, જેણિનિ, વેણી અહીફણા જેવી. ૫
દીપકકલી સમાને, દીપે સુંદર નશા મોતિ સંગે;
ગોલ કપોલ વિરાજે, રાજે રૂચિકરઅધરલાલરંગે[૬]. ૬
લલિતલલાટ પ્રદેશે, કાંતિ વિશેષે અર્ધચંદ્રવષે;
અતિમન હરણી ઓપે, શ્યામબિંદિ ભૃકુટિના મધ્યદેશે[૭]. ૭
શનિનિકાંતિ સમાને, રૂચિકરચિબુક શ્યામહિરો ચલકે;
રમણિકકુંડલ કરણે શશિ સમ મુક્તાદામ[૮] સહિલ લલકે. ૮
કંચનમયકંકણથી, કમલકોશ સમ કરપંકજ રોજે;
કંઠ સમાગમ પામી, માલા હારાવલી[૯] ઉરે ભ્રાજે. ૯
ઉપરોપરિ ત્રિવલીથી[૧૦], જેણિનુ સુંદરઉદર મનોહારી;
કટિમેખલા પ્રસંગે, શોભે પુષ્ટનિતંબ[૧૧] રૂચીકારી. ૧૦
રંભાગર્ભસમાને[૧૨], કોમલવાને જુગલઉરૂ[૧૩] ઓપે;
રક્તકમલદલ જેવી[૧૪], ચરણ કાંતિ અવલોકિ વ્યથા લોપે. ૧૧
નાનાવિધ અંબરથી, આભરણેથી અલંકૃતા[૧૫] ભારી;
આવિ યુવાવય[૧૬] જેને, ધરણીધરની થનારિ (જે) નારી. ૧૨

## दुहा.

દર્શિ-એવિ નિજ પુત્રિને, નરપતિયે નિર્વાણ;
જણાય નહિ ( વર ) જેણિનો, નૃપમાં યોગ્ય પ્રમાણ. ૧
અર્પિશ કિયાનરેશને, આ કન્યા નિર્ધાર;
એમ અધિક ચિંતા ધરી, કરતો થયો વિચાર. ૨

---

૧ કઠિન સ્તનને ધરવા વાળી. ૨ લાવણ્યના સમુદ્રને ધરવા વાળી. ૩ મંદ હાસ્યે કરીને. ૪ કુંદ પુષ્પની કલી જેવી. ૫ સિંહની. ૬ નીચેનો ઓઠ. ૭ વચમાં. ૮ મોતીની દામણી. ૯ માલાની હારની પંક્તિયો. ૧૦ ઉપરા ઉપર ત્રણ પાટલિયોથી. ૧૧ ભારે ઢગરા. ૧૨ કેલના ગર્ભ જેવી. ૧૩ બેઉં ગાયો. ૧૪ રાતા કમલના પત્ર જેવી. ૧૫ અલંકાર કરેલી–શોભીત. ૧૬ યૌવન અવસ્થા.

### ઉપજાતિ.

વદે સ્મૃતી, શાસ્ત્ર, સદૈવ વાણી, દેવી સ્વકન્યા વરયોગ્ય જાણી;
અયોગ્યને દે સ્વસુતા કદાપી, માતા, પિતા, થાય અપારપાપી. ૧
તેથી ( સુતા ) શીલ, સ્વરૂપ, વાળી, કેને સમર્પૂ જગમાં નિહાળી;
નિત્યે વસે એમ વિચાર પ્રત્યે, તથાપિ સિધાંત[1] ન થાય ચિત્તે. ૨

### દોધક.

તેડિ પુરોહિતને હિત જાણી, (તે) ઉચર્યો અતિશેભય[2] જાણી;
હે ગુરૂ આદુહિતા, મમગેહે, રૂપવતી અતિસુંદરદેહે. ૧
આવિ યુવાવય સુંદર જેને, તેથિ કયો અરપૂ ગુરૂ કને;
નીચકરે નિજનંદિનિ[3] આપે, તે નર નર્ક વસે અતિપાપે. ૨
અર્પિ અયોગ્ય કરે નિજ કન્યા, તે પુરૂશે કરિયો હરિ અન્યા;
જે નર નીચ ગૃહે સ્વસુતા દે, તે નરને હરિ દંડ સદા દે. ૩
એમ વિશેષ સ્વચિત્ત વિચારી, પ્રચ્છુ ગુરૂ તમને હિતધારી;
તેથિ યથાર્થ કયો ગુરૂ દેવા, આ ભય નાશક ના તવ જેવા. ૪
એમ સુણી નરનાથનિ વાણી (તે) ઉચર્યા ઉરથી નહિ જાણી;
હે નૃપતી તવ પુત્રિ સમાને, જાણુ નહી વરને હું વિધાને. ૫
અનૃત બોલુ કદાપિ મુખેથી, આજગમાં સજુ પાતકિ તેથી;
અનૃતથી પરને ઉપદેશે, ( તે ) વિચરે અતિ નર્કપ્રદેશે. ૬

### દુહા.

પ્રવિણ જાણિ (જે) ભક્તિથી, પ્રચ્છે મંત્ર, ઉપાય;
અનૃતથી (તેને) છળે, તે નર નરકે જાય. ૧

### દોધક.

પુત્રિ સહીત તું જા વિધિવાસે[4], જેથિ તને વર યોગ્ય જણાશે;
(તે) સુણિ ભૂપતિ ઉત્તમકામે, પુત્રિ સહીત ગયો વિધિધામે. ૧
ગીતક, નૃત્યકથી મન હારી, સંત, મહંત, સભાજયિ ભારી;
બ્રહ્મનિવાસ સુશોભિત દર્શી, રૈવતભૂપ ઉરે બહુહર્ષી. ૨

### હરિગીત.

ગિત, નૃત્યના અવસાનમાં[5], રૈવતનરેશ મુદા ધરી,
સાષ્ટાંગ પ્રભુની સન્મુખે, સંસ્થિત[6] થયો અંજલી કરી;

---

૧ નિશ્ચળ—નક્કી. ૨ આ કન્યા કેને આપીશ એ ચિંતાને લીધે ભય જાણીને. ૩ પુત્રી—કન્યા—દુહિતા. ૪ [illegible] જાના નિવાશે. ૫ સમાપ્તિમાં. ૬ ઉભો રહ્યો.

તે ભાંતિ રેવતિ સ્નેહથી, સાષ્ટાંગ પ્રણમિ નિકટ જઈ,
લજ્જા ધરી મૃગલોચની, નિજતાતપાર્શ્વે[1] સ્થિત થઈ. ૧
તે ચંદ્રવદનીપુત્રિને, અવલોકિ વિધિ વિસ્મિતમને,
નૃપને વદ્યા હે ભૂપતી, આગમન કારણ કથ મને;
સુણિ એમ નૃપ વિધિને વદ્યો, ભગવાન આ મમ રેવતી,
સૌભાગ્ય, શીળ, સ્વરૂપથી, (જે) જગતમાં શોભાવતી. ૨
એણિના સમ અવનીવિષે, સદૃશપતી ન મળ્યો તદા,
આવ્યો તમો શરણે પિતા, છેદિયે આ મમ આપદા;
તે કારણે આ કન્યકા, સદૃશપુરૂષ જણાવિયે,
જેથિ પિતા કરૂણા કરી, મમ નર્કવાસ નિવારિયે. ૩
આ પુત્રિ પણ સદૃશપતી, નહિ દર્શિ ઉર ચિંતા ધરે,
જેથી સદા મમ મસ્તકે, અપરાધ, બાધ, સ્થિતી કરે;
સુણિ એમ વિધિ તેને વદ્યા, તવ પુત્રિનો વર (જે) થશે,
તેને પ્રણામૂ પ્રથમથી, જેથી સકલપાતક જશે. ૪
હે નૃપ મને કથ લોકમાં, (તેં) જે વિલોક્યા નરપતી,
સુણિ એમ તેણે વર્ણવી, બહુ નૃપની જાતી શોભતી;
તેને વદ્યા હસિને વિધી, લોકમાં તેમનિ સંતતી,
(જે) તૂં કથૂછૂ (તે) જગતમાં, નથિ જણાતી સંપ્રતી. ૫
આ લોકમાં યુગનાં સદા, બહુ પરીવર્તન થાયછે,
મમ લોકના સુપ્રભાવથી, તત્રે મરણ નહિ થાયછે;
એ ભાંતિ તાતનિ વાણિને, સુણિ બહૂ કાલ ગયા છતાં,
અતિત્રાસ પામી (તે) વદ્યો, ઇચ્છિતકામ નહી થતાં. ૬
હે તાત મારે આ સ્વપુત્રી, અર્પવી કેને તદા,
આ ઘોરકલ્મષકારિણી, શી રિતિ સમશે આપદા;
સુણિ એમ નૃપની વાણિને, બ્રહ્માજિ ધ્યાન ધરી તદા,
આનંદ પામી અંતરે, રેવતિ સહિત નૃપને વદ્યા. ૭
આ ભૂમિમાં સાક્ષાત ઇશ્વિરઅંશથી સૃજિ સંપ્રતી,
બલભદ્રનામ પ્રસિદ્ધ છે, તે થશે તવ પુત્રી પતી;
માધવથિ મધુમતિના તટે, નિત્યે વિરાજે તે હરી,
તેને વિનયથી અર્પજે, આ કન્યકા વિનતી કરી. ૮

---
૧ પડખામાં.

આ કન્યકા તેનાથકી, પામશે દેવીની ગતી,
સાક્ષાત (તે) પરમેશ પણ, જેણે પ્રકાશિ નરાકૃતી;
સુણિ એમ વિધિને વંદિને, રૈવત સ્વદુહિતાને લઈ,
યત્રે સદા બલભદ્ર તત્ર ગયો અતીહર્ષિત થઈ. ૯

તત્રે પ્રણામી રામને, ઉચર્યો વિનયથી ભૂપતી,
ભગવાન કરૂણાથી ગૃહો, મમ કન્યકા આ રેવતી;
વિધિયે સમાધિથિ આ સ્થલે, તમને મુદાથિ જણાવિયા,
સુણિ આ સુતાસંગે મને, મમ અંતરે બહુ ભાવિયા. ૧૦

તે કારણે કરૂણાનિધી, કરૂણાથિ ના નહિ કીજિયે,
પ્રીતીથિ આ મમ પુત્રિને, નિજ હસ્તથી ગૃહિ લીજિયે;
તે વાક્ય સુણિ તત્રસ્થલે, વિધિને ત્વરાથિ નિમંત્રિને[1],
વિધિપૂર્વ તે દુહિતા ગૃહી, રામે વિવાહ કરાવિને. ૧૧

એણી રિતે બલરામને, કન્યા સમર્પી ભૂપતી,
આનંદથી સ્વાશ્રમ[2] ગયો, બલરામને પ્રણમી અતી;
ચતુરાનને વિધિથી ગયા, તીર્થને તત્રે આણિને,
રેવતિ નામે કુંડ કરિયો, તેણિને સાધવિ જાણિને. ૧૨

ધરિનામ રેવતિ કુંડ તેનૂ, પ્રેમથી બ્રહ્મા વધા,
સંસારની આ કુંડમાં, સ્નાનથી શમસે આપદા;
રેવતી સંયુત રામને, પૂજશે અત્રે સ્નેહથી,
પામશે મનવાંચ્છિત સદા, સંસાર તાપ, વ્યથા, મથી. ૧૩

બલરામના પદકમલને, પૂજી મહાપાવન થશો,
સર્વઅશુભ સંહારિને, અંતે પરમગતિ પામશો;
જે નારિ, નર, સંકલ્પથી[3], બલદેવના પદ પૂજશે,
પુત્રાદિ સર્વ પામશે, ભવમાં કદા દુર્લભ હશે. ૧૪

કરિ તીર્થ એમ કથી ગયા, બ્રહ્મા સ્વધામે સ્નેહથી,
(તે) જાણિ નર, નારી ભજો, બલરામને આલસ મથી;
હે શૌનકાદિક એમ કન્યા અર્પી નૃપ પાવન થયો,
એભાતિ રૈવતિકુંડથી, પરિતાપ અંતરનો ગયો. ૧૫

---

૧ તેડિને-બોલાવિને. ૨ પોતાના સ્થાને. ૩ મનથી-આપથી.

## માધવપુરમહિમા.

### સોરઠા.

અતિપાવનઇતિહાસ, સ્નેહ સહિત શૌનક સુણો;
થાય પાપનો નાશ, સુણતાં એકનિમીષમાં. ૧

### ચોપાઈ ત્રિતાલી.

કુરૂવંશવિષે મતિમાન, ધર્મરાજ મહા ગુણવાન;
તેનો ભ્રાતા રણધીર[1], અતિપાવન અર્જુનવીર. ૧
તેનો સુત અભિમુન્યુનામ, અવનીમાં (જે) બલધામ;
તસ્ય પુત્ર પરીક્ષિતભૂપ, જાણ્યુ જણે આત્મસ્વરૂપ. ૨
(જે) ન્યાયવિષે અધિકારી, ધર્મમાર્ગથી (જે) યશકારી;
એક અવસર તે નૃપનામી, વનમાં વિચર્યો મૃગકામી[2]. ૩
વનની સજી શોભા અપારી, અતિઅદ્ભૂત ચિત્તવિહારી;
મૃગ, ખેચર, વ્યાઘ્ર, ભુજંગ, વશિયા જેમાં કરિસંગ. ૪
બહુ ઔષધિ ઊગિ રસાળી, નવ પલ્લવ, અંકુર, જાળી;
સજી વૃક્ષઘટા મનહારી, ફૂલ, પુષ્પાદિથી ભરિ ભારી. ૫
અતિ લીલિલલિત વલ્લરિયો, ફળ, અંકુર, પુષ્પથિ ભરિયો;
સજી કુંજનિ કુંજ અપારા, અધિવાસથી[3] (જે) સુખકારા. ૬
સ્થલ સ્થલ વશિયાં મુનિ વૃંદ, વ્રત, નિયમથિ પરમાનંદ;
સેવે અગ્નિ ઉષ્ણકાળે[4] વસે વારિવિષે સિતકાળે[5]. ૭
વૃષ્ટિમાં વસે અવકાસે[6], એમનિત્ય હરિને ઉપાસે;
તે વનમાં વસે વિપ્રએક, (જે) હરિને જપે સવિવેક. ૮
દેવશર્મા જેનૂ નામ, મતિમાન મહાગુણગ્રામ;
(તે) વિપ્રનિ પુત્રિ રૂપાળી, નવ યોવન વાળિ કૃપાળી. ૯
શશિબિંબમુખી મનહરણી, ચપલાસમ ચંપકવરણી;
મૃગલોચની લક્ષણશીલા, જેણિની મનહારિણી લીલા. ૧૦
જેણિની છવિ કોમળ સોભે, ધીરનાં મન જેણિથી લોભે;
તેણિને વનમાં મુનિગેહ, તે નરેશે વિલોકી સુદેહ. ૧૧

---

૧ યુદ્ધમાં ધીર. ૨ મૃગયા રમવાને કામી. ૩ વાસ કરવાથી. ૪ ઉનાળે. ૫ શિયાળે. ૬ આધાર વિના–ઉપર આકાશ એજ છાપરૂં.

### ચોપાઈ.

અદર્શિ દ્વિજ દુહિતા નૃરૂપ, થયો સદ્ય મદવિહ્વલ ભૂપ;
અહો ! અરણ્યવિષે નિર્ધાર, ક્યાંથી આ કન્યકા ઉદાર. ૧
થાય કદા એણિનો મિલાપ, તદા થયાં શુભકાર્ય અમાપ;
થયા મનોરથ આજ અયત્ન[1], મલે કદા આ કન્યારત્ન. ૨

### છપયછંદ.

ચારુવદન ચંદ્રમાં, અરૂણ અધરોષ્ઠ[2] વિરાજે,
કુટિલ કટાક્ષસહીત, ચપળ નયનાંબુજ રાજે;
મંદહાસ, ભાસથી, દંત અતિ શોભન ભાસે,
ચાતુરતાથી ભરી, ભ્રૂકુટિ ભરપૂર વિલાસે;
અતિ પીનપયોધર ધારિણી, લિલાલલિત પદથી પળે,
અવનિમાં એવિ નવયોવના, પુણ્યસ્વી નરને મળે. ૧

### ચોપાઈ.

એમ વિચારી વારંવાર, થયો ભ્રાંત તજિ શુદ્ધવિચાર;
પડ્યો અશ્વથી મુર્છિત વાન, ગયાં સર્વગુણ, લક્ષણ, જ્ઞાન. ૧
અતિઆતુરતા લાગી ચિત્ત, ગયૂં કન્યકામાં વપુ, વિત્ત;
થયો કામથી અતિશય અંધ, લાગ્યો વિષય સબંધીદ્રંધ[3]. ૨
કામાધિનથી કર્યો વિચાર, મુનિ દુહિતા ભોગવું નિર્ધાર;
એમ વિચાર કરી દૃઢચિત્ત, ગયો સ્વગેહે ભૂપ ત્વરીત. ૩
અનુચરને (તે) કહ્યૂં નિદાન, (જે) અતિ નિંદકકામ વિધાન;
જા તને તૂં દાસ ત્વરીત, સંધિનિરિક્ષણ[4] કરજે નિત્ય. ૪
શિશ્ય સહિત જ્યારે મુનિરાય, સ્નાન આદિ નિજ કામે જાય;
તદા ત્વરાથી કરજે જાણ, આ મમ શિક્ષા ગૃહી પ્રમાણ. ૫
શિક્ષા એમ સુણી તે દાસ, ગયો ત્વરાથી જ્યાં મુનિ વાસ;
પ્રભાતમાં શિષ્યયિ તે વિપ્ર, ગયા જલાશય પ્રત્યે ક્ષીપ્ર[5]. ૬
તદા એકલી દર્શી કુમાર, જઈ કહ્યો નૃપને તે સાર;
સુણી દાસનાં વાક્ય નરેશ, ગયો એકલો તત્ર પ્રદેશ. ૭
યુક્તાયુક્ત[6] ન કરિયો શોધ, કર્યો રેમણું નહિ મુનિનો બોધ;
અધર્મનો કરિ પૂર્ણપ્રકાશ, મંદમંદ[7] જઈ મુન્યાશ્રમાશ[8]. ૮

૧ યત્નવિના—શ્રમવિના. ૨ નીચલો હોઠ. ૩ ક્રોધ. ૪ [illegible] એનો સમય. ૫ જલદી. ૬ ઉચિત, અનુચિત. ૭ ધીમે ધીમે. ૮ મુનિજનના મંદિર.

દર્શિ એકલી કન્યા રમ્ય, વધ્યો ભૂપ નહિ જાણિ અગમ્ય[1];
તવ કારણ હે વિપ્ર કુમાર, આવ્યો હૂં અત્રે નિર્ધાર. ૯
તે કારણ કન્યા ભજ મને, સત્ય કરી અબલા કથુ તને;
ન ભજે મને કદા તૂં બાળ, તદા પ્રાણ ત્યાગિશ તત્કાળ. ૧૦
સુણી એમ નૃપ વાક્ય અહીત, તે કન્યકા સૃજી ભયભીત;
જેમ વ્યાઘ્ર દર્શનથી અજા, સૃજી તેમ નૃપથી વિપ્રજા[2]. ૧૧
વાયુથિ પિપ્પલ પત્ર પ્રકાર, થર થર કંપતિ છતિ અપાર;
ધીર ધરી તે કોમલવેષ, વદી તદા નૃપને ઉપદેશ. ૧૨

दुहा.

ભૂપતિ ઉચિત નહી તને, આ અતિનિંદક કામ;
વિપ્રકન્યકા સંગથી, પ્રકટે પાપપ્રકામ. ૧

राजा.

આ વનમાં બાલા તને, વિલોકિ કોમલદેહ;
તેથિ સંગકરવાવિષે, સૃજ્યો અંતરે સ્નેહ. ૨

कन्या.

શ્રેષ્ઠ દર્શિ પરધનવિષે, લેવા કરો ઉપાય;
વિચારિયે નિજ અંતરે, એ નહિ નૃપનો ન્યાય. ૩

राजा.

સુંદરિ ના વદ આ વિધા, કામી નરને જ્ઞાન;
વિચારિને નિજ અંતરે, દે અધરામૃત પાન. ૪

कन्या.

પરસ્ત્રિઅધરામૃતવિષે, ન કરો સ્વાદ નરેશ;
સૃજે હલાહલ[3] સર્વથા, વિચારિયે ઉપદેશ. ૫

राजा.

વિલંબને તજિ અંગના, દે આલિંગન દાન;
દહન થાય કામાગ્નિથી, આ મમ અંગ નિદાન. ૬

कन्या.

પરાંગનાના સ્પર્શથી, તાપ, પાપ, બહુ થાય;
તેના અનુગ્રહ કારણે, મલે ન એક ઉપાય. ૭

---

૧ આગલ નીપજનાર. ૨ બ્રાહ્મણની કન્યા. ૩ વિષ-ઝેર.

राजा.

કરૂણામિષે સુલોચની, તવ સ્તનમર્દન આપ;
સજે હીત સંસારમાં, વાધે અધિકપ્રતાપ. ૮

कन्या.

પ્રમદા એજ અરણ્યમાં[1], સ્તનગિરિવિષે[2] સુજાણ;
કામચોર મદબાણથી[3], હણશે સત્વર પ્રાણ. ૯

राजा.

તવ કરણ આવ્યો અહીં, આશા ધરી અપાર;
એમ વિચારિ સુલક્ષણી, અર્પ્ય જઘન[4] નિર્ધાર. ૧૦

कन्या.

જઘન એજ રૌ રૈ વિષે[5], પતન થતાં નરપાળ;
કૃમિકાયાથી પામશો, સદા વ્યથા વિકાળ; ૧૧
યદ્યપિ અન્ય નરો કરે, પર નારિથી વિલાસ;
સદૈવ તેને દંડ દે, જે નૃપ નીતિ પ્રકાશ. ૧૨
નૃપતિ તમે શિક્ષક છતાં, કરો અધર્મ પ્રકાર;
તદા પ્રજા કને કથે, કરો સ્વચિત્ત વિચાર. ૧૩
ધર્મ તજી જે ભૂપતી, કરે અધર્મથિ કામ;
સ્વલ્પ કાળમાં સર્વથા, કોપે તેને રામ. ૧૪
સ્વદેશની કન્યા સકલ, નૃપને પુત્રિ સમાન;
(તે) સંગે રતિ સેવતાં, કોપે શ્રીભગવાન. ૧૫
તાત તમે નિજપુત્રિથી, ઇચ્છો વિપ્રિત કૃત્ય;
તેથી કોપે શ્રીહરી, વિચારિયે ઉર પ્રત્ય. ૧૬
તમે પિતા કન્યા અમે, એમ છતાં વ્યવહાર;
કેમ ધર્યો (આ) ઉરવિષે, કલંક કારિ પ્રકાર. ૧૭
તાત આશ્રમે નહિ છતાં, આવ્યા કેમ નરેશ;
ન્યાય પ્રદર્શો ઉરવિષે, સત્વર પધારો સ્વદેશ. ૧૮
સત્ય કથૂ હિત કારણે, જન નરપતિ તજિ પાપ;
તાત આધુના આવશે, તને અર્પશે શાપ. ૧૯

---

૧ સ્ત્રી એજ અરણ્ય તેમાં. ૨ સ્તન એજ પર્વતવિષે વસનાર. ૩ કામરૂપ એજ ચોર મદરૂપી બાણે કરીને. ૪ યોનિ-અંગ. ૫ ગૌરી નામનું નર્ક.

चोपाई.

કહ્યો એમ દુહિતાયે ન્યાય, તથાપિ ભૂપ ગૃહી અન્યાય;
તેણીને બલથી નિર્ધાર, ધર્યો સ્પર્શ કરવા અવિચાર. ૧
કરે સ્પર્શ હસ્તથી નરેશ, તે અવસર આવિયા મુનેશ;
દર્શિ તેમને ભૂપત્વરીત, થયો પલાયન સૃજિ ભયભીત. ૨
પળતો તેને દર્શિ નિદાન, ધર્યું દેવ શર્માયે ધ્યાન;
કેમ આવિયો અત્ર નરેશ, નથી સૈન્ય સંગે લવલેશ. ૩
જાણી ધ્યાનમાં તેનાં કૃત્ય, એણે કન્યા સ્પર્શી સત્ય;
વધા કોપથી તેને શાપ, અરે ભૂપતી સુણ તું પાપ. ૪
મમ કન્યા અતિપાવન દેહ, વશી નિરંતર (જે) મમ ગેહ;
આવ્યો તેને કરવા ભોગ, તેથી તને થશે ક્ષયરોગ; ૫
થશે નાશ ધન, ધાન્ય, સમસ્ત, થઇશ, શત્રુવશ કીર્તિનિરસ્ત[1].
એમ શાપિ નૃપને સાક્ષાત, કંન્યાને શાપી પશ્ચાત; ૬
શક્ય છતાં કન્યા તે ભૂપ, શાપ્યો નહિ થા શિલા સ્વરૂપ.
વને સદા વશ પ્રસ્તર કાય, કદા શાપ ના મિથ્યા થાય; ૭
એમ શાપને સુણી નરેશ, પામ્યો મનમાં ભીતિ વિશેષ.
અંતરમાં ધરિ અતિશય તાપ, બહુ વિધિ કરતો છતો વિલાપ; ૮
નમી મુનીને દંડપ્રમાણ, પદપંકજ ગૃહિ ઉચર્યો વાણ.

इंद्रवज्रा.

હે દેવશર્મા મુનિ ધર્મ ચારી, (મેં) આપનો દોષ કર્યો વિચારી;
કીધી મહાદુર્મતિ પ્રેમ આણી, કીજે કૃપા તદપિ શર્ણ જાણી. ૧
સદ્ધર્મ સેવે ઉરમાં વિચારી, સ્વપ્ને પ્રદર્શે નહિ અન્ય નારી;
અત્યંત નીતીથિ સદૈવ ચાલે, બુદ્ધી ભ્રમે તદપિ નાશ કાળે. ૨
સિદ્ધાંતના સાર સમસ્ત જાણે, વિશ્વેશને અંતરથી પ્રમાણે;
ચાલે નહી નીતિ વિના કદાપી, ભાવી વ્રથા થાય નહી તથાપી. ૩

चोपाई.

તે કારણ મુનિરાજ સુજાણ, (મેં) તવદોષ કર્યો નિર્વાણ;
પણ શરણાગત જાણી સિદ્ધ, થશો દયાથિ પ્રસન્ન પ્રસિદ્ધ. ૧
કરૂણા દૃષ્ટિ થકી મુનિરાજ, કરિયે શાપ અનુગ્રહ આજ;
સુણી ભૂપની વાણી દીન, વધા મુનીશ્વર ભક્તિ અધીન. ૨

---
૧ કીર્તિનાશ.

કર્યો ભૂપ તેં અતિઅપરાધ, સૂજે ગોત્રમાં જેથી બાધ;
તથાપિ તવ કૃતિ ન ધરી ધ્યાન, અનૂગ્રહાર્થે કર્યું વિધાન. ૩

### હિંદુસ્તાની ચોપાઈ.

પશ્ચિમસાગરના સુપ્રદેશે, માધવપૂર મનોહરવેષે;
જે અતિપાવન કીર્તિથિ ગાજે, યત્ર મધૂમતિતીર્થે વિરાજે. ૧
તત્ર વસે યદુનાથ ઉમંગે, માધવનામથિ રૂક્મિણિ સંગે;
શ્રીબલરામ મહાયશરાશી, રેવતિ સંગ નિરંતર વાશી. ૨
તે પુરમાં જઇ ભૂપ પ્રતાપી, માધવને જપિ થા અનપાપી[1];
તત્ર વશી પ્રમુદાથિ પ્રભાતે, પૂજિશ માધવને બહુભાતે. ૩
શ્રીધરણીધરને તે રીતી, પૂજિશ અંતરમાં ધરિ પ્રીતી;
રેવતિ, રૂક્મિણિને, નૃપનામી, તે વિધિ પૂજવિ મસ્તક નામી. ૪
તેથિ યદૂપતિ પૂર્ણ વિલાસે, દોષ હણી તવ રોગ વિનાસે;
સ્મર્ણથિ સત્વર પાતક છેદે, દર્શનથી ભવબંધન ભેદે. ૫
તીર્થ મધૂમતિ (મેં) કથિ જેને, બ્રહ્મકુંડમાં માનિશ તેને;
રેવતિકુંડવિષે તે ધામે, પૂર્વજ તર્પણથી ગતિ[2] પામે. ૬
આ મમ શાપ કરાલ વિશેષે, નાશ થશે નૃપ તત્રપ્રદેશે;
એકવર્ષપર્યંત વિધાને, માધવને જપ જે તે સ્થાને. ૭
માધવમંદિરને ધન આપી, કરજે જીર્ણોદ્ધાર પ્રતાપી;
નાશ થશે ક્ષયરોગ નરેશા, પામિશ રાજ્ય, પ્રતાપ, વિશેષા. ૮
કીર્તિ, તથા વધશે બહુભુક્તી[3], અંતવિષે મલશે શુભમુક્તી;
એમ સુણી મુનિને શુભકૃત્યે, તે નૃપ વંદિ ગયો પુરપ્રત્યે. ૯
સર્વ વૃતાંત વિશેષ કરીને, સજ્જને કથ્યુ ખેદ ધરીને;
જાણિ ન (મેં) હરિની ગતિ અન્યા[4] દર્શિ સ્વદુર્મતિથી મુનિકન્યા. ૧૦
(તે) સુણિ સર્વ વધા ગુણવંતા, જ્ઞાન ધરી તજિયે નૃપચિંતા;
યત્ન કરે અગણીત કદાપી, નાશ ન થાય ભવિષ્ય તથાપી ૧૧
કલેશ કરો નહિ (જે) સૃજ્યું કાળે, સ્વકૃત[5] ભોગવશો લિખ્યું ભાળે;
શાસ્ત્રથિ એ વિધિ બોધિ વિધાને, શાંત કર્યો નૃપને ગુણવાને. ૧૨
નંતર તે નૃપ નીતિવિહારી, શાપ નિવારણ કારણ ધારી;
રક્ષણ કારણ રાજ્ય ત્વરાથી, સોંપિ સ્વમંત્રિ કરે પ્રમુદાથી. ૧૩

૧ પાપ રહીત. ૨ મોક્ષ-મુક્તિ. ૩ લક્ષ્મી-સમૃદ્ધિ. ૪ બીજી. ૫ પોતે કરેલું.

સંચરિ સર્વ સમૃદ્ધિ સહીતે, માધવપૂર ગયો નિજહીતે;
તત્ર જઈ હરિના ગુણ ગાતે, મધુમતિમાં કરિ સ્નાન પ્રભાતે. ૧૪
માધવને પ્રતિનિત્ય પ્રદર્શે, પૂજિ પ્રણામિ જપી બહુહર્ષે;
દ્વિપ્રહરે શુભરેવતિકુંડે, સ્નાન કરે હરિને જપિ તુંડે[1]. ૧૫
શ્રીબલને પ્રમુદાથિ સુમર્ચે, તેવિધિ રૂક્મિણિને બહુચર્ચે;
રૂક્મિણિકુંડવિષે પ્રતિનિત્યે, સ્નાન કરે હરિને જપિ ચિત્તે. ૧૬
એ વિધિ વર્ષસુધિ દૃઢસ્નેહે, ભક્તિ કરી સુજવા શુભદેહે;
તે નૃપની દૃઢભક્તિ પ્રમાણી, તુષ્ટ થઇ ઉચર્યા હરિ વાણી. ૧૭

इंद्रविजयछंद.

હે નરપાળ, દયાળ તને શુભભક્તિથિ હૂં પરિતુષ્ટવધારે,
તેથિ સ્વપાપ નિવારક (જે) રૂચિકારક (તે) વર યાચ વિચારે;
ભક્તિથિ આધિન નિત્ય તને નિજ ભક્તનિપાવનસંતતિ[2] જાણી,
પ્રેમથિ અર્પું તને મનઇચ્છિત સંશય સર્વ તજી વદ વાણી. ૧
(તે) સુણિને નરનાથ વદ્યો પરમેશ્વરના પદપદ્મ પ્રણામી,
નાથ સુણો દ્વિજશાપથિ અંતરમાં ક્ષયરોગનિ ભીતિ પ્રકાશી;
તે ક્ષયરોગ ન થાય રમાવર એમ ઉપાય કરો મુદ ધારી,
તે સુણિ કૃષ્ણ વદ્યા ક્ષયરોગ તને નહિ થાય કદા ભયકારી. ૨
નંતર રામ વદ્યા સુખધામ તને નૃપ શત્રુ કદાપિ ન જીતે,
પામિશ તૂં મનવાંચ્છિત, પુત્ર, ધનાદિક, નિશ્ચલકીર્તિ, સહીતે;
એ વિધિ પામિ મહાવરદાન નૃપે હરિમંદિર શ્રેષ્ઠ કરાવી,
ગો, ધન, ભૂમિ, તુરંગમ, દ્વાદશગ્રામ, મતંગ, દિધાં મન ભાવી. ૩
અગ્નિનિવાસવિષે બહુયજ્ઞથિ અગ્નિ પ્રસન્ન કર્યા અવશેષે,
ભક્તિથિ તુષ્ટ સુજી ઉચર્યા નૃપને અતિસત્વર તત્રપ્રદેશે;
માગ મનોરથ જે મનમાં નૃપ (તે) તુજને અરપૂં સુખકારી,
યદ્યપિ દુર્લભ હોય તથાપિ સમર્પું તને ક્ષણમાં ઉર ધારી. ૪
તે સુણિ ભૂપ વદ્યો મખરાજન[3] નિત્ય નિવાસ કરો ઇહવાસે,
આ સ્થલમાં શુભ તર્પણ, દાન, નિરંતર અક્ષય થાય પ્રકાશે;
(તે) સુણિ અગ્નિ તથાસ્તુ કથી ઝટઅંતરધ્યાન થયા મુદ પામી,
માધવ, રામ, પદાંબુજને પ્રણમી વિચર્યો સ્વગૃહે નૃપ નામી. ૫
માર્ગવિષે નૃપને શુભદર્શન અર્પિ વદ્યા પરમેશ્વર હર્ષી,

---

૧ મુખેથી. ૨ પાંડવની પાવન પ્રજા. ૩ હે યજ્ઞરાજન.

હે નૃપતી તવ ભક્તિ સમાન કદાપિન (મેં) નર અન્યનિ દર્શી;
તેથિ તને કહું સત્ય સ્વલોક તણો વસુ નિત્ય રહૂ પુરિવાસે,
સત્ય ગને નૃપ તવ પ્રદર્શન તૂં કરજે પ્રતિવર્ષ વિલાસે. ૬
એમ કથી હરિ અંતરધ્યાન થયા અવસાન નરેશ સુદેહે,
પામિ વિલાસ સ્વઅંતરમાં ગરિ તાપવિનાશિ ગયો નિજ ગેહેઃ
સર્વ વૃતાંત કહ્યું સચિવાદિકને[1] વિધિપૂર્વક સુકૃત સાચી,
તે સુણિ સર્વ થયાં અનુમોદિત કીધિ વિનાશ સમસ્ત ઉપાધી. ૭
એ વિધિ નારિ, નરો, અભિલાષ ધરી ઉરમાં પરિપૂર્ણ વિચારી,
શ્રીમથુરેશ્વરમાધવને અવલોકિ કરો જગમાં જશકારી;
જે અમસા ભલરામપદે નમસે મદને તજિ પ્રેમ પ્રકાશી,
(તે) ધન, ધાન્ય, કુમારથિ, નિત્ય થશે અતિશે નિજનાથવિલાસી. ૮

---

## દામોદરકુંડ.

### દુહા.

સજ્જન દર્શો સ્નેહથી, દામોદરપરમેશ;
રૈવતગિરિ[2] પ્રત્યે વસે, હરે સદા ભવક્લેશ. ૧

### કાવ્યછંદ.

કરિયો કંસે મલ્લરંગ શુભ ઉત્સવ જ્યારે,
શ્યામ, રામ, સ્નેહથી, ગયા મથુરામાં ત્યારે;
ચાણુર, મુષ્ટિકમલ્લ, આદિ અતિપૂર્ણપ્રતાપી,
પાડિ મંચથી હણ્યો, કંસને શિક્ષા આપી. ૧
કારાગ્રહથી તાત, માતને, મોચન કીધાં,
ઉગ્રસેનને રાજ્યધાનિ અર્પી સુખદીધાં;
કૃષ્ણથિ કંસવિનાશ, જરાસંધે સુણિ કર્ણે,
પ્રેર્યો દાસ ત્વરીત, કૃષ્ણથી વિગ્રહ[3] કર્ણે. ૨
ત્વરાથિ મથુરાપ્રત્ય, આવિને ક્રોધ પ્રમાણી,
વધો તદા તે દૂત, કૃષ્ણને ભયકરવાણીઃ
મથુરાને તજી કૃષ્ણ, જઈશ નહિ અન્યનિવાસે,
જરાસંધ આવશે, આજ તવ પ્રાણ વિનાશે. ૩
સુણી એમ શ્રીકૃષ્ણ, હાસ્યથી ઉચર્યા તેને.

---

૧ મંત્રિઆદિકને. ૨ ગિરનાર. ૩ વિરહ કરવા ઇચ્છે.

વિગ્રહકર્ણું શક્તિ, હોય તો જા કથ એને;
એમ કથી દૂતને, વદાય કરી ઉર જાણી,
શિઘ્ર સર્વમંત્રિને, નિમંત્રી[1] ઉચર્યા વાણી. ૪

જરાસંધનો દ્વેષ, મથૂરાપ્રત્યે ભારી,
કરવો કેમ ઉપાય, કથો મતિમાન વિચારી;
નિશ્ચય કરિ સર્વથી, કૃષ્ણ મથુરાહિત કામે,
મંદ મંદ ગામિથી, પળ્યા મનઇચ્છિતધામે. ૫

રૈવતગિરિતટપ્રત્ય, કર્યો વિશ્રામ વિચારી,
દર્શિ તત્ર રમણીય સ્થાન વસવા મતિ ધારી;
સમસ્ત લોક સહીત, મથૂપુરિને[2] મન ભાવી,
આકર્ષણથી આણિ, પયોનિધિતટે વસાવી. ૬

ગયા શિઘ્ર સ્વયમેવ[3] કૃષ્ણ રૈવતગિરિપ્રત્યે,
વશિયા કિંચિતકાળ[4], તત્ર અતિશોભનકૃત્યે;
જાણિ કૃષ્ણને, સિદ્ધ, મુની, યોગી, તે ધામે,
આવ્યા દેવ સહીત, સર્વ આરાધન કામે. ૭

પૂજી પ્રણમી વધા, સર્વ અંજલીથિ સ્નેહે,
વસો સદા ભગવાન, અત્ર આ પાવનદેહે;
આ રૈવતગિરિપ્રત્ય, આવિયા તમે અયાસે,
તેથી વસો સદૈવ, કૃપાથી અત્રનિવાસે. ૮

(તે) સુણિ ઉચર્યા કૃષ્ણ, તેમને પ્રેમ પ્રકાશે,
દેવ આદિ તમ વાક્ય, કદા નહિ વિપ્રિત થાશે;
ત્રેતાયુગના દ્વિતિયચરણમાં રૈવત ભૂપે,
મમ સેવના અપાર, કરિછે શુદ્ધસ્વરૂપે. ૯

દામોદર નામથી, મને જપિયો શુભ કૃત્યે,
તીથી હે સુર સદા, વશિશ હૂં આ ગિરિપ્રત્યે;
તમારિ વાણી વડે, વશીને અત્ર પ્રદેશે,
દામોદર નામથી, પ્રસિદ્ધ થઇશિ વિશેષે. ૧૦

ષોડશઅંશથિ સત્ય, વશીશ સદા આ ધામે,
અત્ર દર્શશે મને, તદા અતિસુકૃત પામે;

---

૧ બોલાવી–તેડી. ૨ મથુરાને. ૩ પોતેજ. ૪ થોડા દિવસ.

કરશે મમ સન્મુખે, શ્રાદ્ધ (જે) સ્નેહ સહીતે,
પૂર્વજનો ઉદ્ધાર, થશે સુખદાયિનિ રીતે. ૧૧
સુવર્ણરેખા નામ, નદી આ પાવનકારા,
કરશે એમાં સ્નાન, જશે ભવપાપ અપારા;
કરશે અત્રે બ્રહ્મભોજ્ય, શ્રાદ્ધાદિક, ભાવે,
મમ પ્રસાદથી સત્ય, પુન નહિ ભવમાં આવે. ૧૨
સત્ય સત્ય મુનિ, દેવ, આજથી અત્રનિ વાસે,
દામોદરનામથી, સદૈવ વશીશ વિલાસે;
એમ સુણી મુનિ, દેવ, કૃષ્ણને પૂજિ, પ્રણામી,
ગયા સ્વવાસે સર્વ, પ્રેમ અંતરમાં પામી. ૧૩
જાણી સજ્જન સાર, વાર ના કરતાં સ્નેહે,
વિચરો જ્ઞાન વિચારિ, તત્ર આ માનવિ દેહે;
દામોદર કૃષ્ણને, વિલોકી પાપ વિનાસો,
આ ભવમાં સાક્ષાત, પૂર્ણપુણ્યસ્વી ભાસો. ૧૪

---

## पिंडारक.

### दुहा.

પિતૃશ્રાદ્ધ પિંડારકે, શ્રીગોમતિમાં સ્નાન;
દર્શન શંખોદ્ધારમાં, સદૈવ શ્રેય નિધાન. ૧
સુણો શૌનકાદિક મુની, પિંડારકનુ મહાત્મ્ય;
સુર શ્લાઘા[1] જેની કરે, પામે પરમશુભાત્મ. ૨

### चोपाई.

માધવ, પુરૂષોત્તમ ભગવાન, દેવકિ સહિત વસે જે સ્થાન;
ચાર ભુજધારી પરમેશ, પૂજે નર તેમને વિશેષ. ૧
પરમતીર્થપિંડારક નામ, જગમાં (જે) અતિ પાવન ધામ;
પ્રહર કરે પિંડારક વાસ, પાપ પહુરી થાય પ્રકાસ. ૨
તત્ર રૂક્મવતીનદિ નામ, ગર્જે પિતૃ જેહીના ધામ;
અતિઉત્તમ એ તીર્થ પ્રસીદ્ધ, સર્જ્યું ધર્મ રાજ્યે સિદ્ધ. ૩
તેને સેવે ધરી વિશ્વાસ, યમની ભીતી થાય વિનાશ;
જે નર તત્ર સ્નાને જાય, પૂર્વજ તેના પ્રીત થાય. ૪

---

1 વખાણ—સ્તુતી.

માનિ ધન્ય તે નરનાં કૃત્ય, પૃષ્ઠે વિચરે કરતાં નૃત્ય;
એમ જાણિ તત્રે કરિ શ્રાદ્ધ, મુક્ત કરો પૂર્વજના બાધ. ૫
તત્રે પિંડ તરે નિવાર્ણુ, સદ્ગતિ પોમે પિતૃ પ્રમાણ;
પ્રેત યોનિમાં પામી વાસ, કરતા (જે) અતિરૂદન પ્રકાશ. ૬
મહાનર્કગતિથી (જે) વ્યાપ્ત, પિશાચ યોનીમાં (જે) પ્રાપ્ત;
ઇત્યાદિક યોનિગતવાન[1], પૂર્વજ જેના દુઃખનિધાન. ૭
(તે) સર્વે તત્રે નિર્ધાર, થાય શ્રાદ્ધ કરતાં ઉદ્ધાર;
પામે તૃપ્તી વિનાશિ શોક, જાય વિમાનથિ વિષ્ણુ લોક. ૮
ભૂત પ્રેત, ભય જાય નિદાન, પ્રસન્ન થાય સદા ભગવાન;
કુંભિપાક આદિક અઘભાવ[2], થાય નહી પિંડાર્ક પ્રભાવ. ૯
શ્રેષ્ઠમાસવૈશાખ વિશેષ, શુક્લ ચતુર્દશિવિષે સુનેશ;
તત્રે સર્વતીર્થ કરિ વાસ, પાપ વિનાશી થાય પ્રકાશ. ૧૦
જાંબવતીનદિમાં કરિ સ્નાન, તત્ર થાય અતિપુણ્યનિધાન;
કપાલમોચનતીર્થપવિત્ર, જેનો મહિમા અતિવિચિત્ર. ૧૧
કરી અગસ્ત્ય સરોવર સ્નાન, સુજે તત્ર અતિપાવનવાન;
ઇત્યાદિક પિંડારકપ્રત્ય, અપારતીર્થ મહાશુભકૃત્ય. ૧૨
તત્ર પાપનાશાર્થેસમસ્ત, હરિયે છેદન કર્યા સ્વહસ્ત;
યજ્ઞવાટ[3] તત્રે શુભસ્થાન, તે અઘનાશક પૂર્ણ નિદાન. ૧૩
(તે) બ્રહ્માયે નિરખ્યું સત્ય, માની પરોપકારીકૃત્ય;
શ્રી પિંડારક તીર્થઅભીત્ય, સેવે દુર્વાસામુનિ નિત્ય. ૧૪
તત્રે વશી સકલમુનિવૃંદ, માધવને સેવે સ્વચ્છંદ;
સુણો સર્વશ્રોતાજન સિદ્ધ, પુરાતનીઇતિહાસ પ્રસિદ્ધ. ૧૫
ચંદ્રમુખીપુરિ પરમરૂચીર, વિંધ્યાચલના દક્ષણતીર;
તે પુરિનો મહિપતિ ગુણવાન, વિજયબાહુનામા મતિમાન. ૧૬
વિષ્ણુભક્ત અતિપાવનવેષ, સ્વધર્મ સેવે નિત્ય વિશેષ;
જેને સુત, ધન, નારિ, અપાર, ગૃહે વાજિ, ગજનો, નહિપાર. ૧૭
ન્યાય પ્રવિણ જાણે સુવિવેક, આજ્ઞા પાલે મંત્રિઅનેક;
તે નૃપ નિત્ય ધરી હરિધ્યાન, અર્પે શતધેનૂનાં દાન. ૧૮
સમર્પતાં ગોદાન વિશાળ, નિર્ગત થયા સુશોભિત કાળ;
કદાચીત તે નૃપના ગેહ, આવ્યો દ્વિજઅતિઉજ્વલ દેહ. ૧૯

---

૧ પ્રાપ્ત વાળા– પડેલા. ૨ પાપનો ભાવ– સંભવ. ૩ યજ્ઞરાજ– સ્થાન.

માધવશર્માનામ સુભીત, તદ્ગુણવેષ શ્રુતિ, શાસ્ત્ર, વિદીત;
તે દ્વિજ નૃપને વર્યો વિશેષ, અર્ચ્યો મને ગોદાન નરેશ. ૨૦
એમ સુણી દ્વિજવાણિ રસાળ, નૃપે ધરી ઉર પ્રેમ વિશાળ;
આણી તત્ર ધેનુસુશીલ, શુક્લરંગિ શુભવત્સસહીત. ૨૧
વિશેષ વસ્ત્રાભર્ણ સહીત, ગંધ, પુષ્પથી, બહુ પૂજીત;
વ્યતીપાતપર્વણિમાં સત્ય, સાધી સર્વસુરોચિતકૃત્ય. ૨૨
તે ધેનૂ દક્ષણા સહીત, અર્પી માધવ કરે સુભીત;
સવચ્છિગૌને ગૃહિતે વિપ્ર, માર્ગે વિચર્યો અતિશયક્ષીપ્ર. ૨૩
માર્ગવિષે સ્થિત થઇ[1] તે ગાય, ન ચરે કરે અપારઉપાય;
ક્રોધકરી બહુતાડન કરી, તથાપિ (તે) કિંચિત ના ચરી. ૨૪
તદા વચ્છ ગૃહિ વિચર્યો અગ્ર[2], વેગથિ દોડી (તે) સુરભિ વ્યગ્ર;
ક્રોધ કરી માધવનાઅંગ, બલથી તાડન કર્યો સ્વશૃંગ. ૨૫
શૃંગપ્રહારથિ દુઃખિત અંગ, તત્ર પડ્યો માધવ ગતિભંગ;
શૂળ તુલ્ય વાગિયાં વિષાણ[3], તેથી તજ્યો પ્રહરમાં પ્રાણ. ૨૬
દર્શિ મૃતકદ્વિજને (તે) ગાય, સહુ સદ્ય કજ્જલસમ કાય;
માનિ બ્રહ્મહત્ય. નિર્ધાર, વિકલ સહુ (તે) અપરંપાર. ૨૭
દર્શિ નિજકાયાને શ્યામ, કરવા લાગી રૂદન પ્રકામ;
ત્રાહિ ત્રાહિ હે અશરણ શરણ, કર્યો આજ (મેં) દ્વિજને મર્ણ. ૨૮
પડી બ્રહ્મહત્યા મમશીશ, કરૂં કેમ હું હે જગદીશ;
કેને શરણે જાઉં નિરાશ, કેથિ થાય આ પાપ વિનાશ. ૨૯
એમ કરતિ આક્રંદ અનીશ, જલ, તૃણ, તજી અને દિનનીશ;
અંતર વિચારિ ચિત્ત સુભાવે, ગઇ શિઘ્ર ગંગાસ્નાનાર્થ. ૩૦
એકવર્ષ તત્ર ધરિ ધ્યાન, કરિયાં ગંગાજલમાં સ્નાન;
યદપિ નાશ થયૂં ના પાપ, તેથી ઉરમાં ધરિ સંતાપ. ૩૧
પ્રહરિ કાયા કજ્જલવર્ણ, પુનકરી યમુનાજિને સેવ્યું;
ગયા, ગૌતમી, પુષ્કરસત્ય, તોપી તદપિ ના શુદ્ધ સુકૃત્ય. ૩૨
કર્યાં તીર્થ, ક્ષેત્રાદિ, સમસ્ત, તથાપિ પાપ થયૂં ના અસ્ત;
પામિ અંતરે તાપ અપાર, એથી બ્રહ્મહત્યા નિર્ધાર. ૩૩

૧ થઈ. ૨ આગળ. ૩ શિંગડાં.

वसंततिलका.

તે ગૌ ભ્રમી સકલ તીર્થ વિષે સુકામે, બ્રહ્મ[1]દોષ ન ગયો પણ કોઇ ધામે;
તેથી સ્વઅંતરવિષે પરિતાપ આણી, શ્રીપાર્વતી પતિનું ધ્યાન ધર્યું પ્રમાણી. ૧
નિદ્રા, તૃષા, અશન[2], આદિ તજી વિશેષે, એકાગ્રતા શિવવિષે કરિ ચિત્તદેશે;
પ્રાણાવસાનસમયે[3] વદિ તત્રવાસે, ખેદીતચિત્તથિ પરીપુર એકમાસે. ૨
હે પાર્વતીપતિ મને અતિ દીનજાણી; આ પાપનાશકઉપાય કથો પ્રમાણી;
હૂં જ્ઞાન, વાણિથી, રહીત અપારપાપી, ના જાણુ પાપકૃતિ, પુણ્યગતી, તથાપી. ૩
પૂર્વે હું કાશિપુરિમાં દ્વિજની કુમારી, મેધાવિનામ દ્વિજની વ્રતશીળ નારી;
તત્રે ઉમાનુ વ્રત આચરતાં વિધાને, સ્નેહે કર્યો પતિથિ ભોગ વ્રતા[4]વસાને. ૪
તેથી ઉમા અધિકકોપકલાપ્રકાશી, સ્વમાંતરે વદિ મને બહુદુઃખરાશી;
હે નારિ તેં વ્રતવિષે રતિ સેવિ જેથી, પામીશ સત્ય પશુયોનિ નિવાસ તેથી. ૫
જાણી હિતા, હિત, વ્રતે સજિ તૂં અસત્યા, તેથી થશે સતિ તને, દ્વિજઘાતહત્યા;
રૂદ્રાણિની અકરૂણા સુણિ એણિ રીતે, સર્વેકથી સ્વપતિને ભયભીતચિત્તે. ૬
તેનો[5] પવિત્રઉપદેશ ગૃહી સ્વધામે, સેવી પુનર્પિ ગિરિજા વ્રતપૂર્ણકામે[6];
તેથી ઉમા અનુગ્રહાર્થ વદી સુચિત્તે, આરાધ જે અશુભમાં શિવને સ્વહીતે. ૭
(તે) પાપનાશક ઉપાય ઉરે પ્રમાણી, દર્શાવસે સતિ તને પશુજાતિ જાણી;
નારી તને પ્રથમજન્મનુ જ્ઞાન થાશે, મારા પ્રભાવથકિ પાપસમસ્ત જાશે. ૮
એ હેતુથી પ્રથમજન્મનુ જ્ઞાન પામી, (મેં) સેવના કરિ તમારિ ભવાનિ સ્વામી;
તેથી પુરારિ ઉરમાં અતિસ્નેહ લાવી, આ પાપનાશક ઉપાય કથો જણાવી. ૯
એ ભાંતિ તેણિનિ ગિરા સુણિને પુરારી, તે ધેનુના નિકટ આવિ વદ્યા વિચારી;
હે શ્રેષ્ઠ ગૌ યદુપરી નિકટે વિલાસે, પિંડારકે ત્વરિત જા નિજ પાપ નાશે. ૧૦
તત્રે પયોનિધિ વિષે અતિ પાપહારી, છે શ્રીવિરંચિકૃતકુંડ[7] મનોવિહારી;
(તે) સિંધુના જલથિ લોપિત છે તથાપી, દેશે તને ઉદધિ માર્ગ પ્રમોદ વ્યાપી. ૧૧
તન્મધ્ય સ્નાન કરજે સજિ શુદ્ધમત્યા[8], આ દેહ ઉજ્વલ થશે શમિ બ્રહ્મ હત્યા;

दुहा.

એમ કથી શંકર થયા, તત્રે અંતરધ્યાન;
સુણી તર્થપિંડારકે, તે ગૌ ગઇ નિદાન. ૧

चोपाई.

અવલોકી પિંડારકધામ, પામી અંતરમાં અભિરામ;
પ્રવેશિ સાગરવિષે સુભાગ, શિઘ્ર સાગરે અર્પ્યો માર્ગ. ૧

---

૧ બ્રાહ્મણ મારવાથી થયેલો દોષ. ૨ ભોજન. ૩ પ્રાણ જતી વેળા. ૪ વ્રતની સમાપ્તિવિષે. ૫ પોતાના સ્વામીનો. ૬ વ્રત પુરૂં કરવા. ૭ બ્રહ્માયે કરેલો કુંડ. ૮ શુદ્ધ મતિ વાળી થઇને.

કુંડ સમીપે જઈ નિદાન, દર્શ્યા તત્રે શિવભગવાન;
પૂર્ણ ધરી અંતરમાં ધ્યાન, કર્યું કુંડમાં સ્નાન વિધાન. ૨
કૃતદ્વિજહત્યા[1] પામી નાશ, સુઝી જેમ પરસૂર્યપ્રકાશ[2];
ઉરે ધરી આનંદ વિશેષ, વંદિ તત્ર શિવને શુભવેષ. ૩
આવી દુર્વાસાના સ્થાન, નમી તેમને અર્પ્યાં માન;
દર્શી તેણિને દિવ્યશરીર, વિસ્મિત થયા મુનીગંભીર. ૪
સુણી સર્વ તેણિનું વૃત્તાંત, તે મુનિ અંતરમાં થઈ શાંત;
ધેનુ અંગથી વારિ શ્રવીત[3], તેને દર્શી વિચારી ચિત્ત. ૫
કર્યો કુંડ તત્રે નિર્વાણ, તે જલનો પરમાર્થ પ્રમાણ;
તે ગૌ મુનિને કરી પ્રણામ, વિચરી ઉર પામી અભિરામ. ૬
દ્વારામતિમાં કરી નિવાસ, જપી કૃષ્ણને પામિ વિલાસ;
અંતે (તે) પામી હરિલોક, તજી બ્રહ્મહત્યાનો શોક. ૭
હે શૌનક ઉર જાણી સાર, તત્રે સ્નાન કરો નિર્ધાર;
શમસે ભવ ભીતી વિકરાલ, દર્શનથી હરિ થશે દયાળ. ૮

## ફલશ્રુતિ.

### લાવણી.

અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી,
રુક્ષ્મણીના પતી ઘનશ્યામ, મનોરથ કારી, ટેક.
હે સજ્જન શાસ્ત્ર સમસ્ત, સદા યશ વાચે,
દ્વારામતિને અવલોકિ, દેવ, મુનિ, રાચે;
મહિમા જેનો સુર, સિદ્ધ, યોગિજન જાણી,
સેવે ધરિ સ્નેહ અપાર, પ્રેમ ઉર આણી;
પાપી, પશુ, કીટ, પતંગ, આદિ પ્રાણીને,
દ્વારિકા મુક્તિ દે સદ્ય, શરણ જાણીને;
ધન ધન્ય કહે સર્વદા, દેવ, મુનિ, ધારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧
સેવનાથિ શ્રીદ્વારિકા, વૈકુંઠનગરનામી,
મુક્તી નહિ દુર્લભ જાણે, વૈકુંઠમતિ પામી;
સદબુદ્ધિથિ કૃષ્ણ સમીપ, કરે જપ સારી,

---

૧ કરેલી બ્રહ્મહત્યા. ૨ જાણે સૂર્યપ્રકાશ કર્યો હોય. ૩ ગાયના અંગમાંથી ઝરતું પાણી—નિરંતર ચાલતું.

(તે) વસે કૃષ્ણપદવિષે, વિનાશી ઉપાધી;
પ્રીતીથિ ગોમતી તટે, વસે જે પ્રાણી,
તેને શરણે લે સદા, સુદર્શન પાણી;
કથતાં હરિ હરિ ઉચ્ચાર, જાય ભયકારી,
અતિ ધન્ય દ્વારિકા ધામ, ભૂમિમાં ભારી. ૨

શ્રદ્ધાથી અર્પે અન્ન, દ્વારિકા ધામે,
તે પ્રાણી મન ઇચ્છિત, સર્વદા પામે;
સત્પાત્રીને દે દાન, દ્વારિકા વાસે,
શ્રીકૃષ્ણ કૃપાથી સદ્ય, સુકીર્તિ પ્રકાશે;
પૂજે ઉરમાં ધરી પ્રેમ, કૃષ્ણને ભાવે,
તે નર આ ભવનિધિવિષે, પુન નહીં આવે;
સમજી નર સજ્જન જપો, કૃષ્ણ અસુરારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૩

(જે) કરે ગોમતી સ્નાન, પ્રમોદ ધરીને,
તે નર પામે સિદ્ધાંત, સદૈવ હરીને;
દ્વારામતિના વાયુથી, ઉડેલી ધૂલી,
તે સ્પર્શ થતાં છેદાય, પાપની મૂળી;
ગોમતી સ્નાન કરિ વસે, દ્વારિકા ગ્રામે,
શતજન્મનુ પાપ વિનાશિ, દિવ્યગતિ પામે;
નર જપો દ્વારિકા પતિતપાવિની ધારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૪

જા જા દ્વારામતિ એમ, વદે જે વાણી,
તેના દર્શનથી થાય, સુપાવન પ્રાણી;
શ્રીકૃષ્ણવદનપદ્મને, દર્શિ (જે) રાચે,
તે પુણ્ય સકલદેવથી, કદાપિ ન વાચે;
શ્રદ્ધાથિ કૃષ્ણમુખપદ્મ, પ્રદર્શે પ્રીતે,
(તે) પામે પુણ્યઅપાર, તપાદિ સહીતે;
શ્રી કૃષ્ણ ચરણ રજ અહો! સદૈવ વિહારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૫

શ્રદ્ધાથિ વિલોકે કૃષ્ણ, વદન વરવેષે,
તેણે સુકૃતથી કર્યા, દાન અવશેષે;

વૈશાખ, માઘ, ફાલ્ગુન, ચૈત્ર, એ માસે,
કૃષ્ણાનનને અવલોકિ, સુપુણ્ય પ્રકાશે;
એકાદશિ, દ્વાદશિ, પુર્ણી[1], અમા[2] સંક્રાંતી,
એ તિથિમાં પુણ્ય અપાર, દર્શિ હરિકાંતી;
શ્રીકૃષ્ણ પૂજિ પામશો, મુક્તિ નર નારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૬
રોહિણી, પુનવર્સુ, પુષ્ય, પાત[3], રવિપર્વે[4],
હરિવદન દર્શિ પામશો, મનોરથ સર્વે;
(જે) મહા પુજા કૃષ્ણની, કરે ઉપચારે,
પામે (તે) ભવનિધિવિષે, પદાર્થો ચારે;
જે કરે ગીતથી નૃત્ય, રમેશસમીપે,
પામે આનંદ અપાર, જંબુના દ્વીપે;
પુણ્યમાં ન કિંચિત તુલ્ય, સુભક્તિ વિહારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૭
રાત્રી જાગર કરી ભજે, કૃષ્ણને સ્નેહે,
અપરાધ, બાધ, પહરી, સજે શુભદેહે;
કલિમાં દ્વારામતિવિષે, જાય (જે) દેહી,
(તે) સજે કોટિકુલ સહિત, કૃષ્ણનો સ્નેહી;
સિંહસ્તવિષે[5] ગૌતમી, પૂર્ણફળદાત્રી,
દ્વારિકા તેથી લક્ષધા, પૂર્ણફળ ધાત્રી;
દે દાન દ્વારિકાવિષે, મસે જય કારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૮
વૈશાખશુક્લ દ્વાદશિમાં જાગર સંગે,
કૃષ્ણને પ્રદર્શી વસે, અનામયઅંગે[6];
નર્મદા, કાશિ, કુરુ ક્ષેત્રવિષે, ફળ સાધે,
દ્વારામતિમાં તે પુણ્ય, નિમિષમાં વાધે;
કલિયુગમાં સેવે સમસ્તતીર્થ તથાપી,
દ્વારિકા વિના ઉદ્ધરે, ન પિતૃ કદાપી;
અવનીમાં દ્વારામતી, વિશ્વની વ્હારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૯

૧ પુનમ. ૨ અમાવાસ્યા. ૩ વ્યતિપાત. ૪ સૂર્યસંક્રાંતિ. ૫ સિંહસ્થ વર્ષમાં. ૬ રોગરહિત

રવિ શ્રવણ યુક્તદ્વાદશી વિષે કરિપ્રીતી,
પૂજે કૃષ્ણને ન હોય, જન્મની ભીતી;
કરી સ્નાન, દાન, ચક્રતીર્થ રૂક્મિણિકુંડે,
દર્શે હરિમુખને વદૂ શુ? સુક્રતતુંડે;
જે જાય દ્વારિકા વિષે, માઘ સ્નાનાર્થે,
હરિવદન વિલોકીથાય, સમસ્તશુભાર્થે;
દ્વારિકા દર્શને કરો, સ્વબુદ્ધિ ઉદારી,
અતિ ધન્ય દ્વારિકાધામ ભૂમિમાં ભારી. ૧૦

કલિકાલવિષે નર વસે, કૃષ્ણના ધામે,
કેવલ ભક્તિથિ ત્વરીત, કૃષ્ણને પામે;
જે નર મંદિરમાં નહી, કૃષ્ણની ભક્તી,
ધિક તે નરની ધન, ધાન્ય, ધરાદિક, શક્તી;
પામે હરિવ્રતથી સદા, સ્વભવને મુક્તી,
હરિ ચરણ સમિપ શૂં, કથે કવી ફળ યુક્તી;
નર એમ વિચારી ભજો, દ્વારિકાચારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૧

યદુપરિમાં પામે મુક્તિ, કદાપી કામી,
(તે) જાય સત્ય હરિલોક, વેદનાવામી;
મર્ણે કાશિકા, પ્રયાગ, મોક્ષગતિ આપે,
ગોમતી સ્નાન માત્રથી, સકલ ભય કાપે;
પામે જે ફળ શતઅશ્વમેધથિ વિવેકે,
પામે તે ફળ દ્વારિકાવિષે દિન એકે;
કલિકલ્મષહારિણિપુરી, પ્રદર્શો ધારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૨

જય દેવિ, ગોમતી, સતી, વશિષ્ટદુહીતા,
એ નામ સ્મર્ણથી સમે, સઘ અનહીતા;
જ્યાં વસે સત્યભામાપતિ, ગોમતિ નિત્યે,
મુક્તી ફળ તત્રે મલે, કૃષ્ણના પ્રીતે,
રૂક્મિણિ રતિ વલ્લભ વસે, નિરંતર યત્રે;
નર પામે ભદ્ર અપાર, ભૂમિમાં તત્રે,

ગોમતીતીર્થે મહિવિષે, વિપત્તિ હારી;
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૩

તર્પણાદિ ગોમતિવિષે, કરે સંતોષે,
તેના પૂર્વજ સર્વથા, થાય નિર્દોષે;
ન કર્યા પૂર્વજને તૃપ્ત, ગોમતીતીરે,
ધિક ધિક તેને સર્વથા, મનુષ્યશરીરે;
દ્વારામતિમાં કુપ, વાપિ, તટાક, કરાવે,
તેના યશનો નહિ પાર, કૃષ્ણને ભાવે;
ધરિ બોધ સર્વદા થશો, દ્વારિકા ચારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૪

દ્વારિકાવિષે (જે) કરે, સ્વગુરુની અર્ચા,
ના કરે તેનિ યમદૂત, કદાપી ચર્ચા;
(જે) કરે કૃષ્ણ સાનિધ્ય, યજ્ઞ, તપ, ગીતા,
તેને સદૈવ ઇંદિરા[1] થાય, અતિપ્રીતા;
(જે) કરે કૃષ્ણ સાનિધ્ય, ત્રિકાલી સંધ્યા,
તેની કદાપિ ન થાય, વાણી યશોવંધ્યા[2];
હરિને જપિ સજ્જન તરો, સંસૃતી પારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૫

બાલ્યત્વ, યુવા, વૃદ્ધત્વ, જનિત અઘરાશી,
હરિવદન પ્રદર્શન માત્ર, સમસ્ત વિનાશી;
શ્રીશંખોદ્ધાર સદૈવ, દ્વારિકા માંયે,
દર્શનથી વસે સદા કૃષ્ણાગ્ર વિભાગે;
જય કૃષ્ણ, કૃષ્ણ જય કૃષ્ણ, જપે (જે) વાણી,
તેના સમ અવનીવિષે, અન્ય નહિ પ્રાણી;
હરિનામ જપીને સૂજો, સદા અવિકારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૬

દુર્વાસાને પુરિવિષે, પ્રેમથી પૂજે,
તેને અઘસોઈ પાપ, દૂરથી ધ્રૂજે;
જે ફૂળ પામે મકરાદિ, તીર્થ પ્રયાગે,

૧ લક્ષ્મી. ૨ યશોવંધ્યા=યશહીન.

પલમાં તે ફળ પામે, કૃષ્ણાગ્ર વિભાગે;
દ્વારામતિમાં જે વિપ્ર, થાય સંન્યાશી,
(તે) કોટિકલ્પ પર્યંત, કૃષ્ણ અભિલાશી;
જે સ્થલમાં વસે સદૈવ, કૃષ્ણ અશુભારી,
અતિ ધન્ય દ્વારિકા ધામ, ભૂમિમાં ભારી. ૧૭
જે યોગી સાધે યોગ, કૃષ્ણમુખ દર્શી,
તને અર્પે શુભમુક્તિ, રમાવર હર્ષી;
જે મુની, સિદ્ધ, હરિસમીપ, સદા જપ જાપે,
(તે) પામે પરમાનંદ, દોષ દવ કાપે;
ક્ષણભંગુર જાણી અંગ, કરે હરિ પ્રીતી,
તેની ગવાય સુરવિષે, સર્વયશ ગીતી;
શમસે આપદા સદૈવ, મહાભય કારી,
અતિ ધન્ય દ્વારિકા ધામ, ભૂમિમાં ભારી. ૧૮
(જે) કરે ભાગવત પાઠ, કૃષ્ણને સેવી,
(તે) નરને થાય પ્રસન્ન, ઇંદિરાદેવી;
સેવી વૈષ્ણવનો સંગ, વિવેક પ્રસંગે,
દ્વારિકા વાસથી પામે ભદ્ર ઉમંગે;
(જે) શ્રવણ કરે દ્વારિકા મહાત્મ્ય વિલાસે,
તે નર પામે બહુ માન, સમગ્રનિવાસે;
ધરણીમાં દ્વારામતી, સદા અશુભારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૧૯
જે ધરે કંઠમાં નિત્ય તુલસિની માળા,
તેના સન્મુખ દર્શે નહિ યમના પાળા;
ગોપીચંદન (જે) કરે, નિરંતર ભાળે,
તેને કમલા ના તજે, કદાપી કાળે;
ના બાધ કરે ગ્રહ, રોગ, પિશાચ, અસૂરા,
અગ્ની, ચૌરાદિક ભીતિ, વસે અતિ દૂરા;
કલિમાં આનંદથિ ભજો સદા અસુરારી;
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૨૦
ધરિ વૈષ્ણવવેષ વિશેષ, કૃષ્ણને લોકે,
તે વસે સર્વદા લોકવિષે ગત શોકે;

(જે) કૃષ્ણ સમિપ દ્વારિકા મહાત્મ્ય પ્રવાચે,
તેને હર્ષી વિધિ, રૂદ્ર, આદિ સુર રાચે;
(જે) દાન કરે દ્વારિકામહાત્મ્ય સુસ્નેહે,
તેને શરણે લે કૃષ્ણ, થાય શુભદેહે;
અર્પો દ્વારિકા મહાત્મ્ય, સુજે જયકારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૨૧

(જે) કરે દ્વારિકા વિષે, હરીનિ જયંતી,
તે નરની થાય અપાર, કીર્તિ જયવંતી;
(જે) કરે દ્વારિકાવિષે, ઉજાગર પ્રીતે,
તેને ફળ મળે અપાર, સુકીર્તિ સહીતે;
જે કરે હોલિકા ઉત્સવ, કૃષ્ણ નિવાસે,
તે નરને પરમાનંદ, સદૈવ પ્રકાશે;
સેવો નર તંદ્રા તજી, સ્વચિત્ત વિચારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૨૨

દ્વારિકાવિષે વટ, પિપ્પલ, તુલસી, રોપે,
(તે) પામે હરિપદ સ્થાન, પાપને લોપે;
અર્પે યદુ પુરિમાં ધાન્ય, ધનાદિક, પ્રેમે,
(તે) પામે ચતુર્પદાર્થ વશી દૃઢનેમે;
હે વિપ્ર વૃંદ અપરાધ, હરો ઉર ધારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૨૩

ગોપી ચંદન ચર્ચીત[1] દ્વારિકા ધામે,
તે પદે પદે ગોદાન, સર્વદા પામે;
ગોપી ચંદનની કરે, લલાટે મુદ્રા,
નિશ્ચલફલ પામે ત્યાં સુધિ વસે સમુદ્રા;
ગોપી ચંદન ના કરે, નરો જે ભાગે,
તેનૂ મુખ દર્શે નહી, કૃષ્ણ શે કાળે;
જેહિના નિરંતર કૃષ્ણ, કૃપાલ વિહારી,
અતિ ધન્ય દ્વારિકાધામ, ભૂમિમાં ભારી. ૨૪

---

૧ ગોપીચંદન જેણે કર્યું હોય-કપાળમાં લગાડ્યું હોય.

### ચોપાઈ ત્રિતાલી.

પુરીમાં દે દ્વિજને ભુક્ત, (તે) માનવી જીવનમુક્ત;
દે ભોજનદાન યતીને, (તે) પામે પરમ ગતીને, ૧
નિજ શક્તિથી જે ધનવાન, રંકને દે ભોજન પાન;
(તે) પામે પુણ્ય વિશેષ, જ્યાં સુધી મહિમા દિવશેષ. ૨
કૃષ્ણવદન પ્રદર્શે પ્રભાતે, ધન, ધાન્યાદિ, પામે સુભાતે;
શુક્લપક્ષમાં કાર્તિકમાસે, કૃષ્ણ મુખને વિલોકે વિલાસે. ૩
(તે) પામે કીર્તિ અપારી, ધન, ધાન્ય, સહિત હીતકારી;
પુરિમાં (જે) કાર્તિક માસે, કરે પૂર્વજશ્રાદ્ધ વિલાસે. ૪
થાય નાશ મહાભવભીતી, માને સુર સકલ સુનીતી;
લોકમાં કથે વૈષ્ણવ જેને, દ્વારિકા જાય નહિ ધિક તેને. ૫

### હરિગીત.

અક્ષય, અમર કુલ કોટિથી, કૃષ્ણને જપિ સુજવા યશે,
શ્રીકૃષ્ણ દર્શન કારણે, દ્વારિકામાં નિત્યે વસે;
શ્વાતા, બહિર્ષદ, સોમપા, આડ્ય, અગ્નિ, મહાયશા,
એ આદિ એકત્રિંશ પૂર્વજ, કૃષ્ણ નગરિવિષે વશ્યા. ૧
વિશ્વો, સનાતન, વિશ્વભુક્, આરાધ્ય, ધર્મો, ધર્મદો,
ભૂતીદ, ભૂતિ, ભૂતિકૃત્, એ નવ ગણો તત્રે વદો;
કલ્યાણ, કલ્પદ, કલ્પનાવિદ, કલ્પતરૂઆશ્રય તથા,
કર્તા, અનઘ, એ ષટ ગણો, નિત્યે વશ્યા સમવા વ્યથા. ૨
ધાતા, વરો, વરદો, વરેણ્યો, પુષ્ટિદો, તુષ્ટિપ્રદો,
શ્રીવિશ્વપાતાસહિત સમ સદૈવ તે સ્થલમાં વદો;
મહિમા, મહાન્, મહિતો, મહાત્મ, મહાબલો, પ્રીતી ધરી,
એ પંચ પિતૃ ગણો વશ્યા, દ્વારિકામાં ભજવા હરી. ૩
ભૂતીપ્રદો, ધનદો, તથા, ધર્મદો, સુખદો, સ્નેહથી,
એ ચાર પૂર્વજ ગણ વશ્યા, પુરિમાં સદા પાતક મથી;
તે કારણે હે સજ્જનો, દ્વારાવતીનગરીવિષે,
પિંડાદિ અર્પી પિતૃને, તૃપ્તી કરો કરૂણામિષે. ૪
અર્પે મહાઆશીશ, પૂર્વજ તૃપ્તિ પામી સર્વદા,
ધન, ધાન્ય, કુલદીપક સુતાદિ, મલે સુશોભિતસંપદા;

એ ભાંતિ દ્વારામતિમહાત્મ્ય, સદૈવ નર કરણે ધરો;
શ્રીકૃષ્ણ, કમલા, રામની, કરૂણા સદા મસ્તક ધરો. ૫

દ્વારિકા સદૃશિ; મોક્ષદા, નગરી નહીં અવનીવિષે;
શ્રીગોમતીસંગમ સમાને, અન્ય તીર્થ નહીં દિશે;
નિજગૃહવિષે વશિ કૃષ્ણને, ભજતાં મહાપાતક શમે,
પ્રત્યક્ષ હરિને દર્શિને, શી પુન્ય કથશો નર તમે. ૬

શ્રદ્ધા વિના હરિભક્તિમાં, ના થાય આતુરમતિ કદા,
તે કારણે શ્રદ્ધા ધરી, કરો હરી પુરિને સદા;
પલશે અશુભ મળશે હરી, પલમાં સકલમંગલ થશે,
શ્રીકૃષ્ણવદન વિલોકિને, ભવની વ્યથા સર્વે જશે. ૭

અંતે મહાગતિ પામશો, શ્રીકૃષ્ણને નિત્યે ભજી,
દ્વારામતીને દર્શિને, વસશો સમસ્તવ્યથા તજી;
નિત્યે મહાત્મ્ય શ્રવણ કરી, સુજશો સદા પાવનગતી,
ઉચરે મથુરદ્વિજ સર્વની, હરિપદવિષે વસજો મતી. ૮

દુહા.

એ પ્રકાર દ્વારામતી, મહાત્મ્ય અઘમોહાર;
સુણી શૌનકાદિક થયા, પરમાનંદ અપાર. ૧

તે કારણ નર સ્નેહથી, પખો દ્વારિકાદેશ;
કૃષ્ણમુખાંબુજ દર્શિને, નાશ કરો ભવક્લેશ. ૨

અવશ્ય કરો દ્વારિકા, ધરી સ્નેહ હરનીશ;
નિર્મલઅંતરમાં જપો, નિત્ય દ્વારિકાધીશ. ૩

ગૃહી સાર ગિર્વાણનો, જપી કૃષ્ણ પરમાત્મ;
ગુર્જરિ ગિરાવિષે રચ્યું, આ દ્વારિકા મહાત્મ્ય. ૪

તોટક.

ગુણસાગર નાગર શ્રીપતી, અધિકારિનિરોગમહાસ મતી;
રમણીક દિપે હરનીશ વસે, સુજિ સોનિ કુતી અતિશ્રેયસે. ૧

અતિપ્રેમથિ તે પ્રભુને સમરી, મથુરો નૃપઆશ્રયની પ્રસરી;
કરિતાપ મહાત્મ્ય અપાર સુણી, સુજિ નિધિ મહર દર્શનિ કરી. ૨

નર વાંચિ કથા મમદોષ તજે, ગૃહિ સાર નિરંતર કૃષ્ણ ભજે;
પરમેશ્વરના ગણિ પૂર્ણ ગુણો, અધુના શુભશંખિ મહાત્મ્ય સુણો. ૩

**कविनामथुरेशेण विरचिते श्रीद्वारिकामहात्म्य भाषांतरे द्वारिकासमंते तीर्थक्षेत्रकथननाम अष्टमोविलासस्समाप्तः ॥ ८ ॥**

---

## श्रीशंखोद्धारमहात्म्य.

### मंगलाचरण.

मालाछंद.

મતિ, રતિ, સદગતિ, પ્રદ ગજવદના, વરદવચન વરવપુ સુખસદના;
સકલઅશુભહર અશરણશરણા, જય ગણપતિ નમું તવ જુગચરણા. ૧

**द्वैतालीछंद.**

ગણનાથ અનાથનાયકા, વરદાયા વરદાન વાયકા;
જગમંગલ વિઘ્નગંજના, જય માંગલ્યકરા ગજાનના. ૧

**दोधक.**

પાવન, પંકજલોચનશાળી, સોચવિનાશક, શ્રીવનમાલી;
મંગલદાયક, માનવવેષા, વંદુ તને રણછોડ, રમેશા. ૧
દેવકિનંદન, નિર્મલનામી, શ્રીપુરૂષોત્તમ, અંતરયામી;
ચારભુજાધર, સુંદરવેષા, વંદુ તને રણછોડ રમેશા. ૨
શ્રીમુરલીધર, ભૂધરધારી, કેશવ, માધવ, કુંજવિહારી;
સંકટનાશકરા, પરમેશા, વંદુ તને રણછોડ રમેશા. ૩
શ્રીનટનાગર, સાગરવાશી, વિશ્વનિવાશિ, હરી, અવિનાશી;
ભૂભયનાશકરા, ઋષિકેશા, વંદુ તને રણછોડ રમેશા. ૪

**दुहा.**

વંદી તવ પદપદ્મને, સ્મરી સદા પરમાત્મ;
વરણવું ગુર્જરિવાણિમાં, શંખોદ્ધારમહાત્મ્ય. ૧
શ્રવણ કરો નર સ્નેહથી, શમસે ભવભય ક્લેશ;
નિર્મલ નિજ અંતર થશે, મલશે શ્રીમથુરેશ. ૨

**शैलछंद.**

મહાશ્રેષ્ઠ શ્રીશૌનકાદિ શુભાત્મ, સુણી એમ દ્વારામતીનૂ મહાત્મ્ય;
પુનર્પી વધા સૂતને (તે) શુભાત્મ, કથો આધુના સૂત શંખી મહાત્મ્ય. ૧

### હરિગીત.

રણધીર અર્જુનવીર રણમાં સર્વ કૌરવને હણી,
શ્રીકૃષ્ણના નિકટે ગયો, (જે) સકલભૂપશિરોમણી;
શ્રીકૃષ્ણને પ્રણમી વદ્યો, શુભઅંજલી કરની કરી,
યદુનાથ કૃષ્ણ કૃપાનિધે, કહુ (તે) કહો કરૂણા ધરી. ૧
હે કૃષ્ણ મમ અંતરવિષે, યદ્યપી બહુ સંશય વસે,
તેને નિર્વાણ કીજિયે, યશ વાધશે સવ દિશા દશે;
તવ તુલ્ય કો નહિ દેવતા, નિજ ભક્ત ભીતિ નિવારવા,
નહિ અન્ય દેવ ધરાવિષે, નિજભક્તને પ્રતિપાલવા. ૨

### શાર્દૂલવિક્રીડિતછંદ.

શંખોદ્ધાર સદા પવિત્ર અતિશે, કુત્રે વસે ભૂતલે,
તત્રે પૂજિ, પ્રણામિ શંખિહરિને[1], કલ્યાણ કેવાં મલે;
તત્રે તે પરમેશ કેમ વશિયા, શ્રીશંખિનામે કરી,
તેનાં સર્વમહાત્મ્ય આ સમયમાં, વાચો મને વિસ્તરી. ૧

### દુહા.

એ વિધિ અર્જુન વાણિને, સુણી વિશેષરૂચીર;
ધન્ય ધન્ય કથિને વદ્યા, કૃષ્ણ ગિરા ગંભીર. ૧
અન્ય પુણ્ય નહિ અવનિમાં, પરોપકાર સમાન;
પરોપકારીનર મને, વત્સલ સદા નિદાન. ૨
જન્મી ન કર્યો જે નરે, પરોપકારે પ્રેમ;
વ્યર્થ જન્મ (તેનો) સદા, અજાગલસ્તન[2] જેમ. ૩
સુકૃત સર્વવિષે મને, વત્સલ પરઉપકાર;
તેને સ્નેહવિધિ (જે) કરે, (તે) મન પ્રાણાધાર. ૪
નરપતિ તેં ઉરમાં ધર્યો, પરોપકાર પવિત્ર;
એમ વિચારિ તને કહું, શંખોદ્ધાર ચરિત્ર. ૫

### ચોપાઈ.

ગોમતિસંગમિ શંખોદ્ધાર, અષ્ટકોશ અંતરે ઉદાર;
દક્ષિણદિશાવિષે નિર્વાણ, (તે) દુર્વાસાદિક પ્રમાણ. ૧
રમણ દ્વિપ તેનું અભિધાન, સર્વ દેશ કે જેને માન;
શંખનેશ[3] ને શંખાકાર[4], પુણ્યપ્રદાયક અપરંપાર. ૨

૧ શંખ નામકરૂપે. ૨ બકરાના ગળા [illegible]. ૩ [illegible]. ૪ [illegible].

રાજે સાગરવિષે વિશેષ, વર્ણવતાં શ્રમ પામે શેષ;
સર્વ દિશા વેષ્ટિત ગંભીર, રત્નાકરસાગરનૂ નીર. ૩
ગર્જે લોલલલીતતરંગ, દર્શિ અંતરે સૂજે ઉમંગ;
રત્નાકર સૃજિ દુર્ગસમાન, રક્ષણ કરે સદૈવ નિદાન. ૪
કરે સદા મમ ચિત્ત પ્રસાદ, કદાપિ લોપે નહિ મરીયાદ;
યત્ર વક્ષ, વલ્લરી, અમીત, પ્રસરે પુષ્પ સુગંધ અમીત; ૫
સર્વ જલાશયનાં શુભકામ, શોભે અતિસુંદરઆરામ;
તત્ર વશ્યો હૂં પાવનધામ, ધરી શંખનારાયણ નામ. ૬
જન્મ, મર્ણ, નહિ છતાં અપાર, ભક્તકારણે ધરિ અવતાર;
કરયૂ અનંતનિવાસે વાસ, અગુણ છતાં સૃજિ સગુણ પ્રકાશ. ૭
કેવલ છતાં નિરંતર ભૂપ, નાનાવિધી પ્રકાશી રૂપ;
સચરાચરમાં મારો વાસ, મારાવિના નહિ અવકાશ. ૮
અધિક, તુલ્ય, ના મને કવચીત, સર્વ સ્થલે મમ વાસ સુભીત;
તથાપિ જેમ વિભૂતી ભેદ, વદે નિરંતર જેને વેદ. ૯
તેથિ અંતરે ધરી વિલાસ, શંખોદ્ધારે કરૂં નિવાસ;
અતિપાવન તે ક્ષેત્ર અભીત, સુણ મહિમા ભૂપતી લલીત. ૧૦

## લાવણી.

શંખોદ્ધાર સમાન નહી, ભૂતલમાં પાવનધામ,
દર્શનમાત્ર મળે મનવાંચ્છિત, પામે પાપ વિરામ;
રમણ દ્વીપસમ તીર્થ ધરામાં, પાવનકારિ પ્રમાણ,
સૃજ્યૂં નથી અદ્યપી કદાપી, સૃજશે નહિ નિર્વાણ. ૧
પ્રભાસ આદિક તીર્થ ગયાદિક, પાવન ક્ષેત્ર સમસ્ત,
ગંગા, સૂર્ય સુતાદિકસરિતા, સપ્ત સમુદ્ર પ્રશસ્ત;
પુણ્ય વનસ્પતિ સર્વ, અશ્વમેધાદિક યજ્ઞવિધાન;
વેદ, પુરાણ, સમસ્ત શાસ્ત્ર, ઇંદ્રાદિક દેવ નિદાન. ૨
નારદ, ભૃગ્વાદિક, ભારદ્વાજાદિકસપ્તમુનેશ,
સિદ્ધ સમાજ મુમુક્ષુ, મહાજન, યોગીવૃંદ, વિશેષ;
તુંબરૂ આદિ સકલગાંધર્વો, કુબેર આદિ ધનેશ;
સૂર્ય આદિ ગ્રહરાજ, તથૈવ, અનંતાદિક નાગેશ, ૩
અશ્વન્યાદિકરક્ષ, તથા, રંભાદિક નારિ સુવેષ,
વિશ્વકસેન સમસ્તગણો, ચતુરાનન, વિષ્ણુ, મહેશ,

એ આદીક સમસ્ત લોકના, પાવન તીર્થ પ્રમાણ,
વસે સર્વદા શંખોદ્ધારે, દર્શનાર્થે નિર્વાણ, ૪
શંખોદ્ધાર સમસ્ત તીર્થનૂ, મસ્તકરૂપ મનાય,
તેને સ્મરે સ્વભવને તદપી, પલમાં પાવન થાય;
જે નર સ્મરે સદૈવ શંખિને, ઉરમાં ધરિ સંતોષ,
જાય વિષ્ણુલોકે કુલકોટિથિ, સહુસા સુજિ નિર્દોષ. ૫
નૌકા સંસ્થિત ચરતાં દર્શે, કદાપિ શંખોદ્ધાર,
વત્સલ-સદા મને તે પ્રાણી, જેમ શંખુ-અવતાર;
રમણદ્વીપના માર્ગે જાતાં, કદાપિ પામે મર્ણ,
સત્ય સત્ય (તે) વત્સલ મુજને, પ્રામે થાય મમશર્ણ. ૬
તે કારણે પ્રયત્નથિ વિચરો, સર્વેશંખોદ્ધાર,
જન્મ સફલ કરશે અતિ સ્નેહથી, ક્ષણમાં જગદોદ્ધાર;
કાશિ, કુરૂક્ષેત્રમાં, ગયેથી, શંભવશે શું? ઇષ્ટ,
શંખીને સ્મરતાં નીજભવને, મલે સદા મન મિષ્ટ. ૭
જે ફળ સૂર્યગ્રહણપર્વણિમાં, થાય સરસ્વતિવાસ,
તે ફળ શંખોદ્ધારવિષે, પલમાં હરિ કરે પ્રકાશ;
તત્રે જે નર એક વર્ષ પર્યંત, કરે શુભસ્નાન,
પામે તે નર પરમેશ્વરના, પદનૂ પાવનસ્થાન. ૮
એક વર્ષ તત્રે યોગીને, અર્પે ભોજન, પાન,
વિચરે (તે) પરમેશ્વર ધામે, સુખી મહાસુખવાન.
લક્ષધેનુ વિપ્રને સમર્પી, પામે જે ફળ પાત્ર,
તે ફળ પામે નિમિષમાત્રમાં, શંખીદર્શનમાત્ર. ૯
તત્ર પિતૃ, સુર સર્વે, પામે, પરમતૃપ્તિ નિર્ધાર,
પામે તત્રે પરમતૃપ્તિ મુનિ, યોગી, અપરંપાર;
પ્રભાસે અવનીમાં સરિતાં, પરમતીર્થ અગણીત,
તીર્થ તીર્થે અનુમાનથિ તેનાં, કહિયાં પુણ્ય ગણીત. ૧૦
તથાપિ શંખોદ્ધારવિષે, શંખીને દર્શે સંત,
તેનિ પુણ્યસંખ્યાનો યત્નથિ, પામ્યા નહિ વિધિ અંત;
જ્યાં સુધિ શંખીને ના દર્શે, ત્યાં સુધિ ભમે અપાર,
જ્યાં સુધિ શંખીને ના દર્શે, ત્યાં સુધિ [illegible] અપાર. ૧૧
શંખીને દર્શે જે પ્રાણી, [illegible] ધરી નિજ ચિત્ત,

સત્ય સત્ય તે પુનર્ન પામે, ગર્ભવાસ ભયભીત;
ભૂતલમાં કામના પ્રદાયક, સરિતા, તીર્થ અનેક,
તથાપિ શંખોદ્ધાર તુલ્ય, સદ્ગતિદાયક નહિ એક. ૧૨
હે કુંતિસુત અર્ધ્વસમેત ત્રિકોટીતીર્થ[1] પવિત્ર,
શંખોદ્ધારે વસે સર્વદા, પામી પ્રેમ વિચિત્ર;
બાલ, વિપ્ર, ગૌ, ઘાત આદિનાં, નિંદિત પાપ વિશેષ,
રમણદ્વીપના દર્શન માત્રથિ, સર્વ થાય નિઃશેષ. ૧૩
તત્રે સ્નાન વિધાન આદિથી, કરે પિતૃનાં શ્રાદ્ધ,
વસે વિષ્ણુ અધિવાસવિષે નિજ પૂર્વજ પહરિ બાધ;
દર્શે નહિ (જે) જન્મ ધરીને, શંખીને જપિ જાપ,
તે નરને નરકે વશિ પૂર્વજ, અર્પે દારૂણ શાપ. ૧૪
જે નર શંખોદ્ધાર જવા ઉરવિષે ધરે ઉલ્લાસ,
પૂર્વજ તેને આશિશ આપે, પામી સ્વર્ગનિવાસ;
તત્રે તર્પણ કરે પિતૃને, એકાદશિદિન ભૂપ,
અક્ષયતૃમી પામી થાય, પૂર્વજ (તેના) મમ રૂપ. ૧૫
સ્નાન કરી શંખીને દર્શી, અર્પે દ્વિજને દાન,
પામે તે માનવ પરલોકે, અતિ ઉત્તમ સન્માન;
ભૂષણ, ગૃહ, અંબર, ગો, કંચન, આદિક અર્પે તત્ર,
વસે કૃષ્ણપુરિવિષે નિરંતર, ધરે દેવતા છત્ર. ૧૬
તત્રે અર્પે અન્ન દીનને, જે નર ભાવ સહીત,
થાય સદ્ય (તે) મમપદવાશી, વિનાશિ સર્વ અહીત;
અન્ન દાન સમનહિ ભૂતલમાં, મહાદાન અન્યત્ર,
તે કારણે નિરંતર સજ્જન, અન્ન અર્પશો તત્ર. ૧૭
જપ, તપ, સંયમ, નિયમ, કદાપી કરે પામવા અર્થ,
તથાપિ કૃષ્ણ પદાંબુજ ભક્તિ વિના (તે) થાય નિરર્થ;

**दुहा.**

પ્રભાસમાં રવિગ્રહવિષે, પામે જે ફલ પાત્ર;
તેથિ લક્ષધા ફલ મળે, શંખી દર્શન માત્ર. ૧
તીર્થવિષે શતકન્યકા, સમર્પિ પામે સાર;
તે ફળ પામે વિપલમાં, દર્શી શંખોદ્ધાર. ૨

---

૧ સાડાત્રણ કોટી તીર્થ.

હરિદિવસે મધુમતિતટે, અર્પે ધેનુ સહસ્ત્ર;
શંખી દર્શનમાત્રથી, તે ફલ સુજે અજસ્ત્ર. ૩

મર્ણે ગંગા વારિથી, જે ફલ થાય પ્રશસ્ત;
શંખીદર્શનમાત્રથી, તે ફલ થાય સમસ્ત. ૪

સ્નાન કરી ગોમતિવિષે, અર્પે ધન, ગોદાન;
તે ફલ પામે નિમિષમાં, પ્રદર્શિ શંખીસ્થાન. ૫

સદૈવ જમુના સ્નાનથી, જે ફલ થાય પ્રકાશ;
તે ફલ પ્રસવે નિમિષમાં, પ્રદર્શિ શંખિનિવાસ. ૬

પ્રભાસમાં રવિગ્રહવિષે, જે ફલ થાય નિદાન;
પામે તે ફલ વિપલમાં, પ્રદર્શિ શંખીસ્થાન. ૭

ગોમતિ સાર સુસ્નાનથી, પાનથી ગંગા સાર;
કુરૂક્ષેત્ર સંવાસથી, દૃષ્ટિથિ, શંખી સાર. ૮

શંખોદ્ધાર પ્રતાપથી, પાપી થાય પવિત્ર;
સ્નાન, દાન, દર્શનથકી, ભવમાં સુજે વિચિત્ર. ૯

તત્ર જે નર સ્નેહથી, કરે સદા મમ સેવ;
સદૈવ તે નરને નમે, બ્રહ્મ, ભવાદિક, દેવ. ૧૦

સ્નેહથિ તત્ર મને સદા, પૂજે વિવિધપ્રકાર;
મમ કરૂણાથી કોટિધા, પ્રજળે પાપ અપાર. ૧૧

સાગરમાં દ્વારામતી, શંખોદ્ધાર નિદાન;
તત્ર તેને દર્શિને, પામે પુણ્ય નિધાન. ૧૨

મમ દર્શનથી તે સ્થલે, શમે સકલ દોષ;
મમ લોકે અંતે વસે, સુજે સર્વ સંતોષ. ૧૩

સત્ય સત્ય કહ્યું સર્વથા, હે અર્જુન ગુણવાન;
અન્ય તીર્થ નહિ અવનિમાં, શંખોદ્ધાર સમાન. ૧૪

એ વિધિ અર્જુન, કૃષ્ણનો, સુણી પરમસંવાદ;
વધ્યા સૂતને સ્નેહથી, શૌનકાદિ મુનિ સ્વાદ. ૧૫

તમે કેમ વસ્યા હરી, સદૈવ શંખી શાંત;
કહો સૂત કરૂણા કરી, અમને એ વૃત્તાંત. ૧૬

અહો! કેશ નરનાં સદા, સમસ્તકેશ સમીતઃ
ગર્ભિણા આદિ સ્નેહથી, કરે અપ્સરનાં ગીત. ૧૭

સજ્જન (સમૃદ્ધિથી) ધરે, નમ્ર સ્વભાવ અપાર;
જેમ મેઘ, તરૂ, રિદ્ધિથી, નમી કરે ઉપકાર. ૧૮

## હરિગીત.

શ્રીસૂત એમ સુણી વધા, અતિ ધન્ય ધન્ય કથી તદા,
હે શૌનકાદિ તમારિ હરિ, પદમાં વશી ભક્તી સદા;
તે કારણે તમને કથૂ, પરમેશની કરૂણા ધરી,
દ્વિજ રાજ સર્વ શ્રવણ કરો, શ્રદ્ધાથિ આલસ પર્હરી. ૧
પૂર્વેશિવે ક્રોધાગ્નિથી, સ્મરને[1] દહન કરિયો છતાં,
તેની સુકોમલ અંગના, રતિ તાપ પામિ પતી જતાં;
તે દેવ, મુનિ રાજન સહિત, શિવને વદી આક્રંદથી,
હે શિવ તને આ દુષ્ટ કૃતિ, કરવી કદાપિ ઉચિત નથી. ૨
મમ નાથ નાશ થયે છતે, આવિશ્વ સર્વ વિનાશસે,
આ સૃષ્ટિની રચનાવિષે, સ્મરવિના યત્ન વૃથા જશે;
રતિ, કામના, સંયોગથી, જન્મે સકલ જગ સર્વદા,
મન્મથ વિના ઉત્પત્તિ થાય નહી, વિચાર કરો સદા. ૩
ભગવાન સકલપુરૂષવિષે, પુરૂષાર્થ સર્વે કામથી,
પુરૂષાર્થ નાશ થયે છતે, નર નામ પુરૂષવિષે નથી;
હે વિશ્વનાથ અનંગ દગ્ધ થયે છતે વસુધાવિષે,
રતિનો લલિત અવતાર લક્ષપ્રકાર સર્વ વ્રથા થશે. ૪
રતિમાં અનંગ અનંગમાં, રતિ નારિ વાસ કરે સદા,
ના થાય ભવમાં કામનો, રતિનો વિયોગ વિપલ કદા;
તે કારણે ગિરિજા પતી, અબલાવિષે કરૂણા કરી,
કરિયે ત્વરાથી કામને, જીવીત યશથી વિસ્તરી. ૫
એ ભાતિ રતિના વાક્યને, સુણિને વધા ગિરિજાપતી,
તવ નાથ પુનરપિ જન્મશે, જા શોક, મોહ,તજી રતી;
એ ભાતિ શિવનાં વાક્ય સુણિ, રતિ સ્વાશ્રમે ગઇ મુદ ધરી,
તેણિને કિંચિત કાળમાં[2], સંબરા સૂર ગયો હરી. ૬
રતિ પાકશાસ્ત્રવિષે પ્રવિણ હતિ તેથી દાનવિ શંબરે.
તેણિને જિંહ્વા સ્વાદથી, પાકાર્થ રાખી મંદિરે;

---

૧ કામદેવ. ૨ થોડા દિવસમાં.

તે કામદેવ સ્વદેહને, સૃજવા હરીને પામિને,
રૂકિમણી ગર્ભથી જન્મિયો, પ્રદ્યુમ્ન નામ પ્રમાણિને. ૭
શ્રીકૃષ્ણ વીર્યથી સર્વદા, પ્રત્યક્ષ કૃષ્ણ સ્વરૂપ થયો,
અત્યંત રવિ, શશિ, કાંતિના, સંચી શરીર વિષે વ્યયો[1];
તે બાલને દશદિવસમાં, શંબર સ્વશત્રુ પ્રમાણિને,
કરિ હર્ણ નાખિ સમુદ્રમાં, સ્વગૃહે ગયો સુખજાણિને. ૮
તે બાલને તત્કાળ સાગર વારિમાં મત્સે ગળ્યો,
તે મત્સ જલધિ અન્ય મત્સ[2] સહીત ધીવરને મળ્યો;
તે મત્સને ધીવરજને, અત્યંતસુંદર દર્શિને,
અર્પ્યો ઉપાયન[3] માનિને, શંબરાસુરને હર્ષિને. ૯

ચોપાઈ.

પ્રદર્શિ તે મત્સને સહીત, પામી શંબર મનમાં પ્રીત;
કિરાત જનને સહુ પ્રસન્ન, અર્પી ભૂષણ અંબર, અન્ન. ૧
માની (તેને) અશન[4] સુભીત, કરિયો શસ્ત્રવડે ખંડીત;
તેના ઉદરે દર્શો બાળ, (તે) પામી આશ્ચર્ય વિશાળ. ૨
તેને અર્પ્યો રતિના હસ્ત, કરી નિવેદન વાત સમસ્ત;
તે સંધીમાં નારદ વિપ્ર, ગગનથિ તહે આવ્યિ ક્ષીપ્ર. ૩
બાલકની ઉત્પત્તિ અશેષ, તેનો મત્સોદરે[5] પ્રવેશ;
તે સમસ્ત રતિને કરિ જાણ, ગયા શિઘ્ર નારદ નિર્વાણ. ૪
સૂર્પોદન[6] સાધનના કામ, રાખિ શંબરે (જે) નિજ ધામ;
પતિની પ્રાપ્તીને ધરિ પ્રીત, અવલોકન કરતી (જે) નીત્ય. ૫
તે રતિ પતિનો દર્શો દેહ, નારદથી થઈ નિઃસંદેહ;
માની તે બાલકને કામ, પામી અંતરમાં અભિરામ. ૬
સ્વલ્પકાળમાં સુન્દતાભ્યાસે[7], થયો બાલ તે યોવન પ્રાપ્તઃ
અતિમનહારિણિ લીલા કરે, પલમાં માનનિના મનહરે. ૭

કવીત.

શોભતો કુમાર વેષ, મસ્તકે કુટીલ કેશ,
શ્યામ અંગની વિશેષ, કાંતિ મેઘધારિણી;
ભવ્યભાલ, નેત્રલાલ. [illegible]

૧ સમુદ્રમાં. ૨ બીજા મચ્છની સાથે. ૩ [illegible]. ૪ ભોજન. ૫ મચ્છના પેટમાં.
૬ કામ, ભાવ. ૭ [illegible].

શોભતી ભૂજા વિશાળ, વૈરિને નિવરિણી;
મંદ હાસ્યથી નિદાન, ચંદ્ર બિંબના સમાન;
શ્રીમુખારવિંદવાન, વાણિ સ્નેહ ધારિણી,
સર્વ લક્ષણેથિ વીર, લોકમાં સદા રૂચીર;
દર્શિ થાય સ્ત્રી અધીર, જેમનો વિહારિણી. ૧

### दुहा.

ઇશ્વરને પણ કામની, ઉપમા સદા અપાય;
તો પ્રત્યક્ષ અનંગને, વરણવ કેમ કરાય. ૧

### चोपाई.

એમ દર્શિ પતિને પ્રખ્યાત, કામદેવ જાણી સાક્ષાત;
તદનંતર રતિ રૂપ પ્રભાવ, સુરતાનો[1] કરિ ( તેને ) ભાવ. ૧
મંદ મંદ કરતી મુખહાસ, રચી કુટીલ ભ્રૂકૂટિ વિલાસ;
ધરી પ્રેમ લજ્જાપરિપૂર્ણ, કામવેગથી સૃજિ ચિતચૂર્ણ. ૨
ભોગ વાંચ્છના ધરી અપાર, ઉભી સુન્મુખ (તે) નિર્ધાર;
તેણિનિ શોભાનો નહિપાર, (જે) સાક્ષાત રતી અવતાર. ૩

### वामछंद.

શુભગઅંગ, ધવલ રંગ, વિમલવેષ, અસિત કેશ. ૧
બહુવિધાન, ગુણનિધાન, શશિસમાન, વદનવાન. ૨
નયનલોલ, મૃદુકપોલ, ચિબુકગોલ, મધુરબોલ. ૩
વિપુલભાલ, અધરલાલ, લલિતનાક, રસિકવાક[2]. ૪
ભ્રુકુટિભાસ, ધનુપ્રકાશ, સ્મિતમધૂર[3], મૃદુરઉર. ૫
રૂચિર દંત, દિપ્તિમંત, ગલનિવાસ[4], કંબુભાસ, ૬
કર અનૂપ, નખ સુરૂપ, સ્તનલલીત, કટિકૃષીત.[5] ૭
ઉદરસ્થાન, પદ્મપાન, પૃષ્ટ પુષ્ટ[6], અધિક તુષ્ટ. ૮
ઉરૂલસીત[7], અધિકસીત[8], ચપલ ચરણ, કમલવરણ. ૯

### वसंततिलका.

શૃંગાર, રાગ[9], પરિધાન કરી સ્વઅંગે, ચારૂકપોલપર હસ્ત ધરી ઉમંગે;
પાદાંગુલીથિ[10] મહિને ખનતી કૃપાલી, ઊભી રતી સ્વપતિ સન્મુખ નમ્રભાળી. ૧

---

૧ સંભોગ સમંધીના. ૨ જીભ્હા. ૩ હસવું મધુર. ૪ કંઠસ્થાન. ૫ કેડ પાતલી. ૬ ઢગરાઆરે. ૭ જંઘા શોભતી. ૮ ગોરી. ૯ રંગ. ૧૦ પગની આંગળીયા.

દુહા.

ઉમા, રમાદિક દેવિને, રતિની ઉપમા જાય;
તો પ્રત્યક્ષરતીવિષે, વર્ણવ કેમ કરાય. ૧

ચોપાઈ.

પ્રદર્શિ તેણીને નિર્વાણ, વધો શિઘ્ર પ્રદ્યુમ્ન પ્રમાણ;
માતૃ ભાવને તજિ તું આજ, ઇચ્છે કેમ અધર્મી કાજ. ૧
સજી કેમ કામી ધરિ ગર્વ, તજી શાસ્ત્ર મર્યાદા સર્વ;
પ્રદર્શિ માત તને આચાર, સજ ઉરે સંશય નિર્ધાર. ૨

દુહા.

દુષ્ટબુદ્ધિથી (જે) કરે, નિજ માતાથી સંગ;
તે પાપી નરકે વસે, તજે નહી કૃમિઅંગ. ૧
પાલક, ગુરૂ, સુત, મિત્રની, રમે નારિથી રંગ;
નર્કનિવાસ કરે સદા, તજે નહી કૃમિઅંગ. ૨

ચોપાઈ.

(તે) સુણિ ઉચરી રતી નિદાન, સુણિયે કામ પતી ભગવાન;
કૃષ્ણ, રૂકિમણીનો તું અપત્ય, અત્ર શંબરે આણ્યો સત્ય. ૧
તેથી નાથ તમે છો કામ, હું તમારિ નારી રતિનામ;
તને કરી દશદિનમાં હણી, કર્યો શંબરે સાગર શરણ. ૨
મત્સે ગ્રશો તને પતિ નત્ર, મત્સોદરથી આવ્યો અત્ર;
સદૈવ શોચકરે તવ માત, તેથી આ રિપુને કર ઘાત. ૩

વસંતતિલકા.

સ્વામી તને તવજનિનિ વિનષ્ટ[1] જાણી, નિત્યે કરે અધિક રોદન શોચ આણી;
પ્રેમપ્રબંધનથિ વ્યાકુલિ (જે) અભીતા, જે રીતિથી સુરભિ[2] વત્સવટે રહીતા. ૧

હરિગીત.

એ ભાંતિ કથિ રતિયે તદા, અતિ સકલ વિદ્યા આપિને,
યુદ્ધાર્થિથી તત્પર કર્યો. તે કામ દેવ પ્રતાપિને;
નંતર સકલ શસ્ત્રાસ્ત્રથી, શંબર નિકટ જઈ રિસથી,
તેણે કર્યો કોપીત તે. અતિ કુટિલ વાક્ય કથાસથી. ૧
(તેને) વિલોકિ ધસ્યો અસુર, કોપથી કરમાં ગ્રહી ગદા,
નિજમુખથિ નિસ્તરિ વદનથી. અનુપમિત વદતો તદા;

૧ નાશ પામેલ જાણી. ૨ ગાય.

પ્રદ્યુમ્નને બલથી ગદા, તાડન કરી કરિયો ધ્વની,
તે ગદાને ગૃહિ કાર્ષ્ણિયે[1], તાડી અસુરને મર્મની. ૨

પ્રદ્યુમ્ન, શંબરના, માહાસંગ્રામને દર્શન કરી,
સંતાપ કરવા લાગિયા, સુર સર્વે ભયથી વિસ્તરી;
ઉરમાં મહા આશ્ચર્ય ધરિ, ઉચરે પરસ્પર પરવશે,
આબાલ, કાલ સમાન શંબરને અહો ! શૂં ? જીતશે. ૩

શંબર સ્વમાયાને કરી, આકાશમાં સત્વર વશી,
કરતો થયો શસ્ત્રાસ્ત્રથી, દારૂણવૃષ્ટિ ધનુષ કશી;
પ્રદ્યુમ્ન તેને દર્શિને, સાત્યકીવિદ્યા[2] સાધિને,
ક્રોધે કરી કરતો થયો, શંબરનિ સર્વ ઉપાધિને. ૪

ગાંધાર્વિ[3], ગૌહ્યકી[4], રાક્ષસી, પૈશાચકી[5] માયાદિને,
કરિ શંબરે ગગને વશી, હણવા અનંગ અનાદિને;
કૃષ્ણાત્મજે તે સકલમાયા, નાશ કરી અતિશિઘ્રથી,
અવની ઉપર આણી હણ્યો, ઝટ શીશ છેદી ખડ્ગથી. ૫

(તે) દર્શિ પુષ્પનિ વૃષ્ટિને, કરતાછતા વિદ્યાધરો[6],
પ્રદ્યુમ્નને પ્રણમી વદ્યા,તત્રે સકલસુર,મુનિવરો;
હે વીર તેં સામર્થ્યથી, આ પાપિ હણિયો જે થકી,
આ સૈકતેય[7] પવિત્ર અતિ, ઉદ્ધાર પામ્યો તે થકી. ૬

એનો સુશંખાકાર છે, સાગર વિષે જેથી કરી,
અવનિમાં શંખોદ્ધાર એમ પ્રસિદ્ધ થાશે વિસ્તરી;
અત્રે જનિત શુભશંખથી, પરમેશને (જે) પૂજીશે,
શ્રીશંખિની કરૂણાવડે, તેની સમસ્ત વ્યથા જશે. ૭

રતિ સંગ રમણ તમે કર્યું, તેથી રમણ દ્વિપ (આ) થયો,
સુર, સિદ્ધ, યોગિ, તપસ્વિનો, સંતાપ વ્યાપ સકલ ગયો;
પરમાર્થ કામે આ સ્થલે, ઈશ્વિરનિ કરિયે સ્થાપના,
આસ્થલવિષે બ્રહ્માદિકે, તપથી વિનાશી વેદના. ૮

તે વાકય સુણિ કૃષ્ણાત્મજે, પરમેશને સ્થાપન કરી,
સર્વે સુરાદિકને વદ્યો, આનંદ અંતરમાં ધરી;

---

૧ પ્રદ્યુમ્ન. ૨ માયાને નાશ કરે એવી વિદ્યા. ૩ ગાંધર્વની. ૪ મલીન. ૫ પિશાચની. ૬ ગાંધર્વો. ૭ બેટ.

જે ભાંતિ નારાયણ હરી, શજે સમુદ્રવિષે વસે,
(આ) અત્ર રાજે તેમ તેથી, શંખનારાયણ થશે. ૯
દ્વારામતીને જે સમે, પ્લાવીત કરશે નદિપતી,
તે સમય આ સાગરવિષે, સજશે સદા દ્વારામતી;
(જે) પૂજશે શંખી હરીને, પ્રેમપૂર્વક આ સ્થલે,
શ્રીશંખિની કરૂણાવડે, તેની સકલભીતી પળે. ૧૦
આ શંખિસરમાં સ્નાનથી, શંખી હરીને પૂજશે,
તે માનવીના પૂર્વજો, ઉદ્ધાર સત્વર પામશે;
પ્રદ્યુમ્ન એમ કથી તદા, મુનિ, દેવને, સંતોષિને,
પ્રીતિથિ શંખોદ્ધારને. (ને) પાવન અપાર વિલોકિને. ૧૧
પશ્ચાત રતિયે નિજ પતી, પ્રષ્ટે ચઢાવી ગગનથી,
અંતઃપુરે જઈ મૂકિયો, દ્વારામતીમાં શિઘ્રથી;
તે વીર અંતઃપુર વિષે, શ્રીકૃષ્ણની શોભા ધરી,
શોભવા લાગ્યો તે સમે, કોટીઅનંગથિ વિસ્તરી. ૧૨

वसंततिलका.

શોભે શરીર ઘનશામલકાંતિધારી, લીલાથિ ચંચલસુલોચનલોકહારિ.
જેની મનોહરભ્રૂકુટિ ભરી વિલાસે, શોભાયમાનમુખપંકજ જેનુ ભાસે. ૧
બાજે વિશાળ ભુજદંડ મહાપ્રતાપી, આભર્ણ, વસ્ત્ર, પરિધાન કર્યાં કલાપી;
કાળા તથા કુટિલ કેશવડે વિશેષે, ઓપે મુખાંબુજ અપારસલીલવેષે. ૨
તેને વિલોકિ અવરોધનિ[1] સર્વરાણી, લજ્જાયમાન થકિયો યદુનાથ જાણી;
કિંચિદ્વિલક્ષણથિ[2] નિશ્ચયતા કરીને, તેના સમીપ ગઈયો પ્રમુદા ધરીને. ૩

દુહા.

પ્રહર્ષિ (તેને) હર્ષિને, વદે પરસ્પર સર્વ;
અહો! ધન્ય આ બાલને. હર્ષિ પહેરે ગર્વ. ૧
અહો! ધન્ય આ બાલની, સાર્થવિ માત નિદાન;
ઉત્સંગે લઈ જેહિને, આપ્યું સદા સ્તનપાન. ૨
ધન્ય શીઘ્ર, કુલ, તાતને, ધન્ય ધન્ય પરિવાર;
અર્પ્યો જેણે વીર્યથી, આ નરને અવતાર. ૩
અહો! ધન્ય આ પુરૂષની, અબલા કીર્તિ પ્રકાશ;
ક્યો જેહિને સ્નેહથી. [illegible] ૪

૧ અવરોધ—અંતઃપુરની [illegible]

એ પ્રકાર અવરોધમાં, વદતી છતી સમસ્ત;
તત્રે આવી રૂક્મિણી, વિસ્મિત સજી પ્રશસ્ત. ૫

## હરિગીત.

તેને વિલોકિ વિલોકિને, નિજ નષ્ટ આત્મજને સ્મરી,
સહસા જુગલ કુચ દુગ્ધથી, શ્રવતાં થયાં સ્નેહે કરી;
અતિદિવ્યલોચનપદ્મથી,અશ્રુનિ વૃષ્ટિ થતી છતાં,
ગદ ગદ ગિરાથી તે વદી, સુંદરિ સકલ સુણતી છતાં. ૧

## ચોપાઈ.

અહો! ધન્ય આ નર અવતાર, જણાય કુલદીપક નિર્ધાર;
પ્રસવ્યો કેના પાવન વંશ, જણાય (જે) નારાયણ અંશ. ૧
કઈ નારિયે ધરિ હરિ ધ્યાન, ધર્યો ગર્ભમાં આ સંતાન;
મમ બાલક પણ આવો સ્પષ્ટ, થયો સૂતિકા ગૃહથી નષ્ટ. ૨
જણાય તેના તુલ્ય લલીત, પરંતુ (તે) ક્યાંથી જીવીત;
પણ એણે શ્રીકૃષ્ણ સમાન, ક્યાંથિ પામ્યું સારૂપ્ય[1] નિદાન. ૩
સમસ્તઅવયવથી નિર્વાણ, જણાય કૃષ્ણ સમાન પ્રમાણ;
કૃષ્ણ તુલ્ય ગુણ, લક્ષણ ભાસ, કૃષ્ણ તુલ્ય મુખમાં મૃદુહાસ. ૪
તે કારણ આ દિવ્ય કુમાર, ધર્યો ગર્ભમાં (મેં) નિર્ધાર;
દર્શિ પ્રકાશે પ્રેમ પ્રશસ્ત, ફરકે મારો ઉત્તરહસ્ત. ૫
રૂક્મિણિ ઉરમાં પામી પ્રીત, એમ ઉચરતી છતી અમીત,
દેવિ દેવકી, શ્રીઘનશ્યામ, તથૈવ આનકદુંદુભિ, રામ. ૬
તત્ર આવિ તેમણે સુચિત્ત, દર્શો તે સંતાન લલીત;
સ્વપુત્રને જાણી ભગવાન, પણ ન વધા કિંચિત અવદાન[2]. ૭
તદા વધા નારદ વિપ્રેશ, શંબરથી હરણાદિ વિશેષ;
કથી પ્રથમથી સર્વ વૃત્તાંત, કર્યાં સર્વને અતિશયશાંત. ૮
સકલ નારિયો સુણી નિદાન, ઉરમાં સજિયો વિસ્મિતવાન;
અહો! ધન્ય પ્રદ્યુમ્ન કુમાર, પુનર્પિ આવ્યો મર્ણપ્રકાર. ૯
એમ ઉચરતી છતી સમસ્ત, ઉરમાં પામી પ્રેમ પ્રશસ્ત;
રામ, કૃષ્ણ, દેવકી, વસુદેવ, પ્રેમ પામિયાં ઉરે સુધવે[3] ૧૦
રૂક્મિણિ તે દંપતિના દેહ, આલિંગી પામી બહુસ્નેહ;
નષ્ટ પુત્ર આગમન નિદાન, સુણી પ્રજા સજિ પ્રેમ નિધાન. ૧૧

---

૧ કૃષ્ણના રૂપજ. ૨ વાચા. ૩ અમૃતની પેઠે.

અહો! બાલ આ મૃતક વિધાન, આવ્યો પુન કુશલ સ્વસ્થાન;
સકલભદ્ર સર્જ્યું શમિયા શોક, કથી એમ સુખ પામ્યા લોક. ૧૨

હરિગીત.

હે શૌનકાદિ મુનીશ્વરો. તમને સકલ જગના હિતે,
ઉત્પત્તિ શંખોદ્ધારની, રમણિક દ્વિપનિ કથિ એ રિતે;
આનંદથી શ્રવણે ધરો, સંતાપ, પાપ સકલ, જશે;
સાક્ષાત તરે દર્શતાં, સંતુષ્ટ શ્રીશંખી થશે. ૧

સોરઠા.

દર્શો કરી વિલાસ, તે કારણ નારી નરો;
શંખોદ્ધાર નિવાસ, પરમરમણદ્વિપ દ્વારિકા. ૧

---

## શ્રીસત્યભામા વિવાહ.

વસંતતિલકા.

હે શૌનકાદિમુનિ કૃષ્ણ વિષે તમારી, ભાસે અપારકરૂણામય ભક્તિ ભારી;
તેથી તમો સકલને કહું સ્નેહ આણી, શ્રીકૃષ્ણની અધિકશ્રેષ્ઠકથા પ્રમાણી. ૧

ચોપાઈ.

સત્રાજિત યાદવ મતિમાન, પરમપવિત્ર મહાગુણવાન;
તેણે દિનકર સેવી નિત્ય, કરી ભક્તિ ઉરમાં ધરિ પ્રીત. ૧
તેનિ પ્રદર્શી ભક્તિ વિશાળ, સહુ દિવાકર અધિક કૃપાળ;
આપ્યો મણીસ્યમંતકનામ, (જે) સદૈવ પરિપૂરણ કામ. ૨
ધરિ કંઠે તે મણી લલીત, સહુ શોભિતો સત્રાજીત;
જેમ સકલઅવનીતલવાસ, થયો અપર આદિત્ય પ્રકાશ. ૩
એમ પ્રકાશી ઉજ્વલવેષ, કર્યો દ્વારિકાવિષે પ્રવેશ;
દર્શિ દૂરથી (તેને) સર્વ, દ્વારામતિવાસી તે પર્વ. ૪
આ રવિ એમ વિચારી ચિત્ત, ઉરમાં સહુ સકલ શંકીત;
કરતા હતા પ્રદર્શનદંભ[1], સહુ તેજથી નયને અંધ. ૫
કૃષ્ણ નિકટ (તે) ગઈ ત્વરીત, પ્રણમી ઉચર્યા જે શંકીત;

ઉપજાતિ.

હે કૃષ્ણ, નારાયણ, વિશ્વસ્વામી, ચતુર્ભુજધારિ, અનંતનામી;
ગોવિંદ, દામોદર, યાદવેશા, રમેશ્વરા, કિરીટિધારિ વેષા[2]. ૧

---

૧ પ્રકાશ-દેખાવ. ૨ કિરીટ મુકુટ સમાન વેષ.

### ચોપાઈ.

કરિયે તમને અમો પ્રણામ, સદૈવ જાણી સુખનાં ધામ,
આ આવે આદીત અનૂપ, તવ દર્શન કામે જગભૂપ. ૧
કિરણજાલથી નરનાં ચક્ષ, હણતો આવે આપ સમક્ષ;
જેનાં તેજ સહન ના થાય, જેની શોભે ઉજ્વલ કાય. ૨

### હરિગીત.

હે પદ્મલોચન કૃષ્ણ તમને, પામવાની પદ્ધતી,
ઇચ્છે નિરંતર દેવ, મુનિ, યોગેશ્વરો અંતરપ્રતી;
યદુકુલલિષે તમને હરી, અતિ ગુપ્ત જાણી સંપ્રતી,
આવે પ્રદર્શન કારણે, આકાશથી આ દિનપતી. ૧

### હિંદુસ્તાની ચોપાઈ.

એ વિધિ બાલકની સુણિ વાણી, સત્વર કૃષ્ણ વદ્યા તે જાણી;
એ નહિ આદિત અંબરવાશી[1], સત્રાજીત મણીથિ પ્રકાશી. ૧
(તે) સુણિ સર્વ ગયા સ્વનિવાસે, સંશયને તજી પૂર્ણ વિલાસે;
સત્રાજીત સુશોભિત દેહે, સ્નેહસહીત ગયો નિજ ગેહે. ૨

### હરિગીત.

તેણે સ્વભવન વિભૂતિથી, નાનાવિધે ચિત્રિત કરી,
આરંભિ ઉત્સવ શોભતો, વાદિત્ર, ગીતથિ વિસ્તરી;
વેદાંત તત્વ વિદીત દ્વિજથી, દિવ્ય દેવ સદન વિષે,
તે સ્યમંતકમણિ સ્થાપિયો, આનંદથી પ્રાચીદિશે. ૧

### ચોપાઈ.

પ્રસવે તેમણિ નિત્ય પ્રમાણ, અષ્ટભાર[2] કાંચન નિર્વાણ;
તે પૂજિત મણિ યત્રે સ્થીત, તત્રે અભદ્ર નહિ કિંચીત. ૧
કદાચીત દુર્ભિક્ષ ન થાય, દુષ્ટ વ્યાધિ ના પીડે કાય;
ભૂત, પ્રેત, ભય નહિ લવ લેશ, અલ્પ મૃત્યુ ભય નહિ તે દેશે. ૨
ન ચૌર, સર્પાદિકનો, ત્રાસ, કદાચીત નહિ ક્લેશ પ્રકાશ;
કદાપિ નહી વિપત્તિ વિલાપ, એવો સદૈવ મણી પ્રતાપ. ૩
તે મણિ કૃષ્ણે સ્નેહ સહીત, ઉગ્રસેનનાં માની હીત;
સત્રાજિતથી કરિ ઉપહાસ. માગ્યો ઉરમાં ધરી વિલાસ. ૪

---

૧ આકાશમાં વસનાર. ૨ ચોસટ મણના આસરે.

સુણી કૃષ્ણ યાચના નિદાન, અંતરમાં ધરિ ક્રોધનિધાન;
મણિને ન અર્પિ સત્રાજીત, વદ્યો વાક્ય કૃષ્ણને અહીત. ૫

હરિગીત.

અતિયત્નથી આદિત્યને, સેવી નિરંતર અંતરે,
ચિંતાહરણ, મંગલકરણ, પામ્યો મણી હું નિજકરે,
પરિપૂર્ણ (જે) મમ પ્રાણસમ, કમ્મીતપ્રદ પાવન અતી,
(તે) યાચતાં ઉરમાં તને, લજ્જત નથી શું? આવતી. ૧

ચોપાઈ.

એમ વાક્ય વદિ વજ્રસમાન, કરી યાચના ભંગ નિદાન;
સત્રાજિતનો કનિષ્ટ ભ્રાત, પ્રસેન નામ થકી પ્રખ્યાત. ૧
(તે) મણિ કંઠે ધરિ શોભીત, પ્રકાશિ રવિસમ વેષ લલીત;
સજી મહાશસ્ત્રાસ્ત્ર નિદાન, કરી દિવ્યહયપ્રત્ય પલાન. ૨
ગયો કદાચિત (તે) વનવાસ, મૃગયા કામે ધરી વિલાસ;
તેને તત્ર મણીસહીત, હણી કેસરી અતીત્વરીત. ૩
ગૃહી મણીને (તે) બલવાન, પર્વતપ્રત્યે પળ્યો નિદાન;
પ્રવેશતાં (તેને) નિર્વાણ; જાંબૂવાને હણ્યો પ્રમાણ. ૪
અતિસત્વર તે બાલુકભૂપ[1], કરમાં ગૃહી મણી રવિરૂપ;
જઈ બીલમધ્યે[2] તત્કાળ, ધરી અંતરે પ્રેમવિશાળ. ૫
નિજ કન્યાને રમવા કામ, આપ્યો તે મણિ ઉત્તમધામ;
સૂર્ય સમાન પ્રદર્શો મણી, કન્યા પામી પ્રીતી ઘણી. ૬

દુહા.

પ્રસેન કરથિ ગયો મણી, એમ કેશરી હસ્ત;
કેશરી હસ્તથિ એવિધા, ગયો જાંબવતિ હસ્ત. ૧
કરે કોટિધા યત્નપણ, ધન, કન્યા, સુખ, કામ;
હરિ ઇચ્છાથી સર્વથા, જવાનિ તત્ર જાય. ૨
યોગ્ય તથાપિ અયોગ્યને, કદી ન યોગ્ય જણાય;
જેમ સુધાપાનથિ થયો, (રાહુ) શીર્ષચ્છિન્નકાય. ૩
અયોગ્ય તદપિ સુયોગ્યને, સર્વ યોગ્ય જણાય;
(ગરલપાન[3]) પણ શંભુને, ભૂષણ રૂપ ગણાય. ૪

---

૧ સિંહનો બાળ—બચ્ચાન. ૨ [illegible]. ૩ [illegible].

કરે અનેક ઉપાય પણ, પામે ભાગ્ય સમાન;
જેમ (કલસ) નદિ, કૂપમાં, વારી ગ્રહે સમાન. ૫
ના સ્રજવાનુ સૃજે નહી, કરે અપારઉપાય;
ભાગ્યલિખિત બ્રહ્માદિથી, કદાપિ ના ભૂષાય. ૬

## રુચિરાછંદ.

જ્યારે આવ્યો નહી સ્વધામે, પ્રસેન દિવસાંતે[1] વનથી,
તદા સોધવા લાગ્યો તેને, સત્રાજિત તનુ, મન, ધનથી;
વને વને સોધન કરિયો પણ, નમળ્યો ભ્રાતા, નમળ્યો મણી,
તેથી (તેને) પ્રકાશિ ઉરમાં, ચિત્ત ચૂરણી વ્યથા ઘણી. ૧
વધો સકલજનને સત્રાજિત, નિજ અંતરમાં નિશ્ચય કરી,
મણિ કારણ હણિયો મમ ભ્રાતા, વનમાં કૃષ્ણે થિરતા ધરી;
એમ શ્રવણ કરિ દ્વારામતિમાં, સર્વલોક ઉર ધરી વ્યથા,
કર્ણે કર્ણે કથે પરસ્પર, અપયશકારિણિ કૃષ્ણ કથા. ૨
તે અપયશ સુણિને યદુનાયક, ઉરમાં ખેદિત થયા અતી,
અહો! સુજન નરને અપયશ સમ, નહી અન્યથા મૃત્યુગતી;
એમ વિચારિ હરી અપયશને, ધોવા કારણ ધારિ મતી,
પ્રસેન પદવી[2] સોધન કારણ, લોક સહીત ગયા વનપ્રતી. ૩
કેસરિયે હય સહિત હણેલા, પ્રસેનને અવલોકિવને,
તે કેશરિ, ભાલુકે હણેલો, ભ્રમતાં દર્શ્યો ગિરીકને;
નંતર ભાલુકની પદવીને, પ્રદર્શતાં સંતાપ ધરી,
ગયા મહાભયભીત ભાલુના, બીલ સમીપે ધીરહરી. ૪
ઘોર અંધથી વામ બીલને, પ્રદાર્શી નર બલહીન થયા,
સ્થાપિ તેમને દ્વારે સત્વર, કૃષ્ણ એક તન્મધ્ય[3] ગયા;
તત્રે બાલક ખેલવિષે કીધેલ મણીને દર્શિ હરી,
હરવા બુદ્ધી કરી સન્મુખે, સ્થીત થયા અતિધીર ધરી. ૫
અપૂર્વનર[4] તેમને પ્રદર્શી, જાંબવતી અતિશય ભયથી,
ઘોર ક્રંદ કરવાને લાગી, તે સુણિ રક્ષપતી[5] ક્રોધથી;
માનિ કૃષ્ણને પ્રાકૃત નાસમ, સ્વામિ છતાં (તે) પૂર્ણ બળી,
'કૃષ્ણથિ કરતો થયો ત્વરાથી, દ્વંદ્વયુદ્ધ[6] અતિક્રોધ કળી. ૬

---

૧ સાયંકાળે. ૨ પગલું—પાયર. ૩ તે બીલમાં. ૪ કોઈ વેળા ન દેખેલા. ૫ રિંછનો સ્વામી.
૬ બે નરનું યુદ્ધ.

काव्य छंद.

ધરી અધિકબલભાર, વેગથી ધસ્યો વિરોધે,
વિનાશિ સર્વે સાર, વાર ના કરતાં ક્રોધે;
માનિ કૃષ્ણને તુચ્છ, પુચ્છ મસ્તકે કરીને,
કરી નાદ ગંભીર, ધીર અંતરે ધરીને. ૧

કરી વાન વિકાલ, પડ્યો યદુનાયકપ્રત્યે,
તેને દાખી રમેશ, આવતો ક્રોધિતકૃત્યે;
વેગ સહિત સન્મુખે, ધસ્યા અતુલિતબલધારી,
કરી મેઘગંભીર, ગર્જના ભીતીકારી. ૨

એમ પરસ્પર વીર, ધીરથી સન્મુખ આવી,
કરતા થયા વિરોધ, ક્રોધ અંતરે સુજાવી;
જગમાં સદા અજીત, એકથી એક વધારે,
સુજ્યૂં તેમણે દ્વંદ્વ યુદ્ધ, પ્રાણાંત પ્રકારે. ૩

નહી તત્ર શસ્ત્રાસ્ત્ર, બાહુબળઓઘ પ્રકાશી,
જેમ માંસ કારણે, મૃગેંદ્ર મહાવનવાસી;
નાદ વાદથી બાથ, વેગથી ભરે વિશેષે,
ચરણઘાતથી પાત, કરે વસુમતીપ્રદેશે. ૪

કરે મુષ્ટિથી ચૂર, શિર ઊપર ચઢિ રોષે,
મર્દે અધિક શરીર, શીરને ગૃહી સરોષે;
સમૂલ વૃક્ષ ઉપાડિ, ઉઠીને અંગે તાડે,
પર્વતના વર્ષાવ કરી, અવનીમાં પાડે. ૫

ત્વરાથિ કર, પદ, ગૃહી, પછાડે પર્વતસંગે,
કરે સુમુષ્ટિ પ્રહાર, અંગમાં વજ્રપ્રસંગે;
કરે દંતથી ભક્ષ, રક્ષ કૃષ્ણને સરીરે,
નખથી સર્વેઅંગ, રૂધિરમય કર્યૂં અતીરે. ૬

કૃષ્ણ જાંબુવાનને, અધિકબલવાન પ્રમાણી,
કરતા થયા વિરોધ, ક્રોધ અંતરમાં આણી;
કર, પદ, ગૃહિ, બાહુથી, ભૂમિતલવિષે પછાડી,
સત્વર ચઢિ ઉરપ્રત્ય, અધિકમુષ્ટીથી તાડી. ૭

અપાર કરિ પદઘાત, અંગમાં ફેરી ફેરી,
કર્યો રસ ગતિભંગ, રહ્યો બલવાન વિચારી;

કરતાં એ વિધિ યુદ્ધ, અહોનિશિ ધીર ધરીને,
અષ્ટવિંશતી દિવસ, ગયા ભાલૂક, હરીને. ૮

હરિગીત.

શ્રીકૃષ્ણ મુષ્ટિ પ્રહારથી, વપુસંધિ શિથિલ[1] થયા છતાં,
ઇંદ્રીય સકલ વિકલ થયાં, બલ, બુદ્ધિ, શૌર્ય, ગયાં છતાં;
આશ્ચર્ય પામી અંતરે, પરિપૂર્ણ પામી આપદા,
પ્રીતીથિ કરઅંજલિ કરી, ઉચર્યો યદૂપતિને તદા. ૧

वसंततिलका.

હે વિશ્વનાથ તમને પરબ્રહ્મ જાણી, પ્રેમે તને પ્રણમિ હૂં વદુ સત્યવાણી;
ત્રૈલોકના સુબલવાન તમે વિધાતા, આદી નિરંજન તમે બલ, બુદ્ધિ, દાતા. ૧
સાક્ષાત ઇશ્વિર તમે કમલાવિલાશી, નિત્યે પરાત્પર તમે પરબ્રહ્મ ભાશી;
આત્માવિષે હરિ તમે પરમાત્મરૂપી, વિદ્યાવિષે પરમતત્વ તમે અનૂપી. ૨
જે સર્વવિશ્વસૃજનાર મહાસુરાદી, તેને સદૈવ સૃજનાર તમે અનાદી;
આ લોકમાં મમ સમાન નહી પ્રતાપી, તેને કર્યો શિથિલ મુષ્ટિથિ તેં તથાપી. ૩
તેથી દયાલ તમને રઘુનાથ માની, વંદૂ સદૈવ તમને સૃજિ હૂં વિમાની.

सवैयाएकत्रिशा.

જેના કિંચિત રોષ કટાક્ષથિ, નક્ર[2], તિમિંગલ[3], દુ:ખિત જાણી,
અર્પ્યો માર્ગ પ્રણામિ જલશે, અંતરમાં અતિશેભય આણી;
મહિમાં પાત કર્યાં શરઘાતથી, રાવણનાં શિશ સેતુ રચાવી,
(તે) લંકા દાહક કુલદૈવત, તમને પ્રણમૂ પ્રેમ સૃજાવી. ૧

दुहा.

એવિધિ જાણી જ્ઞાનથી, રક્ષેશ્વરે નિદાન;
પ્રેમભક્તિથી સર્વથા, કર્યા તુષ્ટ ભગવાન. ૧

चोपाई.

માનિ રક્ષની ભક્તિ વિશેષ, તદા પ્રસન્ન-સૃજી પરમેશ;
તેને નિજ કરથી મુદ ધરી, સ્પર્શ કરી ને વ્યાધી હરી. ૧
અમૃતમયદૃષ્ટીથી ધીર, ઉચર્યા વાણી ઘનગંભીર;
મિથ્યા લાંછન જે ભયભીત, મમ મસ્તકે ચઢ્યૂં અનહીત. ૨
(તે) આ દિવ્યમણીથિ નિદાન, નાશ થશે હે જાંબૂવાન;
સુણી એમ હરિવાણિ વિચિત્ર, પામિ પ્રેમ ભાલુકે પવિત્ર. ૩

૧ શક્તિ રહિત—નર્મ. ૨ મઘર. ૩ મોહોટા મત્સ.

चोपाई.

કેમ વિનાશૂ આ ઉત્પાત, સૂજ્યૂં કેમ નિષ્કંચનજાત;
પ્રસન્ન કેમકરી હરિ થાય, કેમ સ્વઅંતરનો ભય જાય. ૧
સદૈવ હૂં જડબુદ્ધિ સહીત, નીચ, દ્રવ્યલુબ્ધક, નિંદીત;
અદીર્ઘદર્શીન[1] દોષિતચિત્ત, નહી હીતજ્ઞાતા કિંચીત. ૨
શો ઉપાય કરિ વસૂ અશોક, જેથી નિંદે ના પુરલોક;
એમ તાપ ધરિ અપરંપાર, ખેદિતઉરથી કર્યો વિચાર. ૩

दुहा.

અન્ય નહી અવની વિષે, સુકીર્તિ, ધન, દાતાર;
દર્શો નિર્મલ ચિત્તથી, અવશ્ય યોગ્યવિચાર. ૧

उपेंद्रवज्रा.

સુતા રમારૂપિણિ સત્યભામા, સુલક્ષિણી કોમલકાંતિધામા;
મનોહરા ચંદ્રમુખી કૃપાળી, સુગૌરદેહા ઘનકૂચવાળી[2]. ૧
સુમધ્યમા[3] ચંચલનેત્રશીલા, મહામનોહારિણિ જેનિ લીલા;
વિશેષલાવણ્યવતી લલીતા, કલાવતી ગાયન, જ્ઞાન, વિત્તા[4]. ૨
અપારસૌભાગ્યવતી સુગાત્રી, સુકોમલા સર્વવિલાસદાત્રી;
શુચિસ્મિતા[5] શોભનદંતવેષા, મનોરમા માનિતિ લંબ કેશા. ૩
મણી સહીતે અરપૂ હરીને, ત્વરાથિ ઉદ્વાહવિધી[6] કરીને;
હરી સ્વજામાત્ર થશેજ સાધી, જશે તદા અંતરનો ઉપાધી. ૪

दुहा.

અન્ય નહી અવની વિષે, વિરૂદ્ધનાશક યત્ન;
દર્શો સુજન વિવેકથી, કનક, કામિનીરત્ન. ૧
એ પ્રકાર નિજ અંતરે, વિચારિ બુદ્ધિપ્રવાહ;
કરતો થયો સ્વપુત્રિનો, કૃષ્ણ સહીત વિવાહ. ૨

हरिगीत.

શુભલગ્નદિવસ વિલોકિને, વાદિત્ર, ગીત લલીતથી,
આરંભ્યો અતિ શોભતો, ઉદ્વાહ પ્રીતિ અમીતથી;
મંડપ વિષે રચિ વેદિકા, વેદોક્તકર્મ વિધાનથી,
સ્વસ્તીવચન, ગ્રહમખ, કરી, બહુવિપ્રરાજ સમાજથી. ૧

---

૧ નહિ લાંબી નજરવાળો. ૨ ભારે સ્તનવાળી. ૩ સારો જેણિનો કટિભાગ. ૪ જાણનારી. ૫ મંદહાસ્યવાળી. ૬ લગ્નવિધી.

દ્વીજરાજને સંતોષિને, યદુ સહિત હરિને આણિને.
પધરાવિ મંડપ મધ્યમાં, અત્યંત પ્રેમ પ્રમાણિને;
શૃંગાર સર્વથિ શોભતી, સ્વકુમારિ લોક સમસ્તમાં,
તે મણિ સહિત સુસમયવિષે, અર્પી યદુપતિ હસ્તમાં. ૨
દ્વિજના સમાજે સ્નેહથી, શ્રુતિ, શાસ્ત્રના શુભસારથી,
અર્પી મહાઆશિષ તદા, સુખમાં વસો સંસારથી;
અવલોકિ દંપતિને સકળ, પરિવાર, પુરનર, પ્રેમદા,
બહુપારિબર્હ સમર્પિને, આનંદ પામ્યાં (તે) તદા. ૩
તે શીલ, ગુણ, લક્ષણવતી, શ્રીસત્યભામાને વરી,
મણિ અર્પિ સત્રાજીતને, નિજવદનથી વદિયા હરી;
રવિયે તમોને અર્પિયો, નથી ઇચ્છતા મણિને અમે,
તે કારણે મણિથી થતાં, ફલ ભોગવો નિત્યે તમે. ૪
કથી એ વિધા નિજ શ્વશુરને, શ્રીકૃષ્ણ સકલભુવનપતી,
ભૂ લક્ષ્મીને ગૃહિ આવિયા, વાદિત્ર, ગીતથિ, ગૃહપ્રતી;
અત્યંતસત્યપરાયણી, શુભસત્યવાણિવિલાસિની,
વ્રત સત્ય, સત્ય વિચારિણી, સત્યમાં નિત્ય નિવાસિની. ૫
તે પતિથી યદુનાયકે, સુરના[1] નિરંતર સેવિની,
આનંદનિધિ ઉરમાં ધરી, પટ્ટસ્ત્રિ કરિ તે દેવિને;
તે દેવિનાં પાવન ચરિત્ર, શ્રવણ કરે નર જે ઘડી,
શ્રીકૃષ્ણ શંખોદ્ધારમાં, પ્રત્યક્ષ વશિયા તે ઘડી. ૬

कविनामथुरेशेण विरचिते श्रीद्वारिकामाहात्म्य भाषांतरे श्रीशंखोद्धार उत्पत्तिकथननाम नवमोविलासस्समाप्तः ॥९॥

---

## પારિજાતકહરણ.

### દુહા.

ગિરિજાનંદન ગજવદન, ગણપતિ સકલગણેશ;
જગમંગલ કરૂણાસદન, જય વરદાયકવેશ. ૧

### હરિછંદ.

રાણિ રૂક્મિણી સહીત, કૃષ્ણચંદ્ર મોદદા;
રૈવતગિરિપ્રત્ય ગયા, ઉરવિષે ધરી મુદા.

---

૧ સંભોગ.

તેણિના વ્રતાવસાનમાં[1] મહામુદા ધરી,
પૂજિ, તર્પિ, વિપ્રને, ગૃહે ગયા સ્વયે હરી. ૧
બ્રહ્મ પુત્રના વચનથિ, યાદવેશ્વરે તદા,
તત્ર પેશિયા કુમાર, ભ્રાતૃ, અર્પિ સંપદા;
કૃષ્ણ યુક્ત, કૃષ્ણ શક્તિ તુલ્ય સર્વરિદ્ધિથી,
તે સ્થલે ગયાં સમસ્ત, નારિ વૃંદ પ્રીતિથી. ૨

### હરિગીત.

શ્રી રૂક્મિણી રાણી સહિત, સર્વે સ્ત્રિના વ્રતપારણે[2],
કૃષ્ણે મુદાથિ નિમંત્રિયા, બહુવિપ્રને હિતકારણે;
વસુ, વસ્ત્ર, રત્ન, હિરણ્ય, ભોજન, દાનઆદિ, સમૃદ્ધિથી,
કરિયાં સકલદ્વિજવૃંદને, સંતુષ્ટ ચિત્તવ્યથા મથી. ૧
પ્રિયવાદી[3], બંદીજન તથા, શુભઅર્થિજન, આદિકને,
જ્ઞાતી, કુટંબી, મિત્રને, સંતુષ્ટ કરિયાં બહુધને;
ઉપવાસઅંતે ભૌસ્મિને, માની પ્રિયા અંતરપ્રતી,
તેણિના સહિત વિરાજિયા, યત્રે મુદાથિ યદૂપતિ. ૨
તત્ર સ્થલે આવેલ નારદ દેવમુનિને દર્શિને,
અતિશિઘ્ર અભ્યુત્સ્થાન કરિ, પરમેશ ઉરમાં હર્ષિને;
અર્પી સુખાસન માનથી, વૈભવથિ બહુપૂજન કરી,
અતિશે પ્રસન્ન કર્યા તદા, ભક્તી, વિવેકથિ, વિસ્તરી. ૩
મુનિયે મહાસંતોષથી, શ્રીકૃષ્ણ પ્રીતી કારણે,
અર્પ્યૂં મનોહરપારિજાતક પુષ્પ પાપ નિવારણે;
તે પુષ્પ શ્રી પરમેશ્વરે, અંતરવિષે પ્રીતી ધરી,
પાર્શ્વેસ્થિતા[4] વૈદર્ભિને, અર્પિયૂં બહુકરૂણા કરી. ૪
તે પુષ્પને ગૃહી રૂક્મિણી, નિજ મસ્તકે સત્વર ધરી,
સ્રજિ વિશ્વમોહનકારિણી, કાંતિથી સહસા વિસ્તરી;
ધરિ પુષ્પને નિજ મસ્તકે, પ્રત્યક્ષ તે નારાયણી,
શશિ, સૂર્યની, શોભા ધરિ, તત્રે સ્રજી શોભિત ઘણી. ૫
તેણિને નારદ મુનિ વદ્યા, હે પતિવ્રતા ભૂતલપ્રતી,
આ પુષ્પ એક ઉચિત તને, જેના અમિતગુણ સુણ સતી;

---

૧ વ્રતની સમાપ્તિ વિષે. ૨ વ્રતના પારણામાં. ૩ પ્રિય બોલનારા. ૪ સમીપમાં બેઠલી.

આ પારિજાતકપુષ્પનો, મહિમા સમસ્તપ્રકારથી,
ઇંદ્રાણિ, વૈષ્ણવિ, પાર્વતી, ઇચ્છે સદા મનને મથી. ૬

મહિદીપ.

સકલઅલંકાર સહિત, આ કુસુમ વિરાજે,
આકુસુમથિ નારિમાં અપારપૂજ્ય રાજે;
આ કુસુમન થાય મ્લાન, માનની કદાપી,
સકલકષ્ટહરણકરણ, આ કુસુમ પ્રતાપી. ૧
હે મૃગાક્ષિ એકવર્ષ, પરમકાળ એનો,
સકલદેવ વદનથી વદે પ્રતાપ જેનો;
આ કુસુમ વિવિધસુગંધ, અભિલષીત[1] આપે,
આ કુસુમ સદૈવ પાપ, તાપ, શિઘ્ર કાપે. ૨
હે સદૈવ ઇચ્છિતાર્થ, નિમિષમાં ઉમંગે,
વાંછનાથિ વિધિરસ શ્રવે સુસ્વાદ સંગે;
રિદ્ધિ, સિદ્ધિ સહિત હે સદૈવ ભાગ્ય ભારી,
સંશ્રવે સકલસુગંધ, ભીષ્મની કુમારી. ૩
દેવિ તું સ્વધ્યાનમાં ધરીશ પુષ્પ જેવાં,
આ કુસુમ સમર્પશે સદૈવ પુષ્પ તેવાં;
અર્પે ધન, ધાન્ય, પુત્ર, પુષ્પ આ વિલાસે,
આ કુસુમ સદૈવ, પરમબુદ્ધિબલ પ્રકાશે. ૪
ઇચ્છે વપુ વર્ણ જેવું તેવું વર્ણ ધારે,
સ્થૂલ[2], સુક્ષ્મ[3], થાય પુષ્પથી સકલપ્રકારે;
સ્વકિય તુલ્ય સર્વદા સુગંધને વધારે,
નેષ્ટગંધ નાશ કરે, નિજ સુગંધસારે. ૫
રાત્રિમાં સદૈવ દીપ કર્મને કલાપે,
આ કુસુમથિ શયનમાં રતીવિલાસ વ્યાપે;
પુત્ર, મિત્ર, વિત્ત, મંત્ર[4], દાર, પુષ્પમાલા,
અર્પે ઇચ્છિત માત્ર, હે રમા કૃપાલા. ૬
રોગ, સોગ, ગ્લાનિ[5], શ્રમ[6], ક્ષુધા[7], જરા[8], પિપાસા[9],
દેવસમ સ્વર્ગથી ધરે નહીં વિલાસા;

---

૧ ઇચ્છિત. ૨ મોટું. ૩ બારીક. ૪ [illegible]. ૫ ગ્લાનિ—ઉદાસી. ૬ થાક. ૭ ભૂખ. ૮ ઘરડાપણું. ૯ તૃષા.

ગીત, ગાન, રાગ, તાલ, વાદ્ય નાદશાળી,
દે સ્વતંત્રથી સદૈવ, પુષ્પ આ કૃપાળી. ૭
પુષ્પથી સ્વભાવ સર્વને રૂચીર લાગે,
યશ પ્રકાશમાન થાય, પુષ્પના પરાગે;
પૂર્ણ વર્ષ થયે છ તે, આ કુસુમ વિલાસે,
તવ સમિપથિ પારિજાતવૃક્ષપ્રત્ય જાશે. ૮
આ મહાનપુષ્પ અદિતિના હિતાર્થ કામે,
તાત કશ્યપે સૃજ્યૂં નિસર્ગથી સ્વધામે;
પાર્વતી, રમા, પુલોમિ, આદિ દેવનારી,
વર્ષકાળ પુષ્પને ધરે હિતાર્થ ધારી. ૯
સર્વ નારિમાં તને હરીપ્રિયા પ્રમાણી,
પુષ્પની ફૂલોન્નતી કથી પ્રમોદ આણી;
તવ સકલ સપત્નિ[1] એક, પુષ્પથી વિશેષે,
આજ તેં કરી અપાર, માનહીન વેષે. ૧૦
આ કુસુમ તને સમર્પ્યું, તેથિ નિજવિલાસે,
દેવિ આજ તવ સુભાગ્ય, સર્વથા પ્રકાશે;
પણ હરીનિ માનિતી સતી સુભાગ્યધામા,
આત્મને વરિષ્ઠ જાણનારિ સત્યભામા. ૧૧
(તે) કુસુમ સમંધિવાત, જાણશે કદાપી,
સાધસે વિરોધ પુષ્પ કારણે કલાપી;
આજ દેવિ તવ સુભાગ્યતા બહૂ પ્રકાશી,
જે રિતી ગગન વિષે દિવામણી નિવાશી. ૧૨
કૃષ્ણનો દ્વિતીય જીવ, તૂં સદૈવ કામે,
તારૂ ભદ્ર થાવ આજ, હૂં જઇશ સ્વધામે;
પુષ્પ રત્ન અર્પ્યું તને, તેથિ કૃષ્ણકામા,
આજ તૂં અપારઆયુ, પામિ દિવ્યધામા. ૧૩

चोपाया.

એમ નારદે અતિ સુખદાયિનિ, કથિ રૂક્મિણિને વાણી,
ભામાની પ્રેષેલિ દાસિયે, તત્ર તેણિને જાણી;

1 સોક–પતિની બીજી સ્ત્રી.

જે કૃષ્ણભક્તિવિલાસિની, જેણિયે અનૃતતા તજી,
સુણિ (તે) સપત્નિવરિષ્ટને[1], અતિશિઘ્ર ઈર્ષ્યાવશ સજી. ૧

**वसंततिलका.**

આભર્ણ, અંબર, તજી સજિ તે સુગાત્રી, નક્ષત્રથી રહિત જે વિધિ શેષરાત્રી[2];
શ્રી અંગમાં ત્વરિત ક્રોધ પ્રકાશિ ભારી, પેરી મહાધવલવસ્ત્ર અશૂભકારી. ૧
ઈર્ષ્યાગ્નિથી અધિક દગ્ધ કરી સ્વકાયા, સર્વે વિનાશિ ઉરમાં સજિ પુષ્પમાયા;
જેણીનિ કાંતિ સજિ મેઘસમાનવેષી, વ્યાકૂલભાવ ધરિ ક્રોધગૃહે પ્રવેષી. ૨
બાંધી તદા વસનપટ્ટ[3] લલાટદેશે, લોહીતચંદન[4] વિલિપ્ત કરી વિશેષે;
દર્શાવવા રૂષિતચિન્હ[5] સ્વનાથપ્રત્યે, કાંતી વિનાશ કરિ અંગનિ ક્રોધકૃત્યે. ૩
ઉત્છીર્ષકે[6] શયનને કરિ ક્રોધકામા, કંપીત શીશ કરતી છતી પુષ્પકામા;
નિઃશ્વાસ મુંચતિ છતી ઉરથી અપારા, પદ્માક્ષિણીથિ શ્રવતી છતિ અશ્રુધારા. ૪
લંબીતવેણિ ઉરપ્રત્ય કરી પતીતા, કાયા અકારણ કરી અતિશેકૃષીતા;
દાસી સહસ્ર નિકટે તદપી કૃપાળી, (જે) પામતી છતિ વ્યથા વપુમાં વિશાળી. ૫
શોભાયમાન મુખને નખથી વધારે, ક્રોધે વિચૂર્ણ[7] કરતી છતિ વારવારે;
નિઃશ્વાસ મુંચતિ છતી મૃદુકંઠ શોષે, એભાંતિ ભામિનિ સજી ભરપૂર રોષે. ૬

**चोपाया.**

રૂક્મણિ નિકટે સુબોધ કરતા, નારદમુનિને જાણી,
તદા કૃષ્ણ ભામાના ઉરનો, ભાવ સમસ્ત પ્રમાણી;
કપટઘાટ નારનો નિત્યે, વિગ્રહ કરણે દર્શે,
સજાવશે સિદ્ધાંત આજ (એ) ગૃહમાં ક્લેશ અતીશે. ૧
એમ વિચારિ સમસ્ત અંતરે, સમસ્તઅંતરયામી,
(જે) સદૈવ અવિનાશિ સર્વના, સાક્ષી પાવનધામી;
અતિસત્વર સંચર્યા, સત્યભામાના પરમનિધાને,
રચી વિશ્વકર્માયે જેની, રચના લક્ષવિધાને. ૨
અભીમાનવતિ પ્રાણપ્રિયાને, જાણી કૃષ્ણ પ્રતાપી,
મંદ મંદ ગૃહવિષે પ્રવેશ્યા, સેવક દ્વારે સ્થાપી;
નારદના ઉપચાર કારણે, પ્રદ્યુમ્નને પ્રયોજી,
ભીત ભીત તત્સમીપ[8] ગયા, જ્યાં સૂતી વદન સરોજી[9]. ૩
હર્ષ રહિત તેણિને દૂરથી, દર્શી વિપ્રતવાને,

---

[1]સોકના સારાને. ૨ બાકી રહેલી રાત્રી. ૩ ધોલા વસ્ત્રનો પાટો. ૪ રક્ત ચંદન. ૫ રોષનાં લક્ષણ.
૬ ઊંચ ઉશીકે. ૭ વલુરતી છતી, ખંજવાલતી છતી. ૮ તેણીના સમીપ. ૯ મુખરૂપ કમલવાળી.

ક્રોધભવનમાં દાસિતુલ્ય (જે) સુતી દીર્ઘઉપધાને;
વાર વાર નિઃશ્વાસ મુંચતી, કોપકલાબલ સાધી.
વદનપદ્મને વિરૂપું કરતી, નબળી ધરી ઉપાધી. ૪
કરથિ તેણિના વદનપદ્મને, સ્પર્શી વિનયપ્રકારે,
પ્રિયે પ્રિયે કથિ કથિ બોલાવી, યત્નથિ વારંવારે;
કૃષ્ણકુહસ્તને તિરસ્કાર કરિ, સ્વકરે મસ્તક સ્થાપી,
સુંદરમુખશશિવક્ર કરીને, સૂતી અધિકવિલાપી. ૫
કૃષ્ણ તદા દાસિના હસ્તથી, ચંદન ગ્રહી વિલાસે,
મર્દન કરતા થયા તેણિના, અંગે પ્રેમ પ્રકાશે;
સ્તુત્યવાણિથી ગુણ, યશ, ગાતાં, વારંવાર મનાવે,
પુનરપિ ચંદન ફેંકિ ક્રોધથી, સૂતી વિપ્રિતભાવે. ૬
વારંવાર કરે ઉત્થાપન, કૃષ્ણ મહાશ્રમ પામી,
પુનં પુનં (તે) પડે પૃથ્વિપર, નગણે અંતરયામીઃ
પ્રિયાનિ નેતે સર્વેરોષમય, ચેષ્ટા પ્રબલ નિહાળી,
અંતરમાં આશ્ચર્ય પામિયા, તજે જીવનમાળી. ૭
વસ્ત્રથી મુખ આચ્છાદિ સતી, ઉપધાને સૂતી જ્યારે,
આ અવકાશ યથાર્થ એમ જાણી યદુનંદન ત્યારે;
મને વદિશ નહિ એમ દાસિને, સંજ્ઞાથી સમજાવી,
શંકિત ગતિથી આગલ પૂઠે, ત્વરાથિ જઈ ઉભાવી. ૮
પાર્શ્વે ઉભારહી અંબરથી, મંદસમીર સુવતી.
પારિજાત સંસર્ગથિ તને, બહુ સુગંધ પ્રસરાવી;
ક્રોધભવન અતિદિવ્યગંધથી, પ્રકાશિયું તત્ક્ષણે,
પ્રસરે પવન દિશા દશ પ્રત્યે, પુષ્પસુગંધરસાણે. ૯
સુગંધ ગ્રહિ નાસિકાવિવરથી[1], અતિવિસ્મિત થઈ ભામા,
વદન ઉઘાડી વદી ત્વરાથી, આહું ! આશું ! કરિ ધામાઃ
પૃષ્ઠેસ્થિત કૃષ્ણને દેખી, કરિ ઉત્થાન ત્વરાથી,
લાગિ પ્રભુના ચરણકમલે (ત્યાં) સુગંધ સ્પર્શિ ઘરાથી. ૧૦
સતિનાં ચાસ મૂકી ચરણકમલે, સ્નેહભક્તિરોમાંચથી[2],
અધિપદ ચતુર્ભુજ પ્રેમે પ્રભુના, વદિયાં અંતર્યામી[3];

[1] નાકોરામાંથી. [2] [illegible] [3] [illegible]

અપૂર્વ[1] અશ્રુત[2] આ સુગંધને, પ્રસવે મહિ આ કાળે,
પણ મહિનો આ સુગંધ ક્યાંથી, (જે) ઉરક્લેશ પ્રજાળે. ૧૧
(તે) સુણિ ત્યારે આશું ? એમ કથિ, દર્શીતિ છતી સ્વપ્રાંતે,
ભામાયે સહસા સ્વપતીને, પ્રદર્શિયા એકાંતે;

महिदीपछंद.

નિકટ નટ સુભટ સ્વકીય, નાથને નિહાળી,
તે સમે સરોજ વદનિ, નારિ રોષવાળી;
હિત રહીત મોહ પામિ, ઉરથી (જે) અપારા,
નયનકમલથી શ્રવે અપાર અશ્રુધારા. ૧
રોષ કોપ સહિત તદપિ, દોષને વિનાશી,
ઉરવિષે અપાર વિનયભાવના પ્રકાશી;
શામ બિંદુસહિત અધરબિંબ સ્ફુરિત[3] રાજે,
વદનને નમાવિ સ્થિર થઈ અપાર લાજે. ૨
અર્ધપ્રહર ઇતરમુખી[4] રહિ તદા ચતૂરા,
ચિત્રના સમાન ચિત્રણી વિચિત્રચૂરા[5];
કુટિલભૃકુટિ બાંધિ ચપલનયનકમલ સાંધી,
વદનને સ્વકરવિષે કરી ધરી ઉપાધી. ૩
બોલવા સ્વનાથ સહિત, જાયછે તથાપી,
સ્વરસનાથિ ના વદાય, (જે) સજી પ્રલાપી[6];
ક્રોધવશનયનથિ શ્રવે, અશ્રુ બહુવિકારી,
નીલ કમલપત્રથી શ્રવીત જેમ વારી. ૪

सोरठा.

પ્રદર્શિ હર્ષરહીત, એ પ્રકાર નિજ પતિને;
યુક્તિ કલાપિ લલીત, ખેદિતચિત્તથિ શ્રીહરી. ૫

महिदीप.

તેણીના વિશાલનેત્રથી પતીતવારી,
પ્રીતિથી સ્વહસ્તમાં ગૃહી ત્વરા સ્વિકારી;
મદુરઉરવિષે પતીતવારિને નિવારી,
રસિલિવાણિથી વદ્યા રમામનો વિહારી. ૧

---

૧ કોઈ વખત દેખેલો નહીં. ૨ સાંભળેલો નહીં. ૩ ફરકતા. ૪ બીજાના સામી રહીને. ૫ કૌતુકથી ભૂર. ૬ આદર રહીત.

હે મનોરમે સદૈવ, તવ મનોવિહારી,
આજ કેમ નેત્રથી શ્રવે વિકારિવારી;
જે રિતી પ્રભાતમાં નિશાપતી અકારો,
જેમ મધ્યદિવસમધ્ય[1], નીલકમલ ભાસે. ૨
તેમ આજ નારિ તારૂ, વદન મ્લાન ભાસે,
અંગની વિનાશિ કાંતિ, તેં કિયા પ્રયાસે;
આજ રક્ત, પીત, આદિ વસ્ત્રને તજીને,
કેમ આ ધવલવસન[2] ધર્યું વ્યથા ભજીને. ૩
નારિને સદૈવ રક્તવસ્ત્ર શ્રેષ્ટકારી,
દેવ પૂજનોપરાંત[3], શુક્લ નેષ્ટનારી;
વિવિધરત્નભૂષણાદિથી રહીત નારી,
તવ શરીર શુન્ય કેમ, આજ બીતિકારી. ૪
જે સુગંધથી વિલિપ્ત, ગૌર ગલ્લ તારા,
આજ કેમ અશ્રુથી વિલિપ્ત ખેદકારા;
શ્વેતવસ્ત્રપટ્ટ સહિત, તવ લલાટ નારી,
આજ કેમ રક્તગંધથી વિલિપ્તકારી. ૫
હે મનોરમે રસીક કામના પ્રસંગે,
આજ કેમ બોલતી નથી તું મારી સંગે;
આજ નારિ તારૂ ચિત્ત, ચપલ કિયા લોભે,
(તે) વિલોકિ મારૂ ચિત્ત, આજ અધિક ક્ષોભે. ૬
મૃદુકપોલપર કદાપિ, નથિ સુગંધલેખા,
તેથી તારિ શોભતી નથી સ્વરૂપરેખા;
રત્નથી રહીત કંબુકંઠ નારિ તારો,
આજ કેમ શોભનો નથી ઉરે વિચારો. ૭
જે વિધી નિશાપતી વિનાનિ શરદ રાત્રી,
તેવિ આજ તવ તનૂ પ્રભાવિ [illegible]:
પદ્મગંધધારિ વદનપદ્મથી વિકાસે,
આજ કેમ તું વદે નહીં કલા પ્રકાશે. ૮
અર્ધ મિલિન નેત્ર કમલથી મનો વિહારી,
કેમ દર્શતી નથી મને ઉરે વિચારી:

૧ મધ્યાન્હે. ૨ ધોળું વસ્ત્ર. ૩ [illegible]

આજ દેવિ આ કરાલ, રૂદનથી સમામી.
નેત્રજલ ન મુંચ્ય આજ, કર ક્ષમાનિ પ્રામી. ૯
જગપ્રસિદ્ધ હૂં તથાપિ, નિત્ય દાસ તારો,
માનવંતિ નારિકર ક્ષમાપરાધ મારો;
નારી આજ તૂં મને કરે ન કેમ આજ્ઞા,
ઉર વિચારિ દર્શ (મેં) કરીશિ તવ અવજ્ઞા. ૧૦
દેહ માત્ર ભીન્ન દેવિ, નાશવાન મારો.
હૂં સદૈવ શુદ્ધભાવથી, નિદાન તારો.
માન નારિ સર્વથા, સમસ્ત સત્ય સાચૂં,
દેવિ તવ વદનમયંકને[1] વિલોકિ રાચૂં. ૧૧
માનિતી સમસ્ત નારિમાં તું માનવાળી.
તવવિના ન ઇતિરવિષે, મમ પ્રિતી વિશાળી.
હૂં મૃતક થઇશિ તદપિ કામદેવ મારો.
નહિ તજે તને કદાપિ, કર વિચાર સારો. ૧૨
ભૂમિમાં ક્ષમા, ખમધ્ય[2] શબ્દ, જેમ ધારો;
તેમ દેવિ તવવિષે સદૈવ સ્નેહ મારો,
જેમ રવિવિષે પ્રકાશ, અગ્નિવિષે જવાલા;
તેમ મારિ પ્રીતિ દેવિ, તવવિષે વિશાલા, ૧૩

### उपेंद्रवज्रा.

ગિરા સુણી નાથનિ એમ ભારી, સુનેત્રના પાનિયને નિવારી;
સરોષ મંદ સ્વરથી સુધામા, વદી પતીને સતિ સત્યભામા. ૧

### गरवी.

અંતરયામી અગણિનામી, પાવનધામી સકામી જી;
ભવભય ભંજન મુનિજન રંજન, પાપ પ્રલાપ વિરામી, પ્રિયતમ સ્વામીજી, ૧
નાથ સદૈવ તમે મમવલ્લભ, પ્રાણ તમે પતિમારો જી,
એમ છતાં સાધારણ પામી, સ્નેહ સમંધ તમારો. પ્રિયતમ સ્વામીજી. ૨
પૂર્વે પુરૂષોત્તમ પતિ તમને, ગણતી સદ્દગુણ ગ્રામી જી,
પણ કરૂણાનિધિ આજ તમોથી, હૂં લૌકિક ગતિ પામી, પ્રિયતમસ્વામીજી. ૩
મણિવિના પરમેશ્વર-મારો, આજ ળિજો ભવધારૂંજી;
અધિક કથેથિ અધિક શૂં? તદપી, જાણ્યૂં હેત તમારૂં. પ્રિયતમસ્વામીજી. ૪

---

૧ ચંદ્ર. ૨ આકાશમાં.

વચનમાત્ર માધુર્ય[1] તમારો, સ્નેહ નિરંતર ભાસેજી;
નિર્મલનારી તેને દર્શો, સ્નેહ સદૈવ પ્રકાશે. પ્રિયતમસ્વામીજી. ૫
મારામાં પતિ સ્નેહ તમારો, સર્વકૃત્રિમ દર્શેજી;
અન્યનારિજનને અવલોકી, હૃદય તમારૂં હર્ષે. પ્રિયતમસ્વામીજી. ૬
તમે મને કોમલઅંતરથી, મિથ્યાભક્ત પ્રમાણીજી;
આજ કપટની વૃત્તિ તમારિ, (મેં) અંતરમાં જાણી. પ્રિયતમસ્વામીજી. ૭
નાથ આજ પર્યંત વિશેષે, દર્શું દિસાવ્યૂં સર્વેજી;
સુણ્યો સુણાવ્યો સ્નેહ ફલોદય, આ અતિપાવનપર્વે. પ્રિયતમસ્વામીજી. ૮
ગૃહી મને જો નાથ તમે તો, અર્પો આજ્ઞા પ્રીતેજી;
વને વશી તપથી તપિ સેવૂં, તવ પદ નિર્મલચિતે. પ્રિયતમસ્વામીજી. ૯
ભવમાં નિજ પતિની આજ્ઞાથી, વ્રત, તપાદિ, ફલ આપેજી;
સ્વતંત્રથી નિષ્ફલતા પામી, અબલા વસે વિલાપે. પ્રિયતમસ્વામીજી. ૧૦

### હરિગીત.

કહિ એમ શ્રીપરમેશના, શોભીતઅંચલને[2] ધરી,
અબલા સુકોમલહસ્તથી, મુખપ્રત્ય પટઅંતર કરી;
નિઃશ્વાસ મુંચ્યતિ છતિ સતિ, અતિરોષથી ફલ સાધવા,
શોભીત નેત્રથિ પૂર્વવત, લાગી ઉદક વર્ષાવવા. ૧

### મણિદીપ છંદ.

એ પ્રકાર તેણિની સુણી, વિલાપિ વાણી, શ્રીયદૂપતી વદ્યા અપારપ્રેમ આણી;
શોક આ ગને રુદન કરે, વિશેષ નારી, તસ્ય હેતુ કથ મને વિરોધને નિવારી. ૧
જેથિ દેવિ શોકમગ્ન, તૂં અપાર ભાસે, તેથિ આજ મમ ઉરે, મહા વ્યથા પ્રકાશે;
શાપિ હોય જેણિયે તને કુવાક્ય આપી, તેણિનાં અહિત માનુ, કથ મને કલાપી. ૨
જેણે અપમાન તારૂં, કીધુ હોય નારી, તેને મહુદંડપાત્ર માનુ હેત ધારી;
વાત જો અવાચ્ય[3] હોય, તદપિ તે વિવેક, નારિયે સ્વનાથનેજ, કથવિ શેક એક. ૩
સ્વામિયે સ્વપત્નિની સમસ્તવાત સાચી, શ્રવણ કરવિ સર્વથા ઉરે સદૈવ રાચી;
વક્રદૃષ્ટિથી તને વિલોકિ હોય જેણે, અંતરે પ્રમાણુ અધિક, અહિત કીધું તેણે. ૪

### હરિગીત.

સુણિ એમ પતિની વાણિને, તે રાણિ સત્ય પરાયણી,
સુણિ જેણિને સંતાપની[4], નિર્પટ ઉર ઇચ્છા ઘણી;

---

૧ કોમલ માત્ર મીઠાશ. ૨ છેડાને. ૩ કહેવાને નહીં એવી ? ? ૪ પારિજાતકની.

નિજ વદનપદ્મ નમાવિને, નમ્રતા ધરિ અંતર પ્રતી,
પતિને વદી ગદગદ ગિરાથિ તદા રૂદન કરતી સતી. ૧

गरबी.

વિશ્વનિવાશી, પૂર્ણપ્રકાશી, કરૂણાકર અવનિનાશીજી;
યશઅભિલાષી, કંસવિનાશી, પ્રિયજનપ્રેમવિલાશી. નાથવિચારોજી. ૧
નાથ તમે સૌભાગ્ય પ્રથમથી, અર્પ્યું મને યશશાલીજી;
(જે) અવનીમાં આજ વિરાજે, પામિ પ્રસિદ્ધિ વિશાળી. નાથવિચારોજી. ૨
નાથ તમારિ દયાથિ સ્ત્રજી (જે) પ્રૌઢ પ્રતાપ સહીતાજી;
આજ સ્ત્રજી (તે) સકલનારિમાં, અતિઅપમાનસહીતા. નાથવિચારોજી. ૩
કિંકરિયોથિ યથાર્થ સુણી હૂં, સ્ત્રજિ અતિ ક્લેશિત ચિત્તેજી;
પુષ્પપારિજાતક પતિ તમને, અર્પ્યું નારદે પ્રીતે. નાથવિચારોજી. ૪
તમે અર્પ્યું (તે) ઇષ્ટમનુષને[1], માનિ મિષ્ટ મનહારીજી;
મુખથી કથતાં નાથ વિચારો, ઉરથી મને વિસારી. નાથવિચારોજી. ૫
પુષ્પદાનથી તે માનવિમાં, સ્નેહ સમસ્ત સમાવીજી;
સ્નેહ તથા સન્માન વિનાશી; મને સ્ત્રજાવી આવી. નાથવિચારોજી ૬
તે જનને મુનિયે તવ નિકટે, કરિયો તુષ્ટ વધારેજી;
તે અવલોકિ તમે નારદને, કર્યો તુષ્ટ શ્રુતિસારે. નાથવિચારોજી. ૭
નારદથી સંતુષ્ટિતચિત્તે, મિષ્ટવસ્તુને ધારીજી;
કેમ વધો નહિ (તે) દુર્ભાગી, અન્યવિભાગ વિચારી. નાથવિચારોજી. ૮
આજ મિષ્ટ ઈષ્ટને સમર્પી, કરિયે ના સંતાપજી;
અર્પો મને તપાર્થે આજ્ઞા, સ્ત્રજશે પૂર્ણપ્રતાપ. નાથવિચારોજી. ૯

सोरठा.

કરતી ક્રંદ અપાર, એમ વદી ભામાસતી;
શ્રીહરિ વિશ્વાધાર, તેને શ્રવણ કરી વધા.

महिदीप छंद.

તૂં મૃગાક્ષિ વદનથીન, વદિશ એણિ રીતે,
કર વિચાર પ્રાણઇશ્વરી પ્રમાણચિત્તે;
અધિક કથે અધિક શૂં? અધિકકૃપાકટાક્ષે,
તૂં મમોપરી ત્વરિત પ્રસન્ન થા મૃગાક્ષે. ૧
દેવિ મમ હિતાર્થ નારદે પ્રમોદ લાવી,

---

૧ વહાલા મનુષ્યને-રૂક્મિણિને.

પારિજાતપુષ્પ અર્પિયું અપારભાવી;
તેણિના હિતાર્થેથી નથી સમર્પ્યું નારી,
સત્યભામ અંતરે વિરોધને નિવારી. ૨
હિકરીજને ઉરે અબૂધભાવ ધારી,
ભવનમાં કર્યું પ્રકાશ, સર્વથા વધારી;
નારિજાતિમાં સુજાવવા વિરોધ શાણી,
તે રિતી તને કર્યું સખીજને વખાણી. ૩
હિકરીકથીત અંતરે અસત્ય જાણી,
સત્ય માનિ તજ વિરોધ, સ્નેહભાવ આણી;
આ મમાપરાધ કર ક્ષમા સ્વચિત્ત ભાવી,
આ પ્રકારના કરૂં પુનર્થી નીતિ લાવી. ૪
અંતરે સ્વનાથ વચન, સત્ય માનિ સર્વ,
નારિયે વિરોધને નિવારતો અગર્વ;
પ્રાણના સમાન નાથને પ્રમાણી ભાવે,
ક્લેશને નિવારિ નિત્ય, વરતું દીનદાવે. ૫

દુહા.

એ પ્રકાર નિજ નાથની, વાણિ શ્રવણ કરિ દીન;
વદી સત્યભામા તદા, અર્થવિરૂદ્ધાધીન. ૧

ગરબી.

દેવકિનંદન કંશનિકંદન, જગવંદન અઘહારીજી;
ભવભયભંજન આદિનિરંજન, દાનવગંજનકારી. ચિત્તવિહારીજી. ૧
જેથી નાથ ઇતરમાં ભાસે, પ્રેમપ્રસિદ્ધિ તમારીજી;
સ્વપ્ને પણ તેણિને દર્શાવા, અધોગતિ નહિ મારી. ચિત્તવિહારીજી. ૨
નારદની પ્રીતી તેણીમાં, હોય તદા હો! નિત્યેજી;
પણ પતિ એમ સુણે તવ નિકટે, પ્રકટે દ્વેષ સ્વચિત્તે: ચિત્તવિહારીજી. ૩
સુજન સદા માનાર્થે જીવે, માન મહાધન જાણીજી;
જગમાં માન વિના જીવિતને, કહિયે નહીં પ્રમાણી. ચિત્તવિહારીજી. ૪
જેપિ થતાં મન રક્ષણ તેથી, આજ થાય ભય ભારીજી;
(જો) મમ રક્ષણ નિત કરે (તો) આજ વિનાશ વિસારે. ચિત્તવિહારીજી. ૫
નિજ પતિથી વંચિત હું અબળા, પામિશ ઉપહાસનિજી;
ચંદ્રવિના કુમુદીનિ ગતીમેં, આજ હું પામિ પતીને. ચિત્તવિહારીજી. ૬

રેરે પુરૂષોત્તમનિ પ્રિયા હૂં, પ્રિયને શી ગણતીમાંજી;
નિત્યપ્રિયા સૃજિ આજ સૃજી (જે) અતિ અપ્રિયાનિ ગતીમાં. ચિત્તવિહારીજી. ૭
રેરે નાથ પ્રિયા જે નારી, (તે) અપમાન ધરીનેજી;
કેમ દર્શશે રૈવતગિરિને, ઉરથી હર્ષ કરીને. ચિત્તવિહારીજી. ૮
પુષ્પગંધ, કોકિલધ્વનિમિશ્રિત, દિવ્યપવન હિતકારીજી;
તેને સેવે કેમ તમારી, જે સૃજિ વૈરિણિ નારી. ચિત્તવિહારીજી. ૯
બેશિ તવાંકે[1] (જે) જલક્રીડા, સાગરવિષે કરીને જી;
(તે) સાગરને કેમ દર્શશે, આજ અભાગ્ય ધરીને. ચિત્તવિહારીજી. ૧૦
તમે મને કથતા તારા સમ, પ્રિયા નહી કો નારી જી;
ગયાંવચન તે સ્મરણ કારિશ ક્યાં, ઉરે દુઃખ આ ધારી. ચિત્તવિહારીજી. ૧૧
માન સહિત સ્વસુરાદિક કથતાં, મને મહાગુણવાળીજી;
આજ તમે પતિ તેણિનિ તૃણથી, કરિ લઘુતા વનમાળી. ચિત્તવિહારીજી. ૧૨
નાથ તમે તેણિને પ્રદર્શો, ગુપ્તપ્રેમથી ચિત્તેજી;
તે મનમાનિ સમાન મને ના, દર્શો સ્નેહ સહીતે. ચિત્તવિહારીજી. ૧૩
હૂં ન જાણતી પૂર્વે તમને, કપટી, ધૂર્ત, પ્રપંચીજી;
યથાર્થ તમને આજ જાણિયા, નિંદક, શઠ, સુખ સંચી. ચિત્તવિહારીજી. ૧૪
નાથ તમે મન, કર્મ, વચનથી, નિત્ય તેણિના પક્ષીજી;
નિત્ય અન્યમાં વચન માત્રથી, નાથ તમે પરિલક્ષી[2]. ચિત્તવિહારીજી. ૧૫

दुहा.

એમ વાણિ નિજ રાણિની, શ્રવણે ધરી પ્રમાણ;
સવિનય કૃષ્ણ વધા તદા, સ્નેહ સહિત નિર્વાણ. ૧

महिदीप.

નારિ હૂં સકલપ્રભાવથી સદૈવ તારો,
આજ કીજીયે ક્ષમા જનીત દોષ મારો;
સત્ય માન શપનથી કથૂં તને કૃપાળી,
તવ સમાન કો પ્રિયા મને નહી વિશાળી. ૧
તવ વદન વિલોકિ, ભવ સમંધિ કામ રૂચે,
તવ ગિરા સુણી મને સદૈવ કામ સૂચે;
તારા આધારથી વસે સમસ્ત પ્રાણી,
ધાન્ય, ધન, વિભૂતિ આદિ, ધારિણી તુ રાણી. ૨

---

૧ તમારા ઉત્સંગમાં. ૨ જોનારા.

### હરિગીત.

સુણિ એમ તેણિનિ વાણિને, યદુનાથ સુખકારી સદા,
તેને પ્રથમ સાંત્વન ઉપાય, તથાસ્તુ એમ વધા તદા;
સુણિ એમ પતિની વાણિને, (તે) ક્લેશને સત્વર હરી,
આનંદ અંતરમાં ધરી, યશના પ્રકાશથિ વિસ્તરી. ૧
પશ્ચાત હરિયે સ્નાન પૂર્વક તત્ર નિત્ય ક્રિયા કરી,
અંતર વિષે સ્મરિયા તદા, નારદ મુનીને મુદ ધરી;
નારદમુની સાગરવિષે, શુભસ્નાન કરિ નિર્મલમને,
આવી વિરાજ્યા આસને, બહુધાપ્રકાશિ તપોધને. ૨
શ્રીકૃષ્ણ ભામાના સહિત, મુનિને પ્રમોદિતચિત્તથી,
નાના વિધાને પૂજવા, લાગ્યા મહાશ્રુતિસારથી;
ભામા તદા મુનિચરણને, પ્રમુદાથિ પ્રક્ષાલન કરે,
અર્પે કનકભૃંગારથી,[1] વારી હરી કોમલકરે. ૩
મુનિના પદોદકને તદા, ભક્તીથિ નિજ શીશે ધરી,
આનંદ પામ્યા અંતરે, ભામા પ્રસંગે શ્રીહરી.
નંતર મહામિષ્ટાન્ન, પાન, સજાવિ દિવ્ય વિધાનથી,
પ્રીતીથિ મુનિને અર્પિયાં, આદર સહિત સન્માનથી. ૪
ભોજનથિ તૃપ્તી પામિ, મુનિયે, અર્પિ આશિશ યશવતી,
તેણિને ગૃહિ પરમેશ્વરે, આનંદથી અંતરપ્રતી;
મુનિ સવ્યહસ્ત[2] પ્રસારિને, પશ્ચાત ભામાને વધા,
મમ તપપ્રભાવથી પતિવ્રતા, સુભગા, સતી, થા સર્વદા. ૫
આશીશ સુણિ ભામા સતી, ઉત્થાન કરિ નમિ પ્રેમથી,
શેષાન્નને યદુનાયકે ભોજન કર્યાં સદ્ભાવથી;
સર્વે અવશ્યકકૃત્ય કરિ, ભામા સ્વપતિ આજ્ઞા લઈ,
આનંદ અંતરમાં ધરી, અંતઃપુરે સત્વર ગઈ. ૬
વસ્ત્રાભરણ પરિધાન કરિ, આજ્ઞા હરીની પામીને,
આવી વિરાજી કૃષ્ણના, વામાંકપ્રત્ય પ્રણામિને;
તત્રે મૂહુર્ત[3] વિરાજી નારદ, કૃષ્ણને ઉચર્યા તદા,
હે કૃષ્ણ ઇંદ્રભવન પ્રતી, હૂં આજ જઇશ ધરી મુદા. ૭

---

૧ સોનાની ઝારી. ૨ જમણો હાથ. ૩ સવાબે ઘડી.

નંમે પ્રણામી સોમને, ગંધર્વ, સુર, મુનિ, અપ્સરા,
વાદિત્ર, મંગલ ગીતથી, કરશે મહોત્સવ સુખકરા;
આ પરમમંગલ તે સ્થલે, પ્રત્યેકમાસે થાયછે,
અવલોકિ ઇંદ્રિનિ ભક્તિને, શંકર ઉરે હર્ષાયછે. ૮
ઇંદ્રે પ્રથમદિવસે[1] મને, આમંત્રિ પુણ્યપ્રકારથી,
મંદાર પુષ્પ સમર્પિયું, મુનિ માનિ પ્રેમ ઉદારથી;
તે પુષ્પ સ્વર્ગથી આણિ (મેં) તવ કારણે આનંદથી,
ઉપભોગ કારણ દેવને, અતિયોગ્ય (છે) પ્રાચીનથી. ૯
એ ઇષ્ટવૃક્ષવરિષ્ટને, ઇંદ્રાણિ બહુપ્રિતી ધરી,
સૌભાગ્ય કામથિ સર્વદા, સેવે સકલવ્યાધી હરી;
અદિતિના પુણ્ય વ્રતાર્થથી, મુનિ કશ્યપે આનંદથી,
સૃજિયો સદૈવ સ્વઆશ્રમે, તે પારિજાતક આદિથી; ૧૦
પૂર્વે અદિતિના તપવડે, સંતુષ્ટ સુરિ કશ્યપ પતી,
ઉચર્યા ત્વરાથી તેણિને, વર માગ મનવાંચ્છિત સતી;
સુણિ એમ (તે) વદિ અર્પિયે, અભિલાષપૂર્વક જે વડી,
સૌભાગ્ય, વસ્ત્રાભર્ણથી, શોભાવતી સર્જું હું નકી; ૧૧
વાદિત્ર, ગીત, લલીત, યૌવન, નૃત્ય, મન વાંચ્છિત મળે,
સર્જુ ધર્મ શીલા, પતિવ્રતા, સંતાપ, પાપ સકલ, પળે.

ચોપાયા.

સુણી પત્નિનાં વાક્ય કશ્યપે, ઉરમાં સ્નેહ સ્વિકારી,
સર્વસાર મંદારવૃક્ષનો, ગૃહી સકલવિધિ ધારી;
સૃજ્યો ત્રિશાખા સહિત પારિજાતકતરૂરાજ પ્રતાપી,
દર્શે જેમાં ભાતિ ભાતિનાં, પુષ્પ પ્રતાપ પ્રકાશી. ૧
ગલે બાંધિ તે વૃક્ષ પુષ્પને, કશ્યપમુની સ્વગેહે,
સમર્પિયો સૌભાગ્ય કારણે, મને તેણિયે સ્નેહે;
નિષ્કર્ષથી[2] (તે) કશ્યપ મુનિવર, મોચિત કરિયો નારી,
ભવ સમંધિ જેનાં અગણિત ફળ, શું કહું તને વિચારી. ૨
ધનદ નિધિએ, શશિ રોહિણિયે, શચિયે ઇંદ્ર સ્વહીતે,
સમર્પિયા સૌભાગ્ય કારણે, મને નારિ તે રીતે;

---

૧ પહેલા દિવસે. ૨ પ્રાર્થના-નજરાણું.

તેમ મને તૂં અર્પ્યે માનની, પતિને પુષ્પે બાંધી,
પરમપુણ્ય, સૌભાગ્ય, પામવા, ઉરમાં પ્રીતી સાંધી. ૩
સર્વસિદ્ધિપ્રદ પારિજાત તરૂરાજ નિરંતર જાણી;
કોવિદાર, મંદાર, પારિજાતક, નામથી પ્રમાણી;

दोधक.

એમ ગિરા સુણિ શ્રીઅવિનાશી, નારદને ઉચર્યા સુખરાશી;
હે મુનિ દેવ તમે વ્રતચારી, બ્રહ્મકુમાર પરાર્થવિહારી. ૧

चोपाया.

જઈ સ્વર્ગમાં ગિરિજાવરનો, દર્શિ મહોત્સવ પ્રીતે,
સત્વર મમ વાક્યથી ઇંદ્રને, બોધો વિનય સહીતે;
(જે) કશ્યપે સૃજીત વૃક્ષ સૌભાગ્ય, પુણ્ય, યશ, કારી,
સમર્પિયો સૌભાગ્ય કારણે, જેને ચિત્ત વિચારી. ૧
અદિતિઆદિયે પુણ્ય કારણે, દત્તવૃક્ષને જાણી,
મમ પત્ની સત્રાંજિતિયે, અર્પવાનિ ઇચ્છા આણી;
તેથિ દાન, પુણ્યાર્થ, તથા, મમ પ્રત્યર્થે ઉર ધારી,
દ્વારામતિ પ્રત્યે તે તરૂને, પ્રેષો એમ વિચારી. ૨
દાન સમર્પણ થયે છે તે, તવ વૃક્ષ રાજને સ્નેહે,
પુનર્પિ નિઃસંશય લેવાને, યોગ્ય તમે નિજ ગેહે;
એમ વિદિત કરવો સુર રાજન, વિપ્ર તમોયે બોધી,
પ્રયત્ન કરવાં સ્વાર્થ સાધને, બુદ્ધિ સર્વથા બોધી. ૩
જે જે યત્ને ઇંદ્ર મમાર્થે, અર્પે તરૂને હસ્તે,
દેવમુનેશ વિવેકથિ કરવાં, તે તે યત્ન સમસ્તે;
જ્યાં સુધિ વૃક્ષ સમંધિ કૃત્યમાં, વસસો મુનિવર મારા,
ત્યાં પર્યંત પ્રદર્શિશ પ્રેમથિ, દૂતગણો[1] હૂં તારા. ૪

दुहा.

સદાકર્મ, મન, વચનથી, સજી પ્રયત્નવિચિત્ર[2];
કરે કાર્ય નિજ મિત્રનાં, એ જગમાં સન્મીત્ર. ૧

दोधक.

એમ યદુપતિની સુણિ વાણી, નારદજી ઉચર્યા હસ આણી[3];
સર્વપ્રયત્નથિ દેવમુરારી, હૂં તવ વાક્ય સ્વિકારિશ ધારી. ૧

૧ અનુચરના ગુણ. ૨ નાના પ્રકાર. ૩ હસવું આણિને.

એ પ્રકાર ગિરિજાનિ, શ્રવણ કરિ કોમલવાણી,
અનંત ગણને વધા, સદાશિવ પ્રેમ પ્રમાણી. ૭
શિવની આજ્ઞા ગૃહી, સમસ્તગણો બલવંતા,
સકલવૃક્ષવૃંદના, થયા (તે) રક્ષણવંતા;
સૃજ્યા સર્વતરૂરાજ, મૂર્તિધર તત્ર નિવાસે,
શિવા સહિત શંભુને, તુષ્ટવે હર્ષ વિલાસે. ૮
શિવે સ્વતેજથિ એમ, ઉમાના પાવન કામે,
નિર્મ્યૂવન સાક્ષાત, પારિજાતકનૂ ધામે;
અંધકનામા દૈત્ય, પ્રવેશી તે વનવાસે,
સૃજ્યો મહાબલવાન, સર્વથા પાપ પ્રકાશે. ૯
શિવે હણ્યો તે દૈત્ય, અંતરે કોપ પ્રજાળી,
(જે) વૃત્રાસુર થકી, સદા દશગુણબળશાળી;
એમ જાણિ ભગવાન, કોટિધાયત્ન પ્રતાપે,
સકલકષ્ટથી ઇંદ્ર, પારિજાતને ન આપે. ૧૦
શચી સહિત સુરરાજ, કારણે તે તરૂ નામી,
સદા કામ, કલ્યાણ, સૃજે ઉરમાં મુદ પામી;
ભવસંબંધિ સંતાપ, વિનાશી પૂર્ણવિલાસે,
સદૈવ મંદિરવિષે, પરમઆનંદ પ્રકાશે. ૧૧

### दोधकछंद.

નારદની સુણિ એ વિધિ વાણી, કૃષ્ણ વધા અતિકૌતુક જાણી;
વિપ્ર વિચાર કરો ઉરધામે, કીર્તિ પ્રકાશિ શિવે પરકામે. ૧
તે તરૂને શચિ કારણ દીધો, શ્રેષ્ઠ વિચારિ સ્વયે નહિ લીધો;
આ શુભકામ કરયૂં ધરિ પ્રીતી, જેથિ સૃજી ઉપકારનિ રીતી. ૨
જ્યેષ્ઠનિ શ્રેષ્ઠકૃતી ઉરભાવી, આ જગસદ્ય શિવેજ સૃજાવી;
તેથિ પળો મુનિ સ્વર્ગપદેશે, આ મમ કામ કરો અવશેષે. ૩
ભ્રાતૃ કનિષ્ઠ[1] હું દેવપતિનો, તસ્ય કુમારજયંત પ્રતીનો[2];
હે મુનિ એમ કથી મધવાને[3], આ મમ કાર્ય કરોજ વિધાને. ૪
(મે) કરિ આ અબલાથિ પ્રતિજ્ઞા, અર્પિશ વૃક્ષ તને સુકૃતિજ્ઞા;
સ્વર્ગથિ આણિ સમસ્તપ્રકારે, રોપિશ નારિ સદા તવ દ્વારે. ૫
એ વિધિ મેં મુખથી કથિ વાણી, કેમ કરાય વ્રથા ઉર જાણી;

---

૧ બંધુનાનો. ૨ તેના પુત્ર જયંત સમાન. ૩ ઇંદ્રને.

ઉપેંદ્ર શું કાર્ય કથે? સ્વઆશે, મુની મને (તે) કથશે વિલાસે;
સ્મરે મને દીર્ઘદિને[1] મુરારી, મનાય ભાગ્યોદય આજ ભારી. ૭
મેહેંદ્રની એમ ગિરા સૂણીને; વધ્યા તદા નારદ તે ગુણીને;
હે ઇંદ્ર તારો કનિયાનભ્રાતા, સદૈવ (જે) આ જગનો વિધાતા; ૮
(જે) સત્યચારી કમલાવિહારી; અનાદિ યોગેશ્વર ધર્મધારી;
પ્રદર્શવા તે હરીને વિશેષ, હું દ્વારિકા પ્રત્યે ગયો સૂરેશ. ૯

हरिगीत.

નિજ પત્નિ સંયુત કૃષ્ણને, રૈવત ગિરી પ્રતિ જાણિને,
તત્રે જઈ મંદાર ફુલ; (મેં) અર્પ્યું પ્રીતિ પ્રમાણિને;
તે કામદાયકપુષ્પને, અવલોકિ સર્વેસુંદરી,
આશ્ચર્ય પામી ઉરવિષે, તેની અધિકવાંચ્છા ધરી. ૧
તે પુષ્પના (મેં) સર્વથા, પૂર્વોક્તગુણ વર્ણન કર્યા,
(તે) સત્યભામાનારિયે, પુણ્યાર્થથી શ્રવણે ધર્યા;
તે નારિયે મંદિરવિષે, પતિથી વિરોધ અધિક કરી,
અંતરવિષે તે પુષ્પની, કામના અતિનિશ્ચલ ધરી. ૨
તે કારણે તવ ભ્રાતરે, હે સુરપતી તવ પક્ષથી,
મંદાર સ્વર્ગથિ આણવા, કરિ દૃઢપ્રતિજ્ઞા તેણિથી;
તેથી મને તવ મંદિરે; પ્રશ્યો વિનયથી વિસ્તરી,
(તે) શ્રવણ કરિયે સુરપતી, (જે) પ્રીતિથી વદિયા હરી. ૩
હે જ્યેષ્ઠ ભ્રાતૃ પિતા સમાન; પ્રણામપૂર્વક કથુ તને,
મંદાર અત્રે પ્રેરશો, કરૂણા પ્રકાશ કરી મને;
તારી સ્નુષાની[2] કામના, જેથી થશે પર્વતઅરી[3],
હે ભ્રાતૃ (તે) તવ પત્નિના, સૌભાગ્ય પુણ્ય યશે કરી. ૪
નર, દેવ; યોગિ, મુનેશ, આ કલ્યાણ દર્શિ દિશા દર્શે;
મારા પ્રભાવથિ સર્વથા; કલ્યાણ તારૂ માનશે.

दुहा.

એમ કૃષ્ણની વાણિને; શ્રવણ કરી અમરેશ;
વધો વિપ્રને કૃષ્ણનો, પ્રતિઉત્તર સંદેશ. ૧
વિલોકિ નિજ બલ, વીર્યને, ધરી અંતરે હર્ષ;
વક્રદૃષ્ટિ કરિ વેગથી, ગર્વ સૃજી ઉત્કર્ષ. ૨

---

૧ ઘણા દિવસે. ૨ તમારા પુત્રની વહુ. ૩ પર્વતનો શત્રુ ઇંદ્ર.

દર્શિ વૃક્ષને પૃથ્વિમાં, પહેરિ નરો અનિષ્ટ;
ન કરે સ્વર્ગની સુકૃતી, મહિમાં વિલોકિ મિષ્ટ. ૧૮
પારિજાતગુણ પૃથ્વિમાં, ભજે મનુષ્ય રમેશ;
તદા દેવ, માનવવિષે, દર્શે નહી વિશેષ. ૧૯
મહિપ્રષ્ઠે મંદારનૂં, ગમન ન યોગ્ય જણાય;
કરો નિવેદન કૃષ્ણને, એ પ્રકાર મુનિરાય. ૨૦

हरिगीत.

મમ ભ્રાતૃ જે જે ઇચ્છિશે, નિજ અંતરે આગ્રહ ધરી;
તે તે સમર્પૂં નિમિષમાં, દુર્લભ તથાપિ કૃપા કરી.
(જે) સ્વર્ગમાં નહિ યદ્યપી, અર્પૂં પ્રયત્નથિ સર્વદા;
અર્પૂં નહી પ્રાણાંતથી, આ પારિજાતકને કદા. ૧

उपजाती.

ગિરા સુણી કૃષ્ણની એ પ્રકારે, વધ્યા પુનર્પી મુનિ સામ[1]સારે;
હે ઇંદ્ર આવૂં વદવૂં પ્રકાશે, તને અવશ્યે કરિ યોગ્ય ભાસે. ૧

महिदीपछंद.

(મેં) વિનયથિ તવ હિતાર્થે, કથિ અપારવાણી,
સર્વદા તમે મનેજ, માન વજ્રપાણી;
(મેં) સ્વઅંતરે વિચારિ, સકલમત તમારા,
કૃષ્ણને કરી વિનંતિ, વિનયથી અપારા. ૧
પારિજાત પ્રથમ તમે, શંભુને ન દીધો,
હેતુ તે સમાસપૂર્વ (મેં) પ્રકાશ કીધો;
પણ કર્યો નહી સ્વિકાર, એક કો પ્રકારે,
આપને વધ્યા આવશ્ય, રોષથી વધારે. ૨
હૂં મહેંદ્રથી ઉપેંદ્ર, લાલનીય[2] નિત્યે,
જાણવો મને જયંતના સમાન ચિત્તે;
આ જગત વિષે અપાર, વિવિભવાદિ જેવા,
પ્રેમ ભક્તિથી કરે સદૈવ મારિ સેવા. ૩
યાચનાથિ ભ્રાતૃ પારિજાત તૂં ન આપે,
તો અવશ્ય તવ ઉરે ગદા ધરિશ પ્રતાપે;

૧ સામના સારથી. ૨ લાડકવાયો—લાડકો.

જયંત તુલ્ય કનિષ્ટભ્રાત્ હૂં, એમ જણાવે પ્રીતી;
માત્, પિતૃથી, ક્રૂર વદી સંતાપે એ શી રીતી,
નરમાં શ્રેષ્ઠ વિશેષ કૃષ્ણ પણ, એ મમ શત્રુ પ્રકાશે;
એ કૃત્રિમનરવિષે સર્વથા, સ્નેહ નાશ કર ભાસે; ૬
જા કથ નારદ મારા વચને, કૃષ્ણ શત્રુના સામે;
ત્વરાથિ આવી અત્ર કરે, સંગ્રામ વિરામ ન પામે.
જો ઇચ્છા દ્રૂર વિષે હશે તો, અત્રે આવિ અયાસે;
પૂર્ણ ઈચ્છિતને હરિ નંતર, કર સંગ્રામ વિલાસે. ૭
હણતાં હણિશ તને હે સ્ત્રીવશ, રણમાં શક્તિ પ્રમાણે;
રણે મને કદિ વ્યથિત કરે નહિ, ધિક તું સ્નેહ વખાણે.
જ્યાં સુધિ જીતે નહિ ત્યાં સુધિ હૂં, તરૂને ન અર્પું પ્રીતે;
વૃક્ષ કેમ સ્ત્રીવશને અર્પૂં, યુદ્ધ વિના આ રીતે. ૮
અધુના શ્રીદ્વારામતિ પ્રત્યે, શિઘ્ર જાવ મુનિદેવા,
કૃષ્ણ વિવાદે સઘ પ્રવેશે, એમ કથો યશ લેવા;
સત્ય સત્ય કહ્યુ સ્નેહ સહીતે, તમને વિપ્ર પ્રતાપી,
કૃષ્ણ પત્નિપ્રીત્યર્થ વૃક્ષને, નહી સમર્પું કદાપી. ૯

હરિગીત.

જીત્યા વિના અર્પૂ નહી, પત્રાર્ધમાત્ર[1] તને કદા,
હરિને કથો મુનિ એ વિધી, જેથી તમે મમ પ્રિય સદા;
માયાથિ હર્ણ કરે નહી, કથશો પુનર્પી એ વિધી;
મમ સન્મુખે મંદારને, રણમાં હરે કરિ યશનિધી. ૧

દુહા.

એ પ્રકાર સુરરાજનાં, વચન સુણી નિર્વાણ;
તેને નારદ વિનયથી, વદ્યા બોધમય વાણ. ૧
પ્રવિણ પુરૂષ નૃપને કથે, સદા કામવશ ચિ[2]ત્ત
કથે સુજન અનહીત પણ, ( પ્રાપ્તકાલને[3] ) હીત. ૨
પરકાર્યમાં કથ્યા વિના, ઉચિત નહી કિંચીત;
સુલોક ગતિજ્ઞાના[4] કથે, મહિમા જાય લલીત. ૩
પ્રવિણનરે નિજ અંતરે, દર્શિ વિવેક વિશેષ;
દુરાગ્રહી, અજ્ઞાનિને, ઉચિત નહી ઉપદેશ. ૪

૧ અરધું પાન પણ. ૨ કામવશ છે ચિત્ત જેમનાં. ૩ આવેલી વેળાને. ૪ અત્યંત જગતની ગતીને જાણનારા.

કાર્યાકાર્યવિષે અને, પ્રચ્છો તમે નિદાન;
તેથિ કથું પણ જે રૂચે, તો ગ્રહિયે ગુણવાન. ૫

હિતરિપથે સ્વહિતસ્વિનો, વિલોકિ વિપ્રિતકાળ;
(તે) ન કરે પણ સ્નેહથી, કથવો ન્યાય વિશાળ. ૬

પરઉપકારિનરે ઉરે, પ્રહર્ષિ પરઉપકાર;
( શ્રુતિકટુ[1] ) પણ કથવું સદા, પરિણામે હિતકાર. ૭

અશ્રાવ્યવચન,[2] અનૃત[3], તથા, સ્વધર્મભગ્ન[4], અહીત[5];
એ ( ચતુર્થમાં ) જ્ઞાનિયે, કદા ન કથવૂં રીત. ૮

વક્તામાં ઉત્તમનરે, સદૈવ કથવૃં હીત;
શ્રોતામાં શોભનજને, સુણવૃં સ્નેહસહીત. ૯

મમ પ્રિયવચન શ્રવણ કરી, કર સ્વહિતાર્થે સુરેશ;
પર્હરિ ક્લેશ સ્વભાવથી, કર આનંદ વિશેષ. ૧૦

જે કૃતિના અવસાનમાં, પ્રસવે પશ્ચાત્તાપ;
તે કૃતિને સેવે નહી, (જે) દર્શે સ્વપ્રતાપ. ૧૧

આ કૃતિના અવસાનને, હર્ષી કદા ન દર્શ;
તેનૂ કારણ કહુ તને, પ્રહર્ષિ તવ ઉત્કર્ષ. ૧૨

વસંતતિલકા.

(જે) એક આ સકલવિશ્વવિષે નિવાસી, (જે) જ્યોતિરૂપ અવિનાશિ સ્વયંપ્રકાશી;
માયાથિ(જે) સકલક્ષેત્ર પ્રકાશિ જાણે, (જેને) અજાદિસુર અંતરમાં પ્રમાણે. ૧

તેને પુરાણ પુરૂષોત્તમ કૃષ્ણજાણો, વેદોનિઆદિઅખિલા પ્રકૃતી પ્રમાણો;
સાક્ષાત કૃષ્ણ સચરાચરનો વિધાતા, સદ્ભક્તિથી પરમમંગલ નિત્ય દાતા. ૨

દુહા.

તે હરિ દ્વારાવતિવિષે, સેવી તવ મંદાર;
સત્ય કહું હિતકારણે, ઉરમાં સદા વિચાર. ૧

કદાપિ મમ પ્રિયવાક્યને, તું ન ધરે નિજકાન;
તદા પ્રમ્જ્ઞ તવમંદિને, (જે) મતિ, નીતી, ધ્યાન. ૨

દોધકછંદ.

નારદની સુણિ એવિધિવાણી, રોષધિ ઇંદ્ર થયો અભિમાની;
તે મુનિ કૃષ્ણનિ કીર્તિ વિશેષે, આવિધિથી મતિ આપ[illegible]. ૧

[1] [illegible] [2] [illegible] [3] [illegible] [4] [illegible] [5] [illegible]

માગધ, બંદિજનાદિ, વિલાસે, કૃષ્ણનિ કીર્તિ કરે ધનઆશે;
જો હરિ એમ હશે બલધારી, તો તરૂ અર્પું નહી સુખકારી. ૨
કારણ કિંચિત કાર્યપ્રસંગે, સજ્જન દ્વેષ ધરે નહિ અંગે;
અન્યવરિષ્ઠ વિલોકિ વિલાસે, પાપિવિના કુણ દ્વેષ પ્રકાશે. ૩
આજ થયો હરિનો ગુણજ્ઞાતા, ભદ્ર તમારૂ સૃજો મુનિતાતા;
સંત, મહંત,વદે શ્રુતિસારે, સુજ્ઞ સદૈવ સહિષ્ણુ[1] વધારે. ૪
આજ વિલોકિ મહંતની રીતી; જ્યેષ્ઠથિ વૈર કરે ધરિ પ્રીતી;
વૃક્ષ ન અર્પુ વિચાર કરીને; ગચ્છ મુની કથ સર્વ હરીને. ૫

हरिगीत.

એ ભાતિ સર્વ પ્રકારથી, સુરરાજનો નિશ્ચય સુણી,
સન્માનપૂર્વક વિચરિયા, દ્વારામતી નારદગુણી;
રૈવતગિરીપ્રતિ આવિને, તત્રે રૂચિરમંદિરવિષે,
ભામાસહિત અવલોકિયા, શ્રીકૃષ્ણને કરૂણામિશે. ૧

काव्यछंद.

વિણાપાણિને દર્શિ, દૂરથી રથાંગપાણી,
સત્વર કરિ ઉત્થાન, પ્રણમિ પાણી ગૃહિ આણી;
સમર્પિ આસન, માન, અધિકઅર્ચના કરીને,
કરાવિ ભોજન, પાન, અંતરે સ્નેહ ધરીને. ૧
વધા કૃષ્ણને મુની, વદનથી હાસ્યવિલાસે,
કથો પારિજાતનૂ, સમસ્તવૃતાંત પ્રકાશે;
સુણી એમ નારદે, નિવેદન કર્યૂં વિશેષે,
(તે) સુણિ ઉચર્યા કૃષ્ણ, જઇશ હૂં સ્વર્ગપ્રદેશે. ૨
એમ કથી વિધિપુત્ર, નારિયો, સહીત મુરારી,
રૈવતગિરિથી શિઘ્ર, દ્વારિકા જઈ વિચારી;
નારદમુનિને વધા, પુનર્પી અંતરયામી,
પુનર્પિ સ્વર્ગે જઈ, ઇંદ્રને કથો પ્રણામી. ૩
રણમાં મમ સન્મુખે, પુરંદર ધીર ધરીને,
સ્થીર થવા નહિ યોગ્ય; કથૂં સિદ્ધાંત કરીને;
પારિજાતતરૂરાજ, લાવવા નિશ્ચય મારો,
(તે) ન થાય અન્યથા, વિપ્ર અંતરે વિચારો. ૪

---

1 સહનશીળ.

એમ સુણી મુનિરાજ, જઈ અમરાવતિપ્રત્યે,
વિનયથિ કૃષ્ણકથીત, ઇંદ્રને કહ્યું સુકૃત્યે;
( તે ) સુણિ સુરરાજને, કહ્યું સુરગુરૂને ભાવી,
સુરગુરૂ ( તે ) સુણિ વધા, અંતરે કલેશ સજાવી. ૫
અહો ! આજ હું ગયો, છતાં શતક્રતુના[1] કામે,
આ મહાન દુર્દૈવ[2], ઇંદ્રતે સજ્યું સ્વધામે;
મને નહી પ્રચ્છતાં, સજી તે વિગ્રિતકર્ણી,
કિયા કારણે નિંધ, આજ એ અતિસુખહર્ણી. ૬

દુહા.

ભવિષ્યકર્મે જાનીતથી[3]; થાય કૃત્યવિપ્રીત;
( તેને ) વિનાશવા નહી, જગમાં કોપિ ઉચીત. ૧
પ્રવિણનરે કરવૃં નહી, કદાપિ સહસાકર્મ;
સહસા કર્મથિ સર્વથા, થાય પરાજય સર્વ. ૨

ત્રિતાલી ચોપાઈ.

ગુરૂની સુણી એ વિધિ વાણી, સુરરાજ વચો ભય જાણી;
સજ્યું એમ છતાં ભગવાન, અધુના કરવૃં શું ? વિધાન. ૧
કથિયે ઉરમાં ધરી અર્થ, તમે સર્વમાં અધિકસમર્થ;
સુણિ એ વિધિ ઇંદ્રની વાણી, ગુરૂદેવ અપારપ્રમાણી. ૨
મતિમાન સ્વધર્મવિહારી, યશવાન સદા ઉપકારી;
સ્વમુખાંબુજ નમ્ર કરીને, મનમાં સુવિચાર કરીને. ૩
તેને વદિયા હિત ધારી, પ્રામકાલ વિશેષવિચારી;
તું જયંત સહીત સુરેશ, યદુનાથથી યુદ્ધ કરેશ. ૪
આજ હું યત્ન સાધિશ તેવો. ન્યાય લોકવિષે થશે જેવો;
કહી એમ બૃહસ્પતિધીર, જઈ સાગરના શુભતીર. ૫
પ્રણમી કશ્યપને નિતાંત[1] કહ્યું સ્નેહથિ સર્વવૃતાંત;
સુણિ કશ્યપ કોપ પ્રકાશી. ગુરૂને ઉચર્યા સુખરાશી. ૬
કહ્યું આ અતિ અનહિત જેથી, થશે ઇંદ્ર પરાજય તેથી;
નહિ સંશય એમાં લેશ, કરે નિહિતકામ સુરેશ. ૭

હરિગીત.

શ્રીનમનિ ઉત્તમ નારિથી, મનિજેમ દેવ સુખે મળે,

---

૧ [illegible]

તેથી પુરંદર મસ્તકે, (આ) દોષ અતિદારૂણ થયો;
મુનિને મનુષ ગણિ કીધું નિંદિત તેથિ મુનિ તેને વધા,
નરથી પરાજય પામજે, હે ઇંદ્ર પામી આપદા. ૧
તે દોષના શમનાર્થ (મેં) ઉદ્વાસ આ દારૂણ કર્યો,
નિજ પુત્રના હિતકારણે; (જે) દોષકોષ સદા ભર્યો;
અદિતી સહિત સંગ્રામમાં, હૂં જઇશ ગુરૂ તવ વચનથી;
મધ્યસ્થ થઇ તે ઉભયને, વારીશ તાતપ્રભાવથી. ૨
એ ભાંતિ સુણિ સુરગુરૂ વધા, આ પ્રામકાળ કૃપા કરી;
કરવો નિવારણ સર્વથા, કશ્યપ તમે યશને ધરી;
(તે) સુણિ તથાસ્તુ કથી, ગુરૂને સ્થાપિ તત્ર ધરી દયા,
અદિતી સહિત ગિરિજેશને, (તે) પૂજવા કારણ ગયા. ૩
તત્રે ભવાનિઅધિશને, પૂજી, નમી, ઉપચારથી;
કરિ અંજલી સંતુષ્ટવા, લાગ્યા વિવિધવેદોક્તથી.

### वसंततिलका.

વિશ્વેશ્વરં, વસુધરાધરપુત્રિકાંતં, કૈલાસવાસિન, મજન્મ, મપારશાંતં;
કૈવલ્ય, માપદહરં, કરૂણાબ્ધિ, મીશં, ત્વાં શંકરં, શિવ, મહં પ્રણયામ્યહીશં. ૧

### महिदीप.

એ પ્રકાર સ્તુયમાન[1], શિવ વિલાસ આણી,
અદિતિ સહિત સૃષ્ટિકારને[2] વધા સુવાણી;
જે વિધિથિ વિપ્ર તેં મને પ્રસન્ન કીધો,
તે સમસ્ત સાર(મેં) ઉરે પ્રમાણિ લીધો. ૧
કૃષ્ણ,ઇંદ્ર, પામશે સમાનતા વિશેષે,
તદપિ સત્યધારિ કૃષ્ણ, પારિજાત લેશે;
હારશે અધર્મથી મહેંદ્ર પાપકારી,
જીતશે અવસ્ય યાદવેંદ્ર ધર્મચારી. ૨
અદિતિથી તમે મુનેશ, જાવ સ્વર્ગપ્રત્યે,
શ્રેય થશે ઉભયપુત્રનાં, સજો સુકૃત્યે;
શિવ વચન સુણી ગુરૂ, અદિતિ સહિત પ્રીતે,
તાત સ્વર્ગપ્રત્ય ગયા, નિજ કુમારહીતે. ૩

---

૧ પ્રસન્ન થયેલા તુષ્ટ-થયેલા. ૨ કશ્યપને.

## ચોપાઈ.

તદનંતર યદુનાથ રમેશ, સુકૃતી ઉદિત થયે દિનેશ;[1]
સાત્યકિયાદવ સહિત નિદાન, વિરાજી એકરથે ભગવાન. ૧
દર્શાવી મૃગયાનૂ મીશ, રૈવતપ્રત્યે વિચર્યા ઇશ;
પ્રદ્યુમ્નને કથી સંકેત, મમ પૂંઠે આવજે સચેત. ૨
રૈવતપ્રત્યે જઈ નિદાન, વદ્યા સારથીને ભગવાન;
આ મમ રથ ગૃહિ અત્રપ્રદેશ, અશ્વ વારનો જતો વિશેષ. ૩
મમાગમન દર્શજે સુજાન; મધ્યદિવસપર્યંત નિદાન;
રથથી હું દ્વારામતિપ્રત્ય, પામી જીત પ્રવેશિશ સત્ય. ૪
એમ સૂતને કહિ ઉપદેશ, તદનંતર યદુનાથ રમેશ;
ગરૂડે પ્રેરાહિ સાત્યકિસંગ, પળ્યા ગગનપંથે શ્રીરંગ. ૫
પ્રથકરથેથિ, સ્વતાતપૃષ્ઠ, પળ્યો પ્રદ્યુમન અતિઉત્કૃષ્ટ;
નંદનવનપ્રત્યે પરમાર્થ, જઈ પારિજાતકહરણાર્થ. ૬

## હરિગીત.

તત્રે મહા મંદારના, પ્રિતીથિ પાલન કારણે,
આયૂધ સંયુત યોધનાં, સમુદાય નંદનબારણે;
કૃષ્ણે વિચાર કર્યો ઉરે, અવલોકિ તત્રે તેમને,
અન્યત્રથી જીતાય નહિ, બલ, શૌર્ય, જોતાં જેમને. ૧

## ચોપાઈ.

હર્યો એવિધિ નંદન પાળ, કૃષ્ણે યત્નવિના તત્કાળ;
પારિજાત ઉત્પાટિ અકષ્ટ,[2] આરોપ્યો વિનિતાસુતપૃષ્ઠ. ૧
હરિ પ્રત્યે તે વૃક્ષપ્રધાન, થયો ઉપસ્થિત વિશ્રુતવાન;[3]
તેને શાંત કરી પરમેશ, વદિયા વિનયથિ વાક્યવિશેષ. ૨
હે તરૂરાજન પ્રૌઢપ્રતાપ, તું ના કર ચિંતિતસંતાપ;
એમ સુણી હરિવાક્યલલીન, થયો તદા તે વૃક્ષ સુદીન. ૩
(તેને) પ્રસ્થિત[4] પ્રદાયિ સ્થાન, અંતરમાં પામી અભિરામ;
તંતર હરિ અમરાવતિપ્રત્ય, કરતા થયા પ્રતિક્રમકૃત્ય[5]. ૪
દર્શી તેમને વનગોપાર[6], જઈ ઇંદ્રપ્રત્યે નિરધાર;
પારિજાતતરૂરાજ હરાય, એમ વદે, તત્પર સમુદાય. ૫

---

૧ સૂર્ય [illegible] ૨ [illegible] ૩ [illegible] ૪ [illegible] ૫ આજ્ઞા. ૬ [illegible]

સુણી ઇંદ્ર ધરિ કોપકરાળ, ઐરાવતે ચઢી તત્કાળ;
સેનાથી સંચરિયો સૂર, યુદ્ધ કારણે સજિ મદચૂર. ૬
તત્પૃષ્ટે રથથી બલવંત, સંચારિયો યુદ્ધાર્થે જયંત;
પૂર્વદ્વારપ્રત્યે ભગવાન, સંસ્થિત અભ્યાગતકનિયાન[1]. ૭
પ્રદર્શિ તેને વધો સુરેશ, આ શૂં? આશૂં? હે કમલેશ;
પ્રણમી (તેને) વધા રમેશ, સુણિયે તાત વરિષ્ઠ વિશેષ. ૮
તવવધુના પાવન કાર્યાર્થે, હર્યો પારિજાતક સત્યાર્થે;
(તે) સુણિ મહેંદ્ર વધો ત્વરીત, ઉચિત નહિ આ (તને) અજીત. ૯
રણમાં યુદ્ધ કરી ભગવાન, લેવો તરૂ એ યોગ્ય વિધાન;
મારા વિષે પ્રથમ બલવાન, કર પ્રહાર ભ્રાતાકનિયાન. ૧૦
ગદા મુંચ્ચિ મમ ઉરે પરેશ, કર સ્વપ્રતિજ્ઞા સફલ વિશેષ;

### દ્રુમિલાછંદ.

સુણિ એમ હરી હશિ ચાપ કશી, અશનીસમ[2] ઉજ્વલસાર્યકથી,
સુરરાજનના ગજરાજનને, તાડન કરવા લાગ્યા બલથી;
સુરનાયક ઉજ્વલ સાયકથી, ખગનાયકપ્રત્ય પ્રહાર કરી,
ક્ષણમાં હરિના શર નાશ કરે, સ્વ શરેથિ ઉરે બહુધીર ધરી. ૧
સુરનાયક સાયક પાત કરે, યદુનાયક (તે) છેદે પલમાં,
દ્રય બંધવના ધનુના ધ્વનિથી, ભયભીત થયા અમરો નભમાં;
રણદારૂણ એમ પ્રવર્ત્યું છતાં, ગરૂડસ્થતરૂવરને[3] હરવા,
જયવંત જયંત ત્વરાથિ ધર્યો, બલિમાં બલિ યશનિર્મલ કરવા. ૨
પડતાં (તેને) અવલોકિ હરી, સત્વર ઉચર્યા પ્રદ્યુમ્નપ્રતી,
સકુમાર નિવાર નિવાર દશી, નિર્ધાર જયંત પ્રતાપિઅતી;
પ્રદ્યુમ્ન તદા (તેને) શરથી, વારવા લાગિયો ધીર ધરી,
બાણથી જયંત હરીસુતને, હણવા લાગિયો વિરોધ કરી. ૩
પ્રદ્યુમ્નરથસ્થ[4] જયંતપ્રતી, શરવૃષ્ટિ કરે બલથી રણમાં,
સજીયો સંગ્રામ ઉભયસુતનો, અતિશે તરૂવરના કારણમાં;
સુર, સંત, મહંત, અનંતયતી, ગાંધર્વ, મુનીજન, યક્ષપતી,
સંગ્રામ કરાલ વિલોકિ તદા, ઉરમાં સજિયા ક્લેશીત અતી. ૪
નંતર સુરપતિનો મિત્રસદા, જે પ્રવરનામથી ખ્યાત અતી,
સજિયો વરપામિ અવધ્ય સદા, તરૂ હરવા ધશિયો વિપ્રપતી;

૧ આવેલો નાનો ભાઈ. ૨ વજ્ર જેવા. ૩ ગરૂડ ઉપર રોપેલા તરૂને. ૪ રથમાં બેઠેલો.

તેને અવલોકિ અપારબળી, સાત્યકિને વદિયા વિશ્વમણી,
એને નિજબાણુથિ વાર ન નિર્દય બાણુથિ મારીશ વિપ્રગણી. ૫
એ વાડવનાં ચાપલ્ય સદા, આપણે સહ્ન કરવાં યશથી,
સુણિ એમ પ્રવર પક્ષીશરથી, સાત્યકિને હણતો થયો મથી;
ધરિધીર ઉદાર શરીરવિષે, સંગ્રામ કરે બહુશૌર્યે ભર્યો,
છેદી તેનાં શર, ચાપ, રણે, સત્વર સાત્યકિ મુખથી ઉચર્યો. ૬
દ્વિજને હણવો નહિ યોગ્ય પ્રવર તૂં તિષ્ટ તિષ્ટ નિજમાર્ગવિષે,
સુણિ એમ પ્રવર હસિને ઉચર્યો, અતિસત્વર સાત્યકિને અતિશે;
નરની ક્ષમાથિ પરિપૂર્ણ સૂર કર યુદ્ધ સમરમાં તનુ, મનથી,
નામથી પ્રવર મમનામ મહા, રામનો શિષ્ય કહું તને કથી. ૭
યુદ્ધાર્થે ઇતિરને ઇચ્છુ નહી, હરિને માનૂ સંતાપ તજી,
મમમિત્રઇંદ્રના પક્ષથકી, આવિયો અત્ર બલ, શૌર્ય, સજી;
કથિ એમ પરસ્પર તે દ્વયનો, સજિયો સંગ્રામ કરાલબલે,
દ્વિજ, સાત્યકિના, શરઘાતથકી, વસુધા, વિદિશા, આકાશ, ચળે. ૮
સંગ્રામ પરસ્પર એવિધિથી, નિર્ધાર પ્રવર્ત્યું તુમૂલ અતી,
પામે નહિ હાર પ્રહાર કરે, એકથી એક રણપ્રવિણમતી;
શસ્ત્રાસ્ત્ર પ્રહારથિ યત્નકરે, વિજયાર્થે તત્ર પરસ્પરમાં,
વદિ વાદ વદનથી નાદ કરે, ગર્જે ધ્વનિઘોર ચરાચરમાં. ૯
અતિઉજ્વલશર શચિના તનુજે, પ્રદ્યુમ્નપ્રતી મુકિયો બલથી,
કાર્ષ્ણિયે સ્વશરથી તે શરને, સત્વર સ્તંભીત કર્યો કલથી;
તે પ્રજ્વલીતશર પતિત થયો, પ્રદ્યુમ્નમસ્તકે સમરવિષે,
તેથી તેનો રથ દગ્ધ થયો, નહિ (તે) યદુનાયકકૃપાનિષે. ૧૦
પ્રદ્યુમ્ન તદારથ રહિત સજી, ઉચર્યો હે જયંત દિવ્યમની,
તૂં બાણ મુંચને[1] ઉચિત તદપિ, મમ નાશવિષે નહિ તારિ ગતી;
કર શક્તિથિ યત્ન સકલ તદપી, તૂં દર્શી આજ મમ યત્ન રણે,
મમ યત્નતુલ્ય તવ યત્ન નહી, રણમાં હે વીર કલાકરણે. ૧૧
દિવ્યાયુધથી રથસ્થીતને, દર્શી હું ભીત નહી ઉરમાં,
તૂં આજ યત્નથી દર્શી બલાબલ કોણુનહિ રણસાગરમાં;
આ પારિજાત મનથી સ્મરવા, કરવી સ્પર્શાસા તું શક્ય નહીં,
માયામય મમ રથ દગ્ધ કર્યો (તેં) સમરવિષે ઉજ્વલશરથી. ૧૨

1 મુકવા વિષે.

એવા રથ અમિત સ્વમાયાથી, હૂં સૃજવાવિષે સમર્થ અતી,
અવલોક જયંત તું યત્ન કરી, અધુના મમ બલ રણભૂમિપ્રતી;

**मोत्तिदायछंद.**

હરીસુત એમ વદ્યો ધરિ ધીર, સુણી જયવંત જયંતગભીર;
પ્રકાશિ મહાબલ, શૌર્યપ્રભાવ, થયો કરતો શરના બહુશ્રાવ. ૧
રતીપતિ તે શર છેદિવિશાળ, થયો કરતો શરવૃષ્ટિ કરાળ;
શચી સુત તે શર છેદિ સમસ્ત, કરે શરના બહુપાતપ્રશસ્ત. ૨
દિશાદશ તે શરથી થઈ રૂદ્ધ, ચલે નભવાસ વિલોકિ વિરૂદ્ધ;
ભયંકર થાય અપારપ્રભાસ, થયો અતિક્લેશિત સ્વર્ગનિવાસ. ૩
રતીપતિયે કરિ તે શર અંત, કર્યો સ્વશરેથિ વ્યથીત જયંત;
વિલોકિ હરીસુતનો પુરૂષાર્થ, કર્યા અમરે જયનાદ શુભાર્થ. ૪
ધરી બલ સાત્યકિયે પરિપૂર, શરેથિ મુનીનુ કર્યૂં ધનુ ચૂર;
તદા પ્રવરે ગૃહિ અન્યતચાપ, કરી શરમારથિ સત્વર તાપ. ૫
શરાસન છેદિજ સાત્યકિવીર, કર્યો રણમધ્ય વ્યથીતશરીર;
ગૃહીં ધનુ અન્યત સાત્યકિશૂર, થયો કરતો દ્વિજને વપુચૂર. ૬
પરસ્પર સાત્યકિ, વિપ્રવરિષ્ઠ, થયા શરમારથકી અતિક્લિષ્ટ;
શ્રવે મૃદુમર્મથિ શ્રોણિતધાર, સૃજ્યાં વપુ આમિષાપિંડપ્રકાર.[1] ૭
પુનઃ પ્રવરે શર મુંચ્યિ અભંગ, શરાસન સાત્યકિનૂ કર્યું ભંગ;
ધરી બહુકોપ સ્વઅંતરપ્રત્ય, કર્યા ત્રયસાયક તાંડન સત્ય. ૮
તદાગૃહિ સાત્યકિ અન્યત્રચાપ, થયો કરતો દ્વિજને પરિતાપ;
ગદાથિ તદા પ્રવરે ધરિધીર, કર્યો બહુતાડિત સાત્યકિ વીર. ૯
તદા ગૃહિ સાત્યકિયે અસિ, ચર્મ, કર્યાં દ્વિજને બહુ તાડન કર્મ;
મુની પ્રવરે શતબાણથિ સાર, કર્યો બહુ સાત્યકિપ્રત્ય પ્રહાર. ૧૦
વ્યથામય સાત્યકિને રણદેશ, વિલોકિ વિહસ્ત સમાન[2] વિશેષ;
તદા રતિનાપતિયે તતકાળ, ત્વરાથિ સમર્પિયુ ખડ્ગકરાળ. ૧૧
દ્વિજે શતબાણથિ ક્રોધ સહીત, કરી ઝટ તે પણ ખડ્ગ પતીત;
ગૃહી કરમાં અસિ, ચર્મ, ત્વરીત, કર્યાં બહુધા વપુમર્મ વ્યથીત. ૧૨
સૃજ્યો બહુવિક્લવ[3] સાત્યકિવીર, તદા દ્વિજ નાદ કરી ધરિ ધીર;
રથેથિ ધર્યો કરિ એ વિધિ કૃત્ય, તરૂ હરવા ખગનાયકપ્રત્ય. ૧૩

---

૧ માંસના પિંડ જેવા. ૨ હાથ ન હોય એવો. ૩ મુર્છાગત.

તદા ગરૂડે કરિ પક્ષથિ[1] ઘાત, કર્યો દ્વિજ ગવ્યુતિમાત્ર[2] નિપાત;
થયો ગતિભંગ દ્વિજેશકુમાર, અશુદ્ધશરીર વ્યથીત અપાર. ૧૪
વિલોકિ શચીતનુજે ધરિ સ્નેહ, કર્યો શ્રમવારણવાડવદેહ;
ત્વરાથિ પ્રરોહિ રથે અનવધ્ય, તદા કરિયો રણસાગરમધ્ય. ૧૫
રતીપતિયે શ્રમ વારિ નિદાન, કર્યો હરિમિત્ર રથારૂઢવાન;
રમાપતિયે કર સ્પર્શિ સુભીત, કર્યો નિજમિત્ર વ્યથાથિ રહીત. ૧૬

દુહા.

એવિધિ ઇંદ્રાત્મજ તથા, કૃષ્ણાત્મજબલધામ;
સાત્યકિ તથા પ્રવરસુની, કરી ઘોરસંગ્રામ. ૧

હરિગીત.

હરિના ઉભયપાર્શ્વે જઈ, પ્રદ્યુમ્ન, સાત્યકિ, સ્થિત થયા,
તેવિધિ જયંત, પ્રવરસુની, સુરરાજના પાર્શ્વે ગયા;
તત્રે પુરંદર તેમને, ઉચર્યો અતીશયક્રોધથી,
પ્રદ્યુમ્ન, સાત્યકિ, સન્મુખે, રણમાં સમર્થ તમે નથી. ૧
સુણિ એમ (તે) અતિક્લેશથી, સુરરાજને ઉચર્યા તદા,
હે ઇંદ્ર ગરૂડસ્થિતતરૂપ્રતિ, ના જવાય અમે કદા;
આ પક્ષિનો પતિગરૂડ અતિ, બલવાનમાં અતિશેબળી,
કથિ એ વિધા (તે) સ્થિત થયા, યત્રે મહાભયરણસ્થળી. ૨
નંતર પુરંદર વજ્રમયસાયકથી, ખગનાયકપ્રતી,
બલ, શૌર્ય, ક્રોધ, પ્રકટ કરી, કરતો થયો તાડન અતી;
તેના મહાદૃઢબાણને, છેદી યદુનાયક રણે,
ગજરાજને હણતા થયા, સત્વર વિશેષપ્રવિણપણે. ૩
ખગ, ગરૂડ, કરવા લાગિયા, સંગ્રામ બહુરણરંગમાં,
નખ, દંત, શુંડ, ચંચુથી, તાડન કરે નિજઅંગમાં;
ખગ, ગજથિ, તમયો[3] છતાં, તેને સ્વપક્ષ પ્રભાવથી,
જંબુદ્વિપે પરિયાત્રગિરિપર, પતન કરિયો ક્રોધથી. ૪
કરૂણાથિ વાસવ હસ્તિના, પૃષ્ટે પડ્યો ઉદ્વેગથી,
તેને વિલોકી ગરૂડથી, શ્રીકૃષ્ણ ઉતર્યા વેગથી;
ગજઅશ્વ નાશ થયે છતે, પરિયાત્રગિરિપ્રસ્થે તદા,
સંગ્રામ કરવા લાગિયા, તે ઉભયસંમત બળપ્રદા. ૫

---

૧ પાંખથી. ૨ બે ગાઉમાત્ર. ૩ તપિયો છતાં.

અગના મહાબલભારથી, તે ગિરિ નિમગ્ન થતો છતાં,
કરતો થયો મહિતલવિષે, સત્વર પ્રવેશ વ્યથા થતાં;
તે પર્વતે હરિના તદા, ગુણ ગાનકરિયા માનથી,
તેને તદા રાખિયો કિંચિતશેષ હરિયે પ્રીતિથી. ૬

યદુનાથ તદનંતર વધા, પ્રદ્યુમ્નને સુવિવેકથી,
હે પુત્ર દ્વારામતિ જઈ, તું આણ મમ રથ વેગથી;
સુણિ એમ (તે) દ્વારિકા જઇ, વૃત્તાંત હલધરને કથી,
સારથીયુક્ત રથે ચઢી, આવિયો તત્રે સ્નેહથી. ૭

તે વિજયકારકરથવિષે, સત્વર વિરાજી યદુપતી,
યત્રે ગરૂડસ્થિતસુરપતી, તત્રે ગયા શોભનમતી;
પરિયાત્રપર્વત શાણપાદસમાન સૃજિ[1] તત્ર સ્થલે,
અવલોકિ આગત કૃષ્ણને સત્વર પ્રવેશ્યો મહિતળે. ૮

સંગ્રામમધ્ય પ્રવેશ કરતા, કૃષ્ણને દર્શી તદા,
તેમના પૃષ્ટે સંચર્યો, ગરૂડસ્થતરૂવર ધરિ મુદા;
પ્રદ્યુમ્ન સાત્યકિ વૃક્ષના, રક્ષણે ગરૂડસ્થિત થયા,
રાત્રી પ્રવેશ થઈ તદા, દિનનાથ અસ્તગૃહે ગયા. ૯

સંગ્રામ અતિદારૂણ સૃજ્યો, વાસવ, હરીનો, વિસ્તરી,
તત્રે પ્રહારથિ પામિયો, બહુહાર ઐરાવતકરી;
તેને વિલોકિ વધા હરી, બલથી ત્વરીત સુરેશને,
નિજઅંતરે કરૂણા ધરી, ઉરથી ન દર્શી દ્વેષને. ૧૦

હે ભ્રાતૃ પૂર્વે આ કરી, ગજરાજથી તાડિત અતી,
તેથી સમર્થ દિસે નહી, રાત્રીવિષે આ રણપ્રતી;
સુણિ એમ વાણી કૃષ્ણની, વાસવ તદા તત્ર સ્થલે,
કલ્પી ગિરીમય કોષ્ટને, અધિવાસ કરિયો ગતબળે. ૧૧

બ્રહ્માદિદેવ, અદિતિ સહિત, કશ્યપ, સમસ્તમુનીવરો,
ઇત્યાદિ તત્રે આવિયા, આદિત્ય, શશિ, વિદ્યાધરો;
સુત, મિત્ર, સહિત યદૂવરે, તે વિધિ નિવાસ કર્યો તદા,
નિજ ભક્તના કલ્યાણથી, બહુ પ્રીતિની ધરિ સંપદા. ૧૨

તત્રે સુભક્તિથિ શાણપાદ સમાન પ્રાપ્ત થયો ગિરી,

---

૧ સમાધાના જેવો થઈને–અડદના દાણા જેવો.

તેને તદા યદુનાયકે, વર આપિયો ભીતી હરી;
નિત્યેપ્રસિદ્ધ થઇશ તું, ગિરિશાણપાદ સ્વનામથી[1],
હિમગિરિ સમાન સદૈવ થા, મારા પ્રભાવે સર્વથી. ૧૩
વરઆપિ ગિરિને યદુવરે, ચિંત્વન કરી ગંગાસરી,
(તે) આવિ તત્ર નિમિષમાં, હરિનાનિકટ પ્રીતી ધરી;
પૂજી, પ્રણામી, તેહિને, શુભસ્નાન કરિ કમળાવરે.
પ્રીતીથી બિલ્વ[2], ઉદક[3] સહિત, શિવને સ્મર્યા નિજઅંતરે. ૧૪
સ્મરતાં સદાશિવ સ્નેહથી, તે ગિરિગુહામાં આવિયા,
હરિ પારિજાતથિ પૂજિને, સંતુષ્ટ કરવા લાગિયા;

वसंततिलका.

ત્રૈલોકપાલક, કૃપાળ, કપાલમાલ, સન્મંગલાંગ, વૃષભદ્વજ, સર્વપાલ;
કર્પૂરગૌર, ત્રિપુરાંતક, વિશ્વરૂપ, વિશ્વેશ, તે પદમહું પ્રણયામ્યરૂપ. ૧

भुजंगप्रयात.

સુણી સ્તોત્ર સંતુષ્ટ ચિત્તેપુરારી, વદ્યા કૃષ્ણને સત્યવાણી પ્રસારી;
થશે કામ સર્વે તમારાં અચારો, તમે આજ મંદાર લેશો વિલાસે. ૧
તમારો મનોભંગ ના હો ! કદાપી, તમે સર્વદેવોવિષે હો ! પ્રતાપી;
તમે મારિ આરાધના કીધિ જેથી, ભવે પામશો સર્વકલ્યાણ તેથી. ૨
તમે મારિ આશીશથી ધર્મચારી, થશો સર્વદા સર્વમાં જીતકારી;
મને ચિત્તમધ્યે તમે પાપહારી, સદાસર્વથા પૂર્ણઆનંદકારી. ૩

हरिगीत.

જેથી મને અત્રે તમે, હરિ સ્થાપિયો આનંદથી,
તેથી પ્રસિદ્ધ થઇશ હું, બિલ્વોદકેશ્વર નામથી;
અત્રે મને (જે) પૂજશે, (તે) સર્વસિદ્ધી પામશે,
આ ભાગિરથિ અત્રે અવિધ્યા નામથી ખ્યાતા થશે. ૧
અપરંચ આ ગિરિમસ્તકે, ના અંતરે[4] કમલાપની,
પટપૂર નામથિ પૂર છે, તેમાં વસે રાક્ષસ અની;
વિધિના મહાવરદાનથી, બલવાન જાણી જેમને,
જેથી તમે મદુપાંતરિત. તેથી વિનાશો તેમને. ૨
સર્વાવિષે કપિ એ વિષ્ણુ, પ્રીતીથિ શોભ ગણે છને,
પ્રાતઃસમે તે અમરસંને[5], ઉપરથી દુર્ગંધમ શોભને:

૧ શાણપાદ નામથી. ૨ બીલ—પત્રી. ૩ પાણી. ૪ અઘર નહીં. ૫ અંતને.

હે શ્રેષ્ઠગિરિ બહુરાક્ષસો, તવ અધમભાગ[1]વિષે વસે,
વરદાનથી બલવાન (જે) ભરિયા અપારઅશુભમિષે. ૩
તેથી સદા (મેં) રોકિયા, પણ મુખનિરૂદ્ધ થયે છતે[2],
તત્રે મમાજ્ઞાથી થશે, (તે) નાશ હે પર્વતપતે;
અવલોકશે મમ રૂપને, તવ શિરે આરોહણ કરી,
શતધેનુનાં ફલ પામશે, ભવતાપ, પાપ, સકલ હરી. ૪
તવ અશ્મથી મમમૂર્તિને, કરિ અર્ચશે સદ્ભાવથી,
ભવભય વિનાશ કરી સદા, પામે સુગતિ મમવાક્યથી;
કથી એમ કૃષ્ણ રથે ચઢી, શ્રીસોમને પ્રણમી ગયા,
યત્રે પુરંદર દેવ, મુનિજન, વૃંદથી સંસ્થિત થયા. ૫
નંતર મહેંદ્રરથે ચઢી, આવિયો રણમાં વેગથી,
સંગ્રામ સૃજિયો ઉભયનો, મંદારજનિત ભવિષ્યથી.

छपयछंद.

મેરૂ મસ્તકે જાય, વારિઅંતરે પ્રવેશે,
ભૂપતિના યશ ગાય, થાય ગુણવાન વિશેષે;
કરે વૈરિથી જીત, ભ્રમે આકાશ પ્રદેશે,
સેવે કૃષી સદૈવ, ભણે ભારતી વિદેશે;
પણ ભાગ્યથિ (જે) નથવાનુ (તે), ન થાય બહુશુભ આચરે,
અતિસમર્થ સૃજિ સંસારમાં, ભવિષ્ય કોણ વૃથા કરે. ૧

तोमरछंद.

કરવા કરે તરૂરાજ, કમલાપતી, સુરરાજ;
ઉરથી સૃજી અતિક્રુદ્ધ, કરતા થયા રણયુદ્ધ. ૧
અતિશે સૃજી પ્રતિકૂળ, સૃજિયો વિરોધ તુમૂલ;
રણમાં પરસ્પર ભ્રાતૃ, શરથી કરે નહિ ઘાત. ૨
ગજ, પક્ષિ, ઘોટક, પ્રત્ય, કરતા થયા બહુકૃત્ય;
ધનુને ધુનાવિ અપાર, હરિયે કર્યા શરમાર. ૩
અમરેશ્વરે ધરિ કોપ, હરિના શરો કરિ લોપ;
ખગપ્રત્ય ક્રોધ સહીત, શર તાડિયા અગણીત. ૪
હરિયે કરી બલપૂર, કરિ ઇંદ્રના શર ચૂર;
રવિતેજતુલ્ય પ્રમાણ, દશ બાણથી નિર્વાણ. ૫

૧ નીચેના ભાગમાં. ૨ મોઢું બંધ થયે છતે.

રથના ચતુરંગ, રણમાં કર્યા ગતિભંગ;
મુકિ અન્યબાણઅમીત, કરિયા મતંગવ્યથીત. ૬
અમરે કરી બલ પૂર્ણ, કરિ કૃષ્ણના શર ચુર્ણ;
રવિતુલ્ય દ્વાદશબાણ, મહતાધિ મૂકિ પ્રમાણ. ૭
હરિના તુરંગઅછત, કરિયા અપારવ્યથીત;
મુકિ અન્યબાણ વિશેષ, કરિયા વ્યથીતખગેશ. ૮
કરિ એમ યુદ્ધ વિશેષ, તદનંતરે ધરિ દ્વેષ;
રણમધ્ય તે દ્વય ભ્રાત, કરતા થયા ઉતપાત. ૯
શરથી ધરાતલ દેશ, શરકે શરશીર શેષ;
મહિકષ્ટ પામિ સ્વકાય, થરથરથરથર થાય. ૧૦
શરઘર્ષણે ભયભીત, બહુઅગ્નિ થાય શ્રવીત;
ધકધક સમસ્ત દિગેશ, પ્રજળે, ઉરે ધરિ કલેશ. ૧૧
ચલતાં થયાં ગિરિવ્રાત[1], તરુવૃંદ થાય નિપાત;
મતિમંત, સંત, અમીત, અવલોકિ આ અનરીત. ૧૨
ઉરમાં ધરી બહુકષ્ટ, પડતા થયા મહિપૃષ્ઠ;
શિવ, યોગિ, સિદ્ધ, અમીત, તજિયા સમાધિ રહીન. ૧૩
બહુતારકા ચલકીત, ગગનેથિ થાય પતીત;
સરિતા, પયોનિધિ, નીર, તજિયાં સ્થલે સ્થલ સ્થીર. ૧૪
રથ ગર્જનાથિ પ્રભૂત, ભય પામિયા બહુભૂત;
શર અગ્નિથી દશદેશ, જલ દગ્ધ થાય વિશેષ. ૧૫
ગ્રહથી ગ્રહો સહુ ક્રુદ્ધ, ગગને કરે બહુયુદ્ધ;
પ્રતિલોમ[2] વાય સમીર, તજિયા મહાનર ધીર. ૧૬
ધરણી તલે ભુજગેશ[3], કરતા થયા બહુકલેશ.
દિશિપ્રત્ય સર્વદિગેશ, કરતા થયા ઝટ દ્વેષ. ૧૭
શરથી થયું નભ ભીન્ન, સુરનાં થયાં વપુછિન્ન;
વરસેજ શોણિત અશ્મ[4], ઉડતાં થયાં રજ, ભસ્મ. ૧૮
પશુ, પક્ષિના, સમુદાય, શરથી નિપાત ન થાય,
ભવને વશી નરયોધ, કરતા થયા બહુરોધ; ૧૯
ન ધરા, ન સ્વર્ગ, ન વ્યોમ[5], તજિયાં સમસ્ત વિલોમ[6];
અવલોકિ એ વિધિ કલેશ, મુનિ, યોગી, સિદ્ધ, મહેશ. ૨૦

---

૧ સમુદાય. ૨ અવળો. ૩ શેષનાગ. ૪ રૂધિર-રક્ત. ૫ આકાશ. ૬ અવળાં-ઉલટાં.

જગના હિતાર્થે નિદાન, કરતા થયા હરિધ્યાન;
કરૂણા કરી જગકાંત, કરશિઘ્ર આ ભય શાંત. ૨૧

મહિદીપછંદ.

દર્શિ એમ બ્રહ્મદેવ, યુદ્ધવિશ્વહારી,
કશ્યપમુનિને વધાજ, ઉરવિષે વિચારી;
ગચ્છ મહાભાગ અદિતિ સહિત પૂર્ણપ્રીતે,
તવ ઉભય કુમારને નિવાર વિશ્વહીતે. ૧
(તે) સુણી રથે વિરાજિ, અદિતિ સહિત સ્નેહે,
(તે) ઉભયકુમાર સમિપ, સ્થિત થયા સુદેહે;
માતસહિત તાતને સમરવિષે પ્રદર્શી,
રથથિ અવરી ઉભય સમિપ ગયા પ્રહર્ષી. ૨
શસ્ત્ર, અસ્ત્ર, પર્હરી કરાંજલી કરીને,
વિનયથી સ્વપિતૃને નમ્યા મુદા ધરીને;
તેમને શિરે સ્વહસ્ત સ્પર્શિ અદિતિમાતા,
કરથિ કરગૃહી વદી ગિરાહિતાર્થદાતા. ૩
સુત તમે પરસ્પરે વિનાશને વિચારી,
આ શું આચરો અભ્રાતૃતુલ્ય કૃત્યભારી;
સ્વલ્પ સ્વાર્થ કારણે કુમાર આ તમારો,
આ વિરોધ યોગ્યના દિશે ઉરે વિચારો. ૪
તાત, માત વાક્યને તમે કદા સ્વિકારો,
શસ્ત્ર, અસ્ત્રને તજી વિરોધને નિવારો;
કથિ તથાસ્તુ તે ઉભય પરસ્પરે વદંતા,
ગંગામાં સ્નાનને ગયા પ્રતાપવંતા. ૫
તત્ર સ્નાન, દાન, કરી, નિત્ય નિયમ સાધી,
પામિયા અપાર પ્રેમ, પર્હરી ઉપાધી;
ઇંદ્ર વધો કૃષ્ણતમે, પ્રથમ પૂર્ણમાને,
સ્થાપિયો મને સદા ત્રિલોકરાજસ્થાને. ૬
સ્થાપિને પુનર્પી સ્નેહભાવ તજિ સમસ્તે,
કેમ માન હીન કરો હરિ તમે સ્વહસ્તે;
ભ્રાતૃભાવ પામિ વૃક્ષ કામના સ્વિકારી,
કેમ જ્યેષ્ઠતા વિનાશશો તમે હમારી. ૭

એ પ્રકાર વાચતાં સુરસ્નાનકરિ વિધાને,
આપિયાંસુ માન, તાત, સનિપ તત્રસ્થાને;
ઇંદ્રને તદા રમેશ્વરે ઉરે વિચારી,
અભયપદ સમર્પિયૂં સ્વપિતૃ નિકટ ભારી. ૮
ઇંદ્ર, કૃષ્ણ, પિતૃ, સુર, સમેત સદ્વિલાસે,
શોભતા વિમાનથી ગયો સ્વસ્વર્ગવાસે;
શચિ અદિતિ સહિત સ્વસુરને મહોપચારે,
લાગિ પૂજવા તદા પ્રણામિ વારવારે. ૯
ધર્મસેતુધારિણી અદિતિ ઉરે વિચારી,
કૃષ્ણને વદી નિશાવિશે પ્રમોદ ધારી;
ગચ્છ કૃષ્ણ પારિજાતને ગૃહી સ્વધામે,
જેથિ સત્યપત્નિવ્રત કરી અભિષ્ટ પામે. ૧૦
પુણ્ય પ્રાપ્ત થયે છતે, વૃક્ષને વિધાને,
નંદને પુનર્પી રોપવોજ, પૂર્વ સ્થાને;
કૃષ્ણ (તે) સુણી તથાસ્તુ, કથિ સ્વસૈન્ય સંગે,
પિતૃ, ઇંદ્રને પ્રણામિ, સંચર્યા ઉમંગે. ૧૧
ઇંદ્રપત્નિયે તદા મુદા ઉરે ધરીને,
વિવિધ વસ્ત્ર, દિવ્યરત્ન, આપિયાં હરીને;
પ્રતિગૃહણ કરી રમેશ, અતિઉદારકૃત્યે,
પુત્ર, મિત્ર, યુક્ત આવિ, રૈવતાદ્રિપ્રત્યે. ૧૨
તત્ર વૃક્ષ સ્થાપિ વધા, સાત્યકિને સ્નેહે,
ગચ્છ મિત્ર તૂં ત્વરીત. દ્વારિકા સ્વગેહે;
પારિજાત વૃક્ષરાજ, આવિયો અયાસે,
એ પ્રકાર કથજે બલરામને પ્રકાશે. ૧૩
આજ વૃક્ષને પુરે પ્રવેશશે વિધાને,
તેથિ પુરવિષે કરો પ્રકાશ સકલસ્થાને;
શોભતાં ધ્વજાદિ ચિન્હ, રોપવાં વિશેષે,
સકલભવન, માર્ગ, સોધવા સકલ પ્રદેશે. ૧૪

સુજંગપ્રયાત.

સુણી કૃષ્ણની એવિધા શુદ્ધવાણી, ગયો શિઘ્ર (તે) દ્વારિકા સ્નેહ આણી;
કહી રામને તત્ર કૃષ્ણોક્ત રીતે[1], પ્રતીઆવિયો[2] શાંખ આદી સહીતે. ૧

૧ કૃષ્ણે કહેલું તે રીતે. ૨ પાછો આવ્યો.

ત્વરાથી ગરૂડે તરૂરાજ સ્થાપી, રતીનાથ અગ્રે ચડ્યો સ્નેહ વ્યાપી;
હરી, સાત્યકી, શાંબઆદી, વિશેષે, વિરાજી રથે સંચર્યો પૃષ્ઠદેશે. ૨
ગજાશ્વાદિપ્રત્યે વિરાજી સુસ્નેહે, ચડ્યા અન્ય વૃષ્ણી સજી દિવ્યદેહે;
કરે અગ્રમાં નાયકા નૃત્યભારી, વદે ગાયકા કૃષ્ણ કીર્તિસુકારી. ૩
મૃદંગાદિવાદિત્ર વાજે વધારે, કરે પ્રીતીથિ ગીત નાના પ્રકારે;
સુણી વૃક્ષવૃત્તાંત નાનાવિધાને, સજ્યા દ્વારિકાવાશિ વિસ્મીતવાને. ૪
વિલોકી તરૂરાજને પૂર્ણપ્રીતે, થયા માનવી સર્વ શોભાસહીતે;
મહાનેત્રને પામિયા અંધપ્રાણી, યુવાવેષને પામિયા વૃદ્ધપ્રાણી. ૫
મહા રોગથી (જે) સદા પૂર્ણરોગી, તજીરોગને (તે) થયા પૂર્ણ ભોગી;
કરી સ્પર્શ મંદારને તે પ્રસંગે, જરા, મર્ણથી, મુક્ત પામ્યા ઉમંગે. ૬
કરે ગાન તેવૃક્ષ મંજૂલ ભારી; સમીપે સુણે માનવી સ્નેહધારી;
થયા સિદ્ધ સંકલ્પથી સર્વપ્રાણી, સમર્ચ્યે રમાનાથને સ્નેહ આણી. ૭
પુરીમાં પ્રવેશ્યા હરી પૂર્ણપ્રીતે, કરી જેણિને સર્વશોભા સહીતે;
વિલોકી મહાવૃક્ષને સર્વરામા, વિશેષે સજી પૂર્ણઆનંદધામા. ૮
યદૂનાથ ચિત્તે મહાસ્નેહ લાવી, પિતામાતને વૃક્ષ દર્શાવિ ભાવી;
જઈ શિઘ્ર શ્રીસત્યભામાનિવાસે, તરૂને સમર્પ્યો અતીશેવિલાસે. ૯
ગૃહીવૃક્ષને તેણિયે સ્નેહ પામી, પતીને સમર્ચ્યા પ્રણામી પ્રણામી;
પતીના પદે શીશ મૂકી અગર્વે, વદી દીનવાણી તજી ક્લેશસર્વે. ૧૦
અહો ! નાથ કીજે ક્ષમા દોષ મારો, મતી હીન હૂં નારિજાતી વિચારો;
તમોને કર્યો નાથ સંતાપજેથી, મને આજ ચિત્તે વ્યથા થાય તેથી. ૧૧
કથી નાથને એવિધા શીશનામી, ગૃહે રોપિયો વૃક્ષને હર્ષ પામી;
સજે સુક્ષ્મ તે વૃક્ષરાજા કદાપી, કદા થાય (તે) પ્રોઢવાને પ્રતાપી. ૧૨
કદા દ્વારિકાને પ્રછાદે[1] વિશેષે, કદા થાય અંગુષ્ઠથી સુક્ષ્મવેષે;
કરે સર્વને એમ આનંદકારી; સકૌતૂકિવૃક્ષે[2] સ્વશોભાવધારી. ૧૩
પ્રિયાના વ્રતાર્થે રમેશે રિતીથી, કરી સર્વસામગ્રિ નાના વિધીથી;
વ્રતાંતે મહાવૃક્ષ પુણ્યાર્થ દેવા, સ્મર્યા બ્રહ્મનાપુત્રને પુણ્ય લેવા. ૧૪

हरिछंद.

સ્મર્ણમાત્ર બ્રહ્મપુત્ર, અંતરે પ્રમાણિને,
આવિયા ત્વરાથિ દ્વારિકા પ્રમોદ આણિને;
યાદવેશ્વરે તદા સ્વપત્નિ સહિત પ્રીતિથી,
પૂજિયા અપાર તે મુનેશ શાસ્ત્ર રીતિથી. ૧

---

૧ ઢાંકે. ૨ કૌતુક સહીત વૃક્ષે.

પારિજાતપુષ્પહાર, કંઠ બાંધિ હરિપતી,
તેણિયે સમાર્પિયા સુદાનમાં ધરી રતી;
હેમ, રૌપ્ય, ગિરિસમાન, ગૌ સહસ્ર, સિદ્ધિદા,
સપ્તધાન્ય, રત્ન, તિલમિલિત[1] સમાર્પિયાં તદા. ૨
તે સમસ્તને ગૃહી મુની વધા મુદા ધરી,
આજથી મને અધિન થયા કર્યૂં કરો હરી;
(તે) સુણી હરી વધા યથાર્થ મુનિ તમે વધા,
ભક્તના વચનથી ચરવું ઉચિત છે મને સદા. ૩
ગચ્છ ગચ્છ તિષ્ટ તિષ્ટ એમ કથિ કથી અતી,
તે સમે કરે અપારહાસ્ય, હરિ, મુની, સતી;
પુષ્પહાર કંઠથી વિમુક્ત કરિ વધા વ્રતી,
નિષ્ક્રિયાર્થ કપિલગૌસવત્સ અર્પિયે પતી. ૪
તેલઘીપૂરીત કૃષ્ણઅજિન,[2] કનક, દીજિયે,
શાસ્ત્રના પ્રમાણથી અનંતપૂણ્ય લીજીયે;
કૃષ્ણ ઉક્તવત[3] સમર્પિ, વિપ્રરાજને તદા,
સર્વથા કરીપ્રસન, પામિયા સ્વયે મુદા. ૫
સર્વપત્નિવૃંદને નિમંત્રિ તત્ર પ્રીતિથી,
સન્નિયોગ[4] તેમને સમાર્પિયાં સુરીતિથી;
પારિજાત અર્પતાંછતાં સમસ્ત સંપદા,
તે સ્થલે વર્યો નિદાન, કૃષ્ણવશ થઈ તદા. ૬
તેનિ સર્વપરમસિદ્ધિના પ્રદર્શનાર્થથી,
પંડવાદિ મિત્રને નિમંત્રિયા પ્રમોદથી;
તે સમસ્ત પારિજાતને પ્રદર્શિ પ્રીતિથી,
પામિયા પરસ્પરે વિચિત્ર ચિત્તને મથી. ૭
સર્વથા મનોભિલાપ પુર્ણ સર્વના થયા,
જેથિ દોષ કોપ, પાપ, તાપ, સર્વથા ગયા;
વર્ષ પૂર્ણ થયેછતે, વૃક્ષને ગૃહી હરી,
સ્વર્ગપ્રત્ય સંચર્યા, ઉરે મહાસુખ ધરી. ૮

હરિગીત.

તેવૃક્ષ ગૃહિ વાસવગૃહે, ચરતા વિલોકી નિર્જરી,

---

૧ તિલસહીત. ૨ કાળાહરણનું ચામડું. ૩ કહ્યાપ્રમાણે. ૪ નાના પ્રકાર જમાડ્યું.

અતિશિઘ્ર ક્લેશસમુદ્રમાં, વશિને વદિ ભામાસતી;
હે નાથ વૃક્ષવિષે તમે, કથવા પ્રમાણે કીજિયે,
અત્રેથિ આ મંદારને, અમરાવતી ના લીજીયે. ૧
કરૂણાથિ પત્નિહિતાર્થ શંખોદ્ધારપ્રત્યે સ્થાપિયે,
હે નાથ મમ ઉરના સકલ, પરિતાપને ઉત્થાપિએ;
સુણિ એમ વાણી તેણિની, કૃષ્ણે નિમિષમાં તેસ્થલે,
અન્યત્ર વૃક્ષ સજાવિયો, નિજનારિના પ્રીતી બળે. ૨
તે વૃક્ષને રમણદ્વિપે, રોપી વદ્યા યાદવપતી,
હે દેવિ તારા સહિત હૂં, અત્રે વશીશ ધરી રતી;
અત્રે મને તારાસહિત (જે) પૂજશે પ્રીતી ધરી,
(તે) પામશે ફ્લ સર્વથા, કથુ સ્ત્રી તને નિશ્ચય કરી. ૩
પૂજી મને દેવી તને, પૂજે નહી (જે) આસ્થલે,
મારા પ્રભાવથિ સર્વથા, તેને ન કિંચિત ફ્લ મલે;
કથિ એમ હરિ તે વૃક્ષને, લઇ શિઘ્ર ઇંદ્રગૃહે જઈ,
રોપી પ્રથમવત નંદને, પ્રતિઆવિ બહુહર્ષિત થઇ. ૪
વશિયા સદા રમણદ્વિપે, શ્રીસત્યભામા સંગમાં,
(તે) પામિ પરમાનંદને, હરિ સંગ રમતાં રંગમાં;
હે શૈનકાદિક એવિધી, શ્રીકૃષ્ણ તત્ર વસે સદા,
પ્રીતીથિ જેનર પૂજશે, તેની જશે ભવઆપદા. ૫
મંદારસંયૂત પૂજશે, ભૂલક્ષ્મિને જે સુંદરી,
તે પામશે સંસારમાં, ધન, પુત્ર, સુખ, બહુ વિસ્તરી;
મંદારથી ભૂલક્ષ્મિને, ષટમાસ જે સ્ત્રી પૂજશે,
તે સ્ત્રી મનેચ્છિત પામશે, ભવની સમસ્તવ્યથા જશે. ૬
શ્રીમન્નરોત્તમ દાસનો આશ્રય લઈ હરિ શક્તિથી,
આ પારિજાતકહર્ણની, પાવનકથા મથુરે કથી;
વાચી, ભણી, કર્ણેધરી, આનંદ સર્વે પામજો,
કોવિદ કવી કરૂણા કરી, મમ દોષકોપ નિવારજો. ૭

# શંખોદ્ધારનાં તીર્થ.

## ગરબી.

જગમધ્યરમણદ્વિપધામ, પાપસકલહારી;
હરિ, હલધર, દર્શનમાત્ર, જન્મસફ્ફલકારી. જગમધ્યરમણદ્વિપ. ટેક.
રામ, રમેશાદિકને, દર્શો, સજ્જન સર્વ ઉમંગેરે;
ચરણ ગોમતીતીર્થે વિચરો, ભક્તિપ્રભાવ તરંગે. પાપસકલહારી. ૧
કૃષ્ણે જ્યારે શિવા સહીતે, દ્વારામતિથી આવીરે;
યત્ર કર્યો વિશ્રામવિલાસે, ઉરમાં સ્નેહ સજાવી. પાપસકલહારી. ૨
શ્રીહરિને અવલોકિ સમુદ્રે, વારિ તરંગથિ નામીરે;
ચરણસ્પર્શ કર્યાં યદુપતિનાં, અંતરમાં સુખ પામી. પાપસકલહારી. ૩
કૃષ્ણ વધા (તેને) કરૂણાથી; અત્ર સ્નાન (જે) કરશેરે;
મમ પ્રભાવથી ભવસાગરને, તે નર પલમાં તરશે. પાપસકલહારી. ૪
તત્રેસ્નાન કરો નર તેથી, દાનવિધાન કરીનેરે;
આ ભવબંધન ભેદિ પામશો, સત્વર કૃષ્ણહરીને. પાપસકલહારી. ૫
થાય સુશોભિતશંખ અતીશે, ચરણગોમતીજલમાંરે;
શંખોદકઅભિષેકથિ પૂજો, હરિને જાણિ સકલમાં. પાપસકલહારી. ૬
નંતર પ્રાચિનશંખતટાકે[1], પુણ્યસ્વીજન ચાલોરે;
તત્રે નારાયણપૂર્વાશ્રમ[2], પૂજિ, પ્રણામિ, નિહાળો. પાપસકલહારી. ૭
તત્રે સ્નાન કરી યત્કિંચિત, દાન સમર્પો સ્નેહેરે;
શમશે દોષ સમસ્ત નિમિષમાં, શુદ્ધ થશો નિજદેહે. પાપસકલહારી. ૮
નંતર પદ્મતીર્થપ્રતિ વિચરો, પાવન મહિમા જાણીરે;
યત્રે પદ્મ સૃજે અસ્થીનાં, નિષ્કંચન સૃજિ પ્રાણી. પાપસકલહારી. ૯
તત્રે સ્નાન કરી નર સ્નેહે, દાન સમર્પિ વિધાનેરે;
વ્યાધિ વિનાશિ સૃજે આ ભવમાં, નિર્મલપાવનવાને. પાપસકલહારી. ૧૦
પદ્મેશ્વરશંકરને પૂજો, તત્રે સર્વપ્રકારેરે;
જેથી શ્રીહરિ સ્નેહ ધરીને, આ ભવસાગર તારે. પાપસકલહારી. ૧૧
તદનંતર વૈષ્ણવજન વિચરો, તીર્થબાણગંગાયેરે;
યત્રે કૂપવિષે ગંગાજી, રાજે નિર્મલકાયે. પાપસકલહારી. ૧૨
હે નર તત્રે કૂપોદકથી, કર, પદ, શુદ્ધ કરીનેરે;
બાણેશ્વર શંકરને પૂજો, ભજશો કૃષ્ણહરીને. પાપસકલહારી. ૧૩

---

૧ જુની શંખતલાઈ. ૨ શંખનારાયણનો પ્રથમ નિવાસ.

રમણસમે કૃષ્ણે ભામાને, અધિકતૃષીતા જાણીરે;
બાણથિ પૃથિવીતલને ભેદી, તત્રે ગંગા આણી. પાપસકલહારી. ૧૪
નંતર પ્રેમધરી પુણ્યસ્વી, વિચરો કૃષ્ણવિલાસેરે;
યત્રે રમણ કરે ભામાથી, શ્રીહરિ પ્રેમ પ્રકાશે. પાપસકલહારી. ૧૫
યત્ર કલ્પ તરૂ કામપ્રદાયક, રામકુંડસુચિ રાજેરે;
કૃષ્ણ તથા ભામાપદપંકજ, મંદિરમધ્યે ભ્રાજે. પાપસકલહારી. ૧૬
તત્રે કુંડવિષે કર પૂજજન, સજ્જન સ્નેહ સ્વિકારીરે;
કલ્પવૃક્ષથી દંપતિપદને, પૂજો શ્રેષ્ઠ વિચારી. પાપસકલહારી. ૧૭
તત્ર અષાડ અમાવાશ્યામાં, માનવિ સંગમલેછેરે;
યત્રે શુભ મહાપ્રાચિનનો, ઉજ્વલનાગ વસેછે. પાપસકલહારી. ૧૮
નંતર સંચરજો નરનામી, વ્યાસકોટડીપ્રત્યેરે;
યત્ર વ્યાસભગવાને કરિયાં, કૃષ્ણભજન શુભકૃત્યે. પાપસકલહારી. ૧૯
તત્ર પ્રદેશે સાગરમધ્યે, સ્નાન કરી શુભચિત્તેરે;
વેદી[1] ઊપર વ્યાસચરણને, પૂજો પ્રેમ સહીતે. પાપસકલહારી. ૨૦
તદનંતર હનુમાનદાડિયે, સ્નેહસહિત સંચરજોરે;
તત્રે મારૂત સુતને દર્શી, પૂજન, વંદન, કરજો. પાપસકલહારી. ૨૧
તદનંતર વિચરો ચતુરાસિતિ સિદ્ધરનિ ધૂણીપ્રત્યેરે;
તત્રે ધૂણિ સમસ્ત વિલોકી, સદ્ય થશો કૃતકૃત્યે. પાપસકલહારી. ૨૨
નંતર શંખોદ્ધારતટાકે, સંચર જો ગુણગ્રામીરે;
તત્રે સ્નાન કરી ભવસાગર, પાર તરો યશ પામી. પાપસકલહારી. ૨૩
નંતર પ્રેમલતીર્થે વિચરો, સ્નેહથિ સર્વપ્રતાપીરે;
તત્રે સ્નાન વિધાન કરીને, ભવમાં સજો અપાપી. પાપસકલહારી. ૨૪
એ વિધિ શંખોદ્ધારે સજ્જન, તીર્થ કરી હિત સાધોરે;
શ્રીમથુરેશપદાંબુજ શેવા, અંતરથી આરાધો. પાપસકલહારી. ૨૫

### हरिगीत.

નિર્વાણ આ ગિર્વાણનો, સર્વેસુસાર ગૃહણ કરી,
રૂચિકારિ ગુર્જરિ વાણિમાં, રચ્યું આ મહાત્મ મુદા ધરી;
જેમાં સમસ્તપ્રકારથી, સર્વે કથા મનહારિણી,
ભવભયસમંધિ વિનાશમાં, પ્રત્યક્ષઔષધ કારિણી. ૧

---

૧ ચોતરો.

અજ્ઞાનને જ્ઞાનાંજની, સજ્જનવિષે મનરંજની,
શ્રદ્ધાથિ સ્મરતા માનમાં, મદ, મોહ, મત્સર, ભંજની;
પામે મહાફલ પઠનથી, પુણ્યસ્વિજન ભવમાં સદા,
ગ્રહ, ભૂત, ભૈરવ આદિથી, ભય થાય નહિ ભવમાં કદા. ૨
શ્રીકૃષ્ણની કરૂણાવડે, પામે શ્રવણથી સંપદા,
અંતે રમેશપદાંબુજે, વિચરે વિનાશી આપદા;
તે કારણે પઠનાદિમાં, નિત્યે નરો પ્રીતી ધરો,
શ્રીકૃષ્ણમાં આસક્તિ ધરિ, કલિકાલકલ્મપને હરો. ૩
હે સજ્જનો અતિ મંદ મતિ, હૂં અધિક શૂં કહુ વદનથી,
ભવમાં હરી ભક્તી વિના, નર અન્યશુભસાધન નથી;
કરિ વાસ શંખોદ્ધારમાં, સત્રાજિતીના મંદિરે,
નવ, રામ, નવ, શશિ, સંવતે, શોભીતસાગરના તિરે. ૪
શ્રીકૃષ્ણની કરૂણાવડે, શ્રીમન્નરોત્તમઆશ્રયે,
વાડવ પિતાંબર આત્મજે, મથુરેશ્વરે કર્યું નિર્ભયે;
પ્રીતીથિ વાચિ કવીશ્વરો, મમ જનિતદોષ સકલ તજો,
અવલોકિ શ્રદ્ધા, ભક્તિથી, યદુનાથને નિત્યે ભજો. ૫

ઇંદ્રવિજય.

ઉજ્વલવેશવિશેષ રમેશપદાંબુજભક્તિ સદોદિત કારી,
ગંભિર ધીરશરીરપ્રભાધર વીરસમાજવિષે અતિચારી;
પાવનકામથિ અંતરમાં સૂજિયા હરિભક્તિઉપાય અપારી,
પાવનપંથવિહારિ નરોત્તમદાસ ત્રિવિક્રમના અધિકારી. ૧
પૂર્ણમયંકસમાન સુધાસમ આનનમાં વશિ વાણિ પ્રમાણી,
માનિવિષે બલશીળ વિશાળ વિરાજત દાનપરાયણપાણી;
લોચન શોચવિમોચનકારિ વિલોકન નીતિ નિરંતર ધારી,
પાવનપંથવિહારિ નરોત્તમદાસ ત્રિવિક્રમના અધિકારી. ૨
ભવ્યભુજાંતર માધવભક્તિથિ પૂરિત ભૂપસિશોભન ભાસે,
સામુદ્રલક્ષણથી કરૂણામય નિર્ભયસુંદરઆકૃતિ ભાસે;
નીતિ વિવેક અનેકથિ રાજત સુંદરશીર સદા ઉપકારી,
પાવનપંથવિહારિ નરોત્તમદાસ ત્રિવિક્રમના અધિકારી. ૩

कविनामथुरेशेण विरचिते श्रीद्वारिकामहात्म्यभाषांतरे श्रीशंखोद्धार महात्म्ये पारिजातकहर्णनाम दशमोविलासस्समाप्तः ॥

# શ્રી શંખોદ્ધારનું સેવાપ્રકાર નાટક.

---

## પ્રસ્તાવના.

અત્રે મુખ્યપટ્ટરાણિયો શ્રીલક્ષ્મીજી, ભૂલક્ષ્મીશ્રીસત્યભામાજી, શ્રીજાંબવતીજી, તથા બાલલિલાસંગિની શ્રીરાધિકાજી, એણિયોના ચારમંદીરોથી અંદરના મંદીરમાં વિરાજમાન શ્રીદ્વારિકાનાથજી, અત્રેના અધિષ્ઠાતા શ્રીત્રિવિક્રમજી, તથા શ્રીમાધવજી, પુરૂષોત્તમજી, શ્રીકલ્યાણજી, શ્રીદેવકીજી, એમનો મંગલાસમયથી રાત્રિનાં શયનપર્યંત અમુકસેવા ક્રમ અમુકમનુષ્ય નિત્ય નીરંતર કરેછે (તે) વૈષ્ણવવર્ગને ધ્યાનમાં લેવાને ઉચિત જાણી ગદ્યપદ્યાત્મક છપાવિ પ્રસિદ્ધ કર્યોછે–

---

## પાત્રો.

| | |
|---|---|
| સુત્રધાર | નાટક કર્તા. |
| નટી | સુત્રધારની સ્ત્રી. |
| ભંડારી | શ્રીરાધિકાજીનો મુખ્ય અધિકારી. |
| બ્રહ્મચારી | શ્રીસત્યભામાજીનો પુજારી. |
| ખવાસ | શ્રીદ્વારિકાનાથજીનો. |
| ખવાસ | શ્રીરાધિકાજીનો. |
| સેવક. | શ્રીરાધિકાજીનો. |
| પટાવાલો. | શ્રીરાધિકાજીનો. |
| હવાલદાર. | ગાયકવાડી સીપાઈ. |
| ખવાસ | બ્રહ્મચારિનો. |
| છતરિયો. | દ્વારિકાનાથજીનો. |
| કંચુકી | છડીદાર. |
| ચામરવાહક. | ચમર કરનાર. |
| રસોઈયા. | સત્યભામાજી, લક્ષ્મીજીના. |
| અધિકારી. | સત્યભામાજી, લક્ષ્મીજીના. |
| પ્રક્ષાલક. | સત્યભામાજીનો સેવક. |
| ગવૈયા. | |
| વાદ્યવાદક | |
| રાજ્યસવૈયા. | |

બીજા કેટલાંક સેવક, ખવાસ, ઇતર મંદીરના રસોઇયા, બ્રહ્મચારી, ઇત્યાદિ,

# सेवाप्रकार.

### प्रथमांकः १ मंगलाचरण.

### ઠુમરી.

જય જય કૃષ્ણ કમલદલલોચન, કલિમલમોચન કંસઅરીરે. જય જય.
જય જગવંદન દેવકિનંદન, પરમાનંદ મુકુંદ હરીરે; જય જય.
જય વરદાયક યદુકુલનાયક, દાનવનાશક સબલહરીરે. જય જય,
જય કમલાવર જગમંગલકર, તવ ચરણે નમુ પ્રેમ ધરીરે, જય જય. ૧

( મંગલાચરણ કરિ રહ્યા નંતર સુત્રધાર આવિને કહેછે: )

**સુત્રધાર**—વારંવાર વિસ્તારપૂર્વક કથનથી શું અધિક? વિવેકકરી નિર્મલતાને પ્રાપ્ત થયેલા મનરાજાયે મને આજ્ઞા કરી છે કે ! પૂર્વના અત્યંતસુકૃતયોગે કરી "આ" અમૌલ્યરત્નરૂપી મનુષ્યજન્મ પ્રાપ્ત થયો, તેમાં પણ આર્યનો ! યદ્યપી ( તેને ) સંસાર સમંધી આહાર, વિહારાદિક, મિથ્યાસુખાર્થે કાચના પ્રમાણમાં સમાવેષ કરી, તનમધ્યેથી વિદ્યુલ્લતા જેવું ચંચલજીવન ભોગવી પરેતરાજના મહાવ્યથાદાયકહસ્તમાં જઈ, કેવાં કરાળકષ્ટ ભોગવવાં પડેછે ! આહા ! દ્વાદશસૂર્યથી સંતપ્ત અસિપત્રની ભૂમી ઉપર ચાલવું" પ્રજ્વલીતઅગ્નિથી તપ્તલોહસ્તંભને આલિંગન કરવું" માંસ, શ્રોણિત, અસ્થી, જેમાં પરિપૂર્ણ ભરેલાંછે એવી વૈતરણીનદીમાં ગોતાં ખાતાં પાર તરવૂં" વિકાલ છે વદન જેમનાં એવા નિર્દયયમદૂતના દુઃખદાયકકરથી વજ્રદંડનાં તાડન સહન કરવાં" એવાં અનંતકષ્ટ (જે) અમોએ નાનાશાસ્ત્રથી શ્રવણ કરેલાં ( તે ) વિસ્મર્ણ થઈ ગયાછીયે ! કેમ કે ! અજ્ઞાનના પાર રહીત પયોનિધિમાં પ્રવેશી વિષયભોગાદિકના લોભથી અત્યંતદૂષીત દિવસો ગત કર્યા ! પરંતુ સંપ્રતી સજ્જનપુરૂષના સમાગમથી હૃદયમાં જ્ઞાનાંજન અંજન કરી દર્શીમાન થયાછીયે કે ! પરેતરાજના હસ્તમાં જઈ "જેજે" કષ્ટ ભોગવવાં પડેછે, ( તેને ) વિનાશ કરણાર્થે વિશ્વનિયંતા કૃષ્ણચંદ્રભગવાન વિના અન્યત્ર શક્તિમાન નથી—જુઓ ! સમસ્ત શ્રુતિ, શાસ્ત્રઃ—

### मालिनीछंद.

સુજનનર પ્રદર્શો, ચિત્તમાં શુદ્ધભાવે,
ધન, સુત, વનિતાદી, સંગ અંતે ન આવે;
યમનિ અધમભીતી, ભેદવા અલ્પયાસે,
સદયહૃદયશાળી, એક શ્રીકૃષ્ણભાસે. ૧

તેથી તે પરમકૃપાળુ પરમેશ્વરની કરૂણા સંપાદનાર્થે ઉત્તમપ્રકારની ભક્તી કર-

વાનો અભિલાષ પ્રાપ્ત થાયછે, ! યદ્યપી અત્યંતપાપકર્મથી વ્યાપ્ત એવા કલિયુગમાં સેવા, સ્મર્ણ, પ્રમુખ કથાયછે કે જેથી શ્રદ્ધા, ભક્તિનો, ઉદય થાય, એ હેતુથી શ્રીશંખોદ્ધારધામપ્રત્યે વિરાજમાનસાક્ષાતશ્રીકૃષ્ણચંદ્રભગવાન, તથા શ્રીત્રિવિક્રમજી, એમનો રાજ્યનીતિથી ચાલતો સેવાપ્રકાર તમોયે નિરિક્ષણ કર્યોછે (તે) યથાર્થ અભિનીત કરવો ! અમો દર્શન, શ્રવણ, મનન, કરણાર્થે ઉત્કંઠીત છિયે ! વાસ્તે ત્વરાથી મંદીરપ્રત્યે જઈ અંગનાને બોલાવી "આ" અપૂર્વસંગીતકર્મનો આરંભ કરૂં ! (પટાંતરપ્રત્યે નિરિક્ષણ કરી) પ્રિયે ? અહીં આવો !

નટી—(નિકટમાં આવિને) પ્રાણપતી ? કયા સંગીતપ્રસંગનો આરંભ કરૂં ! એ આપ આજ્ઞા કરો !

સૂત્રધાર—પ્રિયે ? તમે ક્યાં વિદિત નથી ! જુઓ ! સમુદ્રમાં શંખાકારથી શોભીતબેટપ્રત્યે મનોહરમંદિરમાં સુવર્ણખચિતસિંહાસને શ્રીદ્વારિકાનાથજી પશ્ચિમાભિમુખે વિરાજમાન, તેમના ઉત્તરપાર્શ્વ શ્રીત્રિવિક્રમજી, દક્ષણપાર્શ્વ શ્રી કલ્યાણજી, વામનેત્રકટાક્ષે શ્રીમાધવજી, દક્ષિણનેત્રકટાક્ષે શ્રીપુરૂષોત્તમજી, સન્મુખે શ્રીદેવકીજી, મંદિરના ઉત્તરભાગમાં શ્રીલક્ષ્મીજી તથા શ્રીરાધિકાજી, દક્ષિણ વિભાગમાં શ્રીસત્યભામજી, તથા શ્રીજાંબવતીજી છે; પૃષ્ઠભાગમાં અતિઉત્તુંગ સ્તંભ મસ્તકે ચિત્રવિચિત્ર ધ્વજા, પતાકા, સ્ફુરણમાન થઈ રહ્યાંછે, અગ્રભાગમાં મુખ્ય દ્વારમસ્તકે સમયે સમયે નાનાપ્રકાર વાદિત્રના નિર્દોષઘોષચિત્તને આનંદ આપેછે. અહાહા ! બેટની શોભા કેવી ! સમસ્તપ્રાંતભાગમાં અભેવકિલ્લારૂપ લોલકલ્લોલનેકલાપી રત્નાકરસાગર ગર્જના કરિ રહ્યોછે!! કિનારે કિનારે પવનથી પ્રસરતા રંગરંગી મનોહર વાવટા, તથા ઉત્તુંગશઢની શોભા ધારણ કરનારી ચલાયમાન નૌકાની સમૃદ્ધિ "જેમ સત્ય, શીળ, ક્ષમા, દયાથી, પરિપૂર્ણ ભવસાગરતારકમહાન્ પુરૂષ તુલ્ય સાગરપાર તારણાર્થે વિરાજમાન થઈ રહીછે; નિરંતર જય જયના ધ્વનિ ઉચ્ચાર કરતાં છતાં યાત્રાર્થીનાં સમુદાય આવેછે તથા મનોરથ પૂર્ણ કરી જાયછે; સમસ્ત પ્રદેશ બાવળ, ગુગળ, બોરડી, કંટરાદિ કંટક વનસ્પતીયોથી સંકીર્ણ છે; યદ્યપી પ્રદેશપ્રત્યે ચરતાં વિલક્ષણ વનસ્પતી આદિને નિરિક્ષણ કરી આશ્ચર્ય પ્રાપ્ત થાયછે, કૂપ, વાપી, સરોવર, વાટિકાયો, નિર્મલ જલથી, તથા વૃક્ષ, વલ્લરીયોથી, શોભા ધારણ કરિ રહ્યાં છે," પક્ષે સંલગ્ન થયેલા ગુગળી લોકની ધામધૂમથી અનજાણ્યા યાત્રાર્થીનાં ચિત્ત વ્યગ્ર દર્શાવામાં આવેછેઃ—(ઇત્યાદિ)

નટી—જે સ્થલમાં "સર્વ શક્તિમાન શ્રીરામ, કૃષ્ણ પરમાત્મા, નિરંતર નિવાસ કરે" તે સ્થલમાં શી ન્યૂનતા હોય !

સૂત્રધાર—પ્રિયે ? કિંચિત નહી !

નટી—પ્રાણપતી ? તમે યથાર્થ કહ્યોછો !

સૂત્રધાર—ભક્તિરસના અભિલાષીપુરૂષોયે (તે) પરમાત્માનું રાજ્યનીતિથી

વહુન થતું સેવા પ્રકરણુ અભિનિતકરણાર્થે મને આજ્ઞા કરી છે, તેથી પ્રિયે ! નટોને નાનાપ્રકારના ઉચિત વેષ ધારણુ કરવાની આજ્ઞા કરો ?

**નટી**—અહો ! પ્રાણનાથ ? આ સમયમાં તમને ધન્ય ! ધન્ય ! તમારા અનુકુળ ભાગ્યનો ઉદય આજ બલવાન જણાયછે !!

### દુહા.

ભાગ્યવિષે જેવીરિતે, થવા કાળ નિર્ધાર;
ઉદય થાય અંતરવિષે, તેવા સર્વવિચાર. ૧

**સૂત્રધાર**—એમાં શો સંશય !

**નટી**—સંસારમાં શુભાશુભ થવાનો આભાસ પ્રથમથીજ પડેછે, પરમેશ્વરની આપણા ઉપર કરૂણા પ્રદર્શેછે, ઉદર નિર્વાહાર્થે નાશવાન પ્રાણીની પ્રશંસા કરતાં આપણે અદ્યાપી પર્યંત ઘણા દૂષીત દિવસો નિર્ગમન કર્યા !

**સૂત્રધાર**—પ્રિયે ? તમે સત્ય કથોછો, ઈશ્વિર ભક્તિથી વિમુખ જે દિવસ નિર્ગત કર્યા તે દૂષીતજ કથાય !

**નટી**—પ્રાણપ્રિય ? ધર્મના કામમાં શો વિલંબ ! મંગલા સમય થયો ! એકાગ્રતાથી સેવાકૃત્યમાં પોહોચિ શકવું જોઇશે ?

**સૂત્રધાર**—( પટાંતર પ્રત્યે નિરિક્ષણ કરીને ) પ્રિયે ? જુઓ ? હરિના દાસઃ—

---

## प्रवेश १ प्रथम.

### मंगलासमय.

स्थल, अंदरनुं मंदिर, तेमां.

**श्रीद्वारिकानाथजीनुं, श्रीत्रिविक्रमजीनुं, श्रीकल्याणजीनुं, श्रीमाधवजीनुं, श्रीदेवकीजीनुं, श्रीपुरुषोत्तमजीनुं,**

આ પ્રવેશમાં શ્રીદ્વારિકાનાથજીના મંદિરમાં જે સેવા કૃત્ય ભંડારી કરશે (તે) શ્રીત્રિવિક્રમાદિ અંદરના મંદિરોમાં તથા શ્રીલક્ષ્મીજી, શ્રીસત્યભામાજી, શ્રીજાંબવતીજી, શ્રીલક્ષ્મીનારાયણજી, શ્રીસાક્ષીગોપાળજી, શ્રીગોવર્ધનનાથજી, એમના મંદિરમાં નિજનિજના ખવાસ કરશે, શ્રીરાધાજીના મંદિરમાં શ્રીદ્વારિકાનાથજીનાં મંગલાસમંધી સેવાકૃત્ય સંપૂર્ણ કરી ભંડારી કરશે.

**હવાલદાર**—( શ્રીરાધિકાજીના દ્વાર સમીપ રહિને ) મહારાજકી જય ? અનુચર હાજર હુયા હૈ ? શ્રીજીકા ખવાસ આયેને બહુતવિલંબ હુયા ? આતુરમનસે દર્શનાર્થી લોગનકા સમુદાય શ્રીજીકે દ્વારપે કલાહલ કર રહે હૈ ?

( શ્રવણ કરીને )

ભંડારી—( સુંદર કેશ બંધન કરી, ઉપરણો ઓઢી, બાજઠ ઉપર બેશીને ) કડછા લાવો !

શ્રીરાધાજીનો ખવાસ—( ઘૃતદીપકથી પ્રજ્વલીત ચાંદીની કડછા આપી ) શ્રીજીના મંદીરની કુંચી, કાકડા, બત્તીયો, લઈઃ—

શ્રીરાધાજીનો સેવક—( સાંકલથી સાધેલી ઉલાળા કુંચી, તાલા કુંચી લઈઃ—

શ્રીરાધાજીનો પટાવાળો—(એક હસ્તથી મયુરપિચ્છ ગૃહી) સર્વના અગ્રેઃ—

( સર્વે પરિક્રમણ કરી શ્રીજીના દ્વાર પ્રત્યે જાયછે. )

શ્રીરાધાજીનો સેવક—( મુખ્ય દ્વાર પ્રત્યે જઈ ) હવાલદાર સમક્ષ તાલાં, કપાટ, ઉઘાડી, અંદર પ્રવેશેછેઃ—

( તેમના પૃષ્ટે )

ભંડારી, શ્રીરાધાજીનો ખવાસ, શ્રીજીનો ખવાસ, અગ્રે પટાવાળો એક હસ્તથી બીજા હસ્તમાં મયૂરપિચ્છ તાડન કરતો છતાં પ્રવેશ કરેછેઃ—

( તેમના પૃષ્ટે )

દર્શનાર્થીનાં સમુદાય—( જય જયના ધ્વની ઉચ્ચારતાં છતાં ) અતિ ત્વરાથી પ્રવેશેછેઃ—

શ્રીરાધાજીનો સેવક—( શ્રીજીના નિજમંદીર સમીપ જઈ ) લોઢાની આંકડી વાળી લાકડી યંત્રેલી સુતરની દોરીયે ભરાવી, શ્રીજીના નામોચ્ચાર કરતો છતાં, ટં ટં ટં ટં ટં ટં ટં ટં ઘંટા નાદ કરી, કપાટને ઉલાળા કુંચી આપી' શ્રીત્રિવિક્રમાદિ શ્રીલક્ષ્મીજી પર્યંત, તે પ્રમાણે કરી શ્રીરાધાજીના મંદિરમાં પ્રવેશેછેઃ—

( તત્પૂર્વે )

શ્રીરાધાજીનો ખવાસ—( સંચની કુંચીથી કપાટ ઉઘાડી ) ભંડારી, શ્રીજીના ખવાસ સહીત નિજમંદિરમાં પ્રવેશેછેઃ—

કંચુકી—( સ્કંધે ચાંદિની છડીયો ધારણ કરી ) રાજાધિરાજને ઘણી ખમા ! ઘણી ખમા ! એમ સુચક શબ્દો ઉચ્ચારતા છતા રોપ્ય જડીત્ર ઉભય દ્વારશાખાયે ઉભા રહેછે.

ચામર વાહક—( કનકદંડથી શોભીત ચામરને વિંજતા છતાં ) રંગરંગી આરસ પ્રસ્તરગજગમોહનમાં સ્થાપીતસ્તંભની કુંભીયોપ્રત્યે ઉભયપાર્શ્વે ઉભા રહેછે.

જાતી જાતીનાં નર, નારિનાં, સમુદાય—(ભાતી ભાતીનાં વસ્ત્રાદિક ધારણ કરી) પ્રીતીથી શ્રીજીનું સ્વરૂપ પ્રદર્શતાં છતાં, કરાંજલી કરીને, જેમ રોચે તેમ અનેક નામ.

### वसंततिलका.

શ્રીનંદનંદન, જનાર્દન, જ્યોતિ રૂપા, આનંદકંદ, જગવંદન, વિશ્વભૂપા;
કંસારિ, કેશવ, રમાવર, યાદવેશા, શ્રીકૃષ્ણ, કંજનયનાનન, દ્વારિકેશા. ૧

( ઉચ્ચાર કરેછે. )

**સુંદરીનાં વૃંદ**—( સુંદરસૃંગાર પરિધાન કરી ) શ્રીજીના સુંદરવદનકમલપ્રત્યે નેત્રકટાક્ષ સાંધી, મધુર સુરને આલાપી;

### झुलणाछंद प्रभातिऊं.

કૃષ્ણ કરૂણા કરી, જાગિયે શ્રીહરી, માનની માન આપી જગાવે;
આંગણે આવિને, ઉરવિષે ભાવિને, પામિ આનંદ યશ, કીર્તિ ગાવે. કૃષ્ણ કરૂણા કરી ૧
કનકઆસનપ્રતી, અધિકશોભાવતી, તારિ સૂર્તી મનોહારિ શોભે;
લલિત વદને વશી, શશિકલા શોભતી,લોકિને આ સકલ લોક લોભે. કૃષ્ણ કરૂણા કરી ૨
નયન શોભા ઘણી, હૃદય ભેદે અણી, રત્નકંકણથિ ભુજચાર ભ્રાજે;
હાર,માલા,મણી, દિવ્યકૌસ્તુભમણી,વિપુલવક્ષસ્થલે રૂચિર રાજે. કૃષ્ણ કરૂણા કરી ૩
આ રમણદ્વિપવિષે, અધિકકરૂણામિષે, દ્વારિકાનાથ રણછોડ રાયા;
નિત્ય પ્રાતઃસમે, જુગલ પદપદ્મને, દર્શવા લાગિ ભરપૂરમાયા. કૃષ્ણ કરૂણા કરી ૪

પરસ્પર ગાન કરતી છતી સ્થીર થાયછે;

( તે પ્રમાણે વિક્રમના મંદિર પ્રત્યે. )

**નટી**—અહા ! પ્રાણનાથ ! અંતઃકર્ણ સંલગ્ન કરી શ્રીજીનું સ્વરૂપ નિરીક્ષણ કરતાં ( એમ કથી અટકી જાયછે,

**સૂત્રધાર**—પ્રિયે ! શૂં ! શૂં !

**વિદૂષક**—શું !શું ! શું ! તારૂ કર્મ ! જોતો નથી ! એણિની ગતી મતી !

**નટી**—મને એમ થાય છે કે ! તુલસીની મંજુલ મંઝરીથી પૂજીત શ્રીજીના મનોહર જુગલ ચરણકમલને મારા મૃદુરઉરપ્રત્યે આલિંગન કરૂં !

**સૂત્રધાર**—પ્રિયે ? તમને એમ થાય તેમાં વિચિત્ર નથી ! જુઓ ! વિશ્વમોહિની એવી કમલા જેના પદકમલને કોમલહૃદયપ્રત્યે નિરંતર સેવેછે, તદપી કિંચિત પારપામતી નથી ! તો તમારા જેવી સાધારણ સ્ત્રીયો તે ભગવાનનું મહામનોહર સ્વરૂપ વિલોકી મોહિત થાય એમાં શું અધિક !

**નટી**—સત્ય ! સત્ય !

( ઇતિ અંગના અભિપ્રાયઃ )

**યાત્રાર્થી**—( મંગલા દર્શનાર્થે ) વેગથી દરવાજાઅંદર પ્રવેશ કરવા જાયછે;

દ્વારપાલ—કહાં જાતેહો ! કોન લોક હો ! અંદર મત જાઓ ! એમ કહી (તેમને )અટકાવેછે;

યાત્રાર્થી—અમે યાત્રાર્થી છીયે ! મંગલાદર્શન કરવા જઇયે છીયે:—

દ્વારપાલ—મંગલાદર્શનકા કરલ ગતા હૈ !

યાત્રાર્થી—દર્શનનો કરતો અહી જોયો ! આવો અન્યાય તો કોઇ ધામમાં નથી !

દ્વારપાલ—નહી જાનતે હો ! દંડ, મુંડ, ને ડાંમ, એ રણછોડજીનાં કામ:—

યાત્રાર્થી—ઠીક ! શું લાગેછે ! દે !

દ્વારપાલ—દોપઇસે ?

યાત્રાર્થી—( પૈસા આપિ આપિ અંદર જાયછે જેની પાસે નથી (તે) મંગલા થતા પર્યંત દ્વારપ્રત્યે સંતાપ કરતાં છતાં બેશી રેહેછે, કેટલાક દોડતા દોડતા ઉતારે લેવા જાયછે:—

ભંડારી—( રૌપ્યજડિત્રભોંગલપ્રત્યે કડછાને સ્થાપી ) સૂવર્ણમયસિંહાસને વિરાજીતશ્રીજીને મસ્તકથી પ્રણામપૂર્વક આશિકા લઈ, દીપક ? દીપક ?

શ્રીરાધિકાજીનો ખવાસ—( શ્રીજીના સન્મુખે ) ઉભયપાર્શ્વે દીપક પ્રજ્વલીત કરેછે:—

ભંડારી—(શ્રીરાધાજીના ખવાસને ) ચપટીથી સમજાવી નીચાનમીહસ્ત ધરેછે:

શ્રીરાધાજીનો ખવાસ— ( ઉત્તર પાસાની ભીંતનીં ખીંટીયેથી જલભરેલ કરવો લઈ) હસ્ત પ્રક્ષાલન કરાવી સ્થીર થાયછે:—

ભંડારી— ( શ્રીજીના સન્મુખે ) સિંહાસનનીચે સ્થાપેલાં સુવર્ણમયપાદુકા, તેના નીચેની ગાદી, તેના નીચેની રૌપ્યજડીત્ર પેટી, તેના નીચેની રૌપ્યજડીત્ર ચરણચોકી, ઉત્થાપી દક્ષણપાસાની ભીંત સમીપ સ્થાપી, પુનર્પી હસ્ત ધરેછે:—

રાધાજીનો ખવાસ—પુનર્પી હસ્ત પ્રક્ષાલન કરાવી સ્થીર થાયછે:—

ભંડારી— ( સિંહાસનભૂમીપ્રત્યે ) સ્થાપેલાં બંટાભોગ, જલ ભરેલી ઝારી, કલસ, ઉત્થાપી કલસનું જલ સિંહાસનનીચે કુંડીમાં નાખી, સર્વને ભોંગલપ્રત્યે સ્થાપી, પૂર્વવત્ હસ્ત ધરેછે:—

શ્રીરાધાજીનો ખવાસ—( ત્રીજી વાર હસ્ત પ્રક્ષાલન કરાવી ) કાકડા, બત્તિયો, શ્રીત્રિવિક્રમાદિ શ્રીલક્ષ્મીજીપર્યંત સમર્પી, શ્રીરાધાજીના મંદીરમાં પ્રવેસેછે:—

ભંડારી— ( સિંહાસનપ્રત્યે ) ખેલનાર્થે સ્થાપેલાં કંચનમયચતુરંગીસોટકાં, પાસા, પ્રથમ એકથેલીમાં ભરી, ચોપટ, તેના નીચેની ગાદીયો, નાના ચતુરસ્રતકીયા, તેના નીચેનાં પરિસ્તર્ણ કરેલાં અમોલ્યઆસ્તર્ણ, ઉભય પાર્શ્વે ઉપરોપરી સ્થાપેલા સુવર્ણપુષ્પથી શોભતા વર્તુલતકીયા ઉત્થાપી પૂર્વવત્ સ્થાપેછે:—

(તત્પશ્ચાત્)

શ્રીજીનો ખવાસ— ( ઉત્સંગના ઠાકર ગોપાલજીને ) જાગ્રત કરણાર્થે, નૈઋત કોણમાં બાંધેલા ઘંટને ટંટંટંટંટંટંટં વજાવી નાદ કરેછે:—

કંચુકી—( પ્રથમ પ્રમાણે ) બારણેના ઘંટને વજાવી નાદ કરેછે:—

( ઘંટાનાદ શ્રવણ કરીને )

ગાયક, વાદ્યવાદક—( વાદિત્રાલયપ્રત્યે ) દુંદુભી, નૌબત, ભેરી, ઝાંઝ, મંજીરાદિને ધીં ધીં ધીં કટધીં ધીંકટધીં ભુભુ ભૂં ભૂં ભૂં ભુભુભૂં વજાવે છે, મંજુલ સુરથી ભરપૂર પ્રભાતરાગમાં શરણાઇના નાદ કરેછે:—

ભંડારી—( પરિક્રમણ કરી ) સિંહાસનની દક્ષણપદ્ધતીપ્રત્યે ચઢી તેજ પાર્શ્વે પરિસ્તર્ણ કરેલા પર્યંકમાંથી ગોપાલજીને જાગ્રત કરી રજતપત્રથી જડીત્ર સુક્ષ્મ સિંહાસને પધરાવી, શ્રીજીનાવામહસ્તસમીપ સ્થાપી, શ્રીજીના ચરણકમલને સ્પર્શી, સન્મુખે આવી, કડછાઆરાર્તિકા અવતારી, અગ્રમાં પટાવાલો પ્રથમ પ્રમાણે મયુરપિચ્છ તાડન કરી, માર્ગની યોજના કરતો છતાં,શ્રીત્રિવિક્રમાદિ શ્રીલક્ષ્મીજી પર્યંત, કડછાઆરાર્તિકા અવતારી શ્રીરાધાજીના મંદીરમાં પ્રવેશેછે:—

શ્રીજીનો ખવાસ—( પર્યંકાદિ સર્વને ) ઉત્થાપી વ્યવસ્થાપૂર્વક સ્થાપેછે:—

શ્રીરાધાજીનો સેવક—( શ્રીજીને સ્નાન કરણાર્થે ) ચાંદીની કુંડી આપી, ઝારી લઈ શ્રીરાધાજીના મંદીરમાં જાયછે:—

નૈઋત્યી મંદીરમાં દીપક પ્રજ્વાલન કરનાર સેવક—(શ્રીજીના સિંહાસનસ્તંભે ઘૃતદીપક પ્રજ્વલિત કરી જાયછે:—

---

## દ્વિતીય ૨ પ્રવેશ.

### સ્થલ, પૂર્વોક્ત.

### શ્રીસત્યભામાજિનો વારોતેથી.

આ પ્રવેશમાં શ્રીજીના મંદીરમાં જે સેવા કૃત્ય બ્રહ્મચારી કરશે (તે) શ્રીત્રિવિક્રમજીમાં બ્રહ્મચારીના અભાવે રસોઇયો, શ્રીદેવકીજી, શ્રીલક્ષ્મીજીમાં શ્રીસત્યભામાજીનો વારોતેથી સત્યભામાજીના રસોઇયા, શ્રીકલ્યાણજી, શ્રીપુરૂષોત્તમજીમાં નિરંતર લક્ષ્મીજીના રસોઇયા, શ્રી-માધવજીમાં નીરંતર સત્યભામાજીનો રસોઇયો કરશે, બારણેના સમસ્ત મંદીરમાં નિજનિજના ખવાસ કરશે:—

છતરિયો—( શ્રીજીના નિજમંદીરમાં પ્રવેશી ) દીપક પ્રકાશીત કરવા, હસ્ત પ્રક્ષાલનાર્થે જલ આણવાં ઇત્યાદિ નિજાધિકારના કામની યોજના કરેછે:—

( તે પ્રમાણે ત્રિવિક્રમમાં ત્રિવિક્રમનો છત્રિયો )

બ્રહ્મચારી—( સુશોભીત કેશ બંધન કરી, ઉપરણો ઓઢી, શ્રીસત્યભામાજીની આજ્ઞા લઈ, શ્રીજીના અંગશુદ્ધ કરણાર્થે અંગુચા ૪ ગાયત્રી જપાર્થે રૂમાલ ૧ દૈથ-

રાભોગ સંપુટક ૧ એ સર્વેથી પુરીત રજતપત્ર જડીત્ર કાંબીવાળા કરંડીયાને દક્ષણ હસ્તથી ગૃહી, પરિક્રમણ કરેછેઃ—

તેનોખવાસ—(અગ્રમાં) ચલો! ચલો! મહરાજ આવેછે! એમ વારંવાર ઉચ્ચારી માર્ગની યોજના કરેછેઃ—

બ્રહ્મચારી—(નિજમંદીરમાં પ્રવેશી) કરંડીયાને સિંહાસનપૃષ્ઠસ્તંભે ભરાવી (શ્રીજીને) મસ્તકથી પ્રણામપૂર્વક આશીકાલઈ, હસ્ત પ્રક્ષાલન કરી, સિંહાસનની ઉત્તરપદ્ધતીયે ચઢી, કાકડા આરાર્તિકા લાવો!

છતરિયો—જી મહારાજ! હાજર! લો! તૈયાર! એમ કથી મયુરાકાર આરાર્તિકામસ્તકે કાકડો પ્રજ્વલીત કરી, આપેછેઃ—

બ્રહ્મચારી—(પદ્ધતી ઉપર રહી) આરાર્તિકા અવતારણ કરેછે, પૂર્વોક્ત ઘંટાદિ નાના પ્રકાર વાદિત્ર વાજેછેઃ—

દર્શનાર્થીનાં સમુદાય—(જગમોહનમાં રહી) જય જયનાદ્ધ્વની ઉચ્ચારતાં છતાં, શ્રીજીના જગમોહનસ્વરૂપને પ્રદર્શન કરેછેઃ—

રંગરંગી સાડી, ચોળીથી, શોભતાં અંગનાનાં યૂથ ઉમંગથી!

## राग, रमागिरी.

શ્રીરણછોડ રમાપતી, જગમંગલકારી;
સુંદરશ્યામ દયાનિધી, કલિકલ્મપહારી. શ્રીરણછોડરમાપતી. ૧
ચારભુજાધરઆકૃતી, ઘનશામલ રાજે;
મંજુલ હાસ વિલાસથી, મુખપંકજ ભ્રાજે. શ્રીરણછોડરમાપતી. ૨
લોચન સોચહરણ સદા, ભયમોચનકારી;
ચંચલદૃષ્ટિ લિલાવતી, ચતુરાચિતહારી. શ્રીરણછોડરમાપતી. ૩
ભાલ વિશાળ વિષે તપે, અતિ ઉજ્વલરેષા;
ભૂષણ, વસ્ત્રથિ, ભૂષિતા, વપુકાંતિ વિશેષા. શ્રીરણછોડરમાપતી. ૪
રાજત ચરણસરોજની, છવિ પાવનવેષા;
નિત્ય નરોત્તમ અંતરે, વશિયે મથુરેશા. શ્રીરણછોડરમાપતી. ૫

ગાન કરેછેઃ—

(તદ્રૂત ત્રિવિક્રમ મંદિરપ્રત્યે.)

બ્રહ્મચારી—(આરાર્તિકા અવતારણ કરી) પટાંતર કરો! પટાંતર કરો!

શ્રીજીનો ખવાસ—(પટાંતર કરી) સિંહાસનની દક્ષણપદ્ધતિયે ચઢી, ઉભો રહેછેઃ—

છતરિયો—( આરાર્તિકાને અસ્ત કરી ) ભોગઘ્રપ્રત્યે સ્થાપી, સ્વકામમાં સાવધાન રહેછે:—

યાત્રાર્થી—( ધોતી પુજા, મહાપુજા, ચરણસ્પર્શ, કરણાર્થે, ધોતી, વાગો, સુથન, પટકા, પગિયા, ઉપરણા, પંચામૃત, હાર, માલા, આદિ કરમાં લઈ, નિજમંદીરમાં પ્રવેશી, એકાગ્રતાથી શ્રીજીના સન્મુખ ઉભા રહેછે:—

પ્રથમાંક સમાપ્ત.

---

## द्वितीयांक.

### प्रवेश १ प्रथम, शृंगार समय.

स्थल पूर्वोक्त.

આ પ્રવેશમાં શ્રીજીના મંદીરમાં જે સેવા કૃત્ય બ્રહ્મચારી, તથા શ્રીજીનો ખવાસ કરસે (તે) શ્રીત્રિવિક્રમાદિ સમસ્ત મંદિરમાં રસોઇયા, તથા નિજનિજના ખવાસ કરશેઃ—

છત્રધારક—( શ્રી અંગ પૃષ્ટેથી ) ગાદી, તકીયા, ઉત્થાપી ચરણચોકી ઉપર પ્રથમ ગાદી પરિસ્તર્ણ કરી, નંતર શ્રીજીના નિંકટથી ગોપાલજીને ઉત્થાપી તેણિના ઉપર સ્થાપી, વસ્ત્રાભર્ણ અવતારણ કરેછે:—

**બ્રહ્મચારી તથા શ્રીજીનો ખવાસ**—( શ્રીજીના સુંદરઅંગથી ) વસ્ત્રાભર્ણ અવતારણ કરેછે:—

રાજયગવૈયા—( જગમોહનના નિચેના ચોકમાં ) નરઘા, સારંગી, વીણા, વાંસળી, મંજીરા, કરતાળ, આદિ વાદિત્રથી.

#### वेराडी राग अष्टपदीनो.

સઘનઘન શ્રીઘના, સકલજગજીવના, સંત ઉર આનંદરાશી,
ગહનભવનિધિતરણ, પતિપાવન કરણ, રૂચિરકમલા રતિવિલાશી;
અજરગણરંજના, અવનિભયભંજના, કમલદલનયન અવિનાશી;
રામ, રણછોડ જય, મથુર ઉરમાં અભય, પરમ રમણ દ્વિપ અધિવાશી ૧

#### रागहोरिनो.

જય જય રણછોડ રૂપાળા, કમલાવર ભૂતલપાલા, જય જય ટેક,
જય જગપાવન, કૃષ્ણ કૃપાઘન, અતુલિત શોભન ભાલા;
અંગ અનંગ સમાન વિરાજત, રાજત ઉર મનિ માલા,
સઘનઘનશ્યામ કૃપાળા, જય જય રણછોડ રૂપાલા. ૧

સુંદરવદનકી કાંતિ મનોહર, ભાસત પરમવિશાળા,
ઓપત કુંડલ કાંતિ સંગસે, ગોલ કપોલ નિરાલા;
મહાજન ચિત્તમરાલા,　　　　જય જય રણછોડ રૂપાલા. ૨
પંકજલોચનસોચ હરનકર, ઓપત કંસકરાલા,
પરમલિલાકર વિશ્વમનોહર, લોલ વિલોકન વાલા;
ભ્રુકુટિ વશકરણિ વિશાલા,　　　　જય જય રણછોડ રૂપાલા. ૩
કુંચિતકુંતલસેં[1] ચિતહારિણિ, ચૂરકિની વ્રજબાલા,
વશિમુખપંકજમેં સુખકારિણિ, મંજુલ હાસ્યકિ જાલા;
સદોદિત દેવકિબાલા,　　　　જય જય રણછોડ રૂપાલા. ૪
ગૃહિકરમેં મુરલી મનમોહિનિ, મોહન દેવદયાલા,
રાજત વક્ષસરોરૂહપ્રત્યે, સર્વ વિલાસકિ શાલા;
સદૈવ યશોમતિ લાલા,　　　　જય જય રણછોડ રૂપાલા. ૫
નખ, શિખ, વેષ વિશેષ વિલાસિત, કમલાનાથ કૃપાલા,
પૂર્ણકૃપા કર હે મથુરેશ્વર, કૃષ્ણરમણ દ્વિપવાલા;
વાસો ઉરમાં યદુપાલા,　　　　જય જય રણછોડ રૂપાલા. ૬

ગાયન કરેછેઃ—

( તે પ્રમાણે સાધુ, સંત, ગાયછે. )

શ્રીરાધાજીનો જલધરીયો—( મંદિર, હસ્ત, પ્રક્ષાલનાર્થે ) બારણેની તથા અંદરની કુંડીમાં જલ નાખી જાયછેઃ—

( તદ્વત શ્રીત્રિવિક્રમાદિ પ્રત્યે નિજ નિજના જલધરીયા )

શ્રીજીના અંગથી વસ્ત્રાભર્ણ અવતારણ કરતાં પરિધાન કરાવેલી એક ધોતી શેષ રહેછે, ( તે અવસરમાં )

ભંડારી—( ઉપપાત્રયુક્તઝારી, સુગંધમયતૈલ, ચંદનપાત્ર, દંતધાવનકાષ્ઠ, કરમાં લઈ પૂર્વવત શ્રીજીના મંદીરમાં આવી સમસ્તવસ્તુને આગલપ્રત્યે સ્થાપી, સિંહાસન સમીપ ઉભો રહેછેઃ—

( તદ્વત શ્રીત્રિવિક્રમાદિ પ્રત્યે રાધાજીનો સેવક. )

બ્રહ્મચારી—( ઉપપાત્રમાં જલ લઈ ) શ્રીજીને પ્રથમ ૩ ગંડુક[2] કરાવી, નંતર દંતધાવન કરાવી, પુનર્પી ૩ ગંડુક કરાવી મુખારવિંદ, પ્રક્ષાલન કરેછેઃ—

શ્રીજીનો ખવાસ—( અંગુચાથી ) શ્રીજીનું મુખારવિંદ સ્વચ્છ કરી શેષ રહેલી ધોતી અવતારણ કરેછેઃ—

( તે સંધીમાં. )

---

૧ વાંકડા કેશ. ૨ કોગળા.

શ્રીરાધાજીનો સેવક—( પ્રથમ ત્રિવિક્રમાદિપ્રત્યે ) ઉષ્ણોદક સમર્પ્યા પશ્ચાત્ શ્રીજીના કારણે વ્યવસ્થાપૂર્વક સમર્પિ, સિંહાસન સમીપ ઉભો રહેછેઃ—

છતરિયો— ( સુગંધમય તૈલપાત્ર ) ભોંગલપ્રત્યે સ્થાપી, દંતધાવન કાષ્ઠની ચીર જેની તેને અર્પવા વ્યવસ્થા કરેછેઃ—

બ્રહ્મચારી તથા શ્રીજીનો ખવાસ—( શ્રીજીના સકલસુંદરાંગે તૈલોન્મર્દન કરેછેઃ—

( તત્પૂર્વે. )

આશ્રીતવિપ્રનાં સમુદાય ( શ્રીત્રિવિક્રમને ) સ્નાનકરણાર્થે વેદના નિર્દોષ ઘોષ ઉચ્ચાર કરેછેઃ—

પરદેશી યાત્રાર્થીનાં સમુદાય— ( પદકમલને ) સ્નાન કરાવવા કારણે દોડ દોડ કરેછેઃ—

( શ્રીજીના અંગે તૈલ મર્દન થયા પશ્ચાત્ )

ભંડારી—( ગોપાલજીને ) ચરણચોકીથી ઉત્થાપી, શ્રીજીના સમીપ વિરાજમાન કરેછેઃ—

બ્રહ્મચારી—( ગોપાલજીના તથા શ્રીજીના ) ચરણારવિંદે, મસ્તકે પ્રથમ દુગ્ધથી સ્નાન કરાવ્યા નંતર રજતકશલથી ઉષ્ણોદકની ધારા કરેછેઃ—

ભંડારી—( ગોપાલજીને ) સર્વાંગે સ્નાન કરાવેછેઃ—

( તદ્વત શ્રીજીનો ખવાસ શ્રીજીને )

ઉત્સવના દિવસે તથા યાત્રાર્થીની મહાપુજાના દિવસે, શ્રીઅંગે પંચામૃતથી સ્નાન થાયછે. )

નરનારિનાં સમુદાય—( જેમ પ્રફુલ્લિત કમલના આસમંતે મકરંદ લોભી ભ્રમરાવળી, ભ્રમતી હોય તદ્વત શ્રીજીના ચરણકમલપ્રક્ષાલનજલવિષે લોભી થઈ, સ્નાન કરાવી, સ્વસ્વમસ્તકે માર્જન કરતાં છતાં આવા ગમન કરેછેઃ—

કેટલીક સ્ત્રિયો—( બારણેથી ) જે ! મહારાજ ! એમ કથી જાયછેઃ—

ભંડારી—( ગોપાલજીને ) ચરણચોકીપ્રત્યે વિરાજમાન કરી, ( છતરિયો ) વિભાગની દંતધાવનકાષ્ઠચીર, તૈલપાત્ર, બંટાભોગસંપુટક, આપે તેમને લઈ, ( તૈલપાત્ર ) શ્રીલક્ષ્મીજીપ્રત્યે અર્પી, સ્વાશ્રમે જઈ, રાધાજીને સેવા, શૃંગાર, કરેછેઃ—

શ્રીરાધાજીનો સેવક—( શ્રીજીને )સ્નાન કરતાં રહેલા શેષજલથી, ચલાયમાન ગરૂડજીને સ્નાન કરાવી, કુંડી, કલશ, લઈ રાધાજીના મંદીરમાં જાયછેઃ—

( તદ્વત શ્રીત્રિવિક્રમપ્રત્યે શેષ જલથી હનુમાનને )

( સ્નાન કૃત્ય થયા નંતર )

બ્રહ્મચારી, તથા શ્રીજીનો ખવાસ— ( શ્રીજીના ઘનશ્યામઅંગને ) કરંડીયામાં આણેલા અંગુચાથી, સ્વચ્છ કરેછેઃ—

ઇતર લોક—(અન્યત્ર અંગુચાથી) સિંહાસનભૂમીને શુદ્ધ કરેછે:—

શ્રીરાધાજીનો ખવાસ—(જે વારમાં, જે તિથીમાં) જેવા રંગનાં વસ્ત્ર શ્રીજી અંગે ધારણ કરેછે, તેવાં વસ્ત્ર લઇ, નિજમંદીરમાં પ્રવેશી, બ્રહ્મચારીની આજ્ઞા પ્રમાણે અધિક તુન્ય વ્યવસ્થા કરી આપી, પ્રથમ દિવસે પરિધાન કરેલાં વસ્ત્ર લઈ સ્વાશ્રમે જાયછે:—

## पंचदशतिथिनां वस्त्र.

### गरवी.

સદા રણછોડ રમણદ્વિપવાશીરે ટેક.
અતિ નૌતમ લીલા પ્રકાશી, સદારણછોડ,
પ્રતિપદમાં આપરૂઅંગેરે, ધર્યાં ધોતિ, ઉપરણો, સુરંગેરે,
ધનશામળસુંદરઅંગે, સદારણછોડ. ૧
દ્વિતિયાયે ધર્યો વપુવાનેરે,સૃંગાર વિલાસ સમાનેરે;
મલકાચ, ટપારો, વિધાને, સદારણછોડ. ૨
અતિપ્રેમ ધરી તૃતીયારે, ધરિયો શૃંગાર લીલાયે;
કુતની, ટોપી, નિજકાયે, સદારણછોડ. ૩
તિથિ ચોથે રૂચીથી નિહાળો, સજિયો શૃંગાર રૂપાલોરે;
ખુલાબંધ, અમોલ્યધુમાલો, સદારણછોડ. ૪
તિથિ પંચમિયે ચિત ચોડીરે, શૃંગાર ધર્યો રૂચિ જોડીરે;
શિરપાઘ, અમોલ્યપિછોડી, સદારણછોડ. ૫
ષષ્ઠમીમાં સ્નેહ આરોપિરે, ધરિયો શૃંગાર અનોપીરે;
પટસૂથન, સુંદરટોપી, સદારણછોડ. ૬
સ્નેહથી સપ્તમીમાં નિહાળોરે, સજિયો શૃંગાર વિશાળોરે;
પગિયા, વાગો ઘેરવાળો, સદારણછોડ. ૭
તિથિ અષ્ટમિમાં ઉર ધારોરે, શૃંગાર ધર્યો બહુસારો;
વાગો ચાકદાર, ટપારો, સદારણછોડ. ૮
નવમીતિથિમધ્ય વિહાળીરે, ખિડકીદારપાઘ રૂપાળીરે;
પટની કુતની જરિ વાળી, સદારણછોડ. ૯
દશમીમાં ધર્યો ઉર ધારીરે, શિરપેચ મહારૂચિકારીરે;
વાગો ચાકદારવિચારી. સદારણછોડ. ૧૦
ગણિ એકાદશી યશકારીરે, ધરી કાચનિ, કુંડલ ભારીરે;
દિવ્યમુકુટ મયુરપિચ્છધારી, સદારણછોડ. ૧૧

ધર્યો દ્વાદશિમધ્ય ઘણેરો, નવરત્ન જડિત્ર સહેરોરે;
વાગો વરઅંબર કેરો, સદારણછોડ. ૧૨
ત્રયોદશિમાં વિશેષવિચારી, શૃંગાર ધર્યો અતિભારીરે;
ફૂલની, ટોપી બહુસારી, સદારણછોડ. ૧૩
તિથિચૌદશે કેસરીવાગોરે, અતિદિવ્યકુલેય સુરાગોરે;
દરશી નર ભવભય ત્યાગો, સદારણછોડ. ૧૪
પૂર્ણમાસિવિષે અતિપ્રીતેરે, ધર્યાં કાચનિ મુકટ સહીતેરે;
કરો દર્શન પાવન ચિત્તે, સદારણછોડ. ૧૫
ધરિયો શૃંગાર અમાસેરે, શુભજામો, કિરીટ વિલાસેરે;
દરશો નર પ્રેમ પ્રકાશે, સદારણછોડ. ૧૬

### सातवारनां वस्त्र.

પુરૂષોત્તમ શ્રીરણછોડ હરી અવિનાશી,
નિજભક્ત કારણે નિત્ય રમણ દ્વિપવાસી;
રવિવાર દિને આરક્તવસ્ત્ર રૂચિકારી,
પરિધાન કર્યાં શ્રીઅંગવિષે ઉરધારી;
ધરિ પ્રેમ નિરંતર ચંદ્રદિને બહુ ભાતી,
કીધાં પરિધાન સમસ્ત વસ્ત્ર સિતજાતી;
નિજભક્ત કારણે ભૌમદિને ધરિ પ્રીતી,
રક્તાંબરઅંગે ધર્યાં સ્વિકારી નીતી;
બુધદિવસે ધરિયાં લીલાં વસ્ત્ર વિલાશી,
પુરૂષોત્તમ શ્રીરણછોડ હરી અવિનાશી. ૧

ગુરૂવારદિને ઘનશ્યામશરીરે શોભે,
પીતાંબરનાં પરિધાન દર્શિ ઉર લોભે;
શુભશુક્રદિને સાક્ષાત સ્વયંભૂઅંગે,
ચિત્રાંબર ધારણ કર્યાં સમસ્તઉમંગે;
શનિવારવિષે નિર્ધાર શ્યામવપુવાને,
શામાંબર ધારણ કર્યાં સમસ્તવિધાને;
ધરિ સમવારનાં વસ્ત્ર મથૂરઉપાશી,
પુરૂષોત્તમ શ્રીરણછોડ હરી અવિનાશી. ૨

**શ્રીજીનો ખવાસ**—( શ્રીજીનું શ્રીઅંગ સ્વચ્છ થયા પશ્ચાત્ ) ચરણાર્વિંદ સ-

બીપ ગાદિ પરિસ્તર્ણ કરી, પૂર્વ, દક્ષણ, ભીંતોયે આંઠ આઠ ખાનાવાળા સંચ છે તેમાંથી નાના ભાતી જડીત્ર આભૂષણ છાબમાં પુરી, ગાદી ઉપર સ્થાપેછેઃ—

છતરીયો—( ગોપાલજીને ) વસ્ત્રાભર્ણ ધારણ કરેછેઃ—

બ્રહ્મચારી તથા શ્રીજીનો ખવાસ,—( શ્રીજીને ) પ્રથમ ધોતી ધારણ કરાવ્યા પશ્ચાત્ આભૂષણઃ—

## दुर्मिलाछंद.

અતિશેસુંદરઅંબર મનહર, સૂથનકંચનમય સુત્ર તણી,
શોભિત વાગો ચપલા વરણી, ભરિ વિવિધ વેલિ વરણા વરણી;
અણવટ, વિછવા, મુક્તા જડિ મોઝડિ, ઝાંઝર, ઝેર, જડિત્ર તણા,
પદપત્ર, કડાં, તોડા, લંઘર, ઉપરોપરિ, ઘૂઘરિગુચ્છ ઘણા.　　૧

માદળિયા, પૂતલિ, માલાવલિ, માદલિયાસાંકલિ, ચંપકળી,
જવમાલાવલિ, હીરાસાંકલિ, કંચનસાંકલિ, જેવી વિજળી;
મુદ્રાવળિ, મુક્તાવળિ, ઉત્તરિ, બહુવિધપદકાવળિ, સંગમળી,
ચૂડામણિ, ચિંતામણિ, નિલમણી, વિદ્રુમણિ, માણિક માળાવળિ.　　૨

મુક્તાફળમાળ વિશાળનિજસહળજાલજનિત જ્યોતી અમિતા,
શશિ, સૂર્ય, મીનઆકાર પદકમાલાવળિ જનિત પ્રભા લલિતા;
કટિ કનકમેખલા, ચિનમાળા, એકાવલ, લલંતિકા, લલકે,
માણવકહાર, હારાવળિ, ચંદન, અર્ધચંદ્ર આવળિ ચલકે.　　૩

તરમનિ, મણિ, માણિક, પુષ્પરાગ, હિર, પાચ, પિરોજા, હારઅતી,
કમલા પદલાંચ્છન, ભગુલાંચ્છન, કૌસ્તુભભૂપણ વિભુતીમહતી;
કાંચનમયઉપવિત, ચોકિહાર, મણિમોહનમાલા, વ્યાઘ્રનખા,
નવરત્નકંઠી, મણિકંઠિ, પવિત્રાકંઠિ, પિરોજાકંઠિ, સખા.　　૪

મુક્તાકણકંઠિ, હિરાકંઠી, લીલમકંઠી ધરિ કંઠતટી,
હિરહંસ, હંસલી, નવચહકંઠી, તુલિ, તરમનિયા, કંઠપટી;
નવવૈજયંતિ, ગુંજમાલાવળિ, પુષ્પમાળ ઉપરાઉપરી,
નખભૂપણ, દશઅંગુલિભૂપણ, કરતલભૂપણ દ્યુતિદિમિભરી.　　૫

કંકણ, રક્ષા, સાંકળાં, કડાં, મણિબંધ, હિરા પાંચિયો અતી,
નવરત્ન રચિત શંખાંબુજ, ચક્ર, ગદાદિ, પ્રભા મલતા મલતી;
બહુપુષ્પ રાગમયબાહુબંધ, મણિબાહુબંધ ઉદ્યોત બળી,
મનમોહનકારિ હિરણ્યછડી, કિંકિણિ સંયુત સુંદરમુરલી.　　૬

હીરામયચિબુક, કપોલપત્ર, નકવેસર કરણકુંડળ લલિતા,
મકરાકૃત કુંડલ, વાક, તિલક, અલકાવળિ, દામ પ્રભા સહિતા;
પટ પાઘ, કિરિટ, શિશિપુષ્પ, પેચ, મુક્તાલર, તોરા, ગોફ ઘણા,
શુભમુકુટ મયુરપિંડ, ઉત્તરિયાંબર, જરિપટકાદિવિપે, ન મણા. ૭

એ પ્રકારે નખથી શિખા પર્યંત ધારણ કરાવેછેઃ—

( તે અવસરમાં )

અનેકજાતી, અનેકભાતી, અનેકવેષ, અનેક ભાષાવાળાં યાત્રાર્થીનાં સમુદાય આવા ગમન કરેછે !! તેમાં કેચિત માખણ, મિશ્રી, કેચિત પુષ્પહાર, કેચિત તુલસીમાલા, કેચિત ધૂપ, કેચિત દીપ, કેચિત ગંગાજલ, કેચિત જમુનાજલ, આદિ કરમાં લઈ, દ્વારિકાનાથાદિના મંદિરમાં પ્રવેશ કરવા જાયછેઃ—

( તેમને )

**છડીદાર**—કોન લોક હો ? પુછતે નહી ! અંદર જાનેકા સરકારી કર લાગતાછે ! શું કરવા ઉભા છૈયે ?

( એમ કહી, અટકાવેછે. )

**હિંદુસ્તાની**—પહિચાનતા નહી ? હિંદુસ્તાની ખોપડી ! હમ પલટણકા હવાલદાર !! રજાલેકે જાતે હૈં ”

**દક્ષણી**—આહ્મી દક્ષણી બ્રાહ્મણ ? ખુદપુણ્યાચે રહાણાર ? કેવળ ઇશ્વરાચે દર્શનાર્થ ઇથે આલો, મધે તું ઊગીચ કસાલા રોકતોં ? હર ! હર ! હર ! દેવાચે દ્વારિ હા તરિ કેવડી પરાકાષ્ઠા !! કસે મનુષ્ય કેવલે ! કાય હ્મણાવા !

**કચ્છી**—અસી કચ્છ રણીંતા ? તોજે કુઈકિમ ? અસાંકે મંજવિનણદે !! તોજો જકીં લાગો હુંદો ! સોદિંધાસિં ! !

**બ્રિજવાસી**—ભૈયા ? હમનો દર્શન કરવા જાય હેં ! હમ બ્રિજબાસી ! હમપેં કાયકો કર ? ઠાકુર’ હમારી મથુરાતેં ભજકે આયેઇહેં ! ઠાકુર’ હમારોઇહેં ! હમ ઠાકુરજી કે !

**ગુજરાતી**—ભાઈ ! અમને શુ કરવા રોકછો? અમે દર્શનકરાવા આવ્યાં છીયે, આ પેલો ભાઇતો મહિથી આવેછે, અમને માંહિ પેસવા દો ?

**મારવાડી**—અરે ! ઠોકીરા કાંઇ કેરે ? માકે અઠે કરહર કોઇની ! મેં મિરા ખઇરા સાધ હાં ! માને મિરાબઇરો ખીચ ખાધોતો સંગપાયો ”

**કાઠીયાવાડી**—હું કર લાગેસે ? જે લાગહે ! “એદેહુ ” બિજુહું ! એહ ! એમાં હું ! જેતું કેહ એ ઠાકરના પગ પાહે મેલહું ”

**સંધી**—છાતો ચંય ? અસી દસ્તુર કી ન દીંધાંસીં ! અસીગરીબમાડુ ! છાદીં

ધાણી " મીસર ? ડીઠો સુખ ત થિયો સુખ " તોજે ધન ભાગ ! અસાંજા સભી મનોરથ પુરણ થીયા ?

વાઘેર—અસાંકે કેરૂંરો કેતો ? ઠાકરતાં અસાંજે આય ! ગાયકવાડ કેર આય ! અંગ્રેજ કેર આય ! જામ સાભ કેર આય ! કાલમારિ ઉખિધારેં ! ! અસી ઠાકરજે મેલમેંજા પેદા થ્યા અઈયું ! !

( એમ છડીદાર તથા યાત્રાર્થીનાં પરસ્પર ભાષણ થાયછે )

નરનારીનાંવૃંદ—( કરઆપી ) ચરણસ્પર્શ કરી, તથા કરવા આવાગમન કરેછે:—

કેટલાંક—( બારણે રહી ) જે ! મહરાજ ? સારૂ કરજો ? એમ કથી, પલા-યન થાયછે:—

ગુગલી—( તેમના હસ્ત ગૃહી ) જુઓ ! આ દ્વારિકા નાથજી, આ ત્રિકમજી, આ કલ્યાણજી, આ લક્ષ્મીજી, દર્શન કરો ! તમારી પાસે શું છે ? જે લાવ્યા હો ! તે અમને આપો ! અમે ગોમતીપુત્ર ! હમારા હાથથી તુલસીદલ લે ! તોજ યાત્રા સફલ થાય ! ! એમ કથી, અનજાણ યાત્રાર્થી પાસે જે કાંઈ હોય (તે) લઈ, ધકો મારેછે:—

અબોટી—( ફુલના હાર, તુલસીની માલા સહીત હસ્ત ઉંચો કરીને) એ ભા ! એ ભાઇ ! એ ભાણુ? એ બાઈ ? હે શેઠાણી ! એ શેઠ ! આ માલા લ્યો ! રાયવેલની છે ! દ્વારિકાનાથજીને ધરવા જેવી છે ? આ મોગરનો હાર ઘણો સારો છે ! જુઓ ! ત્રિકમજી ધરે એવો છે ! ધરેતો પૈસા દેજો ! ! એમ કથી, યાત્રાર્થી પૃષ્ટે ભ્રમતા હોય છે,

સેવક—શું ગડબડ મચાવીછે ! દર્શન નથી હોતાં છે ! પછે હોશી ! સ-બકું કાડધો ! !

( એમ અનેક પ્રકારનાં મનોરંજન કૃત્ય સૃંગાર સમયે થાયછે )

મારવાડી મેવાડી—દ્વારિકાનાથરિજે ! ત્રિકમજી રીજે ! મિરાબા રીજે ! જુરીયા બાવા રીજે ! એમ કથતાં છતાં આવાગમન કરેછે:—

( શ્રીજીના સુંદર અંગે સૃંગાર ધારણ્યા નંતર )

બ્રહ્મચારી—તેલ ચંદનનો ઘંટ વજાવો ! !

છતરિયો—( અંદરના ઘંટને ) વજાવી, નાદ કરેછે:—

( ઘંટાનાદ શ્રવણ કરીને )

શ્રીરાયજીનો સેવક—( કેસરચંદ, તેલપાત્ર ) ચાંદીના પાત્રમાં પુરી, હસ્તમાં લઈ, પરિક્રમણ કરી, શ્રીજીના નિજમંદીરમાં પ્રવેશી, પાત્ર સહીત કર ઉંચો કરી, સિંહાસન સમીપ ઉભો રહેછે ! !

બ્રહ્મચારી— ( શ્રીજીના મહામનોહરવદનકમલ પ્રત્યે ) તૈલભુશી, શોભીત કરેછે:—

સર્વેજનો—( જય ! દ્વારિકાનાથ ! જય' અશરણ શરણાત્મક ! કરૂણા નિધાન ! ભક્તવત્સલ ! રાજારણછોડ ! એમ નામોચ્ચાર કરતા છતા ચરણાર્વિંદપ્રત્યે તુલસીદલ અર્પણ કરેછે ! !

શ્રીરાધાજીનો સેવક— ( શ્રીજીના, ગોપાલજીના ) શંખ, ચક્ર, ચરણાર્વિંદ પ્રત્યે તૈલ ભુશી, ચંદન સમર્પી, શ્રીત્રિવિક્રમાદિ લક્ષ્મીજીપર્યંત તે પ્રમાણે સમર્પી, શ્રીરાધાજીના મંદીરમાં પ્રવેશેછે:—

છતરીયો—( શ્રીસત્યભામાજીના મંદિરમાંથી ) શ્રીજીને સંધ્યાવંદનાર્થે ઉપપાત્રસહીત કલસ ભરી આણી, ભોગલપ્રત્યે સ્થાપેછે:—

બ્રહ્મચારી, શ્રીજીનો ખવાસ—( શ્રીજીના લલીત ગોલકપોલપ્રત્યે ) કમલપત્રાકાર અથવા વેલ્યાકર ચંદનલેખા ચિત્રેછે:—

શ્રીજીનો ખવાસ— ( શ્રીજીને સંધ્યોપાસનાર્થે ) કંચનમયસંધ્યાપાત્ર આણી નિકટમાં સ્થાપેછે:—

છતરીયો—( પાત્ર, મંજન કરી આપેછે:—

બ્રહ્મચારી—( શ્રીજીને ) વિધિપૂર્વક સંધ્યોપાસન કરાવી ) કરંડીયાવિષે આણેલા રૂમાલથી, શ્રીજીના કરને તથા સ્વકરને આચ્છાદી, અષ્ટોત્તરશતગાયત્રી મંત્ર જપેછે:—

( તત્પશ્ચાત )

શ્રીજીનો ખવાસ—( સંધ્યાપાત્રને ) સ્વસ્થાને સ્થાપેછે:—

( સંધ્યા' વંદન કરાવ્યા પશ્ચાત્ )

બ્રહ્મચારી—( બાલભોગની ) હાકલ કરો !

છતરિયો—( ગોપાલજીને ) પૂર્વોક્ત સુક્ષ્મસિંહાસને પધરાવી, શ્રીજીના નિકટ વિરાજમાન કરી, દેહલી[1] પ્રત્યે રહી " શૃંગાર બાલ ભોગ શૃંગાર બાલભોગ !

છડીદાર—( એક શ્રીલક્ષ્મી ગૃહપ્રત્યે–એક શ્રીરાધા ગૃહપ્રત્યે જઈ, શૃંગાર બાલ ભોગલેકે ચલોહો ! શૃંગાર બાલ ભોગ લઇ, ચાલો હો !

( હાકલ સાંભલીને )

ઉભયમંદીરના રસોઇયા— રૂપાના ભાજનમાં ઘૃતપક્વસામગ્રી પુરી, ઉપર રૂમાલ આચ્છાન કરી, કરતલમાં લઇ, પુગીફલચૂર્ણપાત્ર સહીત ઝારી વામ કરાંગુલ્યાંતરે ગૃહી પરિક્રમણ કરી, નિજ મંદીરમાં પ્રવેશી, સિંહાસનભૂમીપ્રત્યે શ્રીજીના ઉત્તર દક્ષણ પાર્શ્વે. પટ્ટરાણીના અધિકાર પ્રમાણે સ્થાપી, ઉભા રહેછે:—

---

૧ ઉમરા ઉપર રહી.

**શ્રીજીનો ખવાસ**—( સિંહાસન આસમંતે ) અન્યત્ર પટાંતર કરેછેઃ—

**બ્રહ્મચારી**— ( શ્રીજીના દક્ષણહસ્ત સમીપ ) શ્રીસત્યભામાજીનો દૈથરભોગ-સંપુટક "તેના નીચે શ્રીલક્ષ્મીજીનો બાલભોગ" વામહસ્ત સમીપ શ્રીરાધાજીનો બાલભોગ સ્થાપી, તે પ્રમાણે નિજ નિજની ઝારીયો તથા પુગીફલ ચૂર્ણ તાંબુલ સ્થાપી વારીથી પ્રોક્ષણ કરી, તન્મધ્યે તુલસીદલ મુકી, વિધિવત અનુક્રમથી સમર્પણ કરી, પટાંતર બારણે નીકલી, કરંડીયાવિના સ્વાશ્રમે જઈ, અષ્ટોત્તરશતગાયત્રીમંત્ર જપેછેઃ—

**શ્રીજીનો ખવાસ આદિ સર્વે**—( નિજમંદીર બારણે ) નીકલી કપાટ સંપુટ કરેછેઃ—

**શ્રીસત્યભામાજીનો રસોઇયો**—( શ્રીત્રિવિક્રમને ) દૈથરાભોગ—બાલભોગ તે પ્રમાણે સમર્પી, કપાટ સંપુટ કરી, શ્રીસત્યભામાના મંદીરમાં જઈ, ગાયત્રીમંત્ર જપેછે, માધવજી, દેવકીજી, લક્ષ્મીજી, પ્રત્યે માત્ર દૈથરાભોગ, "સત્યભામાજી મંદીરથી તે પ્રમાણે"

પુરૂશોત્તમજી, કલ્યાણજી, પ્રત્યે, લક્ષ્મીમંદિરથી માત્ર બાલભોગ તે પ્રમાણે—

બારણેના સર્વે મંદીરમાં દૈથરાભોગ તદ્વત્

**નટી**—સ્વામીનાથ ? "આતો લીલા અપાર છે"

**વિદુષક**—શું તારે પાર પામવોછે ? ઇશ્વિરની લીલાવિષે યદ્યપી જાણીતી નથી થઇ શું ? આગળ નિરીક્ષણ કર !! પછી હર્ષ ઘેલી થજે !!

**સૂત્રધાર**—પ્રિયે ? ઇશ્વરની લીલાથી બ્રહ્માનંદમગ્ન થઈ, મહાત્મા, કાલક્રમણ કરેછે" યદ્યપી લીલાની સીમાની દિશા સ્વપ્ને પણ જાણતા નથી !!

( ઇતિ લોકાભિપ્રાય )

## પ્રથમ પ્રવેશ સમાપ્ત.

---

## દ્વિતીય ૨ પ્રવેશ.

### સ્થલ, પૂર્વોક્ત.

આ પ્રવેશમાં શ્રીજીના મંદીરમાં જે સેવાકૃત્ય બ્રહ્મચારી કરશે (તે) ત્રિવિક્રમાદિ સમસ્ત મંદીરપ્રત્યે રસોઇયા કરશેઃ—

**બ્રહ્મચારી**— ( ગાયત્રીમંત્ર જપ્યા પશ્ચાત્ ) સ્વાશ્રમથી પરિક્રમણ કરી, કપાટ ઉત્ઘાટન કરી. નિજમંદિરમાં પ્રવેશી, પૂર્વવત્ પટ્ટતી ઉપર ઉભો રહે છેઃ—

( તત્પશ્ચાત્ )

શ્રીજીનો ખવાસ. લક્ષ્મીજીના. રાધાજીના રસોઇયા. પૂર્વવત્ પ્રવેશી, સિંહાસન સમીપ ઉભા રહેછેઃ—

**બ્રહ્મચારી**— ( શ્રીજીને ) ઉપપાત્રમાં જલ લઈ, શુદ્ધાચમન, હસ્તપ્રક્ષાલન, મુખપ્રક્ષાલન, કરાવ્યા પશ્ચાત્, પૂગીફળ, તાંબુલ, સમર્પી, દૈથરાભોગ સંપુટક તથા ઉદકપાત્ર ભોગપ્રત્યે સ્થાપેછે:—

**શ્રીજીનો ખવાસ**—( સિંહાસનઆચ્છાદીતપટાંતરને દૂર કરેછે:—

**રસોઇયા**—( બાલભોગ, ઝારી, પ્રથમવત્ હસ્તમાં લઇ, પ્રણામપૂર્વક પરિક્રમણ કરી, રાધાજીનો રાધાજીને, લક્ષ્મીજીનો લક્ષ્મીજીને સમર્પ્યા પશ્ચાત્ પ્રસાદી ભંડારમાં સ્થાપેછે:—

( તત્પશ્ચાત્ )

**છતરીયો**— ( નિજમંદિરમાં પ્રવેશી ) સ્વાધિકારકૃત્યમાં સાવધાન થાય છે ! !

( નિજમંદિરમાં સર્વે આવાગમન કરેછે. )

**શ્રીજીનો ખવાસ**—( સંપુટકવિષેથી ) દૈથરા નિકાલી, ૬ વિભાગ કરી સંપુટકને કરંડીમાં મુકેછે:—

**રાધાજીનો સેવક**—( ધૃત, વર્તીથી, પુરીત રોપ્યાર્તીકાને, તથા ધૂપપાત્રને, કરમાં લઇ, નિજમંદિરમાં પ્રવેશી, ભોગપ્રત્યે સ્થાપી, આરાર્તીકાને પ્રજ્વલીત કરેછે:—

શ્રીત્રિવિક્રમાદિ લક્ષ્મીજી પર્યંતની આરાર્તિકાર્યો, ત્રીવિક્રમની ત્રિવિક્રમનો છતરિયો, ઇતિરની ઇતિરના ખવાસ, રાધાજીના મંદીરથી આણી, ભોગલપ્રત્યે સ્થાપી, પ્રજ્વલીત કરેછે:—

**શ્રીજીનો ખવાસ**— ( રજતપત્રથી જડીત્ર દર્પણને સિંહાસનપ્રત્યે) સ્થાપી, પટાંતર દૂર કરેછે:—

( પટાંતર દુર થતાં માત્ર )

**નારીનરનાં વૃંદ**—( દર્શનાર્થે ) જયજયના ધ્વની ઉચ્ચારતાં છતાં, જગમોહનમાં ઉપરા ઉપરી તલખેછે:—

**બ્રહ્મચારી**— ( શ્રીજીને ) દર્પણવિષે મુખપ્રદર્શન કરાવી, કનકમય જયેષ્ટિકા, તથા મુરલી, કરકમલપ્રત્યે ધારણ કરાવી, પદ્ધતીથી સન્મુખે આવી ઉભો રહેછે:—

**શ્રીજીનો ખવાસ**—( પૂર્વવત્ ઘંટાનાદ કરેછે ):—

**છડીદાર**—( પ્રથમ પ્રમાણે ) બારણેનો ઘંટ વાજાવી, નાદ કરેછે:—

**ગાયક-વાદ્યવાદક**—( વાદિત્રાલયપ્રત્યે ) પૂર્વવત્ વાદિત્ર વજાડેછે:—

**છતરિયો**--( કનકપત્રજડિત્ર શંખમાં ) ઉદક પુરી, બ્રહ્મચારીને આપી, દેહલીને પ્રક્ષાલન કરી, તેના ઉપર ભોગલપ્રત્યે સ્થાપીત ગરૂડજીને સ્થાપેછે:—

( તત્પશ્ચાત )

નિજમંદીરમાંથી બારણે બારણેથી નીજમંદીરમાં, આવાગમન પ્રતીગમન થતું નથી ” તદ્વત્ ત્રિવિક્રમપ્રત્યે હનુમાનજીને નિરીક્ષણ કરો ! !

બ્રહ્મચારી—(શ્રીજીને) ત્રિવાર શંખાવતારણ કરી તેમાંથી ઉદક સ્વમસ્તકે તથા દર્શનાર્થી ઉપર, માર્જન કરી (છતરિયાને) આપે છેઃ—

રાધાજીનો સેવક— સુગંધમયધૂમ્ર જેમાંથી પ્રસરેછે, એવા ધૂપપાત્રને શ્રીજીના સન્મુખે સ્થાપેછેઃ—

બ્રહ્મચારી—(શ્રીજીને) ધૂપપાત્ર ત્રિવાર અવતારણ કરી, (છત્રધારકને) આપેછેઃ—

રાધાજીનો સેવક—(ઘૃતદીપકની પંચ પંક્તિયો જેમાં ચક્રપ્રમાણે પ્રજ્વલીત છે એવી વૃક્ષાકાર આરાર્તિકા શ્રીજીના સન્મુખે પ્રણામપૂર્વક સ્થાપેછેઃ—

બ્રહ્મચારી—(શ્રીજીને) મસ્તકથી પ્રણામી, આરાર્તિકાને ઉભય હસ્તથી ગૃહી શ્રીજીનાં નામોચ્ચાર કરતો છતાં

## आरती.

જયદેવ જયદેવ જય કરૂણા કરણા
યદુનાયક સુખ દાયક, જય કમલારમણા, જયદેવ જયદેવ, ટેક.
તવ ઘનશામલપ્રતિમા, જગમંગલકારી;
કનકાસને વિરાજે, રવિ, શશિ, રૂચિધારી. જયદેવ જયદેવ. ૧
કરૂણામય મુખપંકજ, મલકમલકમલકે.
કમલદલાયત લોચન, અતિચંચલ ચલકે, જયદેવ જયદેવ. ૨
મણિમયકુંડલ કરણે, ચલક ચલક ચલકે;
અતિસુંદર અલકાવળિ, લલક લલક લલકે. જયદેવ જયદેવ. ૩
કરૂણામય ઉરપ્રત્યે, માલાવલિ રાજે;
કમલાપદ, ભૃગુલાંચ્છન, કૌસ્તુભમણિ ભ્રાજે. જયદેવ જયદેવ. ૪
ઓપે કંકણ કેયૂર, ચારભુજા સંગે;
પીતાંબર કટિતીરે, બહુ શોભિત રંગે; જયદેવ જયદેવ. ૫
શ્રીસર્વાંગનિ કાંતી, સૂજિ અતિશે લલીતા;
પદપ્રત્યે જયમાલા, લલકે અતિ સસિતા. જયદેવ જયદેવ. ૬
પદપંકજરજ મહિમા, વિધિ, શંકર, વરણે;
શ્રીસનકાદિ નિરંતર, સેવે વશિ ચરણે. જયદેવ જયદેવ. ૭
નિકટે નારદ, સરસ્વતિ, વીણા ગૃહિ નાચે
ઉરમાં પ્રીતી પામી, યશ નિર્મલ વાચે, જયદેવ જયદેવ. ૮
આ આરાર્તિક સમયે, પ્રેમથિ પરમેશા;
સદૈવ દર્શન દીજે, યદુવર મથુરેશા. જયદેવ જયદેવ. ૯

અવતારી, મસ્તકથી પ્રણામી, શ્રીજીના સન્મુખે સ્થાપી, નીચો નમી હસ્ત કરેછે:—

રાધાજીનો ખવાસ—( પ્રણામપૂર્વક ) ઉત્સ્થાપી ભોગલપ્રત્યે સ્થાપેછે:—

છતરિયો—( બ્રહ્મચારીને ) હસ્તપ્રક્ષાલન કરાવી પૂર્વવત્ શંખ આપેછે:—

બ્રહ્મચારી—( પૂર્વવત્ ) શંખાવતારણ કરી, શંખોદક પ્રોક્ષણ કરી, ( છતરિયાને ) આપેછે:—

છતરિયો—( શંખને ) સ્વસ્થાને સ્થાપી, દેહલીથી ગરૂડજીને ઉત્સ્થાપી, ભોગલપ્રત્યે વિરાજમાન કરેછે:—

( તત્ પશ્ચાત્નિજ મંદિરમાં અવાગમન પ્રતીગમન થાયછે )

( તે પ્રમાણે ત્રિવિક્રમ પ્રત્યે હનુમાનજી ઉત્થાપન થયા નંતર )

શ્રીરાધાજીનો સેવક—( આરાર્તિકા, ધૂપપાત્ર ) પ્રત્યેક કરમાં લઈ, રાધાજીના મંદિરમાં જાયછે:—

દર્શનાર્થી—( આરાર્તિકાને ) પ્રણામી, નેત્રે, કર્ણે સ્પર્શેછે:—

શ્રીજીનો ખવાસ—( દૈથરાભોગરહિત સંપુટક, પૂગિફલચૂર્ણપાત્ર, દંતધાવનકાષ્ઠની ચીર, જયમાલા, અંગુચા, એ સર્વે કરંડીયામાં પૂરી બ્રહ્મચારીના વામહસ્તમાં આપેછે:—

છતરિયો—( એક અંગુચો ) ચરણામૃતની કુંડીમાં ભીજાવી બ્રહ્મચારીના દક્ષણ હસ્તમાં આપેછે:—

બ્રહ્મચારી—( શ્રીજીને ) મસ્તકથી પ્રણામી, પરિક્રમણ કરી, શ્રીસત્યભામાજીના નિજમંદિરમાં પ્રવેશી, કરંડિયો ભોગલપ્રત્યે સ્થાપી, પ્રણામપૂર્વક કરાંજલી કરી, "શ્રીસત્યભામાજીને" આપની આજ્ઞા પ્રમાણે શ્રીજીનું સમારાધન કરી આવ્યો " એમ કથી, જયમાલા, ચરણામૃત, તેમને સમર્પી, ( તેમનો ખવાસ ) દંતધાવનકાષ્ઠની ચીર, પૂગીફળચૂર્ણ, અર્પે (તે) લઈ, સ્વાશ્રમે જાયછે:—

શ્રીજીનો ખવાસ—( દૈથારાભોગના ૬ વિભાગ કરી ) તેમાંનો એક વિભાગ તથા ચરણામૃત, અચલ ગરૂડજીને, સમર્પી શ્રીજીના દેહલીપ્રત્યે રહી, રૌપ્ય પાત્રથી સર્વને ચરણામૃત અર્પેછે:—

શ્રીત્રિવિક્રમની જયમાલા, દૈથરાભોગવિભાગ, ચરણામૃત, પ્રથમ ચોકી હનુમાનને અર્પી, નંતર ગરૂડજીને અર્પી ( શ્રીત્રિવિક્રમનો ખવાસ ) દેહલીપ્રત્યે રહી, દર્શનાર્થીને, ચરણામૃત અર્પેછે:—

( તદ્વત્ લક્ષ્મીજી, કલ્યાણજી, નાં ચરણામૃત દૈથરાભોગવિભાગ ( ગરૂડજીને ) અર્પી દર્શનાર્થીને ચરણામૃત અર્પેછે )

( બારણનાં તથા અંદરનાં ઇતર મંદિરનાં ચરણામૃત, દૈથરાભોગ, ગરૂડજીને અર્પ્યાવિના દર્શનાર્થીને ચરણામૃત અર્પેછે )

દર્શનાર્થી—(શ્રીજીના અલૌકિક સ્વરૂપને) દર્શન કરતાં છતાં પરસ્પર અહા! આજની ઝંખી અતિ અદ્ભૂત !! કિરીટ મુકુટનો શૃંગાર છે "

સ્ત્રીયો—જે! મારા વાલા ! ઠાકરજી મહરાજ ! પ્રાણ આધાર તમે છો ! નિ-કળતારી ! કૃષ્ણમુરારી ! સમર્થ ધણી તેમે છો ! સુધબુધના દેનહાર તમે છો ! અં-તકાલના બેલી તમે છો ! આસરો આધાર તમારો છે ! નોધારાના આધાર તમે છો ! અમે તો અપરાધિ છિયે, ' શરણમાં રાખજે !

ભાટિયાણીયો—(જે ! મુંજે વાલા ! શ્રીનાથજી બાવા ! જે ! જે ! જે ! પ્રાણ આધાર ! જે ! આંજી ભલાઇસેં મુંકે દર્શન ડિના " આંઉ મહાઅપરાધીજીવ અ-ઇયાં. મુંજો અપરાધ ખમા કજા " આંજે ચરણારવિંદમેં ચિત્ત રખજા. શ્રીમહા પ્રભુજી ! શ્રીવિઠ્ઠલ નાથજી ! અસાંજા તો મડે આંઇ અયો " આંજે ચરણારવિંદમેં પીંઅઇંયાં. સચ્ચા ધણી અઇં અયો !! આંજી લીલાજો પાર કે નાઇં ગડે !! હી સંસાર ' આલ પંપાલ આય. અસીં માયામેં વિટચાપ્યા અઇયું !! અઇં તારી પાર કરજા ! હે મુંજે વાલા !!

(એમ પરસ્પર સ્તુતી કરતી છતી શૃંગાર વર્ણવેછે.)

નારિયો ! બઈ !! વાલાજો શૃંગાર કેડો આય ! નિરખિને મુંજા હીયા ઠંઢા થીયેતા ! વાલે કેડો મુગટ ધર્યો આય ! વાલાજા કુંડલ કેડા શોભંતા ! વાલે ગેઠો કેડો ધર્યો આય ! વાલેજા આભૂષણ કેડા ખુલંતા ! વાલે સૂથન કેડી ધરીઆય ! વાલે શામ વાગો ધર્યો આય ! વાલે કેસરી પટકા ધર્યા આય ! વાલાજા ચરણા-રવિંદમેં લંઘર ધર્યા આય ! કેડા ખુલતા ! વાહ ! મુંજા વાલા !! આંકે નિરખિ ને-અસાંજી અખીયું ઠઢી થીતિઉ !!

નટી—પ્રાણનાથ ? જુઓ ! મારા વામહસ્ત સમીપે શ્રીજીના આનંદદાયક અંગને દર્શન કરતી છતી આ કોમલાંગી અંગનાની પંક્તી ચિત્રસમાન સ્તબ્ધ થઈ રહીછે !!

સૂત્રધાર—પ્રિયે ! એમાં શું આશ્ચર્ય ! જુઓ" આ ચંદ્રવદની સુંદરી " જેણિયે સુંદર અંગે નારંગીરંગની સાડી પરિધાન કરીછે ' (તે) જેમ (ગંગા) ભુજંગવે-ષ્ટીત શિવલીંગ ઉપર અભિષેક કરતી હોય, તેમ પટેલા કાળાભ્રમજેવા શામ તથા લાંબા કેશથી સંલગ્ન થયેલા કર્પૂરજેવાગૌર જુગલપયોધરપ્રત્યે કમલપત્ર સમાન દીર્ઘ નેત્રપ્રાંતથી શ્રવતાં આનંદાશ્રુનાં બીંદુ સિંચેછે:—

નટી—આશ્ચર્ય ! આશ્ચર્ય ! (શ્રીજીના મનોહર સ્વરૂપનો આભાસ) (મેં) મંગલા સમયે, બાલભાવમાં, નિરીક્ષણ કર્યો છતાં. આ સમય, કુમારભાવમાં, નિરીક્ષણ કરી, મારૂં અંતઃકર્ણ ભ્રમિત થાયછે:—

સૂત્રધાર—પ્રિયે ! ભ્રમાસો નહી ! આ સ્વરૂપનો આભાસ મંગલા સમય બાલ-ભાવમાં " શૃંગાર સમય કુમારભાવમાં ! મધ્યાનહસમય તરૂણભાવમાં " શ-યનસમય વૃદ્ધભાવમાં " નિરંતર પ્રદર્શેછે:—

**નટી**—સ્વામીનૂ? સત્ય? સત્ય! (શ્રીજીના સ્વરૂપવિષે) "જે" (મેં) શ્રદ્ધા શીલથી, પ્રથમ કથન શ્રવણ કર્યાં હતાં? (તે) આજ પ્રત્યક્ષ પ્રદર્શન કરી, પરમાનંદ પ્રાપ્ત થાયછે! પરંતુ એમ દર્શાયમાન થવાનું શું કારણ હશે?.

**સૂત્રધાર**—પ્રિયે? તમે લક્ષણવંતાં થઈ, કેમ અનજાણ થયાં? પરમાનંદ મગ્ન છે મન જેમનાં એવા વિધિ, ભવાદિદેવ, જેના શ્રીપૂજ્યપદાંબુજનું અહોનિશા ધ્યાન ધરેછે તથાપી કિંચિતમાત્ર પાર પામતા નથી! તો જે પરમાત્માયે નટવેષધરી, આ વિશ્વનાટકયંત્રવિષે. માયાસૂત્રથી ગુંથેલા આપણે નાસવાન પ્રાણી' તે પુરૂશોત્તમનો પાર કેમ પામિયે વારૂ?

**નટી**— સત્ય? સત્ય? ઈશ્વિરની માયા અકલીત છે?

**સૂત્રધાર**— પ્રિયે? જુઓ!! શ્રીજીના અનંગસમાન અંગે પાદાંગુલિથી સીખા પર્યંત નાનાભાતી આભર્ણ ધારણ કરેલા છે. પણ તેમને વનમાલા તથા પુષ્પહાર શોભાવેછે. કારણ!! તેમણે સમસ્ત આભૂષણના વિખ્ખરાતા તેજની સીમા બાંધી દીધીછેઃ—

**નટી**—(સ્વામીનાથ? તમે કથોછો તેમ છે) પરંતુ ચીબુકે દીપકસમાન ચલતા હીરા, તથા સુરેખનાશિકાયે મુક્તામયનકવેસર કરતાં, મસ્તકે ધારણ કરેલાં જમણાકર્ણ ઉપર ઢલકતાં મયૂરપિચ્છની શોભા નિરીક્ષણ કરી, મારૂં અંતઃકર્ણ મોહિત થાયછેઃ—

(ચરણોદક અર્ધ્યાપશ્ચત્)

**શ્રીજીનો ખવાસ**— (શૃંગાર બાલભોગની હાકલ કરો!!)

(શ્રવણ કરીને)

**છડીદાર**— (જાયછેઃ—)

## દ્વિતીયપ્રવેશ સમાપ્ત.

---

## તૃતીય ૩ પ્રવેશ.

### સ્થલ પૂર્વોક્ત.

આ પ્રવેશમાં જાંબવતીનો તથા રાધાજીનો બાલભોગ આવશેઃ—

**છડીદાર**— (પરિક્રમણ કરી) જાંબવતીના મંદીરમાં જઈ, મહરાજ કી જે! બાલભોગ લઈ, પધારો!!

**બ્રહ્મચારી**—(પૂર્વોક્ત વિધાને) બાલભોગપાત્ર, ઝારી, કરતલમાં-લઈ, પરિક્રમણ કરેછેઃ—

(તેમના અગ્રમાં)

**છડીદાર**— (ચલો! ચલો! બાલભોગ આતેછે! દેખતા નથી છે)?

બ્રહ્મચારી— ( રસોઇયા સહીત નિજમંદિરમાં પ્રવેશી, ) ( બાલભોગને ) શ્રીજીના વામહસ્ત સમીપ સ્થાપેછેઃ—

શ્રીજીનો ખવાસ— પટાંતર કરેછેઃ—

બ્રહ્મચારી— ( પૂર્વોક્તપ્રકારે ) બાલભોગ સમર્પી, શ્રીજીના ખવાસ સહીત શૈયામંદિરમાં જઈ, દ્વિતશતગાયત્રીમંત્ર જપેછેઃ—

રસોઇયો— ( નિજમંદિરમાંથી ) નિસ્તરી, કપાટ સંપુટ કરી, શ્રીજાંબવતીના મંદિરમાં જઈ, શ્રીજીના બાલભોગ પ્રમાણે, શ્રીત્રિવિક્રમાદિ અંદરના મંદીર દેવતાને ( બાલભોગ ) સમર્પી, સ્વાશ્રમે જાયછેઃ—

બ્રહ્મચારી— ( ગાયત્રિમંત્ર જપી ) શૈયામંદીરમાંથી નીચે આવી, શ્રીજીને હસ્તપ્રક્ષાલનાદિ કરાવી, પુગીફલચૂર્ણ, તાંબુલ સમર્પેછેઃ—

શ્રીજીનો ખવાસ— ( કપાટ ઉઘાડી ) પટાંતર દૂરકરેછેઃ—

( તત્પશ્ચાત્ )

રસોઇયો— નિજમંદીરમાં પ્રવેસેછેઃ—

બ્રહ્મચારી— ( બાલભોગને લઈ ) રસોઇયાસહીત; પરિક્રમણ કરી, શ્રીલક્ષ્મીજીપ્રત્યે જઇ, વિધિપૂર્વક શ્રીલક્ષ્મીજીને સમર્પી સ્વાશ્રમે જાયછેઃ—

શ્રીજીનો ખવાસ— ( પૂર્વવત્ ) ચરણોદક અર્પેછેઃ—

રસોઇયો— ( શ્રીત્રિવિક્રમાદિને ) હસ્તપ્રક્ષાલનાદિ કરાવી, પૂગીફલચૂર્ણ, તાંબૂલ, સમર્પી, બાલભોગને લઈ, શ્રીજાંબવતીના મંદીરમાં જઈ, પ્રસાદીભંડાર સ્વાધીન કરેછેઃ—

બ્રહ્મચારી— ( લક્ષ્મીજીને ) હસ્તપ્રક્ષાલનાદિ કરાવી, બાલભોગને લઈ, સ્વાશ્રમે જઈ, પ્રસાદીભંડાર સ્વાધીન કરેછેઃ—

નિજનિજના ખવાસ—( સર્વે મંદીરપ્રત્યે ) પટાંતર દૂરકરી, દર્શનાર્થીને ચરણોદક અર્પેછેઃ—

છડીદાર— રાધાજીના મંદિરમાં જઈ ) બાલભોગ લેકે ચલો હો !

રાધાજીનો રસોઇયો—( પૂર્વોક્ત વિધાને ) બાલભોગપાત્ર, ઝારી, કરમાં લઈ, પરિક્રમણ કરી, નિજમંદિરમાં પ્રવેશી, શ્રીજીના વામહસ્તસમીપ સ્થાપેછેઃ—

શ્રીજીનો ખવાસ— પટાંતર કરેછેઃ—

રસોઇયો— ( શ્રીજીને વિધિવત્ ) બાલભોગ સમર્પી. સ્વાશ્રમે જાયછેઃ—

શ્રીજીનો ખવાસ— ( કપાટ સંપુટ કરી ) બારણે જાયછેઃ—

( ઈતર મંદીરમાં બાલભોગ આવતો નથી !! ચરણોદક પાનકરો !! )

( આ સમયમાં )

ગુગલી—( અનન્તર યાત્રાર્થીને ) ગરુડસ્તંભ સમીપ. અથવા મંદિર પૂંઠે લઈ જઈ, જયો કરાવેછેઃ—( જયો ) હાથમાં તુલસીદલ આપી, યાત્રાર્થીનો હાથ પો-

તાના એક હાથથી ગૃહી, બીજા હાથની આંગળી તેમાં વારંવાર મુકતો છતાં !! બોલો ! શ્રીરણ છોડજી. શ્રીત્રિક્રમજી. કલ્યાંણજી. માધવજી. પુરૂષોત્તમજી. લક્ષ્મીજી. સત્યભામાજી. રાધાજી. જાંબવતીજી. લક્ષ્મીનારાયણ. ગોવર્દ્ધનનાથજી. સાક્ષી ગોપાલ. ચંદનસ્તંભ. ગણપતી. કુશેશ્વર. શંખનારાયણ. આદ્યનારાયણ. કેશવરાય. રામજી. રૂઘુનાથજી. ભક્તવત્સલ. શ્રીમહાપ્રભુજી. ડાંડિના હનુમાન. ચોકીના હનુમાન. નામશું. રતનો. સંઘરે. પાપ બળે. માતાની. પિતાની. ગુરૂની. ગોવીંદની. શ્રીરણછોડજીના દર્શને. ગુગળીના વચને. યાત્રા, પૂજા, ભયો !! ભયો !! લાવો ! શું લાવ્યાછો !! દક્ષણા આપો ! એમ કથી તેના ખભા થાબડેછેઃ—( કેટલાકને ) ચંદનસ્તંભસમીપ લઈ, જુઓ ! આ ચંદનસ્તંભ !! એના અંદરથી પાર નીકલે ! ( તેને ) પુનર્પી જન્મમર્ણ નથી " એમ કથી. સ્તંભ તથા ભીંત, એ ઉભયના અંતરથી નીકલવાની અવશ્યરણતા મનાવી, કેટલાક જાડા મનુષ્યને કષ્ટના યંત્રમા યંત્રેછેઃ—

**રાધાજીનો રસોઇયો**—( એક ઘટી પશ્ચાત્ ) કપાટ ઉઘાડી, નિજમંદીરમાં પ્રવેશી, પૂર્વોક્ત વિધાને ( શ્રીજીને ) હસ્તપ્રક્ષાલનાદિ કરાવી, બાળભોગને લઈ, પરિક્રમણ કરી, રાધાજીને સમર્પેછેઃ—

**શ્રીજીનો ખવાસ**—( પટાંતર દૂર કરી ) ચરણોદક અર્પી અર્ધઘટી પશ્ચાત્, પડદાનો ઘંટ કરો !!

**છડીદાર**—( બારણેના ઘંટને ) પૂર્વવત્ વજાવી નાદ કરેછેઃ—

## તૃતીય પ્રવેશ સમાપ્ત.

---

## तृतीय ३ अंक. प्रवेश १ प्रथम.

### स्थल, पूर्वोक्त.

मध्यान्ह समय.

આ પ્રવેશમાં જે સેવાકૃત્ય શ્રીજીને થશે ( તે ઈતિર દેવતાને થશે નહી " માત્ર ત્રિવિક્રમને સત્યભામાજીનો બાલભોગ આવશેઃ—

( ઘંટાનાદ શ્રવણ કરીને )

**બ્રહ્મચારી**— ( પૂર્વોક્ત વિધાને ) શ્રીજીના મંદિરમાં પ્રાપ્ત થયે છતે, પટાંતર થયા પશ્ચાત્ દંતધાવનવિના તૈલમર્દનવિના જગમોહનમાં રાજ્યગવૈયા વિના, શ્રીસત્યભામાજીના બાલભોગ સહીત શેષકૃત્ય દ્વિતીયાંકના પ્રથમપ્રવેશવિષે યથાર્થે નિરીક્ષણ કરો !

**છતરિયો**— ( આરાત્તિક સમયે ) શ્રીજીના સન્મુખે છત્ર ધરી, જગમોહનમાં ઉભો રહેશેઃ—

# प्रवेश २ द्वितीय.

## स्थल, पूर्वोक्त.

આ પ્રવેશમાં શ્રીજીના મંદિરવિષે, સત્યભામાજીનો સેવક પ્રક્ષાલકનો અધિકાર પામેલ જે સેવાકૃત્ય કરશે ( તે ) ત્રિવિક્રમમાં ત્રિવિક્રમનો પ્રક્ષાલી સેવક, દેવકીજી, માધવજીમાં, ત્રિવિક્રમનો છતરિયો, કલ્યાણજી, પુરૂષોત્તમજીમાં લક્ષ્મીજીનો પ્રક્ષાલી સેવક " બારણેનાં પૂર્વોક્ત મંદિરમાં નિજનિજના ખવાસ સેવક કરશે "

પ્રક્ષાલક—( સત્યભામાજીના મંદિરમાંથી ) ચાંદીનો કલશ, પ્રક્ષાલનવસ્ત્ર, અંગુચા, હસ્તમાં લઈ, પરિક્રમણ કરી, શ્રીજીના મંદિરમાં પ્રવેશી, પ્રક્ષાલન જલની કુંડી ઉપર કલશાદિકને સ્થાપી, ( શ્રીજીને પ્રણામી, ઝારી લાવો ! ઝારી લાવો !

છતરિયો—( ઝારી આપી ) કલશ, કલસલી, ઉપપાત્ર ચમચા, કનકનાં ઘૂંટણિયાં, સંચમાંથી ચરણચોકી ઉપર સ્થાપી, સાક્ષી ગોપાલના મંદિરમાં જાયછે:—

પ્રક્ષાલક—( સત્યભામાજીના મંદિરમાં જઈ ) ઝારીને પ્રક્ષાલન કરી, શુદ્ધ વારીથી ભરી, પુનર્પિ શ્રીજીના મંદીરમાં આપી, નિકલો ! નિકલો !

શ્રીજીનો ખવાસ—(નિજમંદિર પ્રક્ષાલકના સ્વાધીન કરી ) સંપુટકમાં ચરણોદક ભરી, સત્યભામાજીના પ્રસાદી ભંડારમાં આપી સ્વાશ્રમે જાયછે:—

( તત્પૂર્વે શ્રીજી આદિસમસ્ત મંદીરમાં પ્રક્ષાલકવિના આગમન પ્રતિગમન થતાં નથી )

પ્રક્ષાલક—( વામહસ્તે ઝારીને ગૃહી ) તન્મધ્યેના વારીથી, દક્ષણહસ્તે પ્રથમ સિંહાસન પ્રક્ષાલન કરી, નંતર ચરણચોકી ઉપર સ્થાપેલી સમસ્તવસ્તુને પ્રક્ષાલી ભોગલપ્રત્યે સ્થાપી, તદનંતર ગૃહેલી ઝારીને સ્થાપી, પ્રક્ષાલનવસ્ત્રથી, સ્થાપેલી સમસ્તવસ્તુને તથા સિંહાસનભૂમીને સ્વચ્છ કરી, શ્રીજીના ઉભયપાર્શ્વે ઘૂંટણીયાં સ્થાપી, પ્રક્ષાલનકુંડીમાંથી કલશમાં જલ લઇ, નિજમંદિરની આરસપ્રસ્તરમયભૂમી, તથા દ્વારશાખા, પ્રક્ષાલન કરી, નંતર જલની ધારા કરતો છતાં સન્માર્જનીથી રજને દૂર કરી, પ્રક્ષાલન વસ્ત્રથી સ્વચ્છ કરી, તે વસ્ત્રને દેહલીપ્રત્યે મૂકી, ઘંટાનાદ કરી, દર્શનાર્થીને ચરણોદક અર્પેછે:—

( એ પ્રમાણે સર્વમંદીરમાં ક્ષાલન કર્મ નિરિક્ષણ કરો )

તત્પૂર્વે ઉતારાના એટલે લક્ષ્મીજીના સ્વાધીનનાં, ગોવર્ધનનાથજી, પુરૂષોત્તમજી લક્ષ્મીજી, કલ્યાણજી, એમના મંદીરમાં અનુક્રમે રાજભોગ આવેછે:

( ઘંટાનાદ શ્રવણ કરીને )

છતરિયો—( વામહસ્તમાં મૃત્તિકા લઈ ) શ્રીજીના દ્વારે આવી, ઉભોરહી દક્ષણ હસ્ત ધરેછે:—

( તદ્ગત ત્રિવિક્રમમાં ત્રિવિક્રમનો છતરિયો )

પ્રક્ષાલક—( પ્રક્ષાલન કુંડીમાંથી ) કલશમાં જલ લઈ, છતરિયાનો દક્ષણ

હસ્ત પ્રક્ષાલન કરાવી, તેજ હસ્તમાં, શેષોદક સહીત ( કલશ ) આપી પોતે હસ્ત ધરેછે:—

છતરિયો—(પ્રક્ષાલીના હસ્તમાં ) મૃતિકા આપી કલશોદકથી, પ્રક્ષાલન કરાવી, ( કલશ ) પાછો આપી, પ્રક્ષાલનવસ્ત્ર હસ્તમાં લેછે:—

પ્રક્ષાલક—( કલશોદકથી ) વસ્ત્રને પ્રક્ષાલન કરાવેછે:—

છતરિયો—( વસ્ત્રને પ્રક્ષાલન કરી, દેહલીપ્રત્યે મૂકેછે:—

પ્રક્ષાલક—( કલશને ) પ્રક્ષાલનકુંડીઉપર સ્થાપી, પ્રક્ષાલનવસ્ત્રને દેહથી, શ્રીજીના સિંહાસન પર્યંત પરિસ્તર્ણ કરી, અંગુચાના અંતરે ઝારીને ગૃહી, વારીથી પુનર્પી છતરિના હસ્ત પ્રક્ષાલન કરાવી, વસ્ત્ર સહીત ઝારી આપેછે:—

છતરિયો—( ઝારીના વારીથી ) પ્રક્ષાલકના હસ્ત પ્રક્ષાલન કરાવી, નંતર અંગુચાને પ્રક્ષાલન કરી, આપેછે:—

પ્રક્ષાલક—( અંગુચાને ભોગલપ્રત્યે મૂકી ) ઘૂંટણીયાં, તથા આમચા, વિના સમસ્ત વસ્તુ છતરિયાને આપી, ગોપાલજીને શયન કરણાર્થે રજતપત્રથી જડિત્ર પર્યંકઉપર નાનાભાતી આસ્તર્ણથી, શૈયાની રચના કરેછે:—

( તે અવસરમાં શ્રીદેવકીજી, માધવજીના, મંદીરમાં રાજભોગ આવેછે )

છતરિયો—( શ્રીસત્યભામાજીના મંદીરમાં જઇ ) સમસ્તવસ્તુને મંજન કરી શુદ્ધવારીથી ભરી પ્રથમ રાજભોગની સ્થાલી મૂકવાની ચાંદિની ચોકી, મસ્તકે મૂકી, મુખાર્વિંદ, હસ્ત, પ્રક્ષાલન જલને નાંખવાનો ચાંદીનો પારો " કરમાં ગૃહી આપી જાયછે:—

પ્રક્ષાલક—( ચોકીને ) શ્રીજીના સન્મુખે સ્થાપી, પારાને સિંહાસન નીચે સ્થાપેછે:—

છતરિયો—( ઉપપાત્ર સહીત ઝારીયો આપિ જાયછે:—

પ્રક્ષાલક—( પ્રત્યેક વસ્તુને ) છતરિયાના હસ્તથી, સ્વહસ્તમાં લઈ, અંગુચાથી સ્વચ્છ કરતાં, તેમાં તુલસીદલ મૂકતાં, ઝારી, શ્રીજીના વામપાર્શ્વે ગોપાલજી સમીપ સ્થાપી ઝારી, શૈયામંદિરમાં સ્થાપેછે:—

છતરિયો—( કલશ, કલશલી, ઉપપાત્ર ) આપી, સ્વકામમાં સાવધાન રહેછે:—

પ્રક્ષાલક—(ઉપપાત્ર સહીત કલશને ) શ્રીજીના દક્ષણ પાર્શ્વે સ્થાપેછે:—

સત્યભામાજીનો અનુચર—(શ્રીજીના, તથા ત્રિવિક્રમજીના, જગમોહમાં સ્તંભના આધારે કનાત બાંધી જાયછે:—

( તત્પશ્ચાત્ કનાતના પડદામાંથી ( સર્વે દર્શનાર્થી નિકલી જાયછે )

પ્રક્ષાલક—( ઘંટાનાદ કરી ) નિજમંદીરમાંથી નીકલી, બારણે ઉભો રહેછે:—

( તત્પૂર્વે પૂર્વોક્ત ઉવારાના મંદીરના રાજભોગ લઈ જાયછે )

( ઘંટાનાદ શ્રવણ કરીને )

શ્રીસત્યભામાજીના રસોઇયા—( સખીવેષથી ) નાનાવિધશાક, પાક, ધૃત, દુગ્ધ, સૂપ, ઓદન, વ્યંજન, એક ચાંદીની સ્થાલીમાં પુરી એક સ્થાલીમાં ધૃતપક્વ સામગ્રી પુરી, તેમના ઉપર આર્દ્રવસ્ત્ર આચ્છાદન કરી, વામકરમાં લઇ, વારીની ઝારી, દક્ષણ કરાંગુલ્યાંતરે ગૃહી પરીક્રમણ કરેછેઃ—

( અગ્રમાં )

સત્યભામાજીનો જલધરીયો—( માર્ગ શુદ્ધ કરણાર્થે ) પાકગૃહથી નિજમંદિર પર્યંત જલની ધારા કરેછેઃ—

( તે પ્રમાણે સર્વે મંદીરમાં રાજભોગ જતાં, આવતાં, જેના તેના જલધરીયા માર્ગ શુદ્ધ કરેછે )

ત્રિવિક્રમનો છડીદાર—શ્રીદ્વારિકાનાથને ઘણી ખમા !! શ્રીત્રિકમલાલ વાકડાને ઘણી ખમા !! એમ ઉચ્ચાર કરેછેઃ—

રસોઇયા—( નિજમંદિરમાં પ્રવેશેછેઃ—

પ્રક્ષાલક—( કપાટ સંપુટ કરેછેઃ—

રસોઇયા—( શ્રીજીના સન્મૂખે સ્થાપેલી, ચોકી ઉપર ) સુપોદનની સ્થાલી, નીચે ધૃતપક્વસામગ્રીની સ્થાલી, ઝારી, સ્થાપી, સખીવેષ ધરનાર રસોઇયો ઓઢેલા પટનો પોતાના પૃષ્ટે પટાંતર કરે ! તત્પશ્ચાત્ એક રસોઇયો મંદમંદ ઘંટાનાદ કરેછેઃ—

( ઘંટાનાદ શ્રવણ કરીને )

પ્રક્ષાલક—( કપાટ ઉઘાડેછેઃ—

( કપાટ ઉઘડતા માત્ર. )

રસોઇયો—નિજમંદીરમાંથી નીકલી ) સત્યભામાજીના મંદિરમાં જઈ, શ્રીસત્યભામાજીને રાજ ભોગ સમર્પિ, ( શ્રીજીના વિધાને ) રાજભોગ લઈ, શ્રીત્રિવિક્રમના મંદિરમાં પ્રવેશી, ચોકીઉપર સ્થાપે ( તત્પશ્ચાત્ ) ત્રિવિવિક્રમનો ખવાસ ત્રિવિક્રમનાં દ્વાર સંપુટ કરેછેઃ—

( શ્રીજીના મંદિરમાંથી રસોઇયો નિકલતા માત્ર )

પ્રક્ષાલક—( દ્વાર સંપુટ કરેછેઃ—

( જે વિધાને શ્રીજીને રાજભોગ સમર્પશે તે વિધાને સમસ્ત દેવને સમર્પેછે પરંતુ શ્રીજી, ત્રિવિક્રમજી, કલ્યાણજી, એ ત્રણ વિના ઇતર મંદીરમાં રસોઇયો રહેતો નથી )

( પુનરપિ કપાટ સંપુટ થવા પશ્ચાત્ )

રસોઇયો—( પટાંતરને મસ્તકે ઓઢી ) ઉત્તરપદ્ધતિપ્રત્યે ચઢી, પ્રથમ તુલસીદલમિશ્રજલથી સમસ્તપદાર્થને પ્રોક્ષણ કરી, નંતર સમસ્તમાં તુલસીદલ મુકી, પંચ ગ્રાસ સિંહાસનભૂમિપ્રત્યે અર્પિ, ( શ્રીજીને ) આચમન કરાવી દુગ્ધો-

કનમિશ્ર પંચગ્રાસ કરાવી શ્રીજીને નેત્રે કર્ણે ઉદક સ્પર્શી, સૂપપાત્રમાં, ઘૃતપાત્રમાં, ચમચા મૂકી, હસ્ત પ્રક્ષાલન કરી શૈયામંદિરમાં જઈ ગાયત્રીમંત્ર જપેછે:—

રાજ્ય ગવૈયા ( નાના પ્રકારે ગાયન કરેછે:—

---

## प्रवेश. ३ तृतीय

### स्थल पूर्वोक्त.

રસોઇયો— ( શ્રીજીના વિધાને ) શ્રીત્રિવિક્રમને રાજભોગ સમર્પિ, શૈયામંદિરમાં જઈ, શત ગાયત્રિ જપ્યા પશ્ચાત્ નીચે આવી, ત્રિવિક્રમની આજ્ઞા લઈ, પદ્ધતીપ્રત્યે ચઢી, પ્રથમ સ્થાલીમાંથી પંચબલિ ભાગ કહાડી, નંતર શુદ્ધાચમન મુખપ્રક્ષાલન, હસ્તપ્રક્ષાલન, કરાવી, કલશમાંથી જલપાન કરાવી, પૂગિફલ, તાંબૂલ, સમર્પી, પંચગ્રાસ, બલી ભાગ, પંચ ભાગાન્ન, અન્ય પાત્રમાં ભરી, હસ્તપ્રક્ષાલન કરી, ઉક્તવત્ કરતલમાં લઈ, મંદમંદ ઘંટાનાદ કરેછે:—

શ્રીત્રિવિક્રમનો ખવાસ— ( કપાટ ઉઘાડેછે:—

રસોઇયો— ( મંદીરમાંથી નીકળી ) સત્યભામાજીના મંદિરમાં જઇ, પાક ગૃહમાં સ્થાપી, તદ્વત્ સત્યભામાજી, દેવકીજી, માધવજી, એમના રાજભોગ અનુક્રમેથી પાક ગૃહમાં સ્થાપી શ્રીજીના દ્વારે આવી, ઉભો રહેછે:—

છતરિયો—( અંજલી કરી, મસ્તકથી પ્રણામી, દ્વારિકા નાથકી જય ! એમ ઉચ્ચાર કરેછે:—

( તત્પૂર્વે )

રસોઇયો—( શ્રીત્રિવિક્રમનો ઘંટાનાદ શ્રવણ કરી ) યથાસંખ્યા ગાયત્રિમંત્રજપી, શૈયામંદિરમાંથી નીચે આવી, ત્રિવિક્રમ પ્રમાણે શ્રીજીને શુદ્ધાચમનાદિ કરાવી, સાવધાન થયેલો હોય તત્પશ્ચાત્ જય શબ્દ સુણી, ઘંટાનાદ કરી પ્રથમ પ્રમાણે પટાંતર કરી, ઉભો રહેછે:—

( ઘંટાનાદ સુણી.

પ્રક્ષાલક— ( પ્રણામ પૂર્વક ) કપાટ ઉઘાડેછે:—

રસોઇયો— ( નિજમંદિરમાં પ્રવેશેછે:—

પ્રક્ષાલક— ( કપાટ સંપુટ કરેછે:—

રસોઇયો— ( સિંહાસન દક્ષણપદ્ધતિયે ચઢી ) પરિસ્તર્ણ કરેલી શૈયામાં શયન કરાવી, ઋતુ પ્રમાણે વસ્ત્ર, વા રજાઈ ઓરાઢી, ઉભય જનો નિજનિજની સ્થાલિયો પ્રથમ પ્રમાણે કરતલમાં લઈ, ઘંટાનાદ કરેછે:—

પ્રક્ષાલક— ( પ્રણામપૂર્વક ) કપાટ ઉઘાડેછે:—

રસોઇયા— ( નિજમંદીરમાંથી નીકળી, ) પરિક્રમણ કરી, અગ્રમાં માર્ગ શુદ્ધ થતો છતાં શ્રીસત્યભામાજીના મંદિરમાં જાયછે:—

પ્રક્ષાલક—(નિજમંદીરમાં પ્રવેશેછેઃ—

સત્યભામાજીનો અનુચર—(સ્તંભપંક્તિયે બાંધેલી કનાત મોચન કરી) સત્યભામાજીના મંદિરમાં લઈ, જાયછેઃ—

(તત્પશ્ચાત્)

દર્શનાર્થીનાં સમુદાય—(જયજયના ધ્વની ઉચ્ચારતાં છતાં આતુરમનથી (શ્રીજીને) નિરખેછેઃ—

પ્રક્ષાલક—(પ્રથમવત્ વામહસ્તે કલશલી ગૃહી) દક્ષણ હસ્તે ગોપાલજીનું સિંહાસન, ઘૂંટણિયાં) પ્રક્ષાલન કરી, પંચઆસાદિ દર્શનાર્થિવિષે શ્રદ્ધા શીલને અર્પી પ્રક્ષાલન જલથી ભરેલો પાશે, ચોકી, (છતરિયાને) આપેછેઃ—

છતરિયો—(ચોકી આદિ લઈ) સત્યભામાજીના મંદીરમાં જઈ, મંજન કરી, જેનાં તેને સ્વાધીન કરેછેઃ—

પ્રક્ષાલક—(કલશ, કલશલી, ભોગલપ્રત્યે મૂકી, ગોપાલજીની શૈયા નીચે ગોપાલજીની ઝારીને સ્થાપી, સિંહાસન પ્રક્ષાલન વસ્ત્રથી સિંહાસન સ્વચ્છ કરી, સિંહાસિંહાસન નીચે અગ્રભાગમાં, ચરણચોકી, ગાદી, પેટી, પાદુકા, અનુક્રમે ઉપરોપરી સ્થાપી, સિંહાસન ભૂમી પ્રત્યે પલ્લવથી લલકતી સાલ, આસ્તર્ણાદિ અનુક્રમે ઉપરોપરી પરિસ્તર્ણ કરી, નાનાચતુરસ્ત્ર, મહાન્ગોલ, તકીયા સ્થાપી, મધ્યમાં ચોપટ પરિસ્તર્ણ કરી, ઉપર કનકની, વા ચાંદીની, વા કાચની, રંગરંગી સોટકીયો માંડી, પાસા શ્રીજીનાકરે સ્પર્શી, ત્રણ વાર ખેલાવી, ચોપટ ઉપર ધરેછેઃ—

(તે અવસરમાં)

છતરિયો—(ચમચાને લઈ, શ્રીજીના દ્વારે આવી, ઉભો રહેછેઃ—

પ્રક્ષાલક—(તેમને લઈ) અંગુચાથી સ્વચ્છ કરી મુળસ્થાને સ્થાપી, કલશ, કલસલી, આપેછેઃ—

છતરિયો—(સત્યભામાજીના મંદિરમાં જઈ) મંજન કરી, શુદ્ધ વારીથી ભરી શ્રીજીના દ્વારે આવી, આપેછેઃ—

પ્રક્ષાલક—(કલશ, કલશલીને) અંગુચાથી સ્વચ્છ કરી, ભોગપ્રત્યે સ્થાપી, ઉત્તર પદ્ધતિયે ચઢી, ઉપપાત્રમાં જલ લઈ, અંગુચાના અંતરે (શ્રીજીને) ત્રણ વાર મુખપ્રક્ષાલન કરાવી, ગરૂડજીને અર્પી, કલશથી જલપાન કરાવી, મસ્તકથી પ્રણામી, દેહલીપ્રત્યે આવી, ઘંટાની હાકલ કરો!! એમ ઉચ્ચારેછેઃ—

(તત્પૂર્વે)

શ્રીત્રિવિક્રમજીનો કોઠારી—(શ્રીત્રિવિક્રમને) શ્રીજીના વિધાને મુખપ્રક્ષાલનાદિ કરાવી ઘંટા સમર્પી જાયછેઃ—

(તત્પશ્ચાત્)

શ્રીત્રિવિક્રમનો ખવાસ—(પ્રક્ષાલનવસ્ત્ર, અંગુચા, કલશ, હસ્તમાં લઈ)

જયજય કૃપાનાથ શ્રીત્રિવિક્રમ ભગવાન, સુખલા થાવો ! એમ ઉચ્ચાર કરતો છતાં મસ્તકથી પ્રણામી, દ્વાર સંપુટ કરી, સત્યભામાના મંદીરમાં જાયછેઃ—

( ઘંટાની હાંકલ શ્રવણ કરી )

છડીદાર— ( સત્યભામાજી ) લક્ષ્મીજી, જાંબવજી, એમના મંદીરમાં ગાદી સમીપ જઈ, મહારાજકી જે ! ઘંટા લઇ, પધારો ! !

( શ્રવણ કરીને )

સત્યભાજી, લક્ષ્મીજીના અધિકારી, તથા જાંબવતીનો બ્રહ્મચારી—( હસ્તમાં ઘંટા લઇ ) પરિક્રમણ કરેછેઃ—

નિજનિજના છડીદાર— ( અગ્રમાં ) ચલો ! ચલો ! એમ ઉચ્ચારેછેઃ—

( ત્રણેય જનો શ્રીજીના મંદીરમાં પ્રવેશેછે )

સત્યભામાજીનો અધિકારી— ( ઉત્તર પદ્ધતીયે ચઢી " શ્રીજીને " ઘંટામાંથી, પૂગીફળચૂર્ણ, તાંબૂલ અર્પી, શૈયા મંદિરમાં જઇ, પર્યંક નીચે પૂગીફલચૂર્ણ તાંબૂલનો ઘંટો, મોદકનો ઘંટો,આચારનું પાત્ર, પારો સ્થાપી શૈયા નીચેથી સિંહાસન પર્યંત નાના ભાતી આસ્તર્ણ 'પરિસ્તર્ણ કરી, તદ્વત્ 'નીશ્રેણીની પદ્ધતીયેપ્રત્યે પરિસ્તર્ણ કરી, નીચે આવી, પ્રણામપૂર્વક સમર્પેલો ઘંટો લઈ, સત્યભામાજીના નિજમંદિરમાં જઈ સત્યભામાજીને સમર્પેછેઃ—

લક્ષ્મીજીનો અધિકારી— ( પૂગિફલચૂર્ણ તાંબુલ, સમર્પી, પ્રણામપૂર્વક અસમર્પીત પૂગિફલ તાંબૂલનો ઘંટો' શ્રીજીના દક્ષણ પાર્શ્વે સ્થાપી, સમર્પેલો પૂગિફલ તાંબુલનો ઘંટો લઈ પરિક્રમણ કરી, શ્રીલક્ષ્મીજીને સમર્પી, સ્વાશ્રમે જાયછેઃ—

જાંબવતીનો બ્રહ્મચારી— ( સિંહાસન નીચે રહી ) પૂગિફલ તાંબૂલનો તથા મોદકનો ઘંટો શ્રીજીના વામપાર્શ્વે સ્થાપી, સ્વાશ્રમે જાયછેઃ—

( તત્પશ્ચાત્ )

પ્રક્ષાલક— ( દર્શનાર્થીને ) ચરણોદક આપી, કલશ, પ્રક્ષાલનવસ્ત્ર અંગુચા, હસ્તમાં લઈ, પ્રણામપૂર્વક શ્રીજીને શયનાર્થે વિનંતી કરી, કપાટ સંપુટ કરી, સત્યભામાજીના મંદિરમાં જાયછેઃ—

---

## चतुर्थ ४ प्रवेश.

### स्थल पूर्वोक्त.

આ પ્રવેશમાં શ્રીજીના મંદિરમાં જે સેવાકૃત્ય રસોઇયો કરશે ( તે ) ત્રિવિક્રમાદિમાં રસોઇયા કરશેઃ—

છડીદાર— ( રાધાજીના મંદિરમાં જઈ ) મહારાજકી જે! ચલો ! ઘંટ બજાવનેકું ! !

( શ્રવણ કરીને. )

રાધાજીનો સેવક— પૂર્વવત્ હસ્તમાં કુંચી લઈ. ) અંદરના મંદીરમાં પ્રવેશી કલ્યાણજી, શ્રીજી, લક્ષ્મીજી, ત્રિવિક્રમજી, માધવજી, દેવકીજી, પુરૂષોત્તમજી, એમના અનુક્રમે ઘંટ વજાવી, કપાટ ઉઘાડેછેઃ—

( ઘંટાનાદ શ્રવણ કરી. )

સત્યભામાજીનો રસોઇયો— ( પ્રથમ પ્રમાણે બાલભોગપાત્ર, ઝારી કરમાં લઈ, નિજમંદિરમાં પ્રવેશી પટાંતર કરી, પૂર્વવિધાને શ્રીજીને સમર્પી, દેહલીપ્રત્યે આવી, ઉભો રહેછેઃ—

( તે પ્રમાણે. )

ત્રિવિક્રમનો રસોઇયો— ( ત્રિવિક્રમને ) બાલભોગ સમર્પી, લઈ જાયછેઃ—

રસોઇયો— વિધિવત્ બાલભોગ લઈ, પરિક્રમણ કરી, સત્યભામાજીના મંદિરમાં જઈ, સત્યભામાજીને સમર્પી, નિજમંદિરમાં આવી, મીઠાજલની હાકલ કરે !!

છડીદાર— ( સત્યભામાજી, લક્ષ્મીજીના મંદિરમાં જઈ ) મિઠા જલ લેકે ચલો હો !

( શ્રવણ કરીને )

લક્ષ્મીજીનો જલધરિયો તથા સત્યભામાજીનો જલધરિયો—( શર્કરામયમિષ્ટજલ લઈ, પરિક્રમણ કરી, શ્રીજીના મંદિરમાં પ્રવેશી, ભોગલપ્રત્યે સ્થાપેછેઃ—

રસોઇયો—( શ્રીજીને ) અંગુચાના અંતરે મિષ્ટજલ ત્રિવાર સમર્પી, નંતર જલ સમર્પી, મુખારવિંદ સ્વચ્છ કરેછેઃ—

જલધરિયો—( મિષ્ટજલ લઈ, સત્યભામાજીના મંદિરમાં જઈ, પાત્રગૃહમાં સ્થાપી, સત્યભામાજીના સ્વાધિનના મંદિરમાં મિષ્ટજલ આપી જાયછે;—

( તે પ્રમાણે લક્ષ્મીજીના સ્વાધીનનાં મંદિરમાં લક્ષ્મીજીનો જલધરિયો )

લક્ષ્મીજીનો રસોઇયો—( શ્રીજીને ) મીષ્ટજલ સમર્પી, તદ્વત્ કલ્યાણજી, પુરૂષોત્તમજી, લક્ષ્મીજી, ગોવર્ધનનાથજી, એમને અનુક્રમથી મિષ્ટજલ સમર્પી, શ્રીજીવિના (પ્રસાદી) દર્શનાર્થીને આપી, શ્રીજીવિનાં પ્રત્યેકનાં દ્વાર સંપુટકરી, લક્ષ્મી ગૃહમાં જાયછેઃ—

સત્યભાજીનો રસોઇયો—( લક્ષ્મીજીના રસોઇયાએ સમર્પેલાં મિષ્ટજલ દર્શનાર્થીને આપી, શ્રીજીનાં દ્વાર સંપુટ કરી, ત્રિવિક્રમ, દેવકીજી, માધવજી, એમને અનુક્રમે મિષ્ટજલ સમર્પી, (પ્રસાદી) દર્શનાર્થીને આપી, કપાટ સંપુટ કરી, સત્યભામાજીના મંદીરમાં જઈ, પાત્રગૃહમાં મૂકેલાં ( શ્રીજીને ) સમર્પીત મિષ્ટજલ લઈ, સત્યભામાજીને અર્પી, (પ્રસાદી) દર્શનાર્થીને આપી, કપાટ સંપુટ કરી, પાકગૃહમાં જાયછેઃ—

સરકારી પટાવાલો, રાધાજીનો સેવક—( શ્રીજી આદિ સમસ્ત મંદીરનાં ક-

પાટ સંપુટ કરેલાં યથાર્થ નિરિક્ષણ કરી મુખ્યદ્વારનાં કપાટ સંપુટકરી, તાલાં આપી, (સેવક) કુંચીને લઈ રાધાજીના મંદીરમાં જાયછે. ( પટાવાલો ) સ્વાશ્રમે જાયછે:—

( તત્પૂર્વં. )

દર્શનાર્થીઓનાં સમુદાય— ( શ્રીજીના ચરણારવિંદ પ્રત્યે ) ચિત્તસમર્પી, સ્વસ્વગૃહે જાયછે:—

---

# अंक ४ चतुर्थ.

## उत्स्थापन समय.

### प्रवेश १ प्रथम.

આ પ્રવેશમાં શ્રીજીના મંદિરમાં જે સેવાકૃત્ય શ્રીજીનો ખવાસ કરશે ( તે ) ત્રિવિક્રમાદિ સમસ્તમંદિરમાં નિજનિજના ખવાસ કરશે:—

**સરકારી પટાવાલો**—( અંદરના મંદીરનાં મુખ્યદ્વારપ્રદેશે આવી, સાવધાન થઈ રહેછે:—

**શ્રીજીનો ખવાસ** ( રાધાજીના મંદિરમાં જઈ ) જે ! જે ! કુંચી લાવો !!

**રાધાજીનો ખવાસ**—( ઘંટાનાદ કરી ) રાધાજીને જાગ્રત કરી કુંચી આપેછે:-

**શ્રીજીનો ખવાસ**—( કુંચી લઈ) પટાવાળા સહીત, મુખ્યદ્વાર ઉઘાડી જગમોહન પ્રત્યે જઈ, પૂર્વવત્ ઘંટાનાદ કરી, કપાટ ઉઘાડી, નિજમંદીરમાં પ્રવેશેછે:-

**પટાવળો**—( ત્રિવિક્રમાદિ પ્રત્યેક મંદીર પ્રત્યે ) ઘંટાનાદ કરી, કપાટ ઉઘાડી સ્વાશ્રમે જાયછે:—

( તત્પશ્ચાત્ )

**નિજનિજના ખવાસ**—( ત્રિવિમાંદિ નિજમાંદરમાં પ્રવેશ કરેછે:—

**છડીદાર, ચામર વાહક, દર્શનાર્થી**, ( પૂર્વવત્ "

**શ્રીજીનો ખવાસ**—પૂર્વોક્ત વિધાને ) પાદુકાદિ ઉત્થાપી, ગોપાલજીને જાગ્રકરી, શ્રીજીના સમીપ વિરાજમાન કરી, સમસ્તવસ્તુને વ્યવસ્થા પૂર્વક સ્થાપેછે:

**છતરિયો** ( સત્યભામાજીના મંદિરમાં જઈ ) કલશાદિકને શુદ્ધ વારીથી ભરી, લાવી, ભોગલ પ્રત્યે સ્થાપી સ્વકામમાં સાવધાન રેહેછે:—

( તદ્વત્ ત્રિવિક્રમમાં ત્રિવિક્રમનો છતરિયો અન્યમંદિરમાં નિજનિજના ખવાસ )

**રાધાજીનો દાસ**-— ( તેલ વરતીથી પુરીત દીપીકાયો ) ભોગલ પ્રત્યે શ્રીજીના ઉભય પાર્શ્વે સ્થાપી સમસ્ત મંદીરના દ્વારપ્રદેશે ઉચ્ચ ભાગમાં યંત્રેલી ઝુમરોમાં તેલ, વરતી, પુરી જાયછે:—

**શ્રીજીનો ખવાસ**—( ગોપાલજી સહીત શ્રીજીને ) અંગુચાના અંતરે મુખારવિંદ શુદ્ધયર્થે ત્રિગંડુક કરાવી, નેત્રે, કર્ણે, ઉદક સ્પર્શી, જલપાન કરાવેછે:—

રાધાજીનો ખવાસ—( શ્રીજીને ) પૂર્વોક્ત વિધાને ઉત્થાપન બાલભોગ સમર્પી લઈ જાયછે:—

( તત્પશ્ચાત્ )

જાંબવતીનો ખવાસ—( શ્રીજીને ) ઉત્થાપન બાલભોગ સમર્પી સ્વાશ્રમે લઈ જાયછે:—

સત્યભામાજીનો ખવાસ—( સત્યભામાજીમાં તથા સત્યભામાજીના સ્વાધીન ત્રિવિક્રમાદિમાં ઉત્થાન બાલભોગ સમર્પી લઈ જાયછે:—

લક્ષ્મીજીનો ખવાસ— ( લક્ષ્મીજીમાં તથા લક્ષ્મીજીના સ્વાધીન કલ્યાણજી આદિમાં ઉત્થાપન બાલભોગ સમર્પી, સ્વાશ્રમે લઇ જાયછે ):—

ભંડારી— ( પૂર્વોક્ત વિધાને કડછા આરાર્તિકા અવતારી ) રાધાજીના મંદીરમાં જાયછે:—

આ સમય બ્રાહ્મણ, સાધુ, સંત આદિ દર્શનાર્થે આવેછે ( તેમને )

દસુંદી— ( મુખ્યદ્વારે ) રોકેછે:—

બ્રાહ્મણ—અમે બ્રાહ્મણ છીયે ! ભીખ ' માગતાં માગતાં આવ્યા ! પરમેશ્વરનાં દર્શન કરીશું એ તમારૂં પુન્ય છે ! મહારાજ ! !

દસુંદી—કેવા ' બ્રાહ્મણ ? વેદ ' કીયો ! ગોત્ર ' કીયું ! શાખા ' કઈ ! સૂત્ર ' કીયું ! પ્રવર ' કેટલાં !

બ્રાહ્મણ—( મહારાજ ! અમે અવદીચ ' બામણ ! જજુરવેદ માધની શાખા ! બીજું તો અમને ખબર નથી !

દસુંદી—કેવા ' સાધુ ! દ્વારો ' કીયો ! સંપ્રદાય ' કીયો ! અખાડો ' કિયો ! ધામ ક્ષેત્ર ' કીયું !

સાધુ— તું બહોત જાનવે વાલા ! દ્વારા ' અખાડા ' પુછકે સાધુ, સંતસે બખેડા કરતા હૈ ક્યા જાનતાહૈ ! પૂજ' દ્વારા અગરજીકા ! શ્રી સંપ્રદાય ! અખાડા દિગંબરી ! ધામક્ષેત્ર ' ઔર રામાનંદી !

દસુંદી—કેવા ભાટ !

ભાટ— તું તારૂં તો તપાસ ! અમે તો બરમ ' ભાટ ! એમાં તે તમે શું પુછતાતા " ભાટ ' બામણુંની જાતજ અવલ મંદી ! !

દસુંદી— સાંઈ કેવા ' નાનકસાઈ ! !

નાનકસાઈ— નાનકસાઈકુ નહી ઓલખતા હૈ ! હમ ' અલખસાઈ !

દસુંદી—કેવા ' અતીત ! કીયો ' મઠ ! કઈ ' મઢી ! દેવી ' કઈ ! દેવતા ' કીયો ! કીયો ધુણો ! મસ્રો ' કઈ !!

અતીત— હમ ' અતીત ! જોશી ' મઠ ? રગનાથી ' મઢી ! પુનાગરી ' દેવી ! નારાયણ , દેવતા ! ગુલા , તુલસીનાથ ! ચક્કી ' પવન !!

દસુંદી— કઈ' માત્રા !

ઉદાસી— જ્ઞાનકી ' ટોપી " જ્ઞાનકી ' ગોદડી " અગમ ' નિગમકા ' પંથ બનાયા !

કેટલાક સાધુ ' વેરાગી— ( નિજમંદિરમાં પ્રવેશતા ' નિકલતા ' દર્શનાર્થીંને નિરિક્ષણ કરી , પ્રવેશ કરવા જાયછે:—

( તેમને )

છડીદાર—( અટકાવેછે:—

સાધુ— હે રણછોડ ' ટીકમ મહરાજ' તુમેરે વાસ્તે હજારો કોસતેં ભૂખ, પ્યાસ, ધૂપ, તડકા, બેઠતે ' બેઠતે ' ચલે આતે હેં , એ " દુષ્ટ કૈસે હૈ , હમેરેકું ચરણન છુને નાહિ દેતે ! હે મહારાજ ! એસોં હમેરો "કા " અપરાધ હેં, રામ ! રામ ! રામ ! સવ બેટીચોદ ધનકે લોભી હે ! ગરીબકા કોઈ નહી ! ઇનિ બેટીચોદનકો સત્યાનાશ જાય ' સાધુકુ નહિ પિછાનતે, જગન્નાથ , દેખ્યો. રામનાથ ' દેખ્યો. બદ્રીનાથ દેખ્યો સવ ધામમેં કેસો આનંદ વરત્યો ! દ્વારિકાપુરીમાં આયકે બડો કષ્ટ પાયો !! રામ ! રામ ! રામ !

---

## प्रवेश २ द्वितीय.

### संध्यासमय.

### स्थल पूर्वोक्त.

આ પ્રવેશમાં શ્રીજીના મંદિરમાં જે સેવાકૃત્ય બ્રહ્મચારી કરશે ( તે ) ત્રિવિક્રમજી કલ્યાણજીમાં ' રસોઇયા કરશે, ઇતિર મંદિરમાં થશે નહી , લક્ષ્મીજીમાં માત્ર કાકડા આરાર્તિકા થશેઃ—

બ્રહ્મચારી—( શ્રીજીના મંદિરમાં પ્રવેશી ) ઉત્તરપદ્ધતિયે ચઢી " સંધ્યાપાત્ર લાવો એમ ઉચ્ચાર કરેછે:—

શ્રીજીનો ખવાસ—( પુર્વોક્ત સંધ્યાપાત્ર ) શ્રીજીના સમીપ સ્થાપેછે:—

ભંડારી—( શ્રીજીને ) સંધ્યોપાસનાર્થે, ઉદકકલશ આપી જાયછે:—

છતરિયો—( સંધ્યાપાત્ર ) મંજન કરી આપેછે:—

બ્રહ્મચારી—( શ્રીજીને વિધિપૂર્વક સાયંસંધ્યાવંદન કરાવેછે:—

છતરિયો—( રાધાગૃહમાંથી ) આરાર્તિકાને ' આણી, પૂર્વોક્ત વિધાને પ્રજ્વલીત કરેછે:—

સુંદરીનાં વૃંદ— શ્રીજીને ) નિરિક્ષણ કરતાં છતાં કોમલ કંઠથી ".

पद

શિરપર હરિ, હલધરકી, કૃપાધર શિરપર હરિ, હલધરકી, ટેક

ધરકે કૃપા શિરપર હરિ, બલકી, આશ રહીત ઇતરકી,
મદવર્જીત ઉરસેં કર સેવા, સ્નેહ સહિત સુરવરકી. કૃપાધર. ૧

વિવિધ વિવિધ વિધિસેં અધિકાધિક, યુક્તિ કરે ગુનધરકી
તદપિ કૃષ્ણ કૃપાલવિના નહિ, સિદ્ધિ ' સુરાસુરનરકી. કૃપાધર ૨

જ્યાકી કૃપા પ્રતિપાદન કારણ, આતુર બુદ્ધિ અમરકી;
જપ, તપ, સંયમસેં હરિપદમેં, મમતા મહામુનિવરકી. કૃપાધર ૩

ગાવત ગુન વિધિ, ચરણ કમલમેં, રંજિતમતિ શંકરકી.
વંદત સંત સદૈવતદા ગતિ, કા કહુ જીવ ઇતરકી, કૃપાધર. ૪

મૂકા ગિરા ગુનવંતિ વદે ગતિ, પંગુ ગૃહે નભચરકી
રિદ્ધિ વિધિકી ધન, ધાન્ય, પ્રદાયિનિ , પરમકૃપા યદુ વરકી, કૃપાધર ૫

જન્મ, મરણ ભય જાય સદા કર, ભક્તિ પટકકે ફુતરકી,
ભનત મયૂર મિલે શુભકરૂણા, નિત્ય રમણદ્વિપવરકી, કૃપાધર ૬

ગાન કરેછે:

( સંધ્યાવંદન કરી રહ્યા નંતર )

બાલભોગવિના, દેહલીપ્રત્યે ગરૂડજીના સ્થાપનવિના, આરાતિકાવતારણ પશ્ચાત્ શંખાવતારણ, રૂપાવતારણવિના, આરાતિકા સ્થાપન, ઉત્થાપન , રાધાજીના સેવકવિના. શેષકૃત્ય પૂર્વોક્ત વિધાને નિરિક્ષણકરો ! !

છતરિયો—( આરાતિકા ) રાધાજીના મંદીરમાં આપી આવેછે:—

શ્રીજીનો ખવાસ—( પટાંતર કરેછે:—

---

## अंक ५ पंचमो.

### शृंगार समय. स्थल पूर्वोक्त.

प्रवेश १ प्रथम. २ द्वितीय. मिश्र.

આ પ્રવેશોમાં શ્રીજીના મંદિરમાં જે સેવાકૃત્ય અધિકારી કરશે ( તે ) વિવિક્રમજી કલ્યાણજીમાં. રસોઇયા કરશે. અંતર મંદિરમાં થશે નહીં. લક્ષ્મીજીમાં કેવલ બાલભોગ આવશે:—

દંતધાવન. નિરાજન-મર્દનવિના, રાધાજીના બાલભોગવિના, જગમોહનમાં રાજ ગધેયાવિના, દ્વિતીયાંકના પ્રથમ. દ્વિતીય, પ્રવેશવિષે પૂર્વોક્ત વિધાને નિરિક્ષણકરો. અંતર મંદિરમાં કેવલ આરાતિકાવતારણ થશે:—

---

## प्रवेश ३ तृतीय

### पूर्वोक्त स्थल.

આ પ્રવેશમાં જાંબવતીનો બાલભોગ ઇતિર મંદિરવિના શ્રીજીના મંદિરમાંથી જાંબવતીના પ્રસાદીભંડારમાં જતા પર્યંત ' દ્વિતીયાંકના તૃતીય પ્રવેશવિષે નિરીક્ષણ કરો.

( શૃંગાર આરાર્તિકા પૂર્વે )

રાધાજી જાંબવતીજીના દીપકારક—( ચાંદીના હસ્તવાળી દીપીકા) પ્રજ્વલીત કરી, શ્રીજીના સન્મુખે જગમોહનમાં ઉભા રહેછે:—

( તે પ્રમાણે. )

ત્રિવિક્રમનો દીપકારક—( ત્રિવિક્રમના જગમોહનમાં ) પ્રજ્વલીત દીપિકાગૃહી, ઉભો રહેછે:—

## अंक ६ षष्ठमो.

### राजभोग तथा शयन समय.

### स्थल, पूर्वोक्त.

प्रवेश प्रथम १ द्वितीय २ मिश्र.

શ્રીજીના મંદિરમાં સિંહાસન નીચે ચરણચોકી આદી સ્થાપનવિના, સત્યભામાજીનો એક બંટાભોગ અધીક, લક્ષ્મીજીનો પૂગિફલતાંબૂલનો બંટો શ્રીજીના સમીપ નહી પણ બંટાભોગ,જાંબવતીનો એક શર્કરામય દુગ્ધભોગ અધીક, "એ ત્રણ" (શૈયા મંદિરમાં ) રાધાજીનો પૂગીફળતાંબૂલનો બંટો શ્રીજીના સમીપ, બંટા સમર્પવા આવનાર છડીદારથી નહી પરંતુ ઘંટાનાદથી, પ્રક્ષાલકના પ્રતિગમનવિના, તૃતીયાંકના દ્વિતીય પ્રવેશમાં નિરિક્ષણકરો:—

---

## तृतीय ३ प्रवेश.

### पूर्वोक्त स्थल.

છડીદાર. ચામરવાહક—( છડીયો ચામરો ) સરકારી પટાવાલાના સમક્ષ પ્રક્ષાલકને આપી, સ્વાશ્રમે જાયછે:—

પ્રક્ષાલક—( પૂર્વોક્ત સ્થલથી કીંચિત દૂર ) ચરણચોકી આદિ સ્થાપી, શ્રીજીને ચામર કરેછે:—

રાજગવૈયા—( શ્રીજીને ) મસ્તકથીપ્રણામી, સ્વાશ્રમે જાયછે:—

દર્શનાર્થીનાં સમુદાય—( સદ્ભક્તિથી. )

પદ.

હલધર, સુંદર શ્યામ, ભજ મન હલધર સુંદર શ્યામ. ટેક.
સુર, મુનિ, સિદ્ધ, સદોદિત સેવે, ચરણકમલ સુખધામ. ભજમન. ૧
વિલસિતસિત રૂચિકર સમ શોભે, વદન કમલ અભિરામ. ભજમન. ૨
વિધિ, ગિરિજાવર સમુદિત ચિતસેં, જપત વિપદ હરનામ. ભજમન. ૩
સત, ચિત, ઘન આનંદ અમરવર, પાવન પૂરણકામ. ભજમન. ૪
કલિકલ્મષ હરવેકૂ કીનો, રમણિકદ્વિપ વિશ્રામ. ભજમન. ૫
ભનત મથુર વસો મનભીતર, અગણીતયશ, ગુણ, ગ્રામ. ભજમન. ૬

ગાયન કરેછે:—

ભંડારી—( પૂર્વોક્ત વિધાને ) શ્રીજીને શયનઆર્તિકા અવતારી, લક્ષ્મીજી પ્રત્યેજઇ, આર્તિકા અવતારણ કરેછે:—

( તત્પશ્ચાત્ )

પ્રક્ષાલક—( ચરણચોકી પૂર્વોક્તસ્થલે સ્થાપી ) લક્ષ્મીપદમુદ્રાંકિતવસ્ત્રને ચરણચોકી ઉપર સ્થાપેલી પાદુકાથી શ્રીજીના જગમોહનપર્યંત પરિસ્તર્ણ કરેછે:—

( તે પ્રમાણે પ્રથમથી )

લક્ષ્મીજીનો ખવાસ—( લક્ષ્મીજીના ચરણથી જગમોહન પર્યંત, લક્ષ્મીપદમુદ્રાંકિત વસ્ત્રને પરિસ્તર્ણ કરી રાખેછે:—

ભંડારી—( લક્ષ્મીજીને ) આર્તિકા અવતારતો છતો લક્ષ્મીસ્તોત્ર ભણેછે:—

( તત્પશ્ચાત્ )

રાધાજીનો સેવક—( લક્ષ્મીપદમુદ્રાંકિત બીજાં બે વસ્ત્ર, પરીસ્તર્ણ કરેલા વસ્ત્રના પાસવથી અનુક્રમે એક પછી એક પરિસ્તર્ણ કરતાં શ્રીજીના પરિસ્તર્ણ વસ્ત્રને સંલગ્ન કરી સંકેલી લેછે:—

ભંડારી—( તેમના પૃષ્ટે ) પરિક્રમણ કરેછે:—

પ્રક્ષાલક—( લક્ષ્મીજીનું વસ્ત્ર ) શ્રીજીના વસ્ત્રને સંલગ્ન થતા માત્ર સંકેલી લઈ, ચરણચોકી દુર સરકાવેછે:—

ભંડારી—( નિજમંદિરમાં પ્રવેશી ) શ્રીજીને પુનર્પી આર્તિકા અવતારી પ્રણામપૂર્વક સ્વાશ્રમે જાયછે:—

પ્રક્ષાલક—( શ્રીજીનું મંદીર ) રાધાજીના ખવાસના સ્વાધીન કરી, પ્રણામપૂર્વક. પ્રક્ષાલન કલસાદિકને લઈ, સત્યભામાજીના મંદિરમાં જાયછે:—

રાધાજીનો ખવાસ—( પ્રણામપૂર્વક દીપક અસ્ત કરી. કપાટ સંપુટકરી, સંચને કુંચી આપી, સ્વાશ્રમે જાયછે:—

( તત્પશ્ચાત્ )

દર્શનાર્થી આદિ સર્વે—( મંદીરમાંથી ) જયજયના ધ્વની ઉચ્ચારતાં છતાં સ્વ-સ્વગૃહે જાયછે:—

પટાવાળો—( શ્રીજી આદિસમસ્ત મંદીરના કપાટ ) નિરિક્ષણકરી, પુનર્પી સર્વસ્થલે દીપકથી નિરિક્ષણ કરી, મુખ્યદ્વારનાં કપાટ સંપુટ કરી તાલું આપી દ્વારપ્રદેશે પેરેગિરને સ્થાપી, કુંચી રાધાજીના મંદિરમાં આપી, સ્વાશ્રમે જાયછે:—

( તત્પશ્ચાત્ )

ત્રિવિક્રમનો છડીદાર—( પરિક્રમણ કરી ) ચોકી હનુમાન પ્રત્યે જઈ, સન્મુખે રહી, પ્રણામ પૂર્વક.

ठुमरी.

ધીરવીર હનુમાન મહાબલ, અંજની નંદન નામીરે,
વજ્રદંડ વજ્રાંગ વજ્રકોપિનધર પાવનધામીરે. ધીરવીર. ૧
પોઢે સુંદરસેજ પ્રેમસે, દ્વારામતિકા સ્વામીરે
સુખસે ત્રીકમલાલ ક્રાંકડા, પોઢે પૂરનકામીરે. ધીરવીર. ૨
પૂર્વે ચોકી દેવસકલકી, પશ્ચિમ રત્નાકરકીરે.
ઉત્તરમેં કાલીયનાગકી, દક્ષિણ ચક્ર મુસલકીરે. ધીરવીર. ૩
નિકટચોકિ હનુમાન તુમેરી, જઇયો સત્વર ગામીરે.
દાસ નરોત્તમ કેરિ વિનંતી, કરિયો મસ્તક નામીરે. ધીરવીર. ૪

પુનર્પી—

ठुमरी

અંજનિ કુમાર પવનસુત મેરી, અરજ રામજીસે કહિયોરે.
ભવસાગરમેં બહ્યો જાતહૂં બાહ્ય પકરકે રખિયોરે. અંજનીકુમાર. ૧
જમકો દંડ સવનકે ઉપર, વાઇસે મોય બચઇયોરે. અંજનીકુમાર. ૨
જ્યાકે દરશ પરસ અઘ નાશત, વાઇસેં મોય મિલઇયોરે. અંજનિકુમાર. ૩
તુલસીદાસ પ્રભુ શરણે આયે, ચરણકમલ ચિતરખિયોરે. અંજનિકુમાર. ૪

એમ વિનંતી કરી, શ્રીત્રિવિક્રમના ભંડારમાં છડી આપી, સ્વાશ્રમે જાયછે:—

સેવાપ્રકાર સમાપ્ત.

---

॥ श्री ॥

# इतिहास.

## पुष्पिताग्रा छंद.

જય જય ગણુનાયકા ગણેશા;
ગજવદના વરદાયકા વિશેષા.
તવપદકમલે પ્રણામુ પ્રીતે;
કર કરૂણા ગણિ રંક ચારૂચિત્તે. ૧

આ દ્વારકાનો તથા શંખોદ્ધારનો માત્ર કૃષ્ણમૂર્તિ સંબંધી ઇતિહાસ, શંખોદ્ધારના ઇતિહાશવિષે સમાવેષ કર્યોછેઃ—

શંખોદ્ધાર એ દ્વારકાથી ઇશાનમાં બે યોજનના અંતરે પશ્ચિમ સમુદ્રમાં તીર સમીપ એક બેટછે એના સમસ્ત પ્રાંત ભાગ કીલ્લારૂપ સમુદ્રજલથી વેષ્ટીતછે, એને પરમ પવિત્રમાની દ્વારકામહાત્મ્યમાં શંખોદ્ધાર દુર્જયદ્વારિકા, તથા રમદ્વિપ, એ ઉભય નામથી વર્ણવ્યોછેઃ—પ્રદ્યુમ્ને પૂર્વે અત્રે વસનાર પાપીદૈત્યને મારી ભાર ઉદ્ધારણ કર્યો તથા એનો આકાર શંખના જેવો છે તેથી એનુનામ શંખોદ્ધાર એ રીતે પ્રસિદ્ધ થયું! એનો પરીઘ અઢી યોજનનોછેઃ—ભરતખંડની ચાર સીમાંતે સ્થાપીત જગન્નાથ, રંગનાથ, બદ્રિનાથ, એમાં "આ" દ્વારકા સંબંધિ ધામ શંખોદ્ધાર છેઃ—સમસ્ત પ્રદેશ

### દુહા.

બાવળ, ગૃગળ બોરડી, કંટારા અગણીત,
વટખરસાંડી આકડા, ગૂંદી, ગીતી અમીત ૧
કુંવાર, ગોખરૂં, કેરડા, કાંટાશળિયા, ચેર,
પીલુ, ગોરડિયા ઘણા, ધંતૂરાનિ મહેર. ૨
શમી, કપિત્થ, સતાવરી, ભૃરિંગણિભરપૂર,
નગદ, આંબલી, લીંબડા, પીપલ,બોર, પ્રચૂર. ૩

ઇત્યાદિ કંટકવનસ્પતીથી સંકીર્ણછેઃ—આ બેટમધ્યે પ્રથમ હનુમાનદાંડીના પ્રદેશમાં નંતર કૃષ્ણવિલાસ નામની વાટિકાના પ્રદેશમાં, તદનંતર પંચિશ્વરમહા-દેવના પ્રદેશમાં, વસતી હતી. (તે) રાજ્યાદિ ઉપદ્રવના લીધે એક સ્થલેથી ઉત્થા-ટન થઈ બીજા સ્થલે વસી હોય એમ અનુમાનમાં આવેછેઃ—આ ત્રણેય સ્થલે અ-નનાથી ગૃહાદિક વસતીનાં ચિન્હ જણાયછે, તેમાં કૃષ્ણવિલાસમાં વસનાર લોક

ધનવાન તથા જૈન ધર્મી હતા, કારણ એ પ્રદેશના કુવામાંથી એકવેળા પારસનાથની મૂર્તિયો ઘણી નીકળી હતી, તેમ ધનપણ નિકલેછે. ધીંગેશ્વરના પ્રદેશમાંથી ઉત્પાટન થયા પશ્ચાત્ બંદરપ્રત્યે વસતી થઈ ! (જે) સાંપ્રતકાલમાં "બેટ શંખોદ્ધાર" એ નામથી સમસ્ત ભૂતલમાં પ્રસિદ્ધછે, "એ" વિક્રમ સંવતના પંદરમા સૈકામાં વશી ! તે વેળા શિવાસાંગણ નામના રાજાની સત્તાનીચે હતી, એને ' કોઈ સત્તાકારકે વસાવી નથી, પરંતુ ઉત્પાટન થતાં (જે) બેટને તજીને ગયા (તે) ગયા, અને રહ્યા તે લોક જેમ અનુકુળમાં આવ્યું તેમ વશ્યા, એમાં ગુગળી બ્રાહ્મણની વસતી આધુના મુખ્યછે:—એના પેટાનાં બાલાપૂર, ખંભાલા, તથા પાલ, એ ત્રણ પુરાં એક એક ક્ષેત્રાંતરે છે:—તેમાં નૌકા ચલાવનાર મુશલમાન ખલાશીની કેવલ વસ્તીછે:—એકત્ર વસ્તીની સંખ્યા પુરૂષ ૧૭૪૮ તથા સ્ત્રી ૧૬૭૬ મલી ૩૪૨૪ નીછે, વસ્તીવાળાં ૧૧૦૬ તથા ઉજડ ૬૩૮ મલી ૧૭૪૪ ગૃહાની સંખ્યાછે, આ ધામ સંવત ૧૮૬૨ના વર્ષથી શ્રીમંત સરકાર ગાયકવાડની સત્તામાંછે અત્રે ત્રિજાવર્ગના માજીસ્ટ્રેટના અધિકારથી મહાલકરીની કચેરીછે:—લશ્કરી ખાતાની એક પાટી રહેછે, ચાર શીપાઈ એક જમાદાર એક હવાલદાર મલી પોલીસની ગેટ રહેછે:—તથા સરકારી ગુજરાતી વિદ્યા શાળાછે:—સંવત ૧૯૩૮ના વર્ષમાં ઔષધ શાળા સ્થાપન કરીછે, સરકારને દેવદ્વારનુ ઉત્પન્ન ૧૬૦૦૦ આશરે છે તેમ કેટલીક દાણની ઉપજછે, અત્રે વૃષ્ટિમાં તથા શીતકાળમાં કર્ષણથી કોઈ પ્રકારનાં ધાન્ય ઉત્પન્ન થતાં નથી, એના આસમંતે પ્રથક્ પ્રથક્ બંદર છે (તે) ચોમાસામાં નૌકાને રક્ષણકારકછે તેથી કેટલાંક બંદરનાં વહાણ ચોમાસામાં આવી રહેછે:—એના સમસ્ત પ્રદેશ કંટકવનસ્પતીથી સંકીર્ણછે, તથાપી તે પ્રદેશોવિષે સ્થલે સ્થલે લક્ષ્મીજી, સત્યભામાજી, રાધાજી, શંખનારાયણજી, જાંબુવતીજી, એમની વૃક્ષ, વલ્લરીથી સુશોભીત વાટિકાઓછે:—તે પ્રમાણે વાપી, કૂપ, અલ્પોદક સરોવર " શીતલ, મિષ્ટ, જલથી સુખદાયકછે, સમસ્ત સરોવરવિષે રણછોડ સર ' તથા શંખોદ્ધાર સર ' પ્રમુખ ગણાયછે, તેમનાં જલ યાત્રાર્થી સહિત ઇહિસ્થલવાશીને સ્નાનપાનાદિવિષે સંપૂર્ણ થાયછે.

દ્વારિકાની તથા શંખોદ્ધારની યાત્રા એકજ છે, પણ દ્વારિકામાં ગોમતિસ્નાન શંખોદ્ધારમાં દર્શન " એ પ્રમાણે ભેદછે. શંખોદ્ધારની યાત્રા વલ્લભીસંપ્રદાયિકવિષે વિશેષછે. અત્રે જ્યેષ્ઠ શુકલ પૌર્ણિમા, કાર્તિકવદિ પ્રતિપદા, ફાલ્ગુનવદિ પ્રતિપદા, એમનાવિષે દર્શનાર્થે યાત્રાર્થી વિશેષ આવે છે.

અત્રે શ્રી શંખનારાયણજી શ્રીદ્વારિકાનાથજી, કિંવા રણછોડજી,અત્રેના અધિષ્ટાતા શ્રીત્રિવિક્રમજી, શ્રીકલ્યાણજી, શ્રીલક્ષ્મીજી, શ્રીસત્યભામાજી, શ્રીજાંબવતીજી, શ્રીરાધાજી, એમનાં અષ્ટમંદીર મુખ્ય ગણાયછે, તેમાં શ્રીશંખનારાયણજી, શ્રીલક્ષ્મીજી, શ્રીસત્યભામાજી, શ્રીજાંબવતીજી, શ્રીરાધાજી, એ પાંચ મંદીરની પ્રથમથી ગાદિયો સ્થાપન કરીછે.

શંખનારાયણની સમસ્ત પ્રકારની સેવા ' એ મંદીરના અધ્યક્ષના હસ્તગતછે;

તથા તે મંદીરનો વ્યવહાર શ્રીદ્વારિકાનાથજીથી ભીન્ન છેઃ— શ્રીદ્વારિકાનાથાદિની સમસ્ત પ્રકારની સેવા શ્રીલક્ષ્મીજી આદિ ત્રિપટરાણીઓના તથા રાધાજીના મંદિરથી થાયછેઃ— શ્રીલક્ષ્મીજી આદિ રાધાજી પર્યંતની સેવા નિજનિજના આધીન છેઃ—

આ સ્થલમાં સર્વના પૂર્વે શંખનારાયણજી સ્થાપન થયાછેઃ—તેમનું સ્થાપન ક્યા કારણથી કોણે કર્યું તે દ્વારિકામહાત્મ્ય પ્રમાણે સવિસ્તર કથન કર્યું છે. તત્પશ્ચાત્ ક્યા શકકર્તાના વર્ષમાં ક્યા પુરૂષે મંદીર રચાવી સ્થાપન કર્યાં તેનો આધાર પ્રાપ્ત થયો નથી ! શંખનારાયણ નામ કેમ પ્રસિદ્ધ થયું "તે વિષે" શંખ એટલે સ્થાન વિશેષ, નાર એટલે જલ, અયન એટલે સ્થાન "શંખાકાર સ્થાન પ્રત્યે જલવિષે છે સ્થાન જેમનું તેથી શંખનારાયણ."

શંખનારાયણનું મંદીર વસ્તીથી એક ક્ષેત્રાંતરે દૂર છે, એ મંદીર શિખરબંધ સાધારણ ઉંચૂં છે, એનું મુખ્યદ્વાર પૂર્વાભિમુખે છે, નારાયણ પણ રૌપ્યજડિત સિંહાસનપ્રત્યે પૂર્વાભિમુખે વિરાજેછે, એમની મૂર્તિ હસ્તપ્રમાણધાતુમય છે તથા અચલ નથી, નિજમંદિરની ભૂમી આરસપાષાણમય, દ્વારશાખા રૌપ્યજડિત આદિ સાધારણ શોભાથી વિરાજમાન છે, રંગમંડપનો વિસ્તાર પચાસથી સાઠ મનુષ્ય ઉભા રહે એટલો છે, મંદિરના આ સમંતે કિલ્લોછે તેને પૂર્વ પશ્ચિમે મહાદ્વાર છે, પૂર્વદ્વારના દક્ષિણ પાર્શ્વે શંખોદ્ધાર સરોવર છે, શંખનારાયણની સ્થાપના દ્વારિકાનાથજીથી પૂર્વે થઈ તેનો લિખિત આધાર નથી, મંદીરના દક્ષિણ દ્વાર પાર્શ્વે બારણાના ભાગમાં ભીંતે શિલાલેખ સ્થાપન કરેલોછે, તેથી એ મંદિરનો જીર્ણોદ્ધાર કચ્છના મહારાજા એ કર્યોછે.

## તે લેખ.

संवत १७७९ नी सालमां कच्छ देशाधिपति महाराओ भागजीये आ मंदिरनुं काम नवुं करावेलछे, तत्पश्चात् संवत १८५२ नी सालमां अेज वंशना महाराजाये करावेलछे, तत्पश्चात् संवत १९३७ ना श्रावणविदि १२ बुधे कच्छ देशाधिपति महाराओ मिरजानी मातुश्री बाईसाहेब नाना झालिये आ मंदिरनुं काम नवुं करावेलछेः—

પૂર્વેનારાયણનું મંદિર જુની શંખતાલાઈ પ્રત્યે હતું એમ સર્વે જનો કહેછેઃ—પણ આ સ્થલે જીર્ણોદ્ધાર પૂર્વે મંદીરને કીયા પુરૂષે કરાવ્યું તેનો આધાર નથી.

આ મંદિર પ્રથમથી કચ્છના દરબારનું કહેવાયછે તેમ કચ્છદેશનું ઉત્પન્ન આ મંદિરને વધારેછે તેથી કચ્છના દરબારે કરાવ્યૂં હશે એમ અનુમાન થાયછેઃ—

આ મંદિરનો મુખ્ય અધિકારી બ્રહ્મચારીની પદવીથી છેઃ—મંદીરનું ઉત્પન્ન તથા વ્યય એના હસ્તગત છે, નારાયણની સેવા બ્રહ્મચારીયે કરવી! તથા મંદિરનો સમસ્ત વ્યવહાર બ્રહ્મચારિયે વહન કરવો એવો આ મંદિરનો સંપ્રદાય પ્રથમથી નિર્માણ કર્યોછેઃ—આ મંદિરનો બ્રહ્મચારી કેવી રીતે થાયછે "તેવિષે."

કોઈ દેશનો બ્રાહ્મણુનામે સંસારથી વિરક્ત થઈ મંદિરમાં આવી રહેછે,તેમાંનો (જે) વિશ્વાસ, શીળ, સ્વભાવ, પ્રવીણતાથી યોગ્ય જ ગણાયછે (તેને) ગાદીસ્થ બ્રહ્મચારી દેશાંતરના ઉત્પન્ન પ્રમાણે ઉત્પન્નમાંથી અમુક સંખ્યા મંદિરમાં આપવી, એવા કરારથી ભેટ લેવા મોકલેછે, તે સેવક પ્રત્યેકવર્ષે ઉત્પન્નમાંથી કરાર પ્રમાણે આપતાં જે શેષ રહે (તે) સ્વહસ્તગત રાખેછે, એવા પ્રકારના આ સેવક વર્ગમાંથી (જે) યથાર્થ નિપુણ, દ્રવ્યરક્ષક, જીતેંદ્રિય, સત્યવક્તા, મંદિરના વ્યવહારમાં નિપુણ, બત્રિશ વર્ષ ઉપરનો, એવાને ગાદિસ્થ બ્રહ્મચારી પોતાનું જીવન કિંચિત્ શેષ રહે તે વેલા નિજાધિકારપ્રત્યે સ્થાપી, મંદીરની સમસ્ત સંપત્તિ તેના હસ્તગત કરેછે:–તે પ્રમાણે અન્ય સેવક પોતાનાં મર્ણસમયે પોતાની યત્કિંચિત્ સંપત્તિ હોય (તે) બ્રહ્મચારીના હસ્તગત કરેછે, એટલે મંદિરમાં આપેછે:—એ પ્રમાણે આ મંદિર સંબંધિ સેવક વર્ગમાંથી બ્રહ્મચારી થવાનો સંપ્રદાય છે:—

શ્રીદ્વારિકાનાથજીનું મંદિર વસ્તિમાં હરિમંદિરના આકારે એટલે શિખર રહીત છે, એને સંવત્ ૧૯૧૭ ના વર્ષમાં શ્રીમંતસરકારગાયકવાડે કરાવ્યુંછે:–તત્પૂર્વે જામનગરના મહારાજાયે કરાવ્યું હતું, આ મંદિર શ્રીલક્ષ્મીજી, શ્રીસત્યભામાજી, શ્રીરાધાજી, શ્રીજાંબવતીજી, શ્રીસાક્ષીગોપાળ, એ પાંચ મંદિરાના વચમાં છે, એની ઉચ્ચૈ બે માળ પર્યંત છે, એની શોભા બારણેથી સાધારણ પરંતુ અંદરથી મનોહારી છે, એમાં પ્રવેશ કરણાર્થે ઉત્તરનાં બે તથા દક્ષિણનાં બે મળી ચાર દ્વાર છે; આ મંદિરનું નામ અંદરનું મંદિર એમ કથાયછે; એમાં એક ભીંતના અંતરે ત્રણ મંદીર પૂર્વાભિમુખનાં તથા ત્રણમંદિર પશ્ચિમાભિમુખનાં મળી છ મંદીર છે, તન્મધ્યે પશ્ચિમાભિમુખનાં ત્રિમંદિરવિષે મધ્યનું શ્રીદ્વારિકાનાથજીનું, દક્ષણનું શ્રીત્રિવિક્રમજીનું, ઉત્તરનું શ્રીકલ્યાણજીનું છે, તે પ્રમાણે પૂર્વાભિમુખનાં ત્રિમંદિરવિષે દ્વારિકાનાથજી સન્મુખે દેવકીજીનું, ત્રિવિક્રમ સન્મુખે માધવજીનું, કલ્યાણજી સન્મુખે પુરૂષોત્તમજીનું છે, દક્ષણની ભીંતના એકગવાક્ષમાં અંબિકાજીનું તથા એકગવાક્ષમાં ગરૂડજીનું સ્થાનક છે:–પશ્ચિમાભિમુખે ત્રિમંદિરનાં દ્વારશાખા, કપાટ, રજતપત્રથી જડિત્રછે:–નિજમંદિરની ભૂમી તથા જગમોહન આરસપ્રસ્તરમય છે, સિંહાસન રૌપ્યપત્રથી જડિત્ર છે, દ્વારકાનાથજીના સિંહાસનના અગ્રસ્તંભની કુંભીયો તથા મહેરાબ સુવર્ણપત્રથી જડિત્રછે, સમસ્તમંદિરોવિષે જડિત્રકામ શ્રીમંતોયે કરાવેલછે, તેમના નામના લેખ તન્મધ્યે સ્થાપીત કર્યાછે, દ્વારિકાનાથજી, ત્રિવિક્રમજી, કલ્યાણજી, પશ્ચિમાભિમુખે વિરાજેછે, પૂર્વાભિમુખનાં ત્રિમંદિરમાં માત્ર દેવકીજીના મંદિરનાં દ્વારશાખા, કપાટ, રૌપ્યપત્રથી જડિત્ર છે તથા સિંહાસન રૌપ્ય પત્રથી જડિત્ર છે, ઈતરનાં નથી, દ્વારકાનાથાદિના જગમોહનપ્રત્યે સ્થાપીતસ્તંભની બે પંક્તિયો તથા દેવક્યાદિના જગમોહન પ્રત્યે સ્થાપીત એક પંક્તિ, મળી ત્રિપંક્તિમાં અષ્ટાદશ ૧૮ સ્તંભ છે, મંદિરના મધ્યમાં પાષાણમય ચોક છે, તેમાં દ્વારિકાનાથ સન્મુખે માનતાથી સિદ્ધ થયેલા બ્રાહ્મણ, ક્ષત્રી, બાલકને વિધિપૂર્વક યજ્ઞોપવીત ધારણ કરાવેછે:–તે પ્રમાણે ત્રિવિક્રમ સન્મુખે પણ થાયછે:— ઇત્યાદિ!!

શ્રીરણછોડજીની[1] "આ" રૂક્મિણિરમણનામની અતિસુંદરમૂર્તિ ગોમતી-તટે જગતદેવાલયવિષે વિરાજમાન હતી પરંતુ સંપ્રતી અત્રે વિરાજેછે (તે) કિયા વર્ષમાં કયા કારણથી કયા પુરૂષે આણી (તે વિષે)

દ્વાપરયુગના અવસાનમાં કલીના પ્રવેશમાં શ્રીકૃષ્ણ સ્વધામ ગયા પશ્ચાત્ તત્કાળ સમુદ્રે કૃષ્ણમંદિર વિના કંચનમય દ્વારિકા લોપ કરી તત્પશ્ચાત્ અર્જુને અનિરૂદ્ધના પુત્ર વજ્રનાભને રાજ્યાસને સ્થાપન કર્યો તેણે ગોમતીના પવિત્ર તટે વિશ્વકર્મીથી મહામંદિર રચાવ્યું? જે જગતદેવાલય નામે[2] સાંપ્રતકાળમાં પ્રસિદ્ધ છે એની શોભા અત્યંત અદ્ભૂત છે એનો પરિલેખ આ પુસ્તકમાં છપાવ્યોછે, એમાં કૃષ્ણની સ્વયંભૂ મૂર્તિ સ્થાપન કરેલી હતી, સમસ્ત વિષ્ણુમંદિરમાં અચલમૂર્તિ સમીપ ધાત્વાદિની ચલીત મૂર્તિ હોયછે, તેને ગોપાલજી કિંવા લાલજી કહેછે, તેપ્રમાણે આ અચલ મૂર્તિના સમીપ પાષાણની ચલીત મૂર્તિ શ્રીકૃષ્ણા સેવિત હતી!!

આ ઉભય મૂર્તિયો કલિયુગના પ્રવેશથી વિક્રમાર્ક સંવત ૧૨૧૨ કાર્તિક સુદિ ૧૫ પર્યંત જગત દેવાલયમાં પૂજાઈ!!

ગુર્જરદેશવિષે ડાકોરજીનો નિવાશી. રાજપુત્ર જ્ઞાતિમાં બોડાણા અવટંકથી પ્રસિદ્ધ. પરમ વૈષ્ણવ. સત્યપરાયણ, શીલ, સંતોષ, આદિગુણોથી પરિપૂર્ણ. વિજયસિંહનામે હતો, તેને પતિવ્રત પરાયણી. અતિપાવન ગંગાનામે અંગના હતી. તે દંપતી શુદ્ધાંતઃકરણથી શ્રીકૃષ્ણનું ભજન, કીર્તન કરી કાલક્રમ કરતાં હતાં, એકવેલા વિજયસિંહ પોતાના ગ્રામમાં આવેલા સંઘને નિરિક્ષણ કરી. પ્રચ્છવા. લાગ્યો! ભાઈ? તમે આ પરિવાર સહીત ક્યાં જશો!

યાત્રાર્થી—અમે શ્રીદ્વારિકાની મહાયાત્રાયે જઈયે છિયે ' તે સ્થલમાં જઈ, ગોમતીમાં સ્નાન કરી, શ્રીરણછોડજીને નિરખી, પૂજી, પ્રણામી, આ હસ્તમાં રોપેલાં તુલસીદલ અર્પણ કરી, સંસારનાં સમસ્ત પાપ વિનાશી, પુનર્પિ સ્વસ્વગૃહે જઈ શું!!

(આવાં પવિત્ર વચન શ્રવણ કરીને)

વિજયસિંહ—(પોતાની પવિત્ર સ્ત્રીની આજ્ઞા લઈ, સંઘ સહીત. દ્વારામતિપ્રત્યે જઈ, ગોમતી સ્નાન કરી, શ્રીકૃષ્ણને નિરિક્ષણ કરી, પૂજી, પ્રણામી, પરમાનંદ

---

૧ રણછોડજી નામ કેમ પડ્યું, રણ એટલે સંગ્રામ તેને છોડીને નાઠા તેથી રણછોડજી. આ નામ સંસ્કૃતમાં નથી.

૧ આ મંદિર કિયા શકકર્તાના વર્ષમાં કોણે કરાવ્યું તેનો આધાર નથી, પણ ઘણા મતે જે નિશ્ચય થયો તે ગ્રહણ કર્યોછે. કેટલાક કહેછે કે આ મંદિર વજ્રનાભે કરાવ્યું નથી પણ જગત ઠક્કર [illegible] ઉપર [illegible] સોરઠે કરાવ્યુંછે, એમાં પારસનાથની મૂર્તિ સ્થાપન કરી હતી તે મૂર્તિ હાલ નગરમાં છે એના [illegible] છે કે આ મૂર્તિ જગત દેવાલયમાં સ્થાપન કરી હતી!

એમ કહેછે પરંતુ તેનો નિર્ણય નથી તેથી આ મંદિર વજ્રનાભે કરાવ્યું એમ નિર્ણય થાયછે તેમ કૃષ્ણમૂર્તિ પણ એમાંજ હતી કારણ દ્વારિકા જેવા પ્રખ્યાત ક્ષેત્રના મંદિરમાં પારસ નાથની મૂર્તિ હતી. એ અસંભવીત છે:—

પામી બોલ્યો, હે ભગવાન ! આ સમયથી મારો આયુષ પૂર્ણ થતા પર્યંત. દક્ષણ હસ્તમાં તુલસી રોપી, એક વર્ષમાં બેવાર અત્રે આવી, તમારા પાવનચરણકમલપ્રત્યે અર્પણ કરીશ! એમ અંતઃકર્ણથી દૃઢતરસંકલ્પ કરી સંઘની સાથે સ્વગૃહે આવ્યા પશ્ચાત્ દક્ષણ કરતલમાં તુલસી રોપી ષટ્‌માસાંતરે દ્વારિકાપ્રત્યે જઈ શ્રીકૃષ્ણને સમર્પણ કરતાં સપ્તતિ ૭૦ વર્ષે સન્મુખે રહી કરાંજલી કરી બોલ્યો કે હે ભગવાન ! કૃષ્ણચંદ્ર! કમલાપતી! તમે દેવના દેવછો! હવે હૂં વૃદ્ધ થયો. કરપદાદિ ઇંદ્રિય સિથીલ થઈ, સ્મૃતિ, શક્તિ રહીત થઇ, તેથી તમારા પવિત્ર પદાંબુજ પ્રત્યે અંગિકાર કરો ! કારણ કરતલમાં તુલસી રોપી, નિયમ પ્રમાણે એક વર્ષમાં બેવાર તમારી ઇચ્છાથી તમને અર્પણ કરી ! પરંતુ સાઠ યોજન દૂર ચરણેથી ચાલી આજથી તમારા પાવનપદાંબુજે તુલસીદલ અર્પણ કરવાં એ આ વૃદ્ધાપકાળને અત્યંત અશક્ય છે! તેથી કૃપાળુ ભગવાન મારો સત્વર અંગિકાર કરો ! કેમકે મારો સંકલ્પ ભંગ થશે ! મને કોઈ પ્રકારનું પુત્રધનાદિ અન્ય સાધન નથી ! મારી પવિત્ર અંગના પણ અતિશય વૃદ્ધ છે તેથી મારી સંગે આવવાને ઉચીત નથી,એમ ધારી મારો અંગીકાર કરવાને કૃપાળુ થાઓ ! એ પ્રકારે ગદ્‌ગદ કંઠથી વિનંતી કરી વિશ્રામે જઈ નિશાયે ભગવંત ચરણમાં ચિત્ત મૂકિ શયન કર્યું:—**શ્રીકૃષ્ણ** આ ભક્તની અભિલાષા પૂર્ણ કરવા અર્ધ નિશાયે **વિજયસિંહને** સ્વપ્નાંતરે વધ્યા ! હે ભક્તરાજ ! હૂં તારી ભક્તિથી વશછૂં ! તું માગ ! માગ ! પુત્ર આપું ! ધન આપું ! રાજ્ય આપું ! તને ઇચ્છા હોય તે આપું! કલિયુગમાં તારા જેવા ભક્ત અલભ્ય છે! તેથી તને પ્રસન્ન છું."

(એવાં ભગવતવાક્ય સુણી)

**વિજયસિંહ:**—(જાગ્રત થઈ પ્રણામપૂર્વક) હે કૃપાનાથ ! અનાથના નાથ ! હું નાશવાન વસ્તુને ઇચ્છતો નથી માત્ર તમારા મહામનોહર ચરણ કમલની નિરંતર સેવા ઇચ્છું તેથી કરૂણાકટાક્ષથી મારા ગૃહે પધારવાને ઉચિત થશો ? જેથી હું તમારા પદાંબુજની આરાધના કરી પરમ કલ્યાણને પામીશ ! !

**શ્રીકૃષ્ણ:**—હે પુત્ર તારી અભિલાષા પૂર્ણ થાઓ ! પણ આ મૂર્તિથી હું, તારા ગૃહે આવવાને અશક્ય છું, તેથી સાધનરૂપ ગાડી લઇને આવજે ! તેમાં બેશી તારાગૃહે આવીશ.

**વિજયસિંહ:**—હે ભગવાન ! અમે સ્ત્રીપુરૂષ સંકષ્ટથી કેવલ ઉદરનિર્વાહ કરિયે છિયે, મૌલ્ય આપી ગાડી લાવવાની મારી સત્તા નથી ! મારી રંક અવસ્થા ગણી ઇતર લોક ગાડી આપે એ દુર્ઘટ ! તેથી આ અત્યંત દુર્ઘટ કામ, કીયા ઉપાયે કરૂં ! એ આપ આજ્ઞા કરો !

**ભગવાન:**—ભક્તરાજ તું ચિંતા મા કર ! મારી ઇચ્છાથી ગાડી, તથા બલિવર્ધ, મલશે ! એમ કથી અંતરધ્યાન થયા છતાં.

**વિજયસિંહ:**—(આનંદિત ચિત્તથી) સ્વગૃહે આવી, સ્વસ્ત્રીને સર્વે વૃત્તાંત કથી સસંબંધી લોકથી અત્યંત જીર્ણ ગાડી નિર્બલ બલીવર્ધ સહીત લઇ, દ્વારિકા પ્રત્યે જઇ કૃષ્ણપદાંબુજે તુલસીદલ સમર્પી વિશ્રામે જઇ આનંદથી રાત્રિમાં શયનીત થયો !

શ્રીકૃષ્ણઃ—( પોતાના ભક્ત સંગે જવાની ઇચ્છાથી લોહમય અર્ગલા, સાંકળો, સંચ, તાલાંથી બંધ કરેલાં દ્વાર કપાટ, એક એક ઉત્ઘાટન થયાં છતાં વિજયસિંહના સમીપ જઇ, હસ્તથી હસ્તગ્રહી, જાગ્રત કરી, ગાડીમાં બેશી વધા હે ભક્તરાજ બલીવર્ધને સત્વર ચલાવ ! હું તારી ભક્તિથી આધીન છું ! )

( ભગવત વાક્ય શ્રવણ કરતાં પરમાનંદ પામી )

વિજયસિંહઃ—(અત્યંત યત્ન કરેછે બલીવર્ધ ચાલતા નથી દેવનાં સમાજ અંતરિક્ષથી અહો વિજયસિંહ તને ધન્ય ! તારા તાતને ધન્ય ! માતને ધન્ય ! તારી ભક્તિને ધન્ય ! એમ ઉચ્ચાર કરી પુષ્પના વર્ષાવ કરતા છતાં ગાંધર્વ મધૂરસુરથી ગાન કરતા છતાં દુંદુભી નાદ થતા છતાં અર્ધયોજન આવી બહુ શ્રમીત થયો ! !

શ્રીકૃષ્ણઃ—અહો ! વિજયસિંહ ? તૂં મારા અર્થે પરિશ્રમ પામનો છતાં નિદ્રાથી ગ્રસ્ત થયો છું ?શયન કર ! આ નિર્બલ બલીવર્ધ ચાલતા નથી ! તેથી હું ચલાવું.

વિજયસિંહઃ—( ભગવત વાક્ય શ્રવણ કરી ) નિદ્રા વશ થયો છતાં,

શ્રીકૃષ્ણઃ—( સ્વામીત્વ ભક્તને આપી, સારથીત્વ પોતે ધારણ કરી, એજ ગાડીથી એજ બલીવર્ધથી ઘટિકાંતરે ડાકોરજીના આસમંતે આવી વદ્યા, વિજયસિંહ આ તારૂં ગ્રામ આવ્યું ! તૂં જાગ્રત થા !

વિજયસિંહઃ—( જાગ્રત થતામાત્ર પોતાના ગ્રામને નિરિક્ષણ કરી, પરમાનંદ પામી શ્રીકૃષ્ણ સહીત સ્વગૃહે જઇ કૃષ્ણ મૂર્તિને વિક્રમ સંવત ૧૨૧૨ ના કારતીક શુદી ૧૫ ના શુભદિવસે ડાકોરજીમાં સ્થાપિત કરી, એ પ્રકારે વજ્રનાભે સ્થાપેલી અચલમૂર્તિ સ્વેચ્છાથી ડાકોરજી ગઈ ! !

પ્રાતઃકાળે જગત દેવાલયમાં કૃષ્ણમૂર્તિને નહિ નિરિક્ષણ કરી, દ્વારિકાવાશી કાબા અત્યંત આક્રંદ કરતા છતા આસમંતે સોધન કરી તથાપી નિષ્ફલતા પામી સંતાપ કરવા લાગ્યા, તેમાંનો એક કાબો, વિચારપૂર્વક બોલ્યો કે આપણા કુળદેવતને બોડાણો હરિ ગયો હોય એમ ભાસેછે, કારણ ( એ ) કોઈવાર ગાડી લાવ્યો ન હતો, આપણને મળ્યા ભેટ્યાવિના કોઇવાર જતોપણ નહિ હતો, તેથી આપણા કુળદેવતને એજ લઈ ગયો ! એમાં સંશય નથી એમ તેનાં વચન શ્રવણ કરી સર્વે કાબા શસ્ત્ર, અસ્ત્રથી, સાવધાન થઇ, અતિવેગથી ડાકોરજીપ્રત્યે જઇ, ઠાકરને હરિ ગયો એવા નિશ્ચયથી બોડાણાને બાણ મારી નાશ કર્યો! પરંતુ મૂર્તિના તોલ પ્રમાણે સુવર્ણ આપવું એવી ગંગાબાઇની પ્રતિજ્ઞાવિષે શ્રીકૃષ્ણ સવાવાલ સુવર્ણથી તોલામાં તોલાયા, તેથી ભગવાનનો દુરાગ્રહ માની કાબા નિષ્ફલ થયા પણ શ્રીકૃષ્ણ સદૈવ દ્વારિકામાં છે એમ સ્વપ્નાંતરે ભગવતવચન શ્રવણ કરી, દ્વારિકાપ્રત્યે આવી તેમણે કૃષ્ણસેવીન અભિન્ન મૂર્તિ જગત દેવાલયમાં સ્થાપન કરી, તે મૂર્તિ વિક્રમ સંવત ૧૫૫૮ પર્યંત વિરાજી !! નંતર છર્ણપદ્ર સમીપ સાગરોલ ગઈ ! !

છર્ણપદ્રથી પંચ યોજનાંતરે સાગરોલ ગ્રામનો નિવાશી, નાગર જ્ઞાતિમાં પ્રસિદ્ધ પરવતમેહેતાનામે પરમ ભગવદી હતો ( તે ) કૃષ્ણ ગુણાનુવાદવિષે આસક્ત બા-

વથી કરતલમાં તુલસી રોપી ચરણથી દ્વારિકાપ્રત્યે પ્રતી વર્ષે જઈ શ્રીકૃષ્ણ પદાંબુજપ્રત્યે સમર્પણ કરતો છતાં અત્યંત વૃદ્ધાપકાળને પ્રાપ્ત થયો! એક વેળા તે વૃદ્ધ દ્વારિકાજવા તત્પર થયો જેના એક કરતલમાં તુલસી રોપીછે, બીજા હસ્તમાં લાકડી ગૃહીછે વ્યાધિથી શરીર વ્યાકુળ છે, ઇંદ્રિયો શક્તિરહીત છે તથાપિ નિયમ પ્રમાણે ચાલવા લાગ્યો, તેને અવલોકી કેટલાક સ્નેહી, સમંધિયે વાર્યો! કેટલાકે હાસ્યમ! ઉડાવ્યો! પરંતુ એનો જે પ્રમાણે નિશ્ચય હતો તે પ્રમાણે સ્વગૃહેથી ચાલી અર્ધયોજનાંતરે જઈ ચરણ નહીં ચાલવાથી વૃક્ષની છાયા નીચે બેશી વિચાર કરવા લાગ્યો, હે ભગવાન તમે ભક્તાધિન છો! (મેં) લૌકિક વાક્ય માન્યા નહી પણ ચરણથી ચાલી તમારા ચરણારવિંદપ્રત્યે આ તુલસી સમર્પણ કરવાની આવેળા મને કિંચિત્ શક્તિ નથી! હે કૃપાનાથ હૂં શો ઉપાય કરૂં! કદાચિત ગૃહે પાછો જઈશ તો જગતમાં મારૂ મહાઉપહાસ્ય થશે, તમને તુલસી નહી અર્પણ થાય તો વ્રતભંગ થશે! તેથી હે ભક્તવત્સલ આ સંકટથી ઉગારો! તમારૂ યજન, પૂજન, કરનારા જગતમાં અનેક મહાત્મા છે પણ બાહુ ગૃહ્યાની લજ્જા રાખો! તમે વિજયસિંહ કારણે ડાકોરજીમાં સાક્ષાત નિવાસ કર્યો" આ તુલસી તમારા પાવન પદાંબુજપ્રત્યે અંગીકાર કરો! કિંવા આ સ્થલે મર્ણ આપો! એમ વિચારી આક્રંદ કરવા લાગ્યો! તેને નિરિક્ષણ કરી, શ્રીકૃષ્ણ તે સ્થલે અકસ્માત્ બ્રાહ્મણ વેષથી આવી વદ્યા, અહો! પંથીજન તમે આ ભયાનક વનમાં અત્યંત વૃદ્ધત્વથી વ્યાકુલચિત્તવાળા કોણ છો?

**પર્વતઃ**—હું નાગર જ્ઞાતિમાં કૃષ્ણનો દાસ પર્વત નામે છું.

**શ્રીકૃષ્ણઃ**—તમે કિયા સ્થલે જવા ઇચ્છો છો! તમારા હસ્તતલમાં આ તુલસી કેના પ્રીત્યર્થ રોપીછેઃ—

**પર્વતઃ**—કૃષ્ણ પ્રિત્યર્થે આ તુલસી સમર્પવા દ્વારિકા જાઉંછુંઃ—

**શ્રીકૃષ્ણઃ**—તમે સર્વસ્વ હર્ણ હર્યું હોય એમ વ્યાકુળ કેમ છો? તમને કંઈ ભય થયો છે શું?

**પર્વતઃ**—મહાત્માને દેહમાં જીવન છતાં વ્રત ભંગવિના ઇતર ભય નથી?

**શ્રીકૃષ્ણઃ**—(તે) મને કથો? "તમારૂં કીઉં વ્રત ભંગ થાયછે"

**પર્વતઃ**—કથેથી શ્રીકૃષ્ણવિના દુઃખ કોણ નાશ કરશે?

**શ્રીકૃષ્ણઃ**—ભગવત ઇચ્છાથી હું તમારૂં દુઃખ નાશ કરીશ? એમાં સંશય નથી!!

**પર્વતઃ**— જ્યાંસુધી દેહમાં પ્રાણ હોય ત્યાંસુધી ચરણથી દ્વારિકાપ્રત્યે જઇ કૃષ્ણપદાંબુજે તુલસી સમર્પણ કરવી એવા દૃઢ સંકલ્પથી સમસ્તજીવન સફલ કર્યું પરંતુ કિંચિત જીવવાની આશાયે કરેલો સંકલ્પ ભંગ થાયછે, કારણ ચરણથી દ્વારિકાપ્રત્યે જવાની હવે મને કિંચિત્ શક્તિ નથી? જેથી સર્વસ્વ હર્ણ થાયછે! તેથી શ્રીકૃષ્ણ આ સ્થલે આવી તુલસી અંગિકાર કરી, મારો ઉદ્ધાર કરશે તો અતિ

ઉત્તમછે, કદાપિ તેમ નહિ થાય તો કૃષ્ણપદાંબુજ પ્રત્યે અંતઃકરણ પરોવી આ પંચભૂતાત્મક શરીરને ત્યાગ કરીશ !!

શ્રીકૃષ્ણઃ—તમે ચિંતા તજી સ્વગૃહે જાઓ ! જેને તુલસી સમર્પવા જાઓછો તે હુંજ છું !

પર્વતઃ—તમે તેજ હો ! એમ હું શી રીતે માનું !

શ્રીકૃષ્ણઃ—હૂં સત્ય કહુંછું ! તમારી તુલસી અંગિકાર કરીશ !

પર્વતઃ—નિશ્ચયવિના હૂં ગૃહે જાઉ તો મારૂં લોકમાં ઉપહાસ થાય તેથી મને નિશ્ચય થાય એમ ભવિષ્ય કહો ?

ભગવાનઃ—શ્રવણ કરો ? દિવબંદરનો નિવાશી એક વૈશ્ય સૂત્રધાર છેઃ—તેણે પોતાનો પુત્ર વ્યાધિગ્રસ્ત થયો છતાં મારા પ્રીત્યર્થે માનતા કરી છે કે ? જો મારા પુત્રને આ વ્યાધી દૂર થશે તો મારા હસ્તથી કરેલું સુંદર સિંહાસન મસ્તકે મૂકી ચરણથી દ્વારિકાપ્રત્યે આવી હે કૃષ્ણ તમને અર્પણ કરીશ, એવી માનતાથી તેનો પુત્ર વ્યાધી મુક્ત થયોછે તેથી તે સૂત્રધાર સિંહાસન મસ્તકે મૂકી આજથી ચોથા દિવસે તારાગૃહે આવશે ? જગત દેવાલયમાં જે મૂર્તિ (તેં) પૂજીછે તે મારી મૂર્તિ તારી મહાભક્તિથી માગરોલના દ્વાર સમીપ ભાણા વાવ છે તેમાં સ્વેચ્છાથી આવી એક ગવાક્ષમાં વિરાજમાન થશે તે સ્થલેથી મારી મૂર્તિને તૂં લઇ સૂત્રધારે અર્પેલા સિંહાસન પ્રત્યે સ્થાપન કરી, શેષજીવ પર્યંત પૂજજે ? તને અંતે મમ લોકની પ્રાપ્તિ થશે એમ કથી ભગવાન પર્વતના દર્શતાં અંતરધ્યાન થઇ, માનતા કરવા આવનાર સૂત્રધારને સ્વપ્નાંતરે પ્રાપ્ત થઇ વધ્યા, હે સૂત્રધાર તૂં મને માનતાથી સિંહાસન અર્પણ કરવા આવેછે પરંતુ ગ્રામ માગરોલનો નિવાશી નાગર જ્ઞાતિમાં પરમ વૈષ્ણવ પર્વત મહેતા નામે વૃદ્ધ બ્રાહ્મણ છે, તેને નિરિક્ષણ કરી સિંહાસન અર્પિશ તો મને અર્પણ થશે, આ વૈષ્ણવ વિના ઇતરને અર્પિશ તો હૂં અંગિકાર કરવાનો નથી ! એ નિશ્ચય જાણજે ? એમ તેને કથી દ્વારામતિ પ્રત્યે ગયા ? એ પ્રમાણે ભગવદાજ્ઞાથી (તે) પર્વત મહેતા પ્રત્યે વિચર્યો "પર્વતમહેતો સંશય રહીત ભગવત વચન શ્રવણ કરી, સ્વગૃહે જઇ, સૂત્રધારનું આગમન નિરિક્ષણ કરતો છતાં સૂત્રધાર ગેહ પ્રચ્છતો પ્રચ્છતો પર્વતના સમીપ આવી. પ્રદક્ષણા કરી, પ્રણામપૂર્વક ઉભો રહ્યો " તેને પ્રદર્શિ વિસ્મિતાનંદ પામી પર્વત મેહેતો વધ્યા દિવબંદરથી "દ્વારિકાનાથને" સિંહાસન અર્પણ કરવા આવનાર હતા (તે) તમેજ કે? તમારા પુત્રને ઉત્તમ પ્રકારે આરામ થયો ? એવાં પર્વતનાં વાક્ય શ્રવણ કરી, સૂત્રધાર આશ્ચર્યાનંદ પામી વધ્યો, મહારાજ ? પુત્રને આરામ થયો તેથી દ્વારિકાપ્રત્યે કૃષ્ણ પ્રિત્યર્થે આ સિંહાસન મસ્તકે મૂકી અર્પણ કરવા જતો હતો, પરંતુ માર્ગમાં ભગવત આજ્ઞા થઇ કે તૂં સિંહાસન પર્વતમહેતાને અરપિશ તો મને અર્પણ થશે. તેથી આ સિંહાસન લઇ કરૂણા કરી શ્રીકૃષ્ણને અર્પણ કરો ! પર્વત પ્રીતિપૂર્વક સિંહાસન લઇ સન્માનપૂર્વક સૂત્રધારને વદાય કરી, પરમાનંદ પામ્યો ! ભગવાન સ્વેચ્છાથી પૂ-

ચોક્ત પ્રમાણે ભાણાવાવ મધ્યે ગવાક્ષમાં આવી વિરાજમાન થયા, તે વાવ માગ રોલના દક્ષિણ દ્વારે છે, આ વાવ દુર્ગંધમય મહાભયંકર હતી પણ જે વેળા તેમાં ભગવાનનું આગમન થયું તે વેળાથી દુગ્ધના જેવા નિર્મલ ગંગાજલથી ઉભરાવા લાગી જલનો પ્રવાહ ચાલવા લાગ્યો તેને નિરિક્ષણ કરી, માગરોલવાશી નરનારીનાં સમુદાય જેમ મહાતીર્થનો ઉદયકાળ હોય એમ મહોત્સવ કરતાં પૂજા સાહિત્ય સહીત વાવઉપર આવી પરમાનંદ પામતા છતાં પૂજન, વંદન,સ્નાન, દાન, કરવા લાગ્યાં, નાના પ્રકારથી નૃત્ય ગીત કરવા લાગ્યાં, જેમ જેમ પૂજન વંદનાદિ કરેછે તેમ તેમ જલ વિશેષ ઉભરાયછે, આ કૌતુકને શ્રવણ કરી **પર્વત** મહેતો તત્રે જઇ કૃષ્ણનો અકલિત પ્રભાવ જાણી પરમાનંદ પામી પ્રણામપૂર્વક વાવમાં પ્રવેશ કરવા લાગ્યા, જેમ જેમ પદ્ધતિયોથી ઉતરે તેમ તેમ જલની ઉર્મિશાંત થતી જાય, કોષ્ટકમાં ગયા છતાં સમસ્તજલોર્મિ શાંત થઈ તે વેળા ગવાક્ષમાં પોતે પ્રથમ પૂજેલી મૂર્તિ વિરાજમાન હતી, તેણિને યથાર્થ નિરિક્ષણ કરી, હસ્તમાં લઇ બારણે આવ્યા પશ્ચાત્ સમસ્ત લોક નિરિક્ષણ કરી, મહાઆશ્ચર્ય પામી, પૂજન, વંદન કરી **પર્વતની** પ્રશંસા કરતા છતા ચરણારવિંદપ્રત્યે મસ્તક મૂકી દંડવત પ્રણામ્યા" પશ્ચાત્ ગીત, વાદ્યથી, મૂર્તિને સ્વગૃહે આણી, વિક્રમસંવત ૧૫૬૦ ના વર્ષમાં સૂત્રધારે અર્પેલા સિંહાસનપ્રત્યે સ્થાપન કરી !! તે મૂર્તિ સાંપ્રતકાળમાં જુનાગઢમાં નાગરવાડામાં સુંદર મંદિરવિષે વિરાજી રણછોડજીના નામથી પૂજાયછે!! ( એ પ્રકારે **પર્વત** કારણે આ મૂર્તિ સ્વેચ્છાથી માગરોલ ગઈ, તત્પશ્ચાત્ )

**શ્રીમત્ વલ્લભાચાર્ય** સંવત ૧૫૩૫ માં જન્મ લઈ, પંચવિંશતિ વર્ષના વ્યયે પૃથિવી પરિક્રમણ કરતાં કરતાં દ્વારિકાપ્રત્યે આવી જગત દેવાલયવિષે કૃષ્ણમૂર્તિને નહિ નિરિક્ષણ કરી અત્યંત ખેદિત ચિત્તથી ગોમતી તટે જઈ, નિશામાં શયનીત થયાછતાં અર્ધરાત્રી સમયે સ્વપ્નાંતરમાં શ્રીકૃષ્ણે કથ્યું ? હે આચાર્ય તમે ખેદિત થશો નહી ! કથું તે શ્રવણ કરો !? આ સ્થલથી અર્ધ યોનાંતરે લાડવા નામે ગામ છે! તત્રે મારી સુંદર મૂર્તિ અર્ધી પૃથિવિમાં અર્ધી બારણેછે, જેણિના મસ્તકે સિંદુર ભુપેલુ છે! જેણિને ક્ષેત્રપાલ માની પૂજેછે ! તે મૂર્તિ રૂક્મિણિયે ક્રિયાહેતુથી સૃજીછે તેનું સમસ્ત વૃત્તાંત દ્વારિકામહાત્મ્યમાં કથન કર્યુંછે! એણિનું નામ રૂક્મિણિરમણ છે તેણિને તત્રેથી આણી જગતદેવાલય વિષે તમે સ્થાપન કરો. મારી સંપૂર્ણ ઇચ્છા છે, એમ કથી શ્રીકૃષ્ણ તે મૂર્તિમાં પ્રવેશ્યા ! **વલ્લભાચાર્યે** પ્રાતઃકાળમાં લાડવા ગ્રામ પ્રત્યે જઈ, ઉક્તવત મૂર્તિને નિરિક્ષણ કરી, પરમાનંદ પામી, ગીત, વાદ્યથી, આણી, જગત દેવાલયમાં, પ્રતિષ્ટાપૂર્વક સ્થાપન કરી, (તે) વિક્રમ સંવત ૧૫૬૦ થી સંવત ૧૬૦૭ પર્યંત તે સ્થલમાં વિરાજી" તદનંતર શંખોદ્ધાર પ્રત્યે વિરાજમાન થઈ તેનું કારણ.

વાઘેર કિંવા કાબાના ઉપદ્રવથી અજીજ નામે કોઈ તુરક સેના લઈ દ્વારામતિ પ્રત્યે આવી પુરીના આસમંતે અગ્નિપ્રજ્વલીત કર્યો, જેથી દ્વારિકાવાશી સમસ્ત લોક સંતાપ પામતા છતા, શિવાસાગણ સમીપ જઇ કથવા વાગ્યા, મહારાજ ! અ-

મારૂં રક્ષણ કરો ! કોઇ દુષ્ટ સેના લઇ આવ્યોછે, તેણે પુરિના આસમંતે અગ્નિ દિપ્ત કર્યોછે, તેથી અમો રુદન થઇએછિયે. પલાયન કારણે એક માર્ગ પણ મળતો નથી, આ સમય અમો પ્રજાનું રક્ષણ કરવું એ તમને યોગ્યછેઃ—એ પ્રકાર પ્રજાનાં વાક્ય સાંભળી, આ કૃષ્ણભક્ત દ્વારિકાનો રાણો શિવાસાગણ દ્વારિકાને બળતી નિરિક્ષણ કરી, જગતદેવાલયવિષે પ્રવેશી, સન્મુખે રહી, એકાગ્રથી શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યો, તેનું ભક્ત માલમાંથી નીચે પ્રમાણેઃ—

कवीत.

काबापति शिवासुत सागनको प्यारो,
हरि द्वारावति ईसयों पुकारे रछा कीजियें;
सदा भगवान आप भक्त प्रतीपाल करें,
करौ प्रतिपाल मेरो सुनी मती भींजियें;
तुरक अजीजनाम धामको लगाई आगी,
लईबाग घोरनकी आपे ट्रक कीजियें;
दुष्टसब मारे प्रभु कष्ट तें उगारे,
निजप्रानधारी जारे यहनयोरसे पीजिये. १

એ પ્રકારે સ્તુતિ શ્રવણ કરી શ્રીકૃષ્ણ (તેને) કથવા લાગ્યા, ભક્તરાજ તું ભીતિ મા કર ! પ્રજ્વલીતઅગ્નિ શાંત થશે, સેના સહીત તુરક સત્વર પલાયન થશે, પરંતુ મારી ઇચ્છા શંખોદ્ધારપ્રત્યે જવાનીછે, તેથી સત્વર તું મને તત્ર લે. એમ કૃષ્ણવચન શ્રવણ કરી. શિવાસાગણ બાર. પંદર. અખોટીથી કૃષ્ણમૂર્તિને લઈ, શંખોદ્ધારપ્રત્યે વિચર્યો છતાં. સંદિપ્તઅગ્નિ સત્વર શાંત થયો, કાલાસર્પ અકસ્માત્ પ્રકટ થઈ. તુરકસૈન્યને દંશ કરવા લાગ્યા, તેથી સર્વે દુષ્ટ પ્રાણ લઈ, પલાયન થયા. શિવાસાગણ શંખોદ્ધારપ્રત્યે જઈ, શંખનારાયણની ગૌશાળામાં કૃષ્ણમૂર્તિને સંવત ૧૬૦૭ ના વર્ષમાં સ્થાપિત કરી, દ્વારિકાપ્રત્યે ગયોઃ—

દ્વારિકાનાથ ગૌશાળામાં ૮ વર્ષ વિરાજમાન થયા પશ્ચાત્ જામનગરના મહારાજાને સ્વપ્નાંતરમાં પ્રાપ્ત થઇ વદ્યા. તે સમય રાજ્યાસને જામ રાવલજી[1] હતા. જેણે સંવત ૧૫૯૯ ના શ્રાવણ શુદિ ૭ બુધે જામનગર વસાવ્યું. (તે) સત્યશીલ, દયાવાન, ધર્મપરાયણ, કૃષ્ણભક્ત હતા. હે રાજન્ તું ધર્મપરાયણ છું. તારી (સેવા) અંગિકાર કરવાની મારી ઇચ્છા છે, તેથી શંખોદ્ધારધામકેરે સુંદરપ્રદેશપ્રત્યે મારૂં મનોહરમંદિર કરાવ ! મારા સ્વરૂપનો નિશ્ચય તને શંખોદ્ધારપ્રત્યે આવીશ ત્યારે

---

૧ કેટલાક કહેછે કે જામરાવલજીએ આ મંદિર કરાવ્યું નથી, પણ એજ વંશના જે પુરૂષ હતા તેમણે આ મંદિર વિક્રમ સંવતના ૧૭ મા સૈકામાં કરાવ્યું. પરંતુ સંવત ૧૬૧૬ માં દ્વારિકાનાથજી મંદિરમાં સ્થાપિત થયા તેનો લિખિત આધાર છે તેથી આ જ પુરૂષે મંદિર કરાવ્યું એ અસંભવીત છેઃ—

પશે. એમ કથી ભગવાન સ્વાશ્રમે ગયા પશ્ચાત્ રાજા જાગૃત થતામાત્ર સ્વપ્ન સ્મર્ણ કરતો છતાં હર્ષિતચિત્તથી પ્રભાતે ઉઠી, આદરપૂર્વક મંત્રિને બોલાવી, કથવા લાગ્યો, ગતરાત્રિમાં દ્વારિકાનાથે સ્વપ્નમાં આવી મને કથ્યું, હે રાજા, શંખોદ્ધર, ધામક્ષેત્રે તૂં મારૂં મંદિર કરાવ. (ઇત્યાદિક) એમ રાજાનાં વચન શ્રવણ કરી મંત્રિ વધો, મહારાજ? આપનું સ્વપ્ન સત્ય! સત્ય! શંખોધારપ્રત્યે દ્વારિકાનાથ વિરાજે છે, તેથી તે સ્થલમાં મંદિર કરાવવું એ આપને ઉચિત છે, તે સુણી રાજા (તેને) વધો, સત્વર સેનાદિ, સાવધાન કરો! (મંત્રિ) રાજાની આજ્ઞા મસ્તકે ચઢાવી યથાઅનુકુળદ્રવ્ય, સેનાદિ, સાવધાન કરી પ્રણામ-પૂર્વક રાજાને વધો, મહારાજ? આપની આજ્ઞા પ્રમાણે સર્વે સાવધાન થયાં છે, તેથી ઇચ્છામાં આવે તે પ્રમાણે પ્રયાણ કરો! તથાસ્તુ કથી. (રાજા) સેના સહીત શંખોદ્ધારપ્રત્યે જઇ, ગૌશાલામાં વિરાજેલી કૃષ્ણ મૂર્તિને નિરિક્ષણ કરી. પરમાનંદ પામી. મંત્રિને વધો, સ્વપ્નાંતરે જે મૂર્તિ (મેં) નિરિક્ષણ કરી હતી (તે) મૂર્તિ આજ ! એમાં સંશય નથી, તેથી મંદિર રચવાને સત્વર આરંભ કરો? રાજાની આજ્ઞાથી મંત્રિયે જે સ્થલે સંપ્રતી મંદિર છે તે સ્થલે મંદિર રચાવવાનો આરંભ કર્યો છતાં, શ્રીકૃષ્ણ રાજાને પુનર્પી વધા.

### इंद्रविजय.

> ભૂપતિ જામ મહામતિમાન સદા ઘનશ્યામલભક્તિવિહારી,
> નિર્મલ રાવલનામ સુશોભિતકામકલાપ કલાબલધારી;
> રાજસમાજવિષે અધિરાજ વિરાજત ખ્યાતિ અખંડ પ્રતાપી,
> જેમ તને કથુ તે વિધિથી કર ધામવિષે મમધામ કલાપી; ૧

આ મંદિર હરિમંદિરના આકારે કરાવ, તેમાં એક ભીત્યાંતરે પૂર્વ પશ્ચિમ દ્વારનાં છ મંદિર કરાવજે, કારણ અત્ર સ્થલે સત્યભામા સહીત સુંદરમંદિરવિષે સદૈવક્રીડા કરૂંછું. પરંતુ રૂક્મિણીરમણમૂર્તિથી અધુના પ્રાપ્ત થયોછું, તેથી પશ્ચિમાભીમુખનાં ત્રિમંદિરવિષે મધ્યમાં મને, દક્ષિણમાં ત્રિવિક્રમને, ઉત્તરમાં કલ્યાણજીને, તે પ્રમાણે પુર્વાભિમુખનાં ત્રિમંદિરવિષે મધ્યમાં રૂક્મિણિ તથા સત્યભામા સહીત દેવકીજીને, ત્રિવિક્રમ સન્મુખે માધવજીને, કલ્યાણજી સન્મુખે પુરૂષોત્તમજીને. દક્ષણની ભીંતના ગવાક્ષમાં ગરૂડજીને એપ્રકારે વ્યૂહ સંયુક્ત મને સ્થાપન કરજે, માધવપુરમાં સાક્ષાત શેષાવતાર મારૂં "ધામ" ત્રિવિક્રમ છે તેમની મૂર્તિ જે (મેં) ત્રૈવિક્રમિતેજ સમર્પિ સૃજીછે (તે) પ્રતિષ્ઠાસમયે પોતાની મેળે આવશે, કલ્યાણજીની મૂર્તિ ડુંગરપુરથી આણજે, માધવજી, પુરૂષોત્તમજી, દેવકીજી, ગરૂડજી, પિંડારકક્ષેત્રમાં દુર્વાસા સેવિતછે તે ક્ષેત્ર તારી રાજ્યધાનીમાં છે, તેથી (તેમને) તત્રેથી આણિ સ્થાપન કરજે, રૂક્મિણિની મૂર્તિ દ્વારિકાના આસંમત્તે રૂક્મિણિ વન છે તેમાં વિરાજેછે તેણિને તત્રેથી આણજે, સત્યભામાજીની મૂર્તિ અનાદિની કલ્પવૃક્ષ સમીપછે, તેણીને પણ તત્રેથી આણજે, એમ સ્વપ્નાંતરે રાજાયે કૃષ્ણઆજ્ઞા પામી તેજ પ્રમાણે મંદિરની રચના સંપૂર્ણ કરાવ્યા પશ્ચાત્ પ્રતિષ્ટા કરવાને (શુભમૂહૂર્ત)

નિરિક્ષણ કરી. કુંકુમોત્તરપત્રિયોથી. સમસ્તરાજા, સંપ્રદાયના આચાર્ય, શ્રીમંતગૃહસ્થી નિમંત્ર્યા, દેવકાર્ય જાણી સમસ્ત શંખોદ્ધારપ્રત્યે આવ્યા છતાં, ગીત, વાદ્ય, સંગીત મહોત્સવ કરી, ચાતુર્વેદીબ્રાહ્મણવૃંદથી અગ્નિને તૃપ્ત કરી, દ્વારિકાનાથાદિ "પ્રતિમાઓ" સંવત ૧૬૧૬ માં સ્થાપન કરી, સમસ્ત મંદિરનો વ્યવહાર ચલાવવામાટે, તે સમય દિલ્લિતખ્ત ઉપર શાહઅકબર હતો, તેથી તેની સહીથી, લેખપત્ર લખી આપી, પરમાનંદદાસ આધિકારીને શંખોદ્ધારધામનું અધિપત્ય અર્પિ. સ્થાપન કર્યો.

## લેખપત્ર.

दिल्लित०

श्रीमहा समस्तनृपमुकुटमणि महाराजाधिराजा अकबरनामधेयः तथाच सिद्धांतानुयायीसमस्तभूमंडलाचार्याः ॥

परमानंददासमधिकारिणम् लिखिला लेखपत्रं दत्तमस्ति ॥ यत् श्रीशंखोद्धार धामक्षेत्रे समस्तभगवन्मंदिराधिपत्यं भवतामेवास्ति ॥ तेषां मंदिराणां व्यवहार सिध्यर्थं ब्रह्मचार्यादि भवदानुकुल्येन मनुष्यसंदर्भः संस्थाप्यः भवदनुसारेणैव सेवादिकं ते करिष्यंति ॥ भवदाज्ञोल्लंघिजनदूरकरणे भवतामेवस्वातंत्र्यं ॥ नृपाद्याः सर्वेपि भवदाज्ञाकराभविष्यंति ॥ एतत्धामाधिपत्यं श्रीमद्वंशपरंपरागतानामेव समर्पितं ॥ तदितरं निर्भयचेतोभिर्भवद्भिः स्वामित्वं प्रतिपाल्यं ॥ चौर्यादिकर्मकर्तारोयदि भवच्चरणशरणागताभविष्यंति तदा नृपतिः दंडानर्हत्वं तेषां सर्वमंदिरे भवन्मंदिरानाज्ञाकारिणः केचन जनाः ॥ संवत् १६१६-दिल्लि, तथा भुज, तथा जामनगर, तथा संप्रदायना आचार्यनी सही.

એ પ્રકારે લેખપત્ર આપી રાવલજી જેમની પરમેશ્વર વિષે સંપૂર્ણ ભાવનાને નિરિક્ષણ કરી સર્વે રાજાએ આચાર્યોયે (તેને) માન આપ્યું.

कवित.

માનસેં વિશાલવેષ, દિવ્યકીર્તિસેં વિશેષ.
ભૂમિમેં વિદેશ દેશ, જ્યાકો નેક નામહૈ;
શીલ, સૌર્યસેં, ઉદાર, ધર્મ, કર્મસેં, અપાર,
લોકમેં વિનાવિકાર, જ્યાકે સર્વકામ હૈ;
નીતિસેં પવિત્રપૂર, પાપસેં સદૈવ દૂર,
શત્રુમેં અપારશૂર, જ્યાકે ગુણ ગ્રામહૈ;
સર્વ ભૂપમેં નિદાન, ભાગ્યકો મહાનિધાન,
એસો સંતમેં સુજાન, આજ ભૂપજામહૈ. ૧

એમ માન આપી વદાય થયા પશ્ચાત જામરાવલજી પોતાને સંસ્થાન ગયા.

જગતદેવાલય એ પ્રકારે "ત્રણમૂર્તિયો" જવાથી શુન્ય થયું તેથી શારદામઠના અધિપતિ શંકરાચાર્યે શ્રીદ્વારિકાનાથજીની મૂર્તિ ડુંગરપુરથી આણી. તેમાં સ્થાપન કરી (તે) સાંપ્રતકાળમાં પૂજાયછે, દ્વારિકામાં રણછોડજી આદિદેવ, લક્ષ્મીઆદિદેવતા, શંખોદ્ધાર પ્રમાણે છે, અધિક ન્યૂન વિશેષ નથી, દ્વારિકાનાથજીની સેવાશૃંગાર ગુગળી બ્રાહ્મણ કરેછે, ઇતરનાં મહાધિપતિ તરફથી થાયછે, રણછોડજીઆદિ સર્વને ભોગસામગ્રી મહાધિપતિ તરફથી સમર્પાયછે.

શંખોદ્ધારપ્રત્યે સત્યભામાજીનું મંદિર આદિથી હતું. તેથી પરમાનંદદાસ સત્યભામાજીના મંદિરના અધિકારી હતા, એમ સંશય રહિત નિશ્ચય થાયછે, પ્રથમ એ પ્રમાણે એક મંદિરવિષે ૬ મંદિરમાં અષ્ટમૂર્તિયો સ્થાપન થઈ, તેમનો સમસ્ત વ્યવહાર પરમાનંદદાસ અધિકારી ધામાધિપત્યપણાથી વહન કરતા હતા. ઇચ્છાથી પરમેશ્વરનો (પ્રભાવ) દિનપરદિન વૃદ્ધિ પામવાથી, તથા સંપત્તિ યથાઅનુકુળ પ્રાપ્ત થવાથી, કાલાંતરે રૂક્મિણીજી તથા સત્યભામાજી, એમનાં મંદિર પૃથક્ પૃથક્ સ્થાપન કર્યાં, પરંતુ વિક્રમના કયા શતાબ્દમાં થયાં તેનો આધાર નથી, દેવકીજીના વામ, દક્ષણ પાર્શ્વેથી, ઉત્થાપી તે મંદિરમાં સ્થાપન કરિયો, તેમના વ્યવહાર સિદ્ધયર્થે ઉભય મંદિરમાં પૃથક્ પૃથક્ અધિકારિ થયા, તેમણે દ્વારિકાનાથાદિની સેવા એક દિવસે રૂક્મિણીજીયે એક દિવસે સત્યભામાજીએ કરવી, એવા કરારથી, સેવાશૃંગાર કરવા, બ્રહ્મચારી, સેવક આદિ પૃથક્ પૃથક્ સંગ્રહ કરી, દિવસે દિવસે પરમેશ્વરનો મહિમા વધાર્યો, પટ્ટરાણિયોના ભંડાર સ્થાપી. તેમના નામથી દેશાંતરનાં આસ્પદ સંપાદન કર્યાં, તેમણે જે પ્રમાણે પ્રથમથી પદ્ધતી નિર્માણ કરી. તે પ્રમાણે અદ્યાપિ વહન થયાં જાયછે, અધિકારી આદિ સંસારથી વિરક્ત થઈ મંદિરમાં વસ્યા તેથી વિરક્ત વૈષ્ણવ એમ આદિથી કથાયા, સમસ્ત આચાર્યોએ વેદમાર્ગ પ્રમાણે શુદ્ધવૈષ્ણવી સંપ્રદાય, તથા રાજ્યનીતિથી સેવાપ્રકાર નિર્માણ કર્યોછે (તે) સર્વ ધર્મને અનુકુળ છે, તેમાં વલ્લભાચાર્યના વંશજોએ પ્રસંગોપાત કિંચિત્ કિંચિત્ અધિક ન્યૂનતા કરી છે (તે) અત્યુત્તમ છે.

પરમાનંદદાસ મરણ પામ્યા પશ્ચાત્ આ ક્ષેત્રમાં જે જે સત્તાકારક એક પશ્ચાત્ એક થયા તેમણે લક્ષ્મીજીસહીત અંદરનાં મંદિર સ્વાધિન કર્યાં, તેમનાં પ્રીત્યર્થે જે ઉત્પન્ન આવે તેના ભોક્તા પણ તેજ થયા, યાત્રાર્થી ઉપર ક્લેશદાયક (કર) પણ એવા દ્રવ્યલુબ્ધક સત્તાકારક કરિ ગયા તેપ્રમાણે અદ્યાપી વહન થયા જાયછે, પરંતુ સાંપ્રત કાળમાં આ ક્ષેત્ર નીતિ નિપુણ સત્તાકારકના હસ્તમાં છે, છતાં (દેવ દ્રવ્ય) રાજાએ ઉપયોગમાં નહી લેવું એવો વિચાર ઉદય નથી થયો (એ) આશ્ચર્ય છે!

લક્ષ્મીજી, તથા સત્યભામાજી, એ ઉભયનાં મંદિર રણછોડજીના ઉત્તરદક્ષિણ પાર્શ્વે સ્થાપન થયાં, પશ્ચાત્ કાલાંતરે લક્ષ્મીજી સમીપ રાધાજીનું મંદિર, સત્યભામાજી સમીપ બાલમુકુંદજીનું મંદિર, એ ઉભય મંદિર વિક્રમ સંવત ૧૭૮૦ ના વર્ષમાં સ્થાપન થયાં, એમ કેટલાક અનુભવીઓ કથેછે, જામનગરથી તમાચી જામ જે વર્ષમાં યાત્રાર્થે અત્રે આવ્યા હતા, તેણે પોતાના પૂર્વજનું કરેલું "દ્વારિકાનાથજીનું મંદિર" જીર્ણાવસ્થા-

માં નિરિક્ષણ કરી, તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે સમય, રાધાજી, તથા બાલમુકુંદજીનાં મંદિર કરાવી તેમાં રાધાજીની પ્રતિમા.[૧] સ્થાપન કરી, આ મંદિરથી દ્વારિકાનાથાદિની સમસ્ત પ્રકારની દાસત્વસેવા કરવી. એવા કરારથી વ્યવહાર સિદ્ધ્યર્થે વિરક્તને ભંડારીની પદવીથી અધિકાર અર્પી સ્થાપ્યો, તેણે ભંડાર સ્થાપી. ઉપયોગી મનુષ્ય સંગ્રહ કરી દેશાંતરમાં રાધાજીના નામથી આસ્પદ સંપાદન કર્યાં; તે પ્રમાણે બાલમુકુંદજીની પ્રતીમા ડુંગરપુરથી આણી સ્થાપન કરી, તમાચીજામ સંવત ૧૭૮૦માં શંખોદ્ધારક્ષેત્રે આવ્યા હતા, દ્વારિકાનાથજીના મંદિરપૃષ્ટે સાક્ષિગોપાળમંદિર વિક્રમ સંવતના કિયા શતાબ્દમાં થયું તેનો આધાર નથી, લક્ષ્મીજીનું મંદિર અત્રેના સત્તાકારકે સ્વહસ્તગત કર્યું. નંતર લક્ષ્મી ગૃહમાં રામચંદ્રની સ્થાપના કરી, તેને પણ કાલાંતરે ઉત્થાપન કરી. તત્ર સ્થલે ગોવર્ધનનાથજીને સ્થાપન કર્યા, તે કિયા વર્ષમાં તેનો આધાર નથી. બાલમુકુંદજીના મંદિરમાં મંદિરના અધિપતિયે બહુવર્ષ પર્યંત બાલમુકુંદજીના નામથી વ્યવહાર ચલાવ્યા પશ્ચાત્ સંવત ૧૮૫૦ ના વર્ષ પછી જાંબવતીની (પ્રતિમા) ડુંગરપુરથી આણી, સ્થાપન કરી, તત્પશ્ચાત્ જાંબવતીના નામથી વ્યવહાર ચલાવ્યો, તેથી તે મંદિર જાંબવતીના નામથી પ્રસિદ્ધ થયું. સત્યભામાજીના મંદિરના અધિપતિહરિદાસ બાવાએ સંવત ૧૮૩૯ માં ત્રિવિક્રમનું મંદિર સત્યભામાજીના મંદિરમાં સંપાદન કર્યું, તથા સત્ય, શીળાદિ સદાચરણથી, પુષ્કલ સંપત્તિ મેળવી, મંદિરના આસમંતે કિલ્લો બંધાવ્યો. તત્પશ્ચાત્ સદારામનામે અધિકારિ થયા. તેમણે ઓખામંડલના સત્તાકારક સંગે મિત્રભાવથી ઘણાં યશસ્વી કર્મો કરી પોતાનું જીવન સાર્થક કર્યું, સત્યભામાજીના મંદિરના અધિકારી પ્રતાપી થઇ ગયા એમ નિશ્ચય થાયછે, સાંપ્રતકાળમાં એજ મંદિરના અધિકારી નરોતમદાસ છે તે પણ પ્રતાપી છે.

એ પ્રકારે સંવત ૧૯૧૬ થી દ્વારિકાનાથજી આદિનાં મંદિર સ્થાપન થયાં તેમનો દ્વારિકાનાથજીના નામથી સમસ્તભૂમંડલપ્રત્યે પ્રતાપ વિસ્તાર પામ્યો છતાં ઇશ્વર ઇચ્છાથી તે સમસ્ત મંદિરનો સંવત ૧૯૧૬ ના વર્ષમાં નાશ થયો.

કાણા કિંવા વાઘેર લોકે ઓખામંડલની રાજધાની ગાયકવાડના હસ્તથી પોતાના હસ્તગત કરવા વિગ્રહ ઉઠાવ્યો, પ્રથમ દ્વારિકામાં રાજ્યાધિકારીથી વિગ્રહ કરી, બેટના કિલ્લામાં પ્રવેશી, સરકારનું થાણું ઉત્થાપન કરી પોતાની આજ્ઞા વરતાવી, તે સમસ્ત ગાયકવાડ સરકારને વિદિત થવાથી અંગરેજ સરકારની સહાયતા માગી, જેથી અંગ્રેજસરકારે પુષ્કલ સેના લઇ. સમુદ્રમાર્ગે બેટના આસમંતે જઇ, સંવત ૧૯૧૬ ના આસો શુદી ૧૦ ના દિવસે સંગ્રામ આરંભ કર્યો, અતિઅલ્પ

[૧] રાધાજીની પ્રતિમાવિષે કેટલાક કહેછે કે, આ મૂર્તિ અજાદિની નાતમાં હંસરાજની સરસ્વતીના નામથી હતી. જેહિને અપોઢી ઉકેદ ભીમજી પોતાના ગૃહે રાખી પ્રાતઃકાળે [illegible] જઇ મૂર્તિનો દર્શન કરાવી. ઉદરનિર્વાહ કરતો હતો, આ અપોઢી સંવત ૧૯૪૮ માં [illegible] કરે હતો તેની પાસેથી મૂર્ત આપી લીધી.

વાઘેરે પણ કીલ્લામાં રહી તેમના સન્મુખે અત્યંત સંગ્રામ કર્યો, અંગ્રેજી સૈન્ય આગબોટમાંથી ઉતરી કીલ્લા ઉપર આવવા લાગ્યું તેને નિરિક્ષણ કરી, પાંચ વાઘેરમાંથી ત્રણ પલાયન થયા. પણ બે વાઘેર અતિવેગથી સેનામાં પડી તલવારથી ઘણા મનુષ્યના પ્રાણના નાશ કરી મરણ પામ્યા; મહા ત્રાસ પામી સેના પલાયન થઇ, બાકી રહેલા વાઘેરોયે તાપ સહન નહી થયો તેથી કીલ્લાને તજી સમુદ્ર માર્ગે પલાયન થયા છતાં મંદિરના લોકોએ અંગ્રેજો સમીપ જઇ પ્રતિજ્ઞાપૂર્વક જાણ કરી, તેથી (તે લોક) તેમના સંગે કીલ્લામાં આવી કથવા પ્રમાણે નિશ્ચય થવાથી ધ્વજાપતાકા રોપી, પોતાના વિજયનાં ચિન્હ દર્શાવી, શુદી ૧૧ ના દિવસે સેનાપતિયે અંગ્રેજીસૈન્યને લુટવાની આજ્ઞા કરી, તે પ્રસંગે સોલજરોને કરાચીના વહાણમાંથી મદિરા પ્રાપ્ત થઈ, તેનું પાન કરી, મદોન્મત્ત થઈ, તેમણે બેટના વાશી સુમારે ૭૦–૭૫ મનુષ્ય વિનાકારણ નાશ કર્યાં; દ્વારિકાનાથાદિની મૂર્તિયો ઉપરથી તથા સમસ્ત મંદિરોમાંથી "સર્વસ્વ" હર કર્યું, નંતર લુટ બંધ કરી, ઇતર દિવસે કીલ્લાને સુરંગથી ઉડાવી દેવા આવ્યા છતાં મંદિરવાળાઓએ તથા બેટવાશીઓયે. સેનાપતિને કથ્યું કીલ્લામાં અમારી મૂર્તિયો છે, તેથી આ અન્યાય બંધ રાખવો જોઇયે, (તે) સુણી નિઃસંશય ભગવતઇચ્છાથી સેનાધિપતિ વધો, અમને મુંબઈ સરકારનો હુકમ છે તેથી મંદિરમાંથી તમારી મૂર્તિયો બે કલાકમાં ઉત્થાપી રૂચે ત્યાં લઈ જાઓ ! તેથી મંદિરવાળા લોકોયે સમસ્ત મૂર્તિયો ઉત્થાપી રાધાજીની ગૌશાળમાં સ્થાપન કરી, પશ્ચાત્ અંગ્રેજોયે કીલ્લાના આસમંતે (સુરંગ) આપી પ્રથમ કીલ્લાને ઉડાવી નાંખ્યો, અંબિકાજીને તથા ગોવર્ધન નાથજીને લુટવેલા લઈ ગયા હતા. અંગ્રેજોને જેમ જેમ દ્રવ્ય લબ્ધ થયું તેમ તેમ દ્વારિકાનાથાદિ ૬ મંદિર તથા જાંબવતીનું મંદિર પૃથિવીતલ પ્રમાણે કર્યાં, લક્ષ્મીજીનું મંદિર આરોગ્ય રહ્યું, રાધાજી સત્યભામાજીનાં મંદીર અર્ધપાત થયાં, ગ્રામના લોકોએ રક્ષણાર્થ વસ્ત્રાભરણ મંદિરમાં આપ્યાં હતાં તેપણ લુટમાં ગયાં; અગિયાર દિવસ પર્યંત એ પ્રમાણે લુટ ચલાવવાથી બહુકાળની સંચિત ચૌદકોટીની સંપત્તિ હરણ થઈ, તેમાંથી મુંબઇસરકારે એક પેટી પાછી મોકલી હતી (તે) જે દ્રવ્ય સંખ્યા હરણ થઈ તેના કિંચિત્ લેખામાં નહતી, પરંતુ દ્વારિકાનાથજીની પ્રતિમા સહીત નીકલેલો ઘંટ પાછો આવ્યો હતો, જેનો નાદ મનોહર છે.

આ ભયંકર કૃત્યથી, માંડવી, ખંભાળિયા, જામનગર તથા મુંબઈ, એમાં વસનારા સમસ્ત વૈષ્ણવોવિષે અત્યંત ઉદ્વેગતા થઈ રહી હતી, જેથી માંડવીના મહાજન તરફથી, તથા ગોસ્વામી તરફથી જામસાહેબની તથા કચ્છનારાવની રાજ્યધાનીમાં જાણ કરવામાં આવી કે શંખોદ્ધારમાં પ્રલય થયો, મૂર્તિયોને ઉત્થાપી ગૌશાળામાં સ્થાપી, સમસ્તમંદિર પૃથ્વી પ્રમાણે કર્યાં, આર્યધર્મ નાશ પામ્યો, તેથી તમો આર્યધર્મરક્ષકરાજવંશોયોયે રક્ષા કરવી જોઇયે, એ પ્રકારે શ્રવણ કરી ઉભય રાજાઓએ પોતપોતાના પોલેટીકલ એજંટ વિદ્યમાન મુંબઈ સરકારને જાણ કરી, જેથી મુંબઈ સરકારે સેનાપતિને આજ્ઞા કરીકે, તમોએ શંખોદ્ધારવિષે સમસ્તપ્રકારથી રક્ષણ કરવું, તથા દ્વારિકા હસ્તગત કરતી વેલામંદિરની રક્ષા કરવી, એમ મુંબઈ

સરકારની આજ્ઞાથી બેટવિષે વ્યવસ્થાપૂર્વક રક્ષણાર્થે થાણદાર મુકી, મંદિરનું રક્ષણ કરતાં દ્વારિકા હસ્તગત કરી.

મંદિરપાત થયા પશ્ચાત્ માંડવીના ગોસ્વામી છોટાજી મહારાજનાં બહુજી દ્વારકાનાથાદિને માંડવીમાં સ્થાપન કરવા એવા વિચારથી ૨૫–૩૦ મનુષ્ય લઈ, શંખોદ્ધાર પ્રત્યે આવી, (મૂર્તિયોને) લઈ જવાની વ્યવસ્થા કરતાં હતાં તે અવસરમાં એકાએક પાંચ વાઘેર શસ્ત્ર સહીત આવી તેમને કથવા લાગ્યા કે અમો જીવતા છતાં તમે અમારા ઠાકરને લઈ જાઓછો તેથી તમને મારી નાખીશું, એમ વદતા વાઘેરને વિલોકી ભયથી વહુજી અતિસત્વર માંડવી પલાયન થયાં તથાપિ શંખોદ્ધાર-પ્રત્યે પુનર્પિ મંદિર કરાવવાં એમ તેમણે પુષ્કળ આગ્રહ કર્યો, તે પ્રમાણે જામનગરના મહારાજા વિભાજીયે મંદિર અમે કરાવિશું કારણ અમારા પૂર્વજે પૂર્વે કરાવ્યાં હતાં એમ ગાયકવાડસંગે માગણી કરી પરંતુ આ ( ધામ ) ગાયકવાડની રાજધાનીમાં તેથી મહારાજાખંડેરાવે સંવત ૧૯૧૭ ના માઘમાસથી આરંભી પૂર્વે જે સ્થલે જેવા આકારે હતાં તેવાં તેસ્થલે મંદિર કરાવ્યાં, પશ્ચાત્ પ્રતિષ્ઠા કરણાર્થે અમરેલીના ગોસ્વામી લાલમણીજી, તથા નગરના વ્રજનાથજી આદિવીશ સ્વરૂપ આવ્યાં હતાં, યજ્ઞહોમાદિ કરણાર્થે વડોદરેથી વેદવિદબ્રાહ્મણો આવ્યા હતા, મહાસમારંભ નિરક્ષણ કરવા દેશ દેશના બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યઆદિ આર્યધર્મીનાં સમુદાય આવ્યા હતાં, સમસ્ત મળ્યા છતાં, ગીત, વાદિત્ર, નૃત્ય, સહિત વેદવિધાને, દ્વારિકાનાથાદિ પ્રતિમાઓ નિજનિજ મંદિરમાં સંવત ૧૯૧૮ ના ફાગણ શુદિ ૭ ના શુભમૂહૂર્તે પુનર્પિ સ્થાપન કરી, જાંબવતીની પ્રતિમા ડુંગરપુરથી આણી સ્થાપન કરી, તે પ્રમાણે ગોવર્ધનનાથજીની તથા અંબિકાજીની.

એ પ્રકારે પુનર્પિ મંદિર સ્થાપન થયા પશ્ચાત્ સ્વલ્પકાળમાં રિદ્ધિ, સિદ્ધિથી પ્રાપ્ત થયાં, દ્વારિકાનાથ, કલ્યાણજી, માધવજી, પુરૂષોત્તમજી, દેવકીજી, એમનાં પાંચમંદિર સરકારી છે, એ મંદિરમાં ખવાસની પદવીથી ગુગળી તથા અવદીચ રાજ્યમાં કર આપી રહેછે, શૃંગાર, આરાર્તિકા, રાજભોગાદિ જે પૂજનસંબંધિ કૃત્ય છે તે એકાંતર દિવસે લક્ષ્મીજી તથા સત્યભામાજીના મંદિરથી થાયછે, દ્વાર ઉઘાડવાં, સંપુટ કરવાં, દંતધાવન, તૈલચંદન, સ્નાનોદક, અર્પવાં, દીપક પ્રજ્વાલન કરવા, વસાભરણ રક્ષણ કરવાં, ઇત્યાદિ દાસત્વ સેવાકૃત્ય રાધાજીના મંદિરથી નિરંતર થાયછે, કલ્યાણજી, પુરૂષોત્તમજીના મંદિરમાં પુજનસંબંધિ સેવાકૃત્ય નિરંતર લક્ષ્મીજીના તરફથી થાયછે, માધવજીમાં તે પ્રમાણે સત્યભામાજી તરફથી થાયછે, માત્ર દ્વારિકાનાથજી, તથા દેવકીજી, એમના મંદિરમાં ઉભય પટરાણિયો તરફથી એકાંતર દિવસે થાયછે, રાજ્યમંદિરનાં ઉત્પન્ન, તથા વ્યય, રાજ્યાધીન છે. ઇતર મંદિરનાં નિજનિજના અધિકારિના હસ્તગત છે, સાક્ષિ ગોપાલનું મંદિર પ્રથમ વૈરાગિના હસ્તગત હતું, સાંપ્રતકાળમાં રાજ્યહસ્તગતછે, તેથી દેવની સમસ્તપ્રકારની સેવા ગુગળી કરેછે, તેને રાજ્યમાંથી પગાર મળેછે, સાક્ષી ગોપાલની સેવા કરનાર પ્રથમથી દ્વારિકાનાથ સન્મુખે છત્ર ધરતો હતો, તેથી (તે) છત્રિયો કથાયછે, લક્ષ્મીજીનું મંદિર,

પ્રથમ રાજ્ય હસ્તગત હતું, તેથી દેશાંતરનાં ઉત્પન્ન લક્ષ્મીજી વાળા લેતા હતા, પણ એ મંદિરના અધિકારી રઘુવરદાસજીએ સંવત ૧૯૨૧ ની સાલમાં મહારાજા ખંડેરાવથી વસ્ત્રાભરણે સહિત હસ્તગત કરયું, તે સમય પ્રથમનો બ્રાહ્મણ ઉપર જે કર હતો (તે) પણ એ મહારાજાએ માફ કર્યો, સમસ્ત મંદિરમાં શયા મંદિરછે પણ દ્વારિકાનાથનું તથા ત્રિવિક્રમજીનું શૈયામંદિર ઉત્તમછે તેમાં ત્રિવિક્રમનું શૈયામંદિર બહુસુશોભિતછે, એમાં બાંધેલા પ્રત્યેક અરિસામાં ત્રિવિક્રમના સ્વરૂપનાં પ્રતિબિંબ પડેછે (તે) નિરિક્ષણ કરવાથી વિચિત્ર લાગેછે. આ શૈયામંદિર સંવત ૧૯૩૫ ના ફાગણ શુદિ ૭ ના દિવસે અધિકારી નતરોત્તમદાસજીએ ઘણા યત્નથી ભક્તિપૂર્વક રચાવ્યું છે, ત્રિવિક્રમનાં ઉત્સંગનું સ્વરૂપ સહાબંદરમાં વિરાજેછે, ત્રિવિક્રમની ધ્વજા નીચે માનતાથી સિદ્ધ થયેલા યાત્રાર્થી, બાલકને ચૌળકર્મ કરાવેછે, તે સમય ગીતવાદ્યાદિથી મહોત્સવ થાયછે. લક્ષ્મીજી, સત્યભામાજી, જાંબવતીજી, એમનાં મંદિરના અધિકારી તથા રાધાજીમંદિરનો ભંડારી, જે પ્રમાણે શંખનારાયણનો બ્રહ્મચારી થાયછે તે પ્રમાણે આ ચાર મંદિરના થાયછે, લક્ષ્મીજી, સત્યભામાજી, એમનાં ઉભયમંદિરમાં શ્રીજીની સેવા કરણાર્થે બ્રહ્મચારી થાયછે તે એવી રીતે કે, ગોલવાડી સંપ્રદાયના અવદીચ સહસ્રની જ્ઞાતિમાંથી જેને પુત્ર વિક્રયથી આપવાની ઇચ્છા હોય તેના પુત્રને (અધિકારી) કરાર પ્રમાણે મૌલ્ય આપી મંદિરમાં આણી વિધિપૂર્વક મંદિરની ગાદિઉપર કેવલ શ્રીજીની સેવાર્થે સ્થાપેછે, તથા ગોસ્વામીના કરથી ઉપરણો ઓરાડેછે તેથી (તે) બ્રહ્મચારી કથાયછે, જાંબવતીના મંદિરમાં સાચોરાજ્ઞાતીનો બ્રાહ્મણનો બાલક બ્રહ્મચારી થાયછે, તેને શ્રીજીની સેવાનો અધિકાર નિરંતર નથી.

ઉક્તમંદિરવિના અન્ય વિષ્ણુમંદિર ૨૦ છે, તેમની સમસ્ત પ્રકારની સેવા સાધુ વેરાગી કરેછે, કુશેશ્વર, કપિલેશ્વર, ધીંગેશ્વર આદિ શિવાલય, ૨૩ છે, ચંદ્રભાગાદિ દેવિમંદિર ૬ છે, ચોકી હનુમાનાદિ હનુમાન મંદિર ૯ છે, પૂર્વદિશાયે જે હનુમાન છે (તે) દાંડિના હનુમાન કથાયછે.

ઓખા મંડલમાં ગાડીમાર્ગે રાજ્યકર લેવાતો હતો (તે) સંવત ૧૯૩૫ ના વર્ષમાં મેહેરબાન સરટીમાધવરાવે બંધ કર્યોછે.

---

મહાલ ઓખામંડળવિષે, દ્વારિકામાં તથા બેટમાં, યાત્રાળુ લોકો આવેછે, તેનીપાસેથી જે જે પ્રકારના કર લેવામાં આવેછે (તે) નિચે લખ્યા પ્રમાણેઃ—

૯) હરેક દેશના શુદ્ર લોકો પાસેથી, ગોમતીમાં સ્નાનનો, તથા બેટમાં દર્શનનો (કર) દર આશામી એકે રૂપિયા.

॥ ૪॥ ગોમતીમાં સ્નાનના. ૪॥ બેટમાં દર્શનના.

૮)ના॥ ખંભાળિયા તથા તેના નીચેના પાંચ કોશીના ગામના દર આશામી એકે રૂપિયા.

૩ા॥ ગોમતી સ્નાનના. ૪॥ બેટમાં દર્શનના.

૫)—। બારાડીપ્રગણામાં ખંભાળીયાતાબાના ગામના દરઆશામી એક રૂપિયા.
    ૦॥—। ગોમતિ સ્નાન. ૪॥ બેટમાં દર્શન.

૭॥—। બારાં, વેરાવળ, દરઆશામી એક રૂપિયા.
    ૩—। ગોમતીસ્નાન. ૪॥ બેટમાં દર્શન.

)=॥ મારવાડી, મેવાડી, વેરાગી જેવા દર આશામી એક.
    )—। ગોમતીસ્નાન. )—। બેટમાં દર્શન.

૫) કચ્છ તથા હાલારના ખત્રિ આશામી એક રૂપિયા.
    ૨॥ ગોમતીસ્નાન. ૨॥ બેટમાં દર્શન.

૫) પોરબંદર તથા જામનગરશેહેરના ખત્રી આશામી એક રૂપિયા.
    ૨॥ ગોમતિસ્નાનના. ૨॥ બેટમાં દર્શનના.

૨) ઉતારૂ વહાણમાંથી ઉતરી ગોમતી સ્નાન કરી તેજ વહાણમાં પાછો જાય તેની પાસે દર આસામી એક રૂ. ૨) લેવામાં આવેછે.

૨) વહાણમાંથી માલ વેચવામાટે કીરાણી ઉતરીને ગોમતીસ્નાન કરે તેની પાસેથી દર આશામી એક રૂ. ૨) લેવામાં આવેછે.

૧॥ ઢેડલોક ગોમતીસ્નાન કરે તેની પાસેથી આશામી ૧ રૂ. ૧॥ લેવામાં આવેછે.

૧॥=॥૧ ગામમાં વિવાહ લગ્ન સંબંધિ કામે જે લોકો આવે તેની પાસે દર આશામીએ રૂ. ૧॥=॥૧ લેવામાં આવેછે.

૨૩॥ કચ્છ માંડવી તરફના લોકો આવે તેનીપાસે દર આશામી એક રાશાઈ કોરી લેવાયછે.
    ૧૧ કોરી ગોમતીસ્નાનની. ૧૨॥ કોરી બેટમાં દર્શનની.

૭॥ માંડવીથી ઉતારૂ આશામી તેજ વહાણમાં આવી પાછો જાય તેનીપાસે દર આશામી એક કોરી ૭॥ લેવામાં આવેછે.

૧૫) ખત્રી આશામી એક કોરી.
    ૭॥ ગોમતીસ્નાનની. ૭॥ બેટમાં દર્શનની.

૫) બેટમાં કાંણિયા ( લૌકિક કરનાર ) આવે તેની પાસેથી દર આશામી એક કોરી ૫) લેવામાં આવેછે.

૫) ઇંગ્રેજી, ગાયકવાડી, પલટનના સીપાઈ આશામી એક રૂપિયા.
    ૨॥ ગોમતીસ્નાન. ૨॥ બેટમાં દર્શન.

૨૬) વાગડ તથા કચ્છના દર આશામી એક કોરી.
    ૧૩ ગોમતીસ્નાન. ૧૩ બેટમાં દર્શન.

૯—॥ નગર, ખંભાળીયા, રાજકોટ, મુંબઈવિગેરે દેશના આશામી એક રૂપિયા.
    ૪॥=॥ ગોમતીસ્નાન. ૪॥=॥ બેટમાં દર્શન.

૨ા—ા બેટમાં ઉતારૂ પાસેથી દર આશામી એક રૂ. ૨ા—ા લેવામાં આવેછે. એ શિવાય ઉભય સ્થલોએ સરખો વહિવટ ચાલેછે તેની કલમો.

૧ દુર્બલ ગરિબ લોકોપાસે કરના રૂપિયા ભરવાની શક્તિ ના હોય તો તેના પાસેથી ( રકમ ) દસ્તુરના અંદર નીકલે તો તેને શોગન ઉપર તે પૈકી બેટનો તથા ગોમતિનો નેટલો ઓછો જમા કરી ઉભય સ્થલની ચીઠી બેટથી દ્વારિકાની અને દ્વારિકાથી બેટની એ રીતે લાચારીથી માગે તો કરી આપવાનો ઠરાવછે.

૨ હરેક દેશના હરેક જાતના બ્રાહ્મણ, સાધુ, વેરાગી, સન્યાસી, ભાટ, ભાંડ, તરગાળા, ભવાયા, ગાવાવાળા વિગેરે એવા લોકોને ઉભય સ્થલોએ માફી કરવામાં આવેછે.

૩ વલ્લભ કુળ પૈકી કોઇ ગોસ્વામી પોતે અગર તેના માણસ તેનો કાગળ લઇ આવે તથા વ્રજવાશી ચોબા, મંદિરના પરદેશથી સેવક આવે તેને માફી આપવાનો વહિવટ છે.

૪ ઓખાની હદમાં રહેનાર લોકોના સગાં એટલે બેન, કન્યા, ભાણેજ, જમાઇ, તથા તેમનાં છોકરાં, તથા કન્યાનાં સાસરીઆં, પરૂણો, આવે, તથા છોકરાની સ્ત્રીના પીયેરથી આવે તેના માબાપ, બેન, કન્યા, તથા કન્યાની સાસુ. સસરો, જે કોઈ લેવા પહોચાડવા આવે તો તેને ઉભય સ્થલે માફી આપવામાં આવેછે.

૫ જામનગરવાળાનાં કુળ જે કોઇ કામદાર અગર માણસ ત્યાંના દરબારનો પત્ર લઈ આવે તો તેને માફી કરવામાં આવેછે, તેમજ કચ્છભૂજના ખાસ ભાયાત અગર કોઇ કામદાર આવે તો તેને માફી આપવામાં આવેછે.

૬ માંડવીના શાહુકાર લોકો જેની ધર્મશાળા અગર સદાવ્રત બેટમાં છે તેમના ઘરના ખાસ માણસ, અગર ગુમાસ્તા, આવે તેને માફી છે, તેમ ભીમાણીવાળા, જેરામ શીવજી, રેવાગર કુંઅરગર, વિસનજી કચરાણી, કરસનદાસ નેણસી, એ પાંચ આશામીને માફી છે.

૭ ઓખામંડલમાં સરકારી નોકર, કારકુન, પટાવાળા, સ્વાર વીગેરે આવે તેને માફી તથા તેના ઘરનાં સગાં કોઇ આવે તેને પણ માફી છે.

૮ એ શિવાય કોઇ દેશથી કોઇ આબરૂદાર તેવો ગૃહસ્થ આવે તેની યોગ્યતા જોઈ તેને માફી આપવી એવો વહિવટ છે.

---

## પરચુરણ કર.

J-॥ આરમડામાં ( ગરમ છાપ ) લે તેનો કર આશામી એકે.

J-। સરકારને. ०J०। છાપ આપનારને.

J-। બેટમાં ગરમ છાપનો કર આશામી એકે.

०J- સરકારને. ०J०। છાપ દેનારને.

०J- ગોપી તલાવમાં સ્નાનનો સરકારને.

બેટઉતાર સરકારનો.

०J= પરદેશીને. ०J०॥ એતદેશીને.

०J०॥ મંગલાદર્શન સરકારનો.

શ્રી ત્રિવિક્રમની ધ્વજા નીચે બાલકને મુંડન કરાવે તેનો.

૧। ગોરને, ०J०॥ છતરિયાને, નાપીકને ઘઉ શેર ૪ શ્રીફલ ૧ પેહેરેલું વસ્ત્ર.

શ્રી દ્વારિકાનાથજી તથા ત્રિવિક્રમજીના સન્મુખે બાલકને જનોઈ આપે તેનો

૧। ગોરને, J०॥ છતરીયાને, નાપીકને ઘઉ શેર ૪ શ્રીફલ ૧ પેહેરેલું વસ્ત્ર.

શ્રી ત્રિવિક્રમ સન્મુખે બાલકને અન્નપ્રાશન કરાવે તેનો.

०। ત્રિવિક્રમજીના ભંડારમાં ०। ગોરને.

દ્વારિકાનાથજીની ધ્વજા ચઢામણી સરકારનો.

०॥-। કચ્છી પાસેથી. ૨॥ ઇતર દેશી પાસેથી.

બીજી ગુગળી બ્રાહ્મણની ન્યાત કરવી પડેછે.

ત્રિવિક્રમજીની ધ્વજા ચઢામણી

०॥ ત્રિવિક્રમના ભંડારમાં.

શ્રી ત્રિવિક્રમ સન્મુખે તુલા થાય તે સંબંધી દ્રવ્યાદિક અધિકારીજી રામપ્રસાદજીએ સંવત ૧૯૨૮ ના વર્ષથી ગુગળીની જ્ઞાતીને કૃષ્ણાર્પણે આપ્યુંછે.

---

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શ્રીવિઠ્ઠલનાથજી - આદિનીજી. [illegible] | ધોતી | જા. | ખવાસને | --૮-૫ | --૮-૫ | ધોતી | ખવાસને | --૮-૫ | --૮-૫ | ખવાસને | --૨-- | --૨-- |
| | ઉપરણો | ૪ | . | . | . | ઉપરણો | . | . | . | . | . | . |
| | વાગો | ૩॥ | . | . | . | . | . | . | . | . | . | . |
| | સુથન | ૦॥ | . | . | . | . | . | . | . | . | . | . |
| | પગીયા | ૨.૦ | . | . | . | . | . | . | . | . | . | . |
| | પટકા ૨ | ૨. | . | . | . | . | . | . | . | . | . | . |
| | અંગુચો | ૧ | . | . | . | અંગુચો | . | . | . | . | . | . |
| | સાડી | ૨. | | | | | | | | | | |
| શ્રીલક્ષ્મીજી. | સાડી | ૯ | ભંડારમાં | --૫-- | --૫-- | . | . | . | . | ભંડારમાં | --૪-- | --૪-- |
| | ચોલી | ૦૧ | નેક | --૧૫-- | --૧૫-- | . | . | . | . | . | . | . |
| | લેહેંગો | ૦॥। | . | . | . | . | . | . | . | . | . | . |
| | અંગુચો | ૧ | . | . | . | . | . | . | . | . | . | . |
| શ્રીરુક્મણીજી | સાડી | ૫॥ | સરકારી | ૧-૮-૫ | જા।= | . | . | . | . | સરકારી | --૪-- | --૪-- |
| | ચોલી | ૦૧ | | | | . | . | . | . | . | . | . |
| | લેહેંગો | ૦॥। | | | | . | . | . | . | . | . | . |
| | અંગુચો | ૧ | | | | . | . | . | . | . | . | . |
| શ્રીસત્યભામાજી.ગોપ-લજી.જાંબુવંતીજી તથા રાધાજી. | સાડી | ૬ | ખવાસને | --૮-૫ | --૮-૫ | . | . | . | . | ભંડારમાં | --૨-- | --૨-- |
| | ચોલી | ૦૧ | . | . | . | . | . | . | . | . | . | . |
| | લેહેંગો | ૦॥। | . | . | . | . | . | . | . | . | . | . |
| | અંગુચો | ૧ | . | . | . | . | . | . | . | . | . | . |
| | વાગો | ૧ | . | . | . | . | . | . | . | . | . | . |
| શ્રીઅનારાયણજી,સામિનીજી, ગોપાલજી. | ધોતી | ૮ | નેક | ૧-૧-- | ૧-૧-- | ધોતી | નેક | --૮-૫ | --૮-૫ | ભંડારમાં | --૨-- | --૨-- |
| | ઉપરણો | જા। | નુછાવર | --૨-- | --૨-- | ઉપરણો | નુછાવર | --૨-- | --૨-- | . | . | . |
| | વાગો | ૩॥ | . | . | . | . | . | . | . | . | . | . |
| | સુથન | ૦॥ | . | . | . | . | . | . | . | . | . | . |
| | પગીયા | ૨.૦ | . | . | . | . | . | . | . | . | . | . |
| | પટકા ૨ | ૨॥ | . | . | . | . | . | . | . | . | . | . |
| | અંગુચો | ૧ | . | . | . | અંગુચો | . | . | . | . | . | . |
| | સાડી | ૨ | . | . | . | . | . | . | . | . | . | . |
| | વાગો | ૦॥ | . | . | . | . | . | . | . | . | . | . |

એઆદિ ગણેશજી, ગરૂડજી, અંબાજી, ગંગાપારવતી એમનાંવસ્ત્ર કરવાં પડેછે, એમનાસંબંધીલાગતનથી.

શ્રીદ્વારિકાનાથાદિ જેમનાં શૈયામંદિર છે તેનાદર્શનના જે આના લાગતછે.

મંગલાદર્શનનો અરધો આનો લાગતછે, તે કેવલદ્વારિકાનાથજીનો જછે પરંતુ તે સર-
કાર લેછે, તેથી આપ્યાપછી દરવાજામાં પ્રવેશ કરવાદેછે.

# પ્રથમથી પુસ્તકો રાખનારનાં નામ.

| | પ્રત. |
|---|---|
| શેઠ વાઘજી કોરજી | ૫૦ |
| ,, જેરામ શિવજી | ૨૫ |
| ,, મુલજી જેઠા | ૨૦ |
| ,, ઠાકરશી મુળજી | ૨૦ |
| ,, ખીમજી ઓધવજી | ૨૦ |
| ,, દેવાગર કુંઅરગર | ૨૦ |
| ,, ઉકેડા ખેતસી | ૧૫ |
| ,, કેશવજી ઈસરજી | ૧૫ |
| ,, ઈબજી શિવજી | ૧૫ |
| ,, રામજી લક્ષ્મીદાસ | ૧૫ |
| ,, વૃંદાવનદાસ પુરૂષોત્તમદાસ | ૧૦ |
| ,, જુઠા કાહાનજી | ૧૦ |
| ,, જમનાદાસ દેવીદાસ | ૧૦ |
| ,, પ્રલ્હાદ દેવશંકર | ૧૦ |
| ,, વલવદાસ હરજીવન | ૧૦ |
| ,, દામોદર જેરામ | ૧૦ |
| ,, ધરમસી લક્ષ્મીદાસ | ૧૦ |
| જોશી વીસનજી હિરજી | ૧૦ |
| શેઠ દામોદર આણંદજી | ૭ |
| ,, જાદવજી રાઘવજી | ૫ |
| ઠકર રતનસી હરજી | ૫ |
| ,, મનજી કારા | ૫ |
| ,, નરોત્તમ હંસરાજ | ૫ |
| ,, ગોરધન પીતાંબર | ૫ |
| શેઠ ગીરધારીદાસ રંગુમલ | ૫ |
| ,, તાપીદાસ વ્રજદાસ | ૫ |
| ,, રામજી સધા કું૦ | ૫ |
| ,, વાડીલાલ કુસચંદ | ૫ |
| ,, નાનાભાઈ નારણદાસ | ૫ |
| ,, ત્રિભોવન મંગલદાસ | ૫ |
| ઠકર લધા ત્રિકમજી | ૫ |
| ,, નારણદાસ આણંદજી | ૪ |
| ,, પેથા દેવજી | ૪ |
| ,, ઉમરશી કેશા | ૪ |

| | પ્રત. |
|---|---|
| શેઠ તલામલ સેવારામ | ૪ |
| ,, જમનાદાસ કહાનજી | ૩ |
| ઠકર દામોદર હલુ | ૩ |
| ,, મુલજી આણંદજી | ૩ |
| ,, મોરારજી શીવજી | ૨ |
| મોદી મદનજી હેમરાજ | ૨ |
| ઠકર કાનજી રૂપજી | ૨ |
| ,, કાલીદાસ પરમાનંદ | ૨ |
| ,, વીસનજી મથુરાદાસ | ૨ |
| ,, લાલજી પ્રેમજી | ૨ |
| જોશી ખીમજી જેઠા | ૨ |
| ઠકર હરજીવન આણંદજી | ૨ |
| શેઠ લખમીદાસ ખીમજી | ૨ |
| ઠકર લીલાધર ગોરધનદાસ | ૨ |
| ,, રણછોડદાસ પરસોત્તમ | ૨ |
| ,, પરસોત્તમ રામજી | ૨ |
| ,, દામોદર પ્રેમજી તુલસીદાસ | ૨ |
| ,, જગજીવન હેમરાજ | ૨ |
| ,, ભીમજી રવજી | ૨ |
| ,, રામદાસ ભાણજી | ૨ |
| ,, કહાનજી કરસન | ૨ |
| શા૦ લાલભાઈ લલુભાઈ | ૨ |
| ઠકર ગીરધર જસા | ૨ |
| ,, ભાણજી જેરામ | ૨ |
| ,, મેઘજી ગોવંદ | ૨ |
| ,, હરિદાસ તુલસીદાસ | ૨ |
| ,, વિસનજી મનજી | ૨ |
| શા૦ વીઠલદાસ રામદાસ | ૨ |
| ઠકર પરાગજી ભાણજી | ૨ |
| ,, ગીગાભાઈ નપુ | ૨ |
| ,, લાલજી દામોદર | ૨ |
| ,, વીસનજી મુરારજી | ૨ |
| ,, ધનજી વિસરામ | ૨ |
| ,, રામજી વીરજી | ૨ |

| | પ્રત. |
|---|---|
| ઠક્કર હીરજી લીલાધર | ૨ |
| ,, મોરારજી વેલજી | ૧ |
| ,, ત્રીકમદાસ પરસોત્તમ | ૧ |
| ,, વાલજી ડુંગરસી | ૧ |
| ,, વખતદાસ આણંદજી | ૧ |
| ,, વીસરામ હરજી | ૧ |
| ,, કેશવજી મેઘજી | ૧ |
| ,, ગીરધર માધવજી | ૧ |
| ,, નારણજી મોરારજી | ૧ |
| ,, વસરામ મેઘજી | ૧ |
| શા૦ તુલસીદાસ પરમાનંદ | ૧ |
| ઠક્કર દામોદર નથુ | ૧ |
| ,, વીરજી હરખજી | ૧ |
| ,, રતનસી મેઘજી | ૧ |
| દલાલ લાલજી દામોદર | ૧ |
| શા૦ રણછોડ ગાંગજી | ૧ |
| ઠક્કર કુરજી સુરજી | ૧ |
| ,, કેશવજી લાલજી | ૧ |
| વ્યાસ લક્ષ્મીદાસ બલદેવ | ૧ |
| ઠક્કર મોરારજી કલ્યાણજી | ૧ |
| ,, વીઠલદાસ ગોકુલદાસ | ૧ |
| ,, લાલજી કલ્યાણજી | ૧ |
| ,, પરસોત્તમ આસુ | ૧ |
| ,, હીરજી ભાણજી | ૧ |
| ,, રૂપજી પરધાન | ૧ |
| ,, મનજી ધનજી | ૧ |
| ,, હંસરાજ વિસરામ | ૧ |
| ,, હરગોવિંદ ચતુ | ૧ |
| ,, ગોવનજી વીરજી | ૧ |
| ,, માવજી મેઘજી | ૧ |
| ,, જેઠા જાદવજી | ૧ |
| ,, જેરામ દામજી | ૧ |
| ,, હંસરાજ હરીદાસ | ૧ |
| ,, કલ્યાણજી જીવરાજ | ૧ |
| ,, કેશવજી કુરજી | ૧ |
| શા૦ ત્રીભોવન હંસરાજ | ૧ |
| મોરારજી રામદાસ | ૧ |
| ઠક્કર રનસી મુલજી | ૧ |

| | પ્રત. |
|---|---|
| ઠક્કર વાલજી ખીમજી | ૧ |
| ભનસાળી કસનદાસ ગોવનજી | ૧ |
| ઠક્કર ભાણજી નંદુ | ૧ |
| ખતરી દયારામ શીવજી | ૧ |
| ઠક્કર ઘેલા કલ્યાણજી. | ૧ |
| શા૦ સોમચંદ કલ્યાણજી | ૧ |
| ઠક્કર લખમીદાસ લાધા | ૧ |
| ,, જીવનદાસ ત્રિકમદાસ | ૧ |
| શા૦ મોહનલાલ મગનલાલ | ૧ |
| ,, માણકલાલ કેશવરામ | ૧ |
| ઠક્કર શામજી ગોરધનદાસ | ૧ |
| ,, નારણજી ધરમસી | ૧ |
| ,, રૂપજી જાદવજી | ૧ |
| ,, લધા કલ્યાણજી | ૧ |
| ,, મોરારજી જેઠા | ૧ |
| ,, નરસઈ હરજી | ૧ |
| ,, પરસોત્તમ ખેતસી | ૧ |
| ,, જેઠા વાલજી | ૫ |
| દલાલ નેમીદાસ હરીલાલ | ૧ |
| શા૦ તાપીદાસ રૂઘનાથદાસ | ૧ |
| ઠક્કર લક્ષ્મીદાસ લીલાધર | ૧ |
| ,, દામોદર હરીદાસ | ૧ |
| ,, વાલજી સુંદરજી | ૧ |
| શા૦ કાશીદાસ રાજારામ | ૧ |
| શેઠ નારણદાસ કહાંનજી | ૧ |
| ઠક્કર ત્રિકમદાસ દામોદર | ૧ |
| શા૦ કાલીદાસ ઘેલાસા | ૧ |
| ઠક્કર રતનસી રાઘવજી | ૧ |
| ,, મુલજી મનજી | ૧ |
| ,, મોરારજી ગોકલદાસ | ૧ |
| ,, માવજી રવજી | ૧ |
| દલાલ નરોત્તમ પરસોત્તમ | ૧ |
| શા૦ ગોવનજી ઘેલાભાઈ | ૧ |
| ઠક્કર દેવીદાસ ખીમજી | ૧ |
| ,, કહાંનજી લીલાધર | ૧ |
| ભનસાળી ડોસા હંસરાજ | ૧ |
| ઠક્કર લક્ષ્મીદાસ રામજી | ૧ |
| ,, કહાંનજી જેરામ | ૧ |

| | પ્રત. |
|---|---|
| શા૦ માવજી લવજી | ૧ |
| ,, નરોત્તમદાસ મોહનલાલ | ૧ |
| ,, શામજી લવજી | ૧ |
| ભનસાળી હીરાચંદ રૂપનાથ | ૧ |
| શા૦ કુરજી પ્રાગજી | ૧ |
| દલાલ કલ્યાણજી | ૧ |
| ભટ હીરચંદ જાદવજી | ૧ |
| ઠકર ચાંપા હરજી | ૧ |
| ભટ જગજીવન ગોવનજી | ૧ |
| ઠકર નારણજી પરમાનંદ | ૧ |
| ,, પ્રેમજી મુલજી | ૧ |
| ,, દામોદર વાલજી | ૧ |
| શા૦ રૂપનાથજી તારાચંદ | ૧ |
| ઠકર વાલજી ભીમજી | ૧ |
| શા૦ ભાણજી શવજી | ૧ |
| ઠકર ધરમશી ગોધવજી | ૧ |
| શા૦ લખમીચંદ કડવા | ૧ |
| ,, હરજીવન કીસોરદાસ | ૧ |
| ,, રતનજી પીતાંબર | ૧ |
| શેઠ પીતાંબર લાલજી | ૧ |
| દેશાઈ દેવકરણ નાનજી | ૧ |
| શા૦ ગણેશ વેલજી | ૧ |
| શેઠ વસનજી મુરારજી | ૧ |
| મોદી હીરજી શવચંદ | ૧ |
| શેઠ પ્રેમજી કચરા | ૧ |
| શા૦ દેવકરણ દયારામ | ૧ |
| ,, હરીદાસ હેમચંદ | ૧ |
| ,, લલુભાઈ લીલાચંદ | ૧ |
| ઠકર કાલીદાસ પ્રેમજી | ૧ |
| શા૦ લક્ષ્મીદાસ મોરારજી | ૧ |
| શેઠ ગમરશી કચરા | ૧ |
| ,, લાલજી લખમચંદ | ૧ |
| ઠકર ધનજી મોરારજી | ૧ |
| શેઠ હરીદાસ ગોપાલજી | ૧ |
| ,, રણછોડદાસ ભીમજી | ૧ |
| શેઠ જમનાદાસ તુલસીદાસ | ૧ |
| ,, રવજી લખમીદાસ | ૧ |
| ,, વાલજી પીતાંબર | ૧ |
| ઠકર ભીમજી મકનજી | ૧ |
| ,, ગોકુલદાસ શામદાસ | ૧ |
| ,, જાદવજી હંસરાજ | ૧ |
| શા૦ પરભુદાસ ગોધવજી | ૧ |
| ,, છોટાલાલ મુલચંદ | ૧ |
| ઠકર માવજી મેઘજી | ૧ |
| શા૦ ભુખણદાસ વલભદાસ. | ૧ |
| ,, ગુલાબદાસ શંકરલાલ | ૧ |
| ઠકર લુકા હેમરાજ | ૧ |
| શા૦ રંગીલદાસ હરીલાલ | ૧ |
| ,, લાલદાસ મોતીરામ | ૧ |
| ઠકર ઉકડા મોરારજી | ૧ |
| શા૦ મોનજી વીઠલ | ૧ |
| ઠકર પરશોતમ જીવન | ૧ |
| શા૦ લખમીદાસ વંદરાવન | ૧ |
| ઠકર પરશોતમ નારણજી | ૧ |
| ભટ લક્ષ્મીદાસ મેઘજી | ૧ |
| શા૦ લક્ષ્મીદાસ રામદાસ | ૧ |
| શેઠ દોલતરામ રતનરામ | ૧ |
| ,, આતમારામ સુરજરામ | ૧ |
| ,, મનમોહનદાસ લક્ષ્મીદાસ | ૧ |
| ,, મગનલાલ અંબારામ | ૧ |
| ,, ગંગાધર જગન્નાથ | ૧ |
| ,, ચુનીલાલ નારણદાસ | ૧ |
| ,, અનુપરામ જમીતરામ | ૧ |
| ,, બાપુભાઈ કાળીદાસ | ૧ |
| રતના કુંવર | ૧ |
| વકીલ ભારતીશંકર ઉજમરામ | ૧ |
| ઠકર રામજી કરસન | ૧ |
| ,, રામદાસ સુંદરદાસ | ૧ |
| ,, પરશોતમ ધરમશી | ૧ |